અંક ૧ : એપ્રિલ '૬૪
સળંગ અંક ૪૦૯
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૫
'નવરચના' : વર્ષ ૨૯
સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ





## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા ( શિ ૧૫ )
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પુરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેર ખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું:—

'ઊર્મિ–નવરચના'
ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ૦
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ : અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઇ પટેલે માલિક : ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ. વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીજ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું
તંત્રી : ઇશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર



**. . . . . . . ઝેરી મીઠાશ**

સ્વાર્થ અને પરમાર્થની વાતો જેટલી સહેલાઈથી થઈ શકે છે એટલી સહેલાઈથી સ્વાર્થ છોડી શકાતો નથી કે પરમાર્થ આચરી શકાતો નથી. સ્વાર્થી માણસનો ભરોસો કોઈ કરતું નથી એમ ભલે આપણે બોલીએ. પણ જરા સરખો સ્વાર્થ સાધવા માટે માણસ કેટકેટલી ખાનાખરાબી કરી મૂકે છે એ જાણવા છતાંય એવા સ્વાર્થીઓની પણ આપણને જરૂર પડે છે અને એવા જ સ્વાર્થીઓને ભરોસે આપણે રહેવું પડે છે.

ભરોસો કે વિશ્વાસ રાખવો એ આપણો સારો ગુણ ગણાય. માનવનો માનવમાંથી વિશ્વાસ ઊઠી જાય એ કરુણતા ગણાય, માનવનું એ છેલ્લું પગલું ગણાય. પણ એ છેલ્લે પગલે ચડીને પણ જો એની બીજી બાજુ નજર કરે તો ઊંડી ખાઈ દેખાય; જ્યારે જે બાજુથી એક એક કરીને પગથિયાં ચડાયાં હોય એ બાજુ ક્રમવાર પગથિયાં દેખાય. બન્ને બાજુથી નીચે ઊતરી શકાય છે: એક બાજુ પોતાની જિંદગીની ખતરનાકી છે જ્યારે બીજી બાજુ પગથિયાંની વિશ્વસનીયતા.

પગથિયાં પસંદ કરવામાં જ માણસની બુદ્ધિ કામિયાબ નીવડશે. એની બુદ્ધિ જ્યારે બહેર મારી ગઈ હશે ત્યારે જ ઉપર ચડીને છેલ્લે પગથિયેથી બીજી બાજુ ભૂસકો મારવા એ તૈયાર થશે

સ્વાર્થ અને પરમાર્થનું પણ આવું જ છે. માણસ જ્યાં સુધી સ્વાર્થમાં રચ્યો પચ્યો રહેશે ત્યાં સુધી એને પગથિયાં નહિ પણ પેલી ઊંડી ખાઈનો ભૂસકો ગમશે. પરમાર્થમાં પરોવાયેલા માણસને પગથિયાં હમેશાં દેખાશે. એ ક્યારેય એક પણ ડગલું મૂકવું ભૂલી નહિ જાય કે નહિ ચૂકે એક પગથિયું પણ. ક્રમવાર એક પછી એક પગથિયું જ તેનાં પગલાંને દેખાશે. પણ એમાં ધીરજ જોઈએ, લાંબી દૃષ્ટિનો વિચાર જોઈએ. પરમાર્થના પૂરેપૂરા રંગથી રંગાયા વિના એ ન આવે. સ્વાર્થી માણસની દૃષ્ટિ એટલી બધી ટૂંકી હોય છે કે પોતાનો નાનો સરખો સ્વાર્થ સાધતાં એ કેટલી મોટી ખાઈ ખોદી મૂકે છે એ તેને દેખાતું જ નથી. એ ખાઈમાં પટકાય છે ત્યારે જ તેને પોતાના સાધેલ સ્વાર્થોનું ફળ કડવું લાગે છે, ક્ષણભરની એ મીઠાશ કડવી ઝેર લાગે છે. પણ એ ખૂબ મોડું લાધેલું જ્ઞાન ગણાય.

★

'દર્શક'

# પરસેવાનાં પ્રતીકો

માણસમાં રહેલી આસ્થા, શ્રદ્ધા અને ધાર્મિકવૃત્તિ ફાલવા માટે કુદરતની વિશાળતા જેટલો મોટો ભાગ કોઈ ભજવતું નથી એટલે જ દુર્ગમ સ્થળોએ એનું આગવું મહત્ત્વ સર કર્યું છે. પરસેવો પાડીને એવાં સ્થળો મહત્ત્વનાં બનાવવામાં માનવી કાયમ કામિયાબ નીવડ્યો છે એની અહીં ગાથા છે...

કૂંફાળો પ્રકાશ પથરાયો હતો. સોનેરી તાર જેવાં સૂર્યકિરણો ચારે બાજુની વનશ્રીમાં તડકી છાંયડી પાથરતાં હતાં, ઉપર ચાંદી કરતાંય અધિક ચળકતું કિલિમાંજારોનું હિમાચ્છાદિત ઉત્તુંગ શિખર હતું; નાનાં નાનાં ઝરણાં, કોઈક જગ્યાએ પડતા ધોધ, હાથમાં લાંબા ભાલા લઈને ઊભેલા કદાવર મસાઈઓની યાદ આપતાં ઊંચાં ઊંચાં વૃક્ષો, આ બધું અનુભવતો હું મિશનની સેવિકા જોડે કિસોઓની છાત્રશાળામાં ફરતો હતો. તેમનો ફળબાગ, તેમની પ્રયોગશાળા વગેરે જોઈ લીધાં હતાં, ને વૃક્ષાચ્છાદિત નાનકડી ટેકરી પર આવેલ દેવળનાં પગથિયાં અમે ચડતાં હતાં.

ખ્રિસ્તી દેવળોની શાંતિ અનુપમ હોય છે, કીર્તન ને ધૂનના ઘોંઘાટવાળાં આપણાં મંદિરોની સરખામણીએ તે શાંતિ ઘણી આસ્વાદ્ય લાગે છે. ગોથીક શૈલીની તેની બાંધણી જાણે કિલિમાંજારો શિખરની ઊંચાઈથી ન અંજાઈ જવાની ચેતના જગાડતી હતી. સેવિકાએ કહ્યું:

'આ દેવળ હજુ પૂરું નથી થયું—આજકાલ કરતાં લગભગ વીશેક વર્ષ થયાં.'

દેવળ વિશાળ હતું છતાં વર્તમાન યુગની બધી સગવડો ભોગવતા આ મિશનને આટલાં બધાં વર્ષો લાગે તેવડું તો ન હતું. એટલે મેં કહ્યું :

'ઘણાં વર્ષો લાગ્યાં.'

'હા, પણ અમે આ નથી બંધાવ્યું.'

'તો ?'

'અમે તો માત્ર આનો નકશો જ તૈયાર કર્યો. ને પછી તો ઇસુના જે સેવકોને ગમ્યું તેણે કામ ઉપાડી લીધું.'

વાત સાંભળીને મને નવું જ જાણવા મળ્યું; કહું કે નવો પ્રકાશ અનુભવ્યો.

મંદિરને બંધાતાં વીસ વર્ષ લાગ્યાં ને હજુ પણ થોડું કામ બાકી હતું તેનું કારણ એ દેવળ બાંધવા પાછળની વિશિષ્ટ આસ્થા ને પુરુષાર્થ હતો. મિશને જણાવ્યું હતું કે મિશન ફાળો નહિ કરે, પણ જેને આ દેવળમાં પોતાનો હિસ્સો આપવો હોય તે જાતે આવે, તે ત્યાં જ ખડે પગે રહી પોતાના સંકલ્પ મુજબના ફાળા જેટલું કામ કરે અને કરાવે. આલેખ ને નકશો તે જ રહે, પણ દાતા પોતાની રકમ પોતે જ હાજર રહીને ખર્ચે. કોઈ વર્ષે ઝાઝું કામ થયું. કોઈ વર્ષે પડ્યું પણ રહ્યું. કિલિમાંજારોની એ તળેટીમાં અનરાધાર વર્ષા પડે, બરફ કોઈક વાર વરસે; ઠંડીના સુસવાટા, ને વાઝડનાં તોફાન વચ્ચે પણ એ મંદિર જલદી પૂરું કરવાનો વિચાર તેમણે ન કર્યો, તેનો પથ્થરે પથ્થર શ્રદ્ધાથી જ મંડાવો જોઈએ તે આગ્રહને સૌ વળગી રહ્યાં.

'છાત્રાલયો તેમણે બાંધ્યાં, બગીચો તેમણે ઉછેર્યો, પ્રયોગશાળા, વીજળીઘર, શાળા બધું'





તેમણે બાંધ્યું, પણ તેમની સમગ્ર પ્રવૃત્તિના હૃદયસમું દેવળ તેમણે ન બાંધ્યું. ભલે તેને વર્ષો લાગે ને અધૂરું રહે પણ તે તો શ્રદ્ધાથી બંધાવું જોઈએ.'

સાંભળીને હું પ્રભાવિત જ નહિ, પાવન થયો. ભારતીય ઈતિહાસમાં આથી જ થોડા જુદા પ્રકારની ઘટના છે અમૃતસરના શીખમંદિરની બાંધણી અંગેની જહાંગીર બાદશાહે અમૃતસર ખોદાવવા ને અકાલતખ્તનું મંદિર બાંધવાની રકમ આપવાની ઈચ્છા બતાવેલી. પણ શીખોના ગુરુએ તેની નમ્રતાપૂર્વક ના પાડી કહેલું: 'અકાલતખ્તનું મંદિર મારા શીખોની શ્રદ્ધાનું પ્રતીક થવું જોઈએ. બાદશાહના દાનનું નહિ.' શીખ સમાજે જાતમહેનત કરીને એ બાંધ્યું તેમ સાંભળ્યું છે.

કિસોબોના દેવળની આ સ્મૃતિ વળી બીજા એક દેવળની સ્મૃતિ જગાડે છે.

નાઈરોબીથી કિસુમુ જતા માર્ગ પર નાનકડું દેવળ છે. કિસોબો જેવું ભવ્ય નહિ. પચાસ માણસો માંડ સમાઈ શકે તેવું. રસ્તો ત્યાં વળાંક લે છે. સામે રીફ્ટ વેલીની ધુમ્મસવાળી ખીણ પથરાયેલી છે. ઉપર પહાડોમાં સર્પાકારે જતો રાજમાર્ગ છે. ઊંચા પહાડો, અફાટ વન, વિશાળ-લંબોદર ખીણ, આની વચ્ચે જનશૂન્ય નાનું અટુલું લાગે. સાથે આવનાર મિત્રને પૂછ્યું: 'અહીં આ દેવળ કેમ?'

મિત્રે કહ્યું: 'આપણે આવ્યા એ સડક લડાઈમાં યુદ્ધકેદી તરીકે પકડાયેલ જર્મનોએ બાંધી છે. આ મંદિર એમણે પોતાની મજૂરીના પૈસામાંથી બાંધ્યું છે.'

જર્મનો—યુદ્ધકેદીઓએ સરસ રસ્તો બાંધ્યો છે, પહાડોને કોરી પૂલો, નાળાં, બાંધ્યાં છે, વાહનો કરાડ પરથી ધસી ન પડે માટે ધક્કાઓ બાંધ્યા છે. પણ તેમનેય છેવટે બાંધવાનું મન થાય છે—નાનકડું દેવળ. પોતાના પરિશ્રમની મજૂરી અર્પણ કરવાની ઈચ્છા થાય છે ઈશુને ચરણે. અફાટ વનરાજીથી ઊભરાતી રીફ્ટ વેલીમાં ઊભો ઊભો વિચાર કરતો હતો કે આ જર્મનોમાં મોટા ઈજનેરો હશે, મેજર કર્નલો હશે, સામાન્ય પણ રણશૂરા સિપાઈઓ હશે. એમાંના કોઈ દારૂડિયા હશે, લડાકુ હશે. પણ એમાંના સૌમાં એક કવિ, એક ભક્ત સૂતો પડ્યો હશે; આ ખીણનું અપાર સૌંદર્ય, રાત-દિવસ જોઈ, ખીણના પહોરે-પહોરે પલટાતા રંગો, તેનું ઢાકાના મલમલ જેવું આછું, કુમાશવાળું ધુમ્મસ જોઈ આજુબાજુ મુક્તમને વહેતાં ઝરણાં ને ધોધની વાણી સાંભળી એ કવિ કે ભક્ત જાગી ઊઠ્યો હશે, ને થયું હશે કે આ પરસેવાની કમાણીનો શ્રેષ્ઠ ઉપયોગ તો વિશ્વનાં દુઃખોથી વલોવાઈ, વલોવાઈ વધસ્થંભે આરોહણ કરનાર ઈશુના મહિમાને આ એકાંત ખીણમાં પ્રગટ કરવામાં છે. ભલે અહીં કોઈ આવે કે ન આવે.

મારું માથું અનાયાસે તેમને નમી પડ્યું.*

*'જન્મભૂમિ'માંથી સાભાર.



ઈશ્વર પેટલીકર

# સમર્પણભાવ

શું સાસુ કે શું વહુ, શું પતિ કે શું સસરા, શું નણંદ કે શું બહેન—સમર્પણની ભાવનાથી સહેજ પણ રંગાયા વિના આ કોઈ પોતાનું પોતાપણું દાખવી શકતાં નથી કે એનું મહત્ત્વ સમજી શકતાં નથી. ન્યોછાવરી અને સમર્પણની ભાવના તો દરેકમાં હોય છે—તેને કેળવે છે થોડાં—તે જ એનો સ્વાદ ચાખે...

સ્ત્રી વહુ બનીને આવનાર નવવધૂ પાસે સમર્પણની આશા રાખવામાં આવે છે, કેવળ આશા રાખવાથી એ વાંછના ફળતી નથી. ગોટલો જમીનમાં વાવવા માત્રથી આંબો ઊગીને કેરીઓ ખાવા મળતી નથી. કેરીનો મીઠો સ્વાદ આરોગવો હોય તો ગોટલો વાવવાથી માંડીને તે ઉછરે અને ફળે ત્યાં સુધી એની માવજત કરવી પડે છે. કેવળ સ્થૂલ વૃક્ષ પાસેથી એનું ફળ પ્રાપ્ત કરવા જો આટલા પરિશ્રમની જરૂર છે, તો નવવધૂ કુટુંબ માટે જીવન સમર્પણ કરે તેવું ફળ પ્રાપ્ત કરવું હોય તો શું ઈચ્છા કરવા માત્રથી એ પ્રાપ્ત થઈ શકે? કુટુંબ માટે સમર્પણ કરવાની ભરતી એના હૈયામાં જન્મે તો જ એ પોતાની જાતને ન્યોછાવર કરી શકે. એવી ભરતી પેદા થયા વિના એ કુટુંબ માટે સાસરિયાને રાજી રાખવા જે ફરજ તરીકે કાર્યવાહી કરશે તે એને લાંબે ગાળે થકવશે અને તેમાંથી એને સમર્પણનો આનંદ પ્રાપ્ત નહીં થાય પણ વહુનો ઓશિયાળો, ગુલામીભર્યો અવતાર છે તેનો કચવાટ પેદા થશે.

નવવધૂ કુટુંબ માટે સમર્પણ કરે તેમ યુવક-પતિ ઈચ્છતો હોય તો, (અને દરેક પતિ એ ઈચ્છે છે તે હકીકત છે,) એના અંતરમાં સમર્પણની ભરતી ચડે તેવી પ્રેમવર્ષા પતિના હૃદયાકાશમાંથી વરસાવી જોઈએ. પુરુષના હૈયામાં પ્રેમના જળ વિનાનાં ઠાલાં વાદળો હશે અને તે સામેથી પત્નીમાં ભરતી ચડે તેમ આશા રાખશે તો એ ઝાઝી ફળશે નહીં. વહુએ સાસરિયાં માટે ન્યોછાવરી કરવી એ સંસ્કાર છે. પતિ માટે કરવી એ સંસ્કાર સાથે પ્રકૃતિ પણ છે. પરિણામે પતિ માટે, બાળકો માટે ન્યોછાવરી કરવી એ સહજ સહેલું છે, એટલું સાસરિયાં પ્રત્યે સહેલું નથી. એ માટે એને પતિ તરફથી પ્રેમવર્ષાની આગવી જરૂર પડે છે.

પત્નીને સાસરિયાં તરફથી મનદુઃખ થાય છે ત્યારે એને સહિષ્ણુતા અને સહનશીલતાના ગુણોનો બોધ આપે છે. એ બોધ સ્ત્રી ચૂપચાપ સાંભળી લેતી હોય તો પણ એને એ પોષક બનતો નથી. બોધ આપવાનું કામ એટલું સહેલું છે કે એ આપવામાંથી કોઈ બાકાત રહી શકતું નથી. પરંતુ એવો બોધ ખાસ કારગત નીવડતો નથી. એ માટે અધિકાર જોઈએ તે પાયાની વાત આપણે સૌ ભૂલી જઈએ છીએ. એક બાળકને ગળપણનો સ્વાદ એવો દાઢે લાગ્યો હતો કે ઘરમાં કોઈ મીઠાઈ ન હોય તો છેવટ ખાંડ ફાકવા લાગી જતો હતો. માએ તે ટેવ છોડવા એને ઘણો સમજાવ્યો પણ એ છોડી શક્યો નહીં. ગામમાં ગુરુમહારાજ આવ્યાની જાણ થતાં તેની પાસે બાળકને મા લઈ ગઈ અને કહ્યું: 'બાપજી, મારો દીકરો ગળપણનો સ્વાદ છોડતો નથી, એને તે ટેવ છોડવાનો બોધ આપો.' ગુરુમહારાજે કહ્યું: 'પંદર દિવસ પછી એને લઈને આવજો.' માતા પંદર દિવસ પછી ગઈ ત્યારે ગુરુમહારાજે તરત દીકરાને બોધ આપ્યો.

માતાને આશ્ચર્ય થયું કે જો બોધ આટલી સરળતાથી આપવાનો હતો તો પહેલી વખત એ ગઈ ત્યારે કેમ નહિ આપ્યો હોય? ગુરુમહારાજને પૂછતાં એમણે કહ્યું: 'ગળપણ મેં છોડ્યું ન હોય ત્યાં સુધી હું એનો બોધ બીજાને આપું તેમાં મારો અધિકાર શો? મેં તે દિવસથી તેનો ત્યાગ કર્યો છે અને જિંદગીભર તેનાથી અળગા રહેવા વ્રત લીધું છે!

પતિ જ્યારે પત્નીને કુટુંબ માટે સહિષ્ણુતા અને સહનશીલતાના ગુણ કેળવવાની સલાહ આપે છે ત્યારે એ ગુણો એણે કેળવ્યા હોય છે ખરા? પત્નીને લીધે એને વેઠવાનું આવે છે ત્યારે એ કેટલી સહિ-





ષ્ણુતા અને સહનશીલતા બનાવે છે? પત્નીને પતિની સલાહમાંથી પ્રેરણા નથી મળતી પણ એના આચરણમાંથી મળે છે. પતિ જો શિક્ષણ આપવા માગતો હશે તો ગુરુપદે બિરાજીને કેવળ વાણીથી બોધ આપશે તેથી અર્થ નહિ સરે. મિત્ર બનીને અને પેલા સાચા ગુરુની માફક પ્રથમ આચરીને પત્નીને શિખામણ આપશે તો એ અસર ઉપજાવશે.

એક પ્રસંગમાં એવું બનેલું કે, કન્યાના પિતા સાથે જે પરઠણ, વહેંચણ અને જણશો નક્કી કરી હતી, તે શરત પળાઈ ન હતી. રોકડ રકમ તો પૂરેપૂરી ભરપાઈ કરી હતી, પણ સોનાની જણશોમાં સવાસો તોલા નક્કી થયેલા તેમાં ખાસ્સો ૫૦ તોલાનો કાપ હતો. આવી બાબતમાં જ્યારે તકરાર પડે છે ત્યારે વરપક્ષ નાક દબાવી મોં ઉઘાડવાનો માર્ગ લે છે. કન્યાને સાસરે તેડતો નથી. કોઈ કોઈ એથી ઊલટો માર્ગ લે છે કે કન્યાને સાસરેથી પિયર જવા દેતો નથી. એથી પિયરિયાંનું સમાજમાં ખરાબ દેખાય છે અને કન્યાને પતિ હેરાન કરતા નથી તેવો સાસરિયાં સંતોષ લે છે. આ પ્રસંગમાં યુવકે—પતિએ માબાપને એ પગલું ભરવા ન દીધું. એણે કહ્યું : વહુએ તમારી સાથે છેતરપિંડી કરી નથી, એનાં માબાપે કરી છે તો એમને તમારે જે કરવું હોય તે કરો, પણ એ બદલ નાહક એમની દીકરીને દંડો તે હું સહી લઈશ નહીં. દીકરો પોતે સામે ચાલીને વહુને તેડી લાવ્યો અને જ્યારે એને પિયર ન મોકલવાની વાત આવી ત્યારે પણ એણે વિરોધ કર્યો અને એ જાતે જઈને મૂકી આવ્યો.

માતાએ વહુને દંડવા બીજો રસ્તો લીધો. એ સાસરે આવી ત્યારે ઘરકામ કરતા ઘાટીને છૂટો કરી દીધો. દીકરાએ માતા સમક્ષ એનો પણ વિરોધ કર્યો અને વહુને એનાથી થાય એટલું કામ કરી બાકીનું રહેવા દેવાની માતાને સાંભળતાં સલાહ આપી એટલું કામ કરી બાકીનું રહેવા દેવાની માતાને સાંભળતાં સલાહ આપી એટલું નહિ પણ આજ્ઞા કરી. પરંતુ પતિ તરફથી એને હૂંફ અને રક્ષણ મળતું હતું તે જ એને બધું સહી લેવાનું બળ આપતું હતું. બધા કામને નોકર વગર પહોંચી વળવામાં એને થાક લાગતો હતો અને ગજુ પણ ન હતું. છતાં પોતાનો એ થાક એ પતિ સમક્ષ વરતાવા દેતી ન હતી અને પોતે ખેંચાઈને કામ નહિ કરે તેવો સધિયારો આપતી હતી. વહુ તરીકે ઘરનું કામ પહોંચી વળાતું હોય ત્યાં સુધી કરવામાં એ કંઈ નવાઈ કરતી ન હતી, તેમ જ એ બચાવ કરતી હતી.

આજે એ વાતને પંદર વર્ષ થઈ ગયાં છે. એ બધો ભૂતકાળ થઈ ગયો છે. સાસુ વહુને બંનેને એ યાદ મીઠાં સંભારણાં જેવી બની રહી છે. સાસુ વાત નીકળતાં કહે છે—બીજી વહુ હોત તો મારાથી ભાગી ગઈ હોત. ધણી પક્ષમાં હતો એટલે જુદી જ રહી હોત. પરંતુ તું જ મારા માથાની મળી કે મારા હાથ હેઠા પાડ્યા અને મને જીતી લીધી ત્યાં સુધી થાકી નહીં!

વહુ કહે છે હું નહોતી થાકતી એમ નહીં. પરંતુ 'એ' મારા દુઃખની એટલી બધી ચિંતા કરતા કે, એ હૂંફ જ મારો થાક ઉતારી નાખતી હતી. તમે તો આજે હવે મારાં વખાણ કરો છો; પણ મને કામ કરતી જોઈ એ મારાં એટલા વખાણ કરતા કે હું જ શરમાઈ જતી. વહુ થઈને હું ઘરનું કામ કરું છું તેમાં નવાઈ શી કરું છું તેમ હું કહેતી ત્યારે એ અધિક વખાણ કરતા હતા—તું કામ કરે એની મને નવાઈ નથી, ઘાટી પણ એવું કામ તો કરે. પરંતુ તને ત્રાસ આપવા જ બા તારી પાસે વૈતરું કરાવે છે, છતાં એમના તરફ મોં ચડાવતી નથી કે મને એની ફરિયાદ કરતી નથી, એ તારો ગુણ જેવો તેવો નથી. હું એમને પૂછતી—સાચું બોલજો, બા ઉપર હું મોં મચકોડીને ફરીશ તો તમને પસંદ પડશે? તમે મારા માટે આટલું વેઠતા હો તો હું વેઠું એમાં શી નવાઈ કરું છું? તમે જ મને બળ આપ્યું છે અને તમે મારે પડખે છો ત્યાં સુધી હું હારવાની નથી!

સહિષ્ણુતા અને સહનશીલતાના આ ગુણો પોતાનામાં આવે તેમ દરેક પતિને અને પત્નીને ઇચ્છા થાય, પરંતુ જેમ સમર્પણભાવના કેવળ આશા રાખવાથી જન્મતી નથી, તેમ આ ગુણો પણ ઇચ્છા કરવા માત્રથી પ્રાપ્ત થતા નથી. માતામાં આ જ ગુણો દીકરી પ્રત્યે જોવા મળે છે અને પુત્રવધૂ માટે જોવા મળતા નથી. એ જ રીતે વહુમાં એ જ ગુણો પતિ માટે જોવા મળે છે અને સાસુ અંગે અભાવો નજરે પડે છે. સમાજમાં પણ શું જોવા મળે છે? એકનો એક માણસ એકના જે અવગુણ સહી લે છે તે જ અવગુણ બીજાના સહી લેતો નથી. માણસ એકનો એક છે. ત્યારે આ ગુણોના વર્તનમાં કેમ ફેર પડી જાય છે? એના મૂળમાં પ્રેમ પડેલો છે. જ્યાં પ્રેમ છે ત્યાં એ ગુણો વૃદ્ધિ પામે છે, જ્યાં પરાયાપણાનો ભાવ છે ત્યાં એનો અભાવ છે અને જ્યાં દુશ્મન-ભાવ છે ત્યાં એથી ઊલટી લાગણી જન્મે છે.

પ્રસ્તુત પ્રસંગમાં યુવકે એની પત્નીનો પક્ષ લીધો તેમાં પ્રેમભાવ પડ્યો હોય કે ન્યાયભાવ પડ્યો હોય. જે પગલામાં એનો કંઈ દોષ નથી તેની શિક્ષા એને શું કામ થવી જોઈએ તે ન્યાયભાવને લીધે યુવક વર્ત્યો હશે તો પણ એમાંથી પ્રેમભાવ જન્મ્યા વિના ન રહે. અને એ પ્રેમભાવનો જ પત્નીમાં પડઘો પડ્યો. એનામાં પતિ પ્રત્યે જે પ્રેમ હતો તેમાં વૃદ્ધિ થઈ. જો એ બુદ્ધિ સમર્પણ સુધી પહોંચી ન હોત તો પતિની તૈયારી એના ખાતર જુદા રહેવાની હતી ત્યારે એ તત્પર થઈ જાત. પરંતુ પતિના પ્રેમથી એ એવી તરબોળ થઈ ગઈ હતી કે એણે કેવળ એના સુખનો જ વિચાર ન કર્યો, પતિના સુખનો પણ એવો જ વિચાર કર્યો. એ ન્યાય ખાતર માબાપથી જુદો રહે તેના કરતાં પોતે વેઠી લઈને સાસરિયાંને–સાસુને જીતી લે તો પતિને સવિશેષ આનંદ થાય. જો પતિ પોતાના તરફ આટલો ઊંડો પ્રેમ બતાવે છે તો એ પણ વધુમાં વધુ સુખી થાય તેવું વર્તન મારે કરવું જોઈએ. આ ભાવને લીધે વહુના ઉપર કામનો વધુ બોજો હતો, જબરદસ્તી હતી, પરંતુ પતિના પ્રેમને લીધે એ થાકી ન ગઈ પણ એને તરી પાર કરી ગઈ. આજે એનાં મીઠાં ફળ એને અને સૌને ચાખવા મળે છે.

પતિ જો પત્ની પાસે સમર્પણની આશા રાખતો હોય, અને રાખે જ છે, તો એણે પ્રેમને પોષણ આપવાની એકેય તક ચૂકવી ન જોઈએ. વહુ એના પિયરની ઉછેર અને સાસરીની રહેણીકરણીના ભેદને લીધે ઘરમાં અળખામણી થઈ પડે ત્યારે એને ઉગારી લેવાની તકેદારી પતિએ રાખવાની છે. એક કન્યાને પિયરમાં ચાના વ્યસનની માફક સવારમાં ઊઠીને છાપું વાંચવાની ટેવ પડી હતી. આ ટેવ કંઈ કુટેવ ગણાતી નથી. શિક્ષિત સમાજમાં એ ટેવ ન હોય તો સંસ્કારની ખામી ગણાય છે. ઘણા માણસોને ચા–બીડીના વ્યસનની તૃપ્તિ પછી ઝાડો ઊતરે છે, તેમ છાપાના વાચન પછી જાજરૂ જનાર વર્ગ પણ મળી આવે છે. પરંતુ બીડીનું વ્યસન જેમ સ્ત્રીનું ભૂષણ નથી તેમ આ છાપાનું વ્યસન વહુને માટે ભૂષણ ન ગણાય તેમ માનનાર સાસુઓ હયાત છે. એ સાસુઓનો દોષ પણ નથી. એમને એ વ્યસન વળગ્યું નથી એટલે એની લિજ્જતની એમને કલ્પના નથી. વળી સવારમાં જ્યારે છાપું આવે અને એની લિજ્જત લેવાનો સમય હોય ત્યારે જ ચા અને નાસ્તો બનાવવાનો સમય હોય છે. એ કામગીરીમાં સામેલ થવાને બદલે વહુ તે વખતે છાપું લઈને બેસી જાય અને સાસુ રસોડામાં પેસે, તે સાસુથી શી રીતે સહ્યું જાય? આ ફરિયાદ પિયરમાં માતાની હતી, પરંતુ ત્યાં એ તાબે ન થઈ તે ચાલ્યું. પણ અહીં શી રીતે ચાલે? છાપું કંઈ નાસી જવાનું છે, સહેજ મોડું વંચાય તો શું ખાટુંમોળું થઈ જવાનું છે—એ સાસુની દલીલનો જવાબ સરખેસરખી બહેનપણીને જો આપવાનો હોય તો સંભળાવી શકે—ખાખરની ખિસકોલી સાકરનો સ્વાદ શું જાણે! વહુ અવ્યવહારુ ન હતી કે એવો ઉડાઉ–ઉદ્ધત જવાબ આપે. પરંતુ વ્યસનને વશ થઈ છાપું ઉપર ઉપરથી જોઈ રસોડામાં





જવાની ગણતરી રાખીને એક વખત છાપું હાથમાં ઝાલતી અને વ્યસનને વશ થઈ આ નાસ્તો તૈયાર થઈ જાય ત્યાં સુધી છૂટતું નહીં!

વાત નાની છે. સાસુને નાસ્તો તૈયાર કરવાનો કંટાળોય નથી. પરંતુ એ સાસુ થઈને રસોડામાં પેસે અને ઘરની વહુ છાપું વાંચવા બેસે! પિયરના ઉછેર-ભેદને લીધે વહુ સાસરિયામાં નાની વાતમાં અળખામણી ન બની જાય તે માટે એનું ધ્યાન મિત્ર તરીકે ખેંચવાની ફરજ પતિની છે. એ ફરજ બજાવતી વખતે પત્નીને એવું ન લાગવું જોઈએ કે પતિ એના ઉપર ધણીપણું બજાવે છે. પ્રેમભાવને વશ વર્તીને એ એનું ધ્યાન દોરે છે તેમ એને પ્રતીતિ થવી જોઈએ.

છાપું વાંચવાની વહુની ટેવ એ કંઈ કુટેવ નથી, પણ ઘરના વાતાવરણનો જ માત્ર સવાલ છે. પરંતુ કોઈ મનુષ્ય સંપૂર્ણ નથી તેથી એનામાં અમુક ત્રુટિઓ પણ હોવાની. કોઈમાં ઘરકામની આળસ, કોઈમાં ઘરની વ્યવસ્થાનો અભાવ, કોઈમાં ભણતરનું અભિમાન, કોઈમાં પિયરનું તો કોઈમાં રૂપનું, આવી જુદી જુદી ત્રુટિઓ ઓછાવત્તા પ્રમાણમાં વહુમાં હોવાની. એનાથી સાસરિયાં એના ઉપર ચીડાવાનાં એટલું જ નહીં, એના પતિ—ઘરના દીકરા ઉપર પણ એથી વધુ ચીડાવાનાં: એ બાયલો એને કંઈ કહેતો નથી, એનાં હરામ હાડકાં વેઠી લે છે, જો એ એને બરાબર ફટકાવે તો હમણાં સીધી દોર થઈ જાય. એ કંઈ કહેતો નથી એટલે વહુરાણી સાસુનું કહ્યું કાને ધરતાં નથી!

પતિએ વહુની ત્રુટિઓ તરફ ધ્યાન દોરવું જ જોઈએ. પરંતુ સાસુ ધ્યાન દોરે છે તેવું આક્રમક વલણ એમાં ન હોવું જોઈએ. એની એ ત્રુટિઓને લીધે એના પ્રત્યેના પ્રેમમાં ઓટ ન આવવી જોઈએ. પત્નીની ત્રુટિઓ સુધારવી હશે અને એનામાં રહેલા શ્રેષ્ઠ ભાવને જગાડવો હશે તો એ સાસુની માફક આક્રમક થવાથી, ગુરુની માફક ઊંચે આસનેથી બોધ આપવાથી, કે ધણીપણાનો હુંકાર કરવાથી એ નહીં બને. પ્રેમના પોષણ દ્વારા જ એ શક્ય બનશે. પ્રેમની ભરતી જ નવવધૂમાં સમર્પણભાવ જાગ્રત કરશે.



'સુધાંશુ'

## જગત દેખું ને જાગું

જગત દેખું ને જાગું,
  સોણલાં અણમોલ માગું!
જહાં જોઉં ત્યાં વસંત વસંત
  ફળફૂલ જેમ ફુલ્લે ફાગું!
    જગત દેખું ને જાગું!
જગત દેખું ને જાગું,
  આતમને કોઈ નહિ આઘું;
જહાં જોઉં ત્યાં ઝરણ ઝરણ,
  એમાં સિન્ધુસમાધિ માગું;
    જગત દેખું ને જાગું!

જગત દેખું ને જાગું
  એમાં પ્રાણે પ્રાણે કામે થઈ લાગું,
જહાં વિચ્છિનતા
  જહાં વિરોધો
એને રેણ સાંધો થઈને સાંધું,
    જગત દેખું ને જાગું!
જગત દેખું ને જાગું
  એમાં અંતરના મજીઠ—
    ભરીને સંરંગું;
ફાટી જાયે જાયે પણ ફીટે નહિ.
  એવા રંગ-રાગે થઈ જાઉં લાગુ
    જગત દેખું ને જાગું.



રજનીકાન્ત મોદી

# કુદરતી જીવન

કુદરતી જીવન કોને કહેવું એ જાણે આપણે સમજી જ શક્તા નથી અને કુદરતી જીવન—કુદરતી જીવન એમ બણગા ફૂંક્યા જ કરીએ છીએ. એવાંને ચીમકી આપતા આ લેખના વિચારક લેખક ઠીક ઠીક દિશા સૂઝાડે છે. આ રીતે ય આપણે કુદરતી જીવનનો વિચાર કરતાં શીખીએ તો...

લોકો કહે છે કે માનવ કુદરતથી ઘણો દૂર ચાલી ગયો છે. એ કૃત્રિમ જીવન જીવે છે.

પણ માનવ પણ બીજાં પ્રાણીઓની જેમ જ કુદરતનું સંતાન છે, કુદરતનું જ એક અંગ છે.

કોઈ પણ સત્ત્વ કુદરતથી દૂર જઈ શકે ખરું ? એનાથી વિખૂટું પડી શકે ખરું ? માનવ ગમે તેવું જીવન જીવે તો પણ એ કુદરતી જીવન જ હોવાનું.

*

કુદરતી જીવન તેઓ કોને કહે છે ? જનાવરના જીવનને ? પંખીના જીવનને ! જીવજંતુના જીવનને ? કે પછી ઝાડપાનના જીવનને ?

શું આમાંનું કોઈ પણ જીવન માનવ જીવી શકે ખરો ?

શું એ જનાવરની જેમ વસ્ત્રહીન ફરે ? વગર રાંધેલો, વગર ખેડેલો ખોરાક ખાય ? ઘર બાંધ્યા વિના જમીન પર ખુલ્લામાં પડી રહે ? બે-પગો છે છતાં ચોપગો બનીને જમીન પર ચાલે ? માથું ધરતીથી ઊંચું છે છતાં નીચી મુંડી નાખીને ફરે ?

કે શું એ પંખીની જેમ ઝાડ પર ચઢીને રહે ? સૂકી ડાળીઓનો માળો બાંધે ? એને પાંખ નથી તો યે આકાશમાં ઊડે ? એને આવી સુંદર વાચા છે તો યે પશુપખીઓની જેમ માત્ર ચિચિયારીઓ પાડે ?

કે શું ઝાડપાનની જેમ જમીનમાં પોતાના પગ દાટીને જીવનભર એક જ સ્થાન પર સ્થિર ઊભો રહે ?

તો પછી કુદરતી જીવન તેઓ કોને કહે છે ? અને કોને નથી કહેતાં ?

*

માનવ પણ બીજાં પ્રાણીઓની જેમ જ કુદરતનું જ સંતાન છે, કુદરતનું જ એક અંગ છે.

અને તેથી એ કોઈ પણ પ્રકારનું જીવન જીવે તો પણ એ કુદરતનું જ જીવન હોઈ શકે, કુદરતથી જુદું કે વિપરીત જીવન હોઈ જ ન શકે.

*

કુદરતી જીવન એટલે અંધ પ્રેરણાઓથી દોરાતું જીવન, instincts થી ધકેલાતું જીવન.

બધાં પ્રાણીઓ એવું જ જીવન જીવે છે, એવું જ જીવન જીવી શકે છે.

માનવ પણ પ્રાણી જ છે અને તેથી એનું પણ જીવન એવું જ છે.

જે મૂળભૂત અંધ પ્રેરણાઓ, instincts ઇતર જાતિઓમાં છે;—પ્રાણીઓમાં, પંખીઓમાં, જીવજંતુમાં, વનસ્પતિઓમાં,—તે જ બધાં એની અંદર પણ છે. આ બધાં સત્ત્વોની જેમ જ માનવ પણ એ કુદરતી વૃત્તિઓને જ વશ વર્તે છે. જેમ ગીતા કહે છે તેમ प्रकृतिस्त्वा नियोक्ष्यति—કુદરત જ તને ફરજ પાડશે; अवश प्रकृतेर्वशात—કુદરતને આધીન થઈને લાચારીથી કરવું પડશે.

*

આથી જ માનવ પણ કુદરતી જીવન જ જીવે છે, એ જ જીવન જીવી શકે છે.

*

પણ કુદરતમાં અંધ પ્રેરણાઓ, instincts ઉપરાંત બીજું પણ કંઈક છે. અને એ કંઈક, જેમ જેમ ઉત્ક્રાંતિ વધતી જાય છે તેમ તેમ વધુ ને વધુ વિકસતું જાય છે.

અને ઉત્ક્રાંતિ આગળ વધ્યા પછી પાછું જવું અશક્ય છે; ઘડિયાળના કાંટાને પાછો ઠેલવો અશક્ય છે; કાળની ગતિને ઊલટી કરવી અશક્ય છે; એક વખત માનવનો જન્મ લીધા પછી પ્રાણીઓનું જીવન જીવવું અશક્ય છે. ટૂંકમાં 'કુદરતી' જીવન જીવવું અશક્ય





## ખરજવું મટયું

અમારી કચેરીના એક ભાઈને જમણા પગે નળા ઉપર ખરજવું થયું. એ સૂકું ખરજવું હતું. છેલ્લા ત્રણ વર્ષથી એ ખરજવું મટાડવા માટે અનેક ઉપાયો કર્યા મલમ, લેપ અને બીજી દવાઓ વાપરી પરંતુ મટી જતું, પણ પછી પાછું ઉથળતું. મૂળમાંથી એ મટતું નહિ અને ખરજવાને કારણે ખૂબ કંટાળો આવતો.

દરમ્યાન ખબર પડી કે તાલાળાગીરથી ચારેક માઈલ દૂર મોરૂકા ગામની સીમની વાડીમાં એક ડોસા રહે છે અને એ સાધુજીવન ગાળે છે અને આસપાસના લોકોની દવા કરે છે. અને સારા એવા જાણકાર છે, અનુભવી છે. એથી એ બાજુ જવાનું થયું અને મોરૂકાની સીમની વાડીમાં તપાસ કરી તો, કણબી ડોસા રહે છે. હજુ એ છે. પોતાની જ વાડીમાં ઝૂંપડી બાંધી સાધુ જીવન ગાળે છે. અન્ય સાધુઓને, ભક્તોને આશ્રય આપે અને ભજન કીર્તન કરે દિવસ દરમ્યાન રામાયણ, મહાભારત અને આયુર્વેદના ગ્રંથોનું વાંચન મનન કરે પોતાને ત્યાં આયુર્વેદની ખૂબ દવાઓ રાખે છે એટલું જ નહિ પરંતુ પોતે ભસ્મો અને રસાયણો બનાવે છે, દર્દીઓને સાવ મફત દવા આપે છે. બદલામાં લોકો એમની જરૂરિયાત પ્રમાણેની દવાઓ સાર્વજનિક ઉપયોગ માટે મોકલે છે.

એમને બધા વૈદ્યબાપાના હુલામણા નામે ઓળખે છે. એમને આ ઉપરના ખરજવાની વાત કરી તો કહે એ તો સાવ મૂળથી મટી જાય, રીંગણાને બે ફીને પાટા બાંધવાથી. એમણે પાટા બાંધવાની રીત બતાવી. એમના કહેવા પ્રમાણે ખરજવાથી પીડાતા પેલા ભાઈને છ દિવસ પાટા બાંધ્યા: કુલ બાર પાટા બાંધ્યા. રીંગણાને પ્રથમ ઓળાની જેમ અગ્નિ ઉપર બાફયું. એ નવશેકું બને એટલે પહોળું કરીને ખરજવા ઉપર બાંધ્યું. સવારે બાંધેલું રાત્રે છોડી નાખતા. આમ છ દિવસ રાત એટલે બાર પાટા બાંધ્યા. અને જોયું તો ખરજવું અદશ્ય બન્યું. મૂળમાંથી ગયું છે. આ સાવ સીધો અને સરળ ઉપાય.

છે; 'કુદરતી' જીવન જીવવું એને માટે અનુચિત છે:

કેમકે એનામાં અંધપ્રેરણાઓ ઉપરાંત બીજું પણ કંઈક છે. હૃદય નહિ, બુદ્ધિ નહિ, કલ્પનાશક્તિ નહિ; એ તો બધું ઓછેવત્તે અંશે જીવજંતુઓમાં પણ છે, પ્રાણીઓમાં પણ છે.

એ કંઈક તો છે સભાન બનેલો,— અથવા, કંઈ નહિ તો સભાન બનવાની અણી પર આવીને ઊભેલો— અંતરાત્મા.

*

કુદરત એટલે પ્રકૃતિ. કુદરતી જીવન એટલે પ્રાકૃત જીવન. પ્રકૃતિનું જીવન પ્રકૃતિ માતાનાં બધાં જ સંતાનોને જન્મથી જ પ્રાપ્ત છે

પરંતુ માનવમાં અંતરાત્મા સભાન બનવા લગ્યો છે; પુરુષ પોતાની પ્રકૃતિ પર પોતાનું વર્ચસ્વ સ્થાપવાની શરૂઆત કરી રહ્યો છે.

આથી જ 'કુદરતી' અથવા પ્રાકૃત જીવન નહિ, પણ અંતરાત્માનું, પુરુષનું જીવન જ એને માટે યોગ્ય વસ્તુ છે.

'કુદરતી' જીવન છૂટવાનું તો નથી જ, અને છોડવાનું પણ નથી જ. પણ માનવમાં પ્રકૃતિ અને પુરુષ બંને છે અને તેથી એ બંનેનું જીવન એકી સાથે જીવવું એ જ એની પાસે એક માત્ર ઉપાય છે.

પરંતુ જેમ જેમ એ વિકસતો જાય તેમ તેમ પ્રકૃતિના જીવન પર પુરુષના જીવનનો અંકુશ વધુ ને વધુ પ્રબળ બનતો જવો જોઈએ. કુદરતી અંધ પ્રેરણાઓથી શાસિત જીવનને સ્થાને અંતરાત્માની સભાન અને ઉન્નત પ્રેરણાઓથી પૂર્ણ સંવાદમય બનાવાયેલું જીવન એણે જીવવું જોઈએ.

★

આ સંબંધે એક અગ્રણી વૈદ્યરાજને પત્ર લખી પૂછાવતાં, તેઓએ લખ્યું કે પોતાને પણ નાનપણમાં ખરજવું થયેલું, જે રીંગણાના પાટાથી મટયું છે.

આ સરળ અને સચોટ ઉપાય અજમાવવા જેવો છે. લીલા અને સૂકા બંને પ્રકારના ખરજવા માટે અનુભવેલો પ્રયોગ છે. મોરૂકાના વૈદ્યબાપાએ તો ઘણા પર આ પ્રયોગ અજમાવેલો છે, તેમ તેઓશ્રીનું કહેવું થયું છે.

વજુભાઈ વ્યાસ (વૈદ્યવિશારદ)

★

સારંગ બારોટ

# ગુનેગાર

ગુનો કરવાની માણસની વૃત્તિ ક્યારેક એક ગુનો કરીને એને થયેલી સજાથી બદલાઇ જાય છે અથવા તો અનેકગણી વધી જાય છે. અહીં એક ગુનાહિત વ્યક્તિનું વિશ્લેષણ કરતી એવી એક ગાથા છે જે વાંચીને એના ગુના પ્રત્યે ફિટકાર વરસાવવાનું પણ મન ન થાય......

વીસ બાવીસ વર્ષના જેલર તરીકેના મારા અનુભવમાં ગોબર જેવો કિન્નાખોર ગુનેગાર મેં બીજો જોયો નથી. એના કરતાં અનેકગણા વધુ ભયંકર ગુનેગારોના સંપર્કમાં હું આવી ચૂક્યો છું. છતાં ગોબર મને વિશેષ યાદ યાદ રહ્યો છે.

ગુનાહિત માનસ ધરાવતી વ્યક્તિઓનો અભ્યાસ કરવાની મારી આદતે ગોબરમાં મને રસ લેતો કર્યો હતો અને એ માણસ મારા સંપર્કમાં આવેલા અનેક ગુનેગારોથી સાવ જુદો નીકળ્યો હતો. મને બરાબર યાદ છે કે સૌ પ્રથમ એ કોઈની પરણેતરને ભગાડી જવાના ગુનાની સજા ભોગવવા મારી જેલમાં આવ્યો હતો. આ એનો પ્રથમ ગુનો હતો. પેલી બાઈને એ ચાહતો હતો અને એના કહેવા મુજબ એ બાઈ પણ એને ચાહતી હતી. માણસ સ્વભાવે અને દેખાવે સાવ સુંવાળો, ભૂલથી ગુનો થઈ જતાં જેલમાં આવવું પડ્યું હોય એવો લાગે. જેલમાં પણ એનો વર્તાવ એટલો બધો સારો કે થોડા જ વખતમાં એ મારી નજરે ચડી ગયો અને એની સજા પૂરી થવા આવે ત્યારે એની સારી વર્તણુંક લક્ષમાં લઈને એને પંદરેક દિ સ વહેલો છોડી મૂકવાની તજવીજ કરવાનું મેં મનમાં નક્કી પણ કરી નાખ્યું અમારા વ્યવસાયમાં મારી પાયરીનો માણસ ખૂબ કડક મિજાજનો હોય છે કેદીઓ સથે સામાન્ય રીતે અમે વાતો કરતા નથી. પણ મને ગુનેગારોના માનસનો અભ્યાસ કરવાની ટેવ એટલે હું આ નિયમ બહુ પાળતો નહિ. વાંચવા-લખવાનો મને પહેલાંથી શોખ, એટલે જ્યારે મને જેલમાં નોકરી મળી ત્યારે ગુનેગાર માણસો સાથેના મારા અનુભવો અને એ લોકોના માનસ ચિત્રણ કરતી અનુભવકથાઓ લખવાનું મેં નક્કી કર્યું હતું. સાંજે ઘણીવાર હું જેલના બગીચામાં આરામખુરશી નંખાવીને બેસતો અને એકાદ કેદીને બોલાવી એની વાતો સાંભળતો. ઘણીવાર એકના એક કેદીને હું અનેકવાર બોલાવતો અને જાતજાતના પ્રશ્નો પૂછીને મારે જે જાણવું હોય તે જાણી લેતો. આવી મુલાકાતોમાં હું જેલરને બદલે કેદી તરફ સહાનુભૂતિ રાખતો કોઈ સેવાભાવી-સુધારક કે વકીલ હોઉં એવું એને લાગતું. જો કે આ માટે મારે સારો એવો પરિશ્રમ કરવો પડતો પણ ઘણુંખરું એમાં મને સફળતા મળતી. કેટલાક કેદીઓ સાચી વાત કહેતા નહિ, છતાં મેં મારો નિયમ બદલ્યો ન હતો.

ગોબરની કેફિયત જાણ્યા પછી બીજી કે ત્રીજી મુલાકાતમાં પેતે જે કર્યું હતું તે સજા પામવા જેવું કૃત્ય ન હતું એવું પૂરવાર કરવા મથી રહેલા એ ગુનેગારને મેં કહ્યું :

'ગમે તેમ ગોબર, પણ બીજાની પરણેતર ઉઠાવી જવી એ ગુનો તો છે જ.'

'પરણેતર રાખની ને ધૂળની સાહેબ. પૂરા પાંચ વર્ષનીય થઈ નહોતી ને ફેરા ફેરવી દીધેલા. અજાણે કરેલું પાપેય ભગવાન માફ કરી દે છે, જ્યારે આ તો એની અક્કલ વગરની માએ કરેલી ભૂલ હતી. વળાવવા જેવડી થઈ ત્યારે અમારો જીવ મળ્યો. અને તો ય સાહેબ, ખરું કહું છું હો. છાતી પર પથરો મૂકીને મનની વાત મનમાં જ દબાવી રાખેલી. પણ એનો વર રાખશને લજાવે એવો નીકળ્યો. બિચારી પર જુલમનો પાર નઈ. હવે તમે જ કહો સાહેબ, એવા નરકમાંથી એને છોડાવી એ પુણ્યનું કામ કહેવાય કે પાપનું ? અને એય પાછું એનો સંદેશો આયો એટલે. પણ કોરટવાળા તો વગર સમજેવિચારે મને ઠપકારીને જ જંપ્યા.'





'પણ તેં એને છોડાવી ગોબર, એ માત્ર પુણ્યનું કામ ન હતું, એમાં તારો સ્વાર્થ પણ સમાયેલો હતો.'

'સવારથ તો સાહેબ જીવ મળ્યાનો હતો.'

'જીવ મેળવીને બેસી રહ્યો હોત તો તો આમાંનું કંઈ ન થાત. પણ તેં તો એને તારા ઘરમાં બેસાડી.'

'તે ઘરમાં ન બેસાડું તો બીજે ક્યાં બેસાડું સાહેબ! અને તમે જીવ મેળવીને બેસી રહેવાની વાત કરી પણ જીવ મળ્યા પછી કોઈ નિરાંતે બેસી રહી શકે ખરું? એ તો સાહેબ મન મળે એટલે આવું કાંક ને કાંક થયા વિના રહે જ નહિ.'

'પણ ભલા માણસ એમાં તેં ફાયદો શો કાઢ્યો? જે જેનું હતું તે તેને પાછું મળ્યું અને તને સજા થઈ.'

'ખરું જોતાં તો સાહેબ જે જેનું હતું તે તેની પાસેથી ઝૂંટવાઈ ગયા જેવો ઘાટ થયો છે. પણ કાયદો અને દુનિયા બેઉ ઊંધા ચશ્મા પહેરીને બેઠાં છે એટલે એમને બધું અવળું જ દેખાય છે. અને તમે ફાયદાની વાત કરી સાહેબ. તે અમે કંઈ વેપારી થોડા જ છીએ કે દરેક બાબતમાં ફાયદો જોવા બેસીએ?'

'તને ગોબર, આટલી સજા થયા છતાં કદી એવું નથી લાગતું કે તેં એક ખોટું કામ કર્યું છે?'

'ના સાહેબ. કર્યું હોય તો લાગે ને?'

'એટલે કાયદો ખોટો અને તું ખરો એમ જ ને?'

'કાયદાનું તો સાહેબ કાયદાવાળા જાણે. બાકી હું ખરો છું એની મને ખાતરી છે અને આ ખાતરી ખરી હોવાની કાયદાને પણ ખબર પડી જશે.'

'શી રીતે?'

'હું છૂટું એટલી વાર છે સાહેબ. પેલી પછી કાંઈ એ રાખણના ઘરમાં રહેવાની નથી. અત્યારે એને ઘેર લોહીનાં આંધણ હશે. ફારગતી આપ્યા વિના એનો છૂટકો થવાનો નથી. કાં તો હું છૂટીશ ત્યાં સુધીમાં ફારગતી મળી ગઈ હશે અને મારું માણસ મારી વાટ જોતું બેઠું હશે.'

ગોબર કહેતો હતો એવું જ થયું પેલી બાઈએ એવું માથું ઊંચક્યું કે એના જુલમી ભરથારની નીંદર હરામ થઈ ગઈ. પોતાનું ઘર છોડીને ગોબર સાથે પંદરેક દિવસનું ગેરકાયદેસરનું પરણેતરપણું ભોગવી આવેલી સ્ત્રીને પાછી મેળવ્યા પછી એને મેળવનારો પસ્તાયો અને એવી હલકી કજિયાખોર બાઈને બૈરી તરીકે પરાણે પકડી રાખવા કરતાં છેડો ફાડી આપવાનું એને વધુ મુનાસિબ લાગ્યું.

ગોબરની પ્રેયસી આમ છૂટી તો થઈ ગઈ પણ એ જ્યારે સજા ભોગવીને ઘેર ગયો ત્યારે ગોબરને રૂંવે રૂંવે આગ વ્યાપી ગઈ. પેલી બાઈ એની રાહ જોવાને બદલે શહેરમાં રહેતા એક છેલબટાઉનું ઘર માંડી બેઠી હતી. ગોબરે કાટ ખાઈ ગયેલી એની છરીને ઘસી ઘસીને ધારદાર કરી અને શહેરમાં જઈને, એની બેવફા પ્રિયતમાને શોધી કાઢીને, એ નમણી નારીનું ઘાટીલું નાક ચહેરા પરથી જુદું પાડી દીધું.

ગોબર ફરી સજા પામ્યો. ફરી જેલમાં આવ્યો અને ફરી મને મળ્યો ત્યારે બોલ્યો:

'બાઈડીની જાતનો કશો ભરોસો નહિ, સાહેબ. જેણે વિશ્વાસ રાખ્યો એ મૂઓ.' અને પછી એણે પોતાની નવી વીતકકથા રજૂ કરી.

જે સ્ત્રીને પોતે ચાહતો હતો તેનાથી આટલી ખરાબ રીતે ઠગાઈ ગયા પછી ગોબરને સ્ત્રી જાતમાં તો ઠીક બીજા કશામાં પણ રસ રહ્યો ન હતો. બહારની દુનિયામાં એને કોઈ સગુંવહાલું ન હતું. આજીવિકાનો કોઈ આધાર પણ ન હતો. એક ગીરવી મૂકેલું ઘર હતું જે એને પહેલી વાર કોરટમાં જવાનું થયું ત્યારે થોડાક વધુ રૂપિયા આપીને વાણિયાએ ખંડી લીધું હતું. આમ એ નિરાધાર તો હતો જ પણ પેલી પ્રિયતમાને પોતાની કરવા પૂરતું સંસારનું એને જબરું આકર્ષણ હતું. પણ

હવે તો એય નહિ. ગોબર બીજી વાર જેલમાં આવ્યો ત્યારે કોઈ વૈરાગી જીવ લાગતો હતો. એને જોઈને મને ઘણીવાર થઈ આવતું કે જાણે કોઈ સાધુને ભૂલથી જેલમાં પૂરી દીધો ન હોય. એ માણસ શું જેલમાં કે શું બહાર,-કોઈનું કશું પણ ભૂરું કરી શકે એવી કોઈ વૃત્તિ ધરાવતો ન હતો. આવા સાવ નિરુપદ્રવી જણાતા જીવને જેલમાં પૂરવાની મૂર્ખાઈ કરનાર કાયદાને હું ઘણીવાર ઉદાસ અને ચિંતાતુર મને સમજવા પ્રયત્ન કરતો. ગોબરનું વર્તન એટલું બધું સારું હતું કે જો સારા વર્તાવ બદલ સજાના દિવસો ઘટાડી શકાતા હોય તો એની બધી જ સજા માફ કરી દેવી જોઈએ.

પણ જ્યારે સમય આવ્યો ત્યારે ગોબર આવી કોઈ માફી સ્વીકારવા તૈયાર ન હતો. મેં જ્યારે એને કહ્યું કે એની સારી રીતભાતના બદલામાં એને એકાદ મહિનો વહેલો છોડવામાં આવે એવી તજવીજ હું કરી રહ્યો છું ત્યારે એ બોલી ઊઠ્યો :

'ના સાહેબ, એવું ન કરશો.'

'કેમ ?'

'મારે બહાર જવાની ઉતાવળ નથી.'

'પણ ગોબર, તેં સારો વર્તાવ રાખીને આ છૂટીને આપમેળે રળી લીધી છે.'

'તો મારી એ રોળ રદ કરો.'

'પણ શા માટે ? તું વહેલો બહાર જઈને કોઈ સારા કામધંધે લાગે, જીવનમાં ફરી ઠેકાણે પડે એ તને નથી ગમતું ?'

'ના સાહેબ, નથી ગમતું. અને ગમતું હોય તો પણ હું એવું કશું કરી શકવાનો નથી. બહાર જઈશ એટલે બહારની દુનિયાએ ભોંકેલાં ભાલાં ફરી યાદ આવશે, જૂના જખમ ફરી દૂઝવા લાગશે અને હું ક્યાંયનો નહિ રહું. એના કરતાં અહીં જ પડ્યો રહેવા દો સાહેબ'

'અરે પણ ગાંડા અહીંથી તો આમેય તે તારે છૂટવાનું જ છે—મહિનો વહેલું કે મોડું.'

'મોડું જ રાખોને સાહેબ. મને અહીં જેવાં માણસો બહાર ક્યાં મળવાનાં હતાં ! મોડું જ રાખો બાપુ.'

અને મારે એને મહિનો વહેલો છોડવાનો વિચાર માંડી વાળવો પડ્યો.

પૂરી સજા ભોગવીને ગોબર છૂટ્યો. પણ છૂટ્યા પછી થોડા જ વખતમાં એ પાછો આવ્યો. આમ તો કદાચ વહેલો પાછો આવત પણ નાક જતાં બદસૂરત બની ગયેલી એની પ્રિયતમાને પેલા છેલબટાઉ શહેરીએ તજી દીધી હતી એટલે એને ફરી શોધી કાઢતાં ગોબરને થોડોક સમય લાગ્યો. આ વખતે એણે એના કાન કાપી લીધા હતા.

'તું એ સ્ત્રીના પહેલા પતિને રાક્ષસ કહ્યા કરતો હતો પણ ખરો રાક્ષસ તો તું છે.' મેં કહ્યું. 'આવું કરપીણ કામ કરતાં તને જરાય અરેરાટી ન થઈ ?'

'ના થઈ સાહેબ. નાક કાપતાં નહોતી થઈ તો કાન કાપતાં કેમ કરીને થાય ?'

'તારો પહેલો ગુનો વધુ કરપીણ હતો પણ ગુસ્સામાં ભાન ભૂલીને તું આવું કરી બેઠો હોઈશ એમ મેં માની લીધું હતું. એક વાર તેં એને સજા કરી પછી બધું પૂરું થઈ જવું જોઈતું હતું પણ તેં તો અહીંથી છૂટીને તુરત જ એને શોધી કાઢવા આકાશપાતાળ એક કર્યાં. અને એ મળી-કે તુરત જ એના કાન કાપી લીધા તે બતાવે છે કે તું જેવો દેખાય છે તેવો નથી. તારા જેવો માણસ આવો ક્રૂર, ઘાતકી અને કિન્નાખોર હોઈ શકે તે માન્યામાં આવે એવું નથી. તું કરવા શું માગે છે ? આના કરતાં તો એને મારી જ નાખી હોત તો સારું થાત.'

'એ પણ એવું જ કહેતી હતી. પણ એને મારી નાખવાથી તો મારો ને એનો બેઉનો છૂટકો થઈ જાય. ખૂન કરીને મારે ફાંસીની સજા નથી વહોરી લેવી.'





'તારે એને રિબાવી રિબાવીને મારવી છે, નહિ?'

'એણે જે રીતે મને દગો દીધો છે, દગો દઈને રિબાવ્યો છે તે જોતાં એને થઈ રહેલી રિબામણી ખાસ વધારે નથી સાહેબ.'

'આવી ઠંડી ક્રૂરતા તારા જેવા ભલાભોળા અને સીધાસાદા માણસમાં જોઈ મને ખરેખર નવાઈ લાગે છે. તું એક વાર એને ચાહતો હતો એ વાતનો તો ખ્યાલ કર.'

'એ ખ્યાલે તો જીવતો હતો સાહેબ. એને પેલા જુલમગાર માણસના પંજામાંથી છોડાવીને સુખી કરવા ખાતર તો મેં જેલની સજા વહોરી લીધી હતી. તમે નથી જાણતા સાહેબ કે એણે મને કેવાં કેવાં વચનો આપ્યાં હતાં. કેવી કેવી આશાઓનાં પોટલાં બંધાવ્યાં હતાં. કાળજા જોડે આવું નઠારું અડપલું કરી જનાર કેવું ક્રૂર અને ઘાતકી છે તે તમે ક્યાં જાણો છો સાહેબ? એના ગુનાના બદલામાં હું જે સજા આપી રહ્યો છું તે તો સાવ નજીવી છે. બાકી એને તો નવસ્ત્રી કરીને રુંવે રુંવે સોય ભોંકી ભોંકીને નિરાંતે મારી નાખવી જોઈએ. હજાર હજાર વીંછીઓના ડંખની કાયમી વેદના એણે મને આપી છે તે જોતાં નાકકાન કાપી લેવાં એ તો બહુ ઉદારતાભરી સજા કહેવાય.'

'ઠીક. પણ હવે તો આ વાતનો અંત આવી ગયો છે ને? આ વખતે છૂટીને તું કોઈ કામધંધે લાગી જા અને એકાદ સારું બૈરું બેસાડી દે એટલે તારું જીવતર થાળે પડી જાય.'

'ના સાહેબ. એ જીવે છે ત્યાં લગી હું બીજું બૈરું કરવાનો નથી અને અમારી વચ્ચે વાતનો અંત હજી આવવાનો બાકી છે.'

'કેમ હવે શું બાકી રહ્યું છે? તેં એને નાકકાન વિનાની કરી નાખી. હવે તો એનો કેડો છોડ.'

'હજી તો શરીરનાં ઘણાં અંગો બાકી છે સાહેબ.'

'એટલે તું કરવા શું માગે છે?'

'આ વખતે છૂટીને એના કાંડાં કાપી નાખવાનો વિચાર છે. પછી પગનો વારો આવશે.'

પણ ગોબરની આ આશા ફળી નહિ. જેલમાંથી છૂટીને એણે થોડાક મહિનાઓ સુધી પેલી બાઈની શોધ કરી પણ કશો પત્તો લાગ્યો નહિ. બાઈને શોધી કાઢીને એને ઈજા પહોંચાડવા સિવાય બહારની દુનિયાના અન્ય કોઈ કામમાં ગોબરને રસ ન હતો. બાઈ મળી નહિ ત્યારે એ મૂંઝાયો. થોડાક પ્રયત્ન કરવા છતાં કોઈ નોકરીધંધામાં ઝાઝો ટક્યો નહિ. જેલ વિના એને ક્યાંય ચેન પડ્યું નહિ એટલે પોતાની મનગમતી જગ્યાએ પાછા ફરવા માટે એણે નાના નાના ગુનાઓ કરવા માંડ્યા. બે ચાર આવા પ્રયત્નોમાં એને એવી સફળતા મળી કે પોલીસે એને પકડ્યો જ નહિ. બેત્રણ વાર પકડ્યો, ત્યારે એકાદ રાત લૉકઅપમાં રાખીને છોડી મૂક્યો છેવટે ઘણા પ્રયત્નોને અંતે ગોબર માંડ પંદર દિવસની સજા મળે એવો એક ગુનો કરી શક્યો.

'અલ્યા તું ફરી પાછો આવ્યો, ગોબરિયા?'

'બીજે ક્યાં જાઉં સાહેબ?'

પંદર દિવસની ટૂંકી સજા ભોગવવા આવેલા ગોબરમાં મને હવે એક નવા પ્રકારના ગુનેગારના ઓછાયા દેખાઈ રહ્યા હતા. ગુનો કરવાની અને ગુનો કરીને જેલમાં આવવાની એને આદત પડી રહી હતી. પેલી સ્ત્રી પ્રત્યેનું એનું વેર તો સમજી શકાતું હતું પણ જ્યારે એ સ્ત્રી મળી નહિ ત્યારે એ બાજુ ગુનાઓ કરીને પણ જેલમાં આવવાની લાલચ રોકી શક્યો ન હતો. જેલ ગમે તેમ તો ય જેલ હતી. બહારની દુનિયાનું મુક્ત કે સ્વતંત્ર વાતાવરણ જેલમાં કદી કોઈને મળતું નથી. આમ છતાં ગોબર જેલમાં આવવાની વૃત્તિ તજી શકતો ન હતો. એનું માનસ આવું શાથી થઈ ગયું હતું તે મને સમજાતું ન હતું. હું જ્યારે એને આ બાબતમાં પૂછતો ત્યારે એ જે જવાબો આપતો તે એનું માનસ સમજવામાં મને ખાસ મદદરૂપ થતા નહિ.

ગોબરની પંદર દિવસની સજા પૂરી થઈ ગઈ અને એ ચાલ્યો ગયો. આ વખતે મેં એને ખૂબ સમજાવ્યો હતો. એને નોકરી મળે માટે એક ભલામણચિઠ્ઠી પણ લખી આપી હતી. પરંતુ દશ દિવસમાં એ પાછો આવ્યો. આ વખતે એણે ગંભીર પ્રકારનો ગુનો કર્યો હતો. અને લાંબી સજા લઈને આવ્યો હતો. હવે મને એ માણસની ખરેખર ચિંતા થવા લાગી. એક સારો માણસ રહેતાં રહેતાં પાકો ગુનેગાર બની ગયો હતો. એને સુધારવાના મારા તમામ પ્રયાસો નિષ્ફળ નીવડ્યા હતા. છેલ્લે તો મેં એને નોકરી માટેની ભલામણચિઠ્ઠી પણ આપી હતી પણ ગોબરે એનો ઉપયોગ કરવાને બદલે ગુનો કરીને પાછા જેલમાં આવવાનું વધુ પસંદ કર્યું હતું. મને એ માણસ તરફ નફરત આવી રહી હતી. આટ-આટલું સમજાવવા છતાં જે સમજે નહિ તેની સાથે ખોટી લમણાંઝીક કરવાનો કશો અર્થ ન હતો. ગોબરનો દેખાવ અને વર્તાવ મને છેતરી ગયો હતો. બાકી એ માણસ પહેલેથી જ ગુનાહિત માનસ ધરાવતો હતો એ વિષે મને કશી શંકા રહી નહિ. મે એની સાથે બોલવાનું સદંતર બંધ કરી દીધું. અને એના તરફ વધુમાં વધુ કડક વર્તન રાખવામાં આવે તેવી સૂચનાઓ આપી દીધી. એના વર્તાવ પર એ શું કરે છે, શું કહે છે વગેરે તમામ બાબતો પર નજર રાખવાની પણ મેં સૂચના આપી રાખી હતી.

મને ખબર મળ્યા કે છેલ્લા ચાર દિવસમાં ગોબરે દસેક વખત મને મળવા માટે આજીજીઓ કરી હતી પણ મારી સૂચના મુજબ દરેક વખતે એ આજીજીને નકારી કાઢવામાં આવી હતી. વારંવાર એક જ પ્રકારની માગણી કરી ફરજ પરના માણસને કંટાળો આપવા બદલ એને પાંચ છ વાર ફટકારવામાં પણ આવ્યો હતો. છેલ્લે તો 'જેલર સાહેબ તારા બાપ લાગતા હશે કે જ્યારે તું ધારે ત્યારે મળી શકાય, નહિ? હવે પછી ફરી વાર આવી માગણી કરી છે તો આ ખીલાવાળા જોડાથી તારું માથું જ ભાંગી નાખીશ' એવું પણ એને કહેવામાં આવ્યું હતું અને માથા પર ત્રણ ચાર લાતો વાગવા છતાંય એણે ફરજ પરના માણસ મારફત મારી મુલાકાત માટે સંદેશો મોકલવા પ્રવૃત્તિ તજી દીધી ન હતી.

પાંચમે દિવસે મને જણાવવામાં આવ્યું હતું કે ગોબર આખી રાત ઊંઘ્યો ન હતો. અને થોડીથોડી વારે હીબકા ભરીભરીને રડતો હોય તેવો અવાજ એની ઓરડીમાંથી સંભળાયા કરતો હતો. છઠ્ઠે દિવસે તો એ દિવસના ભાગમાં પણ રડતો દેખાયો. બે દિવસથી એણે ખોરાક લીધો ન હતો. ત્રીજે દિવસે પણ એણે ખોરાક લીધો નહિ અને જાહેર કર્યું કે જ્યાં સુધી જેલર સાહેબ મને મુલાકાત આપશે નહિ ત્યાં સુધી હું કશું ખાવાનો નથી. આમ છતાં હું મક્કમ રહ્યો પણ સામે ગોબર પણ એટલો જ મક્કમ રહ્યો ત્યારે, એના સાથેના બોલવાનું બંધ કર્યા પછીના બરાબર દશમા દિવસે મેં એને મારી પાસે બોલાવ્યો.

કેમ 'લ્યા તું કંઈ ખાતો નથી?'

'સાહેબ ભૂખ નથી લાગતી.'

'ચાર ચાર દિવસ સુધી તને ભૂખ નથી લાગતી?'

'આજે હવે ખાઈ લઈશ સાહેબ.'

'કારણ કે આજે તેં કરેલી માગણી પૂરી થઈ ગઈ છે. તું મને શા માટે મળવા માગતો હતો?'

'અમસ્તો જ સાહેબ.'

'અમસ્તી મુલાકાત માટે મારી પાસે સમય નથી. તારે કંઈ કહેવું હોય તો કહીને જા.'

'કહેવાનું તો ઘણુંય છે સાહેબ પણ અહીંયા ઓફિસમાં આ રીતે તમને મળવા માટે મેં ધાન નહોતું છોડ્યું.'

'તો?'

'મેં તો સાહેબ, સાંજને વખતે બગીચામાં તમે બેઠા હો ત્યારે તમારા પગ પાસે બેસીને મનની વાતો કરવા માટે ધાન છોડ્યું હતું.'

સ્મિત જેવું કંઈક ચઢી આવ્યું પણ મેં એને વ્યક્ત થવા દીધું નહિ. હું સમજી ગયો. કશું પણ કહ્યા





વિના મેં ગોબરને રજા આપી. પણ સાંજે હું બગીચામાં બોલાવવાનું ચૂક્યો નહિ. એ આવ્યો અને એની રોજની જગ્યાએ બેઠો ત્યારે મેં પૂછ્યું :

'બોલ શું છે તારે?'

'હોય શું સાહેબ! આમ જુઓ તો ઘણું બધું છે. ને આમ જુઓ તે. કશું નથી'

'ઘણું બધું હોય તો કહેવા માંડ એટલે વાત જલદી પૂરી થાય.'

'તમે સાહેબ, આમ કેમ થઈ ગયા છો?'

'શું?'

'કંઈ નહિ સાહેબ. હું એમ કહેતો હતો કે તમે હવે પહેલાં જેવા રહ્યા નથી.'

'એટલે?'

'એટલે એમ સાહેબ કે મારા જેવા સાવ નકામા માણસ તરફ તમે પહેલાં જે દયાભાવ રાખતા હતા તે હવે રાખતા નથી.'

'તું નકામો છે તેની ખાતરી થઈ ગયા પછી તારા તરફ દયાભાવ ધ્યાનભાવ રાખવાનો કશો અર્થ નથી.'

'મારો કંઈ વાંકગુનો હોય તો મીઠાવાળા ચાબખા મારી લો સાહેબ, પણ મારા તરફનો દયાભાવ આમ સાવ ઓછો ન કરો.'

'તારા તરફ દયા રાખીને જ તો તને ભલામણચિઠ્ઠી લખી આપી હતી પણ તારે ઠેકાણે પડવું જ નથી. ગુનો કર્યા વિના તને ચેન પડતું નથી. ગુનો કરવાની આદત તારા લોહીમાં ઘર કરી ગઈ છે. તારા જેવા ગુનાખોર માણસ તરફ દયાભાવ રાખવાની મને ટેવ નથી. બીજું કંઈ કહેવું છે તારે?'

'હા સાહેબ.'

'તો જલદી ભસી મર.'

'સાહેબ, બહારની દુનિયામાં મને ગોઠતું નથી એટલે અહીં આવવું પડે છે. અને ગુનો કર્યા વિના અહીંયા અવાતું નથી એટલે ગુનો કરવો પડે છે.'

'પણ બહારની દુનિયામાં ન ગોઠવાનું કારણ શું? તને સારી નોકરી મળતી હતી તે તેં લીધી નહિ અને કોઈ પણ માણસને તિરસ્કાર છૂટે એવો હલકો ગુનો કરીને તું પાછો અહીંયા આવી ગયો. બહાર કરતાં અહીં એવું તે શું છે કે તું દોડી દોડીને પાછો આવે છે. અહીં કયો સગો તને બાથમાં લેવા હાથ પહોળા કરી ઊભો છે કે તું જતાંવેંત તુરત પાછો આવે છે?'

'કંઈક એવું જ છે સાહેબ, એટલે તો આવું છું.'

'પણ એવું શું છે તે કહે તો મને સમજાય.'

'બહારની દુનિયામાં એવો એકેય માણસ નથી કે જે મારી જોડે બે ઘડી મન ખોલીને વાત કરે.'

'તો અહીંયા એવું કોણ છે!'

'તમે છો ને સાહેબ.'

'હું?'

'હા સાહેબ. મને અહીં આ ઊંચી ઊંચી કાળા પથ્થરોની દિવાલોની વચ્ચે આ બગીચામાં તમારા પગ પાસે બેસીને હૈયાની વાત કહેવાની જે તક મળે છે તે બીજે ક્યાય મળતી નથી. બહાર કોઈ મને તમારી જેમ હસીને બોલાવતું નથી, બોલાવીને બેસાડતું નથી, બેસાડીને વાત કરતું નથી, કે મારું જીવતર સુધારવાની સલાહ આપતું નથી. પણ હું છું જ કરમફૂટો સાહેબ, તમેય હવે પહેલાં જેવી દયામાયા રાખતા નથી; મારા જેવા નાલાયક તરફ એવો ભાવ કાયમ માટે તો કોણ રાખે? મારું નસીબ સાહેબ. બીજું શું! છેલ્લા બે વખતથી તો તમારી માયાનો માર્યો જ હું ગુના કરી કરીને અહીં આવતો હતો. છેલ્લે તમે નોકરી માટે ચિઠ્ઠી આપી હતી એનોય મેં ઉપયોગ ન કર્યો કારણ કે એ નોકરી લઈ લઉં તો પછી તમારી પાસે તો રહેવાય જ નહિ ને? તમે નહિ માનો સાહેબ પણ આ જેલમાં મને માના ખોળા જેવું લાગે છે; અને તમે છો એટલે બાપની ખોટ પણ વરતાતી નથી. બહાર જાઉં છું ને સાહેબ, ત્યારે માનો ખોળો ઝૂંટવાઈ જતો હોય, બાપનું છત્તર માથેથી ખસી જતું હોય એવું લાગે છે. મારી એક અરજ છે સાહેબ, માનશો?'

જયંત ગૈસલી

# ધૂળમાંથી ધન

લેખનું મથાળું જ એવું અર્થવાળું છે કે એની વિગત વાંચવાનું મન થઇ જ જાય. નકામી અને ફેંકી દેવાની વસ્તુઓના પણ કેટલા બધા ઉપયોગો કરી શકાય છે અને તે આપણા રોજિંદા જીવનમાં કેવી રીતે થઈ શકે છે તે આ લેખ વાંચવાથી સમજી શકાશે...

કપડાં જર્જરિત થયા પછી આપણે કાઢી નાખીએ છીએ પરંતુ એ પછી એનું શું? જર્જરિત કપડાંનો પહેરવા માટે નહીં તો બીજી રીતે સદુપયોગ થઈ શકે છે. ધૂળ જેવી વસ્તુમાંથી પણ બ્રિટન કેવું ધન ઊભું કરે છે એની કહાણી રસપ્રદ છે. ક્રિયા-પ્રક્રિયામાંથી પસાર કરીને બ્રિટનમાં રદ્દી કપડાંનો મહામૂલો ઉપયોગ કરવામાં આવે છે.

બ્રિટનમાં જીર્ણ કપડાં ખરીદનારા વેપારીઓ હોય છે. તેઓ એવાં કપડાં ખરીદે છે અને હજારો ઔદ્યોગિક પેઢીઓને તેને સુધારી પૂરાં પાડે છે કેટલેક ઠેકાણે યંત્રો સાફ કરવા માટે કપડાંના ટૂચાની જરૂર પડે છે. કપડાં લેનાર વેપારી રદ્દી ગાભા એને એ જ સ્વરૂપમાં પહોંચાડે તો તેને સૂંઘે પણ કોણ? એને મહારવા એના ઉપર અનેક પ્રક્રિયા કરવામાં આવે છે. પ્રથમ ગાભાને ધોવામાં આવે છે અને રસાયણમાં ઉકાળવામાં આવે છે. ત્યારબાદ સૂકવા માટે યંત્રમાંથી પસાર કરવામાં આવે છે. એ પછી ખાસ રાખવામાં આવેલ માણસો કપડાં ઉપરનાં બટન વગેરે કાઢી નાખે છે જેથી યંત્રમાં કોઈ ઠેકાણે તે ખોટકાઈ જાય નહીં. આ ક્રિયા પછી ઉપયોગી કપડાંમાંથી એને યોગ્ય માપમાં ફેરવવામાં આવે છે. આવેલ રદ્દીમાંથી ઉદ્યોગોને જરૂર હોય તેની રીતે તેમની ફાળવણી કરવામાં આવે છે અને અનુરૂપ તેના પર ક્રિયા કરવામાં આવે છે. જૂદા જુદા ઉદ્યોગોને ઉપયોગી થઈ રહે એ રીતે તેમાંથી સફાઈ માટેના ગાભા તૈયાર થાય છે. એ દૃષ્ટિએ ઉદ્યોગો સહેલાઈથી તદ્દન નવાના ભાવ કરતાં ૧૦ ટકા ઓછા ભાવથી ખરીદી શકે છે.

આ તો ઔદ્યોગિક પેઢીઓ માટે ઉપયોગી થઇ શકે તેવા ગાભાની વાત થઈ! પરંતુ તે સિવાયના ટુકડાઓને સાવ છૂટા કરી નાખવામાં આવે છે અને ફરી નવાં કપડાં બનાવવા કાંતી શકાય તેવા સ્વરૂપમાં ફેરવવામાં આવે છે. આ દિશામાં સંશોધન એટલું આગળ વધેલું છે કે દરજીની દુકાનમાં પડેલા નાના ટુકડાઓ પણ આવા ઉપયોગમાં લઈ શકાય છે.

ગાભાઓને શરૂઆતમાં જ તેની સ્થિતિ પ્રમાણે અને રંગ પ્રમાણે અલગ પાડવામાં આવે છે. જૂના કપડાંને દોરામાં ફેરવી નાખવાનાં યંત્રો હોય છે. એ ક્રિયા દ્વારા તેનો સદુપયોગ કરવામાં આવે છે.

---

'કહે.'

'તમે મારા પર દર વખતે ઘણી મહેરબાનીઓ કરો છો. ઓછી મહેનતનું કામ સોંપો છો, એ બધુંય જવા દો ચૌદ કલાકની કાળી મજૂરી કરવા તૈયાર છું પણ બે ત્રણ દિવસે જ્યારે તમને વખત હોય ત્યારે આમ પાઅડધો કલાક તમારા પગ પાસે બેસીને થોડીક વાતો કરવાની તક આપો સાહેબ. મારે એટલું જ જોઈએ છે સાહેબ, બીજું કશું નથી જોઈતું.' મેં એને હા પાડી ત્યારે એના ચહેરા પર જે ભાવલીલાનું જે મોજું ફરી વળ્યું તે હું હજીય વિસર્યો નથી.

એની સજાની મુદત પૂરી થયા પછી થોડીક ખટપટ કરીને મેં એને જેલમાં જ નોકરી અપાવી દીધી અને ત્યારથી તે આજ સુધી ગોબર એક ખૂબ જ ખંતીલો, ઇમાનદાર અને આદર્શ નોકર બની રહ્યો છે. એને જોઇને બીજાને તો ઠીક પણ હવે તો મનેય ખ્યાલ આવતો નથી કે એક જમાનામાં એ માણસ એક રૂપાળી, યુવાન સ્ત્રીના નાકકાન કાપી લેવા જેવું કરપીણ અને ઘાતકી કૃત્ય કરી બેઠો હતો.

☆





વિજયકુમાર ત્રિવેદી

# સાક્ષાત્કાર

ચમત્કાર અને સાક્ષાત્કારની વાતો આપણે સ્વીકારીએ નહિ કે એ અંગે ઉદાસીનતા સેવીએ તો પણ એ હકીકત હોવાનોય કેટલીકવાર સ્વીકાર કરવો પડે છે અને એ જ ક્યારેક સાચો હોય છે. અહીં પણ એવી જ એક સત્ય કથા છે......

હું કોઈ ચમત્કારની વાતોમાં માનતો નથી પછી સાક્ષાત્કારની વાતોમાં તો માનું જ શાનો ? પરંતુ જો સાક્ષાત્કાર સાચે જ થયો હોય અને તે મારી નજરોનજર થયો હોય અને તે ભ્રમ કે મનનો વહેમ નથી તેવી મારી ખાત્રી હોય તો હું તે સાક્ષાત્કાર ન માનું તેવો નાસ્તિક પણ નથી.

હું કોઈ મોટો સંત કે મહંત નથી કે મોટો ભક્ત નથી. કે તાંત્રિક કે માંત્રિક પણ નથી. એટલે મને સાક્ષાત્કાર થાય તે વાત જ નવાઈ જેવી છે. પરંતુ હું જાતે ભક્ત નથી, પણ ભક્તોનો મિત્ર તો છું જ. તેથી મને તો અનાયાસે બીજા મારા એક મિત્રના તપના પરિણામે સાક્ષાત્કાર થઈ ગયો.

આજથી એકાદ દસકા ઉપર ગુજરાતમાં ભારે દુષ્કાળ પડ્યો હતો. આખા પ્રદેશમાં લગભગ વરસાદ થયો જ નહોતો. સરકારે ઢોર માટે ઠેર ઠેર નીરણ-કેન્દ્રો શરૂ કર્યાં હતાં અને માણસો માટે ઠેરઠેર રાહતનાં કામો ઉઘાડ્યાં હતાં.

રાહતનાં કામો તો ઠેરઠેર ચાલતાં પરંતુ જે ઘરડા ને અશક્ત હોય અને કોઈ જાતનું કામ ન કરી શકે તેમનું શું ? આવા લોકો માટે પણ સરકારે ડોલ્સની પ્રથા શરૂ કરી હતી અને આવા લોકો કંઈ કામ ન કરે તો પણ તેમનું પૂરું થાય એટલું અનાજ મળતું. રાધનપુર તાલુકાના એક ગામમાં હું દુષ્કાળના કામના નિરીક્ષણ માટે ગયો. આવા નિરીક્ષણમાં ત્યારે જાતજાતની ફરિયાદો સાંભળવા મળતી. પરંતુ આ વખતની ફરિયાદ અત્યાર સુધી મળેલી ફરિયાદો કરતાં જુદા પ્રકારની હતી. આવા દરેક કેમ્પ ઉપર સેવાદળના વિદ્યાર્થીઓ મૂકવામાં આવ્યા હતા. આ કેમ્પ ઉપરના વિદ્યાર્થીઓએ મારી પાસે ફરિયાદ કરી કે, અમારા ગામમાં એક ઘરડા ડોસા છે. તે જાતે મજૂરી કરી શકે તેવા નથી. અને મફત કાંઈ લેવાનું કહીએ છીએ તો લેતા નથી. આખો દહાડો માથાકૂટ કરે છે તો માંડ થોડું ખોદી શકે છે વગેરે.

મફત મળતું હોય છતાં અનાજ લેવાની ના પાડે તેવા કોણ વૃદ્ધ છે તે જોવાની મને પણ જિજ્ઞાસા થઈ. એટલે બીજે દિવસે સવારે હું પણ તળાવનું

---

કેટલાક ગાભાનો કાગળ બનાવવામાં ઉપયોગ થાય છે. બ્રિટનમાં બેંક-નોટો આવા કાગળમાંથી બનાવવામાં આવે છે.

ખૂબ જ ટકાઉ અને સેંકડો વર્ષો સુધી રહી શકે તેવા કાગળો બનાવવા હોય તો તે બનાવવા આવા ગાભાઓનો જ ઉપયોગ કરવાનો રહે છે. અલબત્ત એવા કાગળો જોતાં ખ્યાલ નથી આવતો કે તે આવા ગાભામાંથી બન્યા હશે !

બ્રિટનના રદ્દીઓના વેપારીઓને જણાયું છે કે અમુક દેશોને અમુક પ્રકારના રદ્દી કપડાંની ખાસ જરૂરત હોય છે. કેટલાક દેશોમાં ખુરશી-ટેબલોને હાથથી પોલીશ કરવામાં આવે છે ત્યાં લીનનની જરૂરત પડે છે એટલે બ્રિટનના લોકો જૂના લીનનના ગાભા ખાસ ક્રિયામાંથી પસાર કરી, ધોઈને આવા દેશોમાં મોકલી આપે છે.

આ નામ જરાં વિચિત્ર લાગે છે પરંતુ એનો ઉપયોગ સાંભળી આશ્ચર્ય પામ્યા સિવાય રહેવાય તેવું નથી. તદ્દન નિરુપયોગી ગાભામાંથી ગાલીચાના રેષા બનાવવામાં આવે છે.

આ છે 'ધૂળમાંથી ધન'ની કહાણી.



ખોદકામ ચાલતું હતું ત્યાં જાતે જોવા ગયો. શંકરકાકા એક ચોકડીમાં ત્રિકમ સાથે માથાફૂટ કરી રહ્યા હતા. તેમનામાં ત્રિકમ ઊંચકવાના હોશ નહોતા તો પછી ખોદવાના તો હોશ હોય જ ક્યાંથી ? ત્રિકમના માંડ બે ઘા મારે અને થાકી જાય અને હાંફી જાય. તાપ તો માથું ફાડી નાખે તેવો. અને અમે ઊભા રહીને જોનારા જ રેબઝેબ થઈ જઈએ તો આવા કાકાનું તો ગજું જ શું ?

'શંકરકાકા રહેવા દ્યો ખોદવું. તમને સરકાર મફત અનાજ આપે છે તે લ્યો, કેમ લેતા નથી ?' મેં શંકરકાકાને ફરી આગ્રહ કરતાં કહ્યું. 'જો ભાઈ, આજ સુધી ચોરીનું, દયાદાનનું કે અધરમનું ખાધું નથી અને હવે આજે પાછલી અવસ્થામાં શા માટે દેહને અભડાવું ?' શંકરકાકા પાસે પણ જવાબ તૈયાર હતો. 'જુઓ કાકા, તમે ખોદી નહિ શકો અને એમ ને એમ મરી જશો. અને તમે આટલા ઘરડા થયા છો માટે સરકાર આપે છે એ તમારા હકનું છે. એમાં તમને શો વાંધો છે ?' મારી ઇચ્છા હજી પણ કાકા માની જઈને ડોલ્સનું અનાજ લે તેવી હતી. 'એ હકબક એ તમારા ભણેલા માટે, અમે તો એટલું જાણીએ કે પરસેવાનું એટલું ધરમનું અને બાકીનું બધું અધરમનું. શામળિયાએ આજ સુધી જિવાડ્યો છે તો હવે શેણે મરવા દેશે ? એને ચિંતા છે.' કાકાની શામળિયામાં અપાર શ્રદ્ધા હતી. 'એમ કંઈ શામળિયો તમારું ખોદી જવાનો છે કે તમારા કોઠામાં દાણા ભરી જવાનો છે ?' મારો શામળિયા વિશેનો આવો ખ્યાલ હતો. આના સિવાય બીજું શું કહું ?

કાકા એકના બે ન થયા, હું તે ગામમાં રોકાયો. એક દિવસ સવારમાં વહેલા શંકરકાકા હરખાતા હરખાતા મારી પાસે આવ્યા અને મને કહે, 'જુઓ મારો શામળિયો કેવો દયાળુ છે. શામળિયાએ આવીને મારી ચોકડી ખોદી નાખી, ચાલો જાતે બતાવું.' મને કાકાની વાત નવાઈ જેવી લાગી. શામળિયો આવીને ચોકડી ખોદી જાય તે વાત કેમે મારા મનમાં ઊતરતી નહોતી. હું કાકા સાથે તળાવ ઉપર ગયો. તળાવ ઉપર બધાએ કહ્યું કે આ ચોકડી હજી કાલે જ કાકાએ ખોદવી શરૂ કરી છે, રાતે તો માંડ થોડો ભાગ ખોદ્યો હશે પરંતુ સવારમાં અમે આવ્યા ત્યારે આખી ચોકડી ખોદેલ હતી. મજૂરોને કાકાની વાતમાં શ્રદ્ધા બેઠી હતી અને તે માનતા હતા કે કાકાનો શામળિયો જાતે જ ચોકડી ખોદી ગયો છે, પરંતુ આવી વાત મારું અશ્રદ્ધાળુ મન કેમ માની લે ? મને કાકાના શામળિયાની પરીક્ષા લેવાનું મન થયું. મેં કાકાને વાત કરી કે આજે તો જરૂર ચોકી રાખું અને જોઉં કે ચોકડી કેવી ખોદાઈ જાય છે. કાકાએ પહેલાં તો આવી પરીક્ષા કરવાની ના પાડી; પરંતુ પછી તો પોતાને પણ આ બહાને શામળિયાનો સાક્ષાત્કાર થઈ જશે તે લાલચે કાકા સંમત થયા.

તે રાતે તળાવથી થોડે દૂર અંધારામાં અમે બેચાર મિત્રો બેઠા. સાથે કાકા પણ હતા. અરધી રાત વીતવા આવી છતાં હજી ચકલુંય ફરક્યું નહિ. કાકાની દશા ઓરડામાં પુરાય એવા નરસિંહ મહેતા જેવી હતી. માળા કરતા જાય અને 'શામળિયો જરૂર આવશે. આવ્યા વિનાનો નહિ રહે.' અમારા પણ હૃદય ધડક ધડક થતાં હતાં, અને અમે સહુ કાકાએ શરૂ કરેલી બીજી ચોકડી તરફ ચતુરાઈથી જોઈ રહ્યા હતા.

અરધી રાત વીતી કાકાની શ્રદ્ધા ડોલવા લાગી હતી. ઘડીકમાં તેમની માળા ઝડપથી ફરતી અને ઘડીકમાં તેનો વેગ મંદ થઈ જતો. મને પણ થતું કે હવે કંઈ થવાનું નથી. ત્યાં તો અમે સહુએ જ સગી આંખે ભારે કૌતુક જોયું. અમારાં રૂંવાડાં અદ્ધર થઈ ગયાં. કાકા તો જાણે સાક્ષાત્ ચતુર્ભુજ સ્વરૂપ ભગવાનને જોયા હોય તેમ હરખઘેલા થઈ ગયા અને ધરતીને માથું અડાડી 'જે શામળિયા, જે મારા વહાલા !' કહી આનંદથી નાચવા લાગ્યા. અમે સહુ પણ અવાક્ બની ગયા.





જાણે ચોકડીમાંથી જ ફૂટી નીકળ્યો હોય તેવો આકાર અમે જોયો. બાળ સ્વરૂપ હતું. ભાગ્યે જ પંદર સોળ વર્ષની વય હોય તેવો શામળિયો સાચે જ હાથમાં ત્રિકમ પકડી કાકાની ચોકડી ખોદી રહ્યો હતો. કાકાના આનંદનો પાર નહોતો. કાકા તો દૂરથી પણ તેને વારંવાર નમન કરી રહ્યા હતા અને હરખથી નાચતા હતા.

હજી મારામાંથી નાસ્તિકપણું ગયું નહોતું. મારી ઇચ્છા સાક્ષાત્ શામળિયાને અડકી જોવાની થઈ અને કાકા કંઈ કહે તે પહેલાં હું અને મારા સાથીદારો તળાવ તરફ જવા લાગ્યા. કાકા પણ અમારી પાછળ ખેંચાયા.

અમને પાછળ આવતા જોઈ ને શામળિયો નાઠો. ભાગવતમાં કૃષ્ણની બાળલીલાનું વર્ણન આવે છે તેવો તે સોહામણો હતો અને અમને તેને પકડવાનું મન થયું હતું. મારા સાથીદારો તેની પાછળ દોડ્યા. મારામાં કે કાકામાં પાછળ દોડવાના હોંશ નહોતા. મનમાં થતું હતું કે સાક્ષાત્ શામળિયો હશે તો ?

સાથીદારો સાચે જ શામળિયાને પકડી લાવ્યા. હજી તે ભાગવતમાંના બાળ કૃષ્ણ જેવો જ શોભતો હતો, ચક્રને બદલે ખભે ત્રિકમ હતો. કાકા તો શામળિયાને નજીક આવતો જોઈને હરખઘેલા થઈ ગયા અને તેને સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યા.

સાથીદારોએ શામળિયાની ઉપર વીજળીની બત્તી નાખતાં કહ્યું, 'અલ્યા,' આ તો વિનોદ.' વિનોદ અમારા સેવાદળનો સારામાં સારો વિદ્યાર્થી હતો. તેનાં માબાપની અને અમારી ના હોવા છતાં આગ્રહપૂર્વક દુષ્કાળમાં કામ કરવા આ દૂરના પ્રદેશમાં આવ્યો હતો. વિનોદને જોતાં મને શાંતિ થઈ કે ભૂતપ્રેત તો નથી જ. પછી અમે બધા જ બેઠા. કાકાને મન તો વિનોદ શામળિયો જ હતો. અમારે તો હજી તેની વાત સાંભળવી હતી. કાકાની આંખમાં હરખનાં આંસુ હતાં અને મોં ઉપર સાક્ષાત્કારનો આનંદ હતો.

'અલ્યા વિનોદ, તું ક્યાંથી ? અને અમને દેખીને કેમ નાસવા માંડ્યો ?' વિનોદ મારો પ્રિય વિદ્યાર્થી હતો એટલે કાકાને મન શામળિયો પણ હજી મારે તો વિનોદ એ વિનોદ જ હતો. 'જુઓ મોટાભાઈ,' વિનોદે પોતાની વાત શરૂ કરી. તેના અવાજમાં મીઠાશ હતી. મોં ઉપર આનંદ હતો અને આંખમાં અજબ તેજ હતું. અને મને પણ વિનોદના એ મુખારવિંદમાં શામળિયાની છાપ લાગતી હતી; પરંતુ હજી સાક્ષાત્કાર થવાનો બાકી હતો. વિનોદે પોતાની વાત ચાલુ કરી : 'આ શંકરકાકાને અમે ડોલ્સમાં નામ લખવાનું કહીએ તે કદી માનતા નથી. અમે માથાકૂટ કરીને થાક્યા પણ તે એકના બે થતા નથી. આખો દિવસ તેમને ખોદતા જોઈને મારું હૈયું બળી જતું. મને એમ થતું કે ડોસા કેમ જીવશે ? રોજ રાતના સૂતો ત્યારે શંકરકાકાના વિચારો આવતા. ખાવા બેસતો તો ખાવાનું ભાવતું નહિ અને થતું કે શંકરકાકાએ શું ખાધું હશે. બે દિવસ આવા વિચારો આવ્યે ગયા. પછી એક દિવસ તો અમે કાકાને કહ્યું કે લાવો અમે ખોદી આપીએ પણ તે વાત પણ કાકા માને શાના ? પછી તો તે રાતે શું થયું તે ભગવાન જાણે. મને અજંપો થયા જ કરે. હું તો તે દિવસે અરધી રાતે ઊઠ્યો. શું થયું, કેમ ઊઠ્યો તે તો જાણતો નથી, પણ ન ઊઠ્યો ત્યાં સુધી ચેન જ ન પડે. ને હું તો ત્રિકમ લઈને ગયો તળાવમાં ને લાગ્યો ખોદવા. અરધી રાતથી વહેલી સવાર સુધી ખોદ્યું અને શંકરકાકાની ચોકડી પૂરી કરી.' વિનોદના મોં ઉપર પણ અનેરો આનંદ હતો. 'અલ્યા પણ રાતના કેમ ખોદતો હતો અને અમને દેખીને નાઠો કેમ ?' હજી મારાં પડળ પૂરાં ખૂલ્યાં નહોતાં.

'જો કાકા જાણે તો તો ખોદવા જ ન દે.' વિનોદના મોં ઉપર તેજ વધ્યે જતું હતું અને 'નાસું નહિ તો કાકાને કે બીજાને ખબર પડે તો પછી ખોદું કેવી રીતે ? કાકા માને જ શાના ?' વિનોદની વાત આગળ વધતી હતી તેમ તેમ મારી આંખોનાં પડળ ખૂલતાં જતાં હતાં. વિનોદ અને કાકાની આંખમાં અનેરો

પ્રો. સ્વ. કંચનરાય દેસાઈ

# ધાનચીડી કુટુંબ

ગુજરાતના જાણીતા પક્ષીવિશારદ-લેખક ઊર્મિનાં વાચકોને વરસોથી પક્ષીઓ અને પ્રાણીઓ વિષે તલસ્પર્શી પરિચય આપે છે જેને વાચકો એક મહત્ત્વનું અંગ ગણે છે. અહીં પણ એક નવા કુટુંબનો પરિચય આપવામાં આવેલ છે......

## ધાનચીડી

ચકલી જેટલા જ કદની ધાનચીડીનો રંગ પીળો કથ્થાઈ એટલે ચકલીના રંગમાં પીળો કથ્થાઈ રંગ હોય તેવો દેખાય છે. તેના શરીરની શેરકડી પાતળી અને પૂંછડી લાંબી અને ખાખી રંગની પણ બાજુમાં આવતાં પીંછાં ધોળાં હોય છે. પેટાળનો રંગ પીળાશપડતો ધોળો, ચાંચ અને આંખનો રંગ કથ્થાઈ તથા પગ ગુલાબી રંગના હોય છે: નરમાદામાં જરાય ખબર પડતી નથી. બંનેનાં નેણ ઝાંખા પણ સાફ હોય છે. આ પંખી તેના એક અવાજ સિવાય બિલકુલ મૂગાં છે. મેદાનમાં ચણવા ઊતરે છે અને ખાસ કરીને આ ધાનચીડી બગીચા, વાડી અને ખેતર તથા વગડામાં જોવા મળે છે. જેમાં તે નાના સમૂહમાં કે એકાકી જોવામાં આવે છે. અને ઠીક ઠીક નિરીક્ષણ કરવા પાસે જવા દે છે. તેઓનું ચણવું તો ભોંય ઉપર જ હોય છે પણ પાસે જતાં જતાં તરત જ પાસેના વૃક્ષમાં ઊડીને બેસી જાય છે. એ સમયે ઊડતાં તેની પૂંછડીના સફેદ પીંછાં સાફ જોવામાં આવે છે.

પ્રવાસી પંખી હોવાથી તે શિયાળામાં પોતાનાં બચ્ચાંનાં ઉછેર ઉત્તર એશિયા અને હિમાલયની પર્વતમાળામાં કરીને આપણી બાજુ આવી પહોંચે છે. જે સમયે તે ગુજરાત રાજ્યમાં તમામ જગ્યાએ દેખાય છે.

સામાન્ય રીતે તેઓ ખડના કણ ચણતા હોય એવું જોવામાં આવે છે. પણ કાંઈ જીવાત નહીં ખાતાં હોય એવું નથી. બાકી તો તે સામાન્ય રીતે ભૂતલવાસી હોય તેમ ચણતાં જોવામાં આવે છે.

ધાનચીડીને અંગ્રેજીમાં The Tree Pipit કહેવાય છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Anthus trivalis (Linn) એમ કહેવું જોઈએ.

## લીલાશવાળી ધાનચીડી

આ ધાનચીડીનું કદ લગભગ સરખુંજ હોય છે. તેના નામ ઉપરથી જણાઈ આવે છે કે તેની પીઠ ઉપર લીલાશ બતાવી હશે અને તેની લીટીઓ જરા વધારે પાતળી જણાય છે. આ ધાનચીડીને પણ પૂંછડીમાં ધોળાં પીંછાં હોય છે. તેની ખાસિયત પણ આગળ જોઈ ગયા તે ધાનચીડી જેવી જ રહે છે.

ચોક્કસ પ્રવાસી પંખી છે પણ આગળ જોઈ ગયા તે ધાનચીડી જેટલી સંખ્યામાં તેઓ આવતી નથી. પણ તેઓ એક સામટા સમૂહમાં શિયાળાની શરૂઆતમાં આવે અને વસંતમાં પણ એમ જ આવી વળી બહુ ઓછા સમયમાં અદૃશ્ય થઈ જાય છે. કારણ કે તેની ખાસિયત એક જ જગ્યામાં વધારે સમય વિતાવવાની નથી. બાગબગીચા વાડીઓ ખેતરો અને વનમાં તેનો નિવાસ છે. અને ભડકીને નજીકના વૃક્ષ ઉપર બેસી જાય છે.

હિમાલયમાં પ્રજનન કરીને ભારતના ઘણા પ્રદેશોમાં આવે છે પણ જોઈએ તેટલી સંખ્યા સૌરાષ્ટ્રમાં જણાતી નથી. ખડધાન અને જીવાતનો ચારો કરે છે.

લીલાશવાળી ધાનચીડીને અંગ્રેજીમાં the Indian

---

આનંદ હતો. બંનેની આંખોમાં અજબ તેજ હતું. એકની આંખમાં શ્રદ્ધા સાચી પડ્યાનું અને બીજાની આંખમાં શામળિયાના હથિયાર બની ગયાનું. અને માનો ન માનો મને એ બે તેજના પ્રકાશમાં સાક્ષાત શામળિયાની ચતુર્ભુજ આકૃતિનો આવિર્ભાવ થતો દેખાયો.







Tree Pipit કહેવાય છે. અને Anthus hodgsoni (Richmond) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

## પથરાળ ધાનચીડી

દેવાળીઘોડાના ઘાટનું આ પંખી એક સરખા રતાશ પડતા કથ્થાઈ રંગનું હોય છે. જ્યારે ભોંય ઉપર ચાલે છે ત્યારે પોતાનું માથું ઊંચું રાખે છે. તેનો પાછળના આંગળાનો નખ તેની આંગળી જેટલી લંબાઈનો હોય છે અને તેને ટૂંકું નેણ જણાય છે. નરમાદા સરખા રંગનાં હોય છે. અને બીડમાં ખેતરમાં કે ખુલ્લા મેદાનમાં એકાકી ફરતાં જોવામાં આવે છે. તેની ઊડવાની રીત ભોંયસરસી અને ઝડપી છે અને ઊડતાં ઊડતાં અવાજ કરતાં ઊડે છે.

હિમાલયમાં પ્રજનન કરીને ગુજરાત રાજ્યમાં ઘણે ઠેકાણે આવે છે અને જીવાત તથા ધાન્યનો આહાર કરે છે.

પથરાળ ધાનચીડીને અંગ્રેજીમાં the Brown Rock Pipit કહે છે અને વૈજ્ઞાનિક નામ છે Anthus similis (Jerdon).

## દેશી ધાનચીડી

આ દેશી ધાનચીડીનો રંગ પીળો કથ્થાઈ અને અંદર ઘેરી લકીરો પીઠ ઉપર આવે છે. અને તેનાં બીજાં સગાં કરતાં છાતી ઉપર આ લીટીઓ ઓછી દેખાય છે. તે ઉપરાંત ક્યારેક આ લકીરોની હસ્તી જણાતી નથી અને તેનો પાછળનો નહોર થોડો વળેલો અને લાંબો હોય છે. આની પૂંછડીના બહારનાં પીંછાં પણ ધોળાં રહે છે. નેણો સાફ દેખાય છે. એક ઝાંખી કથ્થાઈ લકીર કાન આગળ અને બીજી ગળા ઉપર હોય છે. પગનો રંગ રતાશ પડતો પીળો, ચાંચ શીંગડીઆ રંગની પણ મૂળમાં આ રંગ ઝાંખો વરતાય છે.

આ પંખીનો વસવાટ ખુલ્લા પ્રદેશમાં ખેતી પાસે અને સરોવર પાસે છે. ભોંય ઉપર દિવાળીઘોડા માફક ચાલતાં જોવામાં આવે છે. તેનાં નાની ઉમ્મરના પંખીની પીઠ અને પાંખ ઉપર તથા છાતી ઉપર તલકાંની સંખ્યા ઘણી અને બહાર પડતી હોય છે. નરમાદા એક સરખા રંગનાં જણાય છે.

દેશી ધાનચીડી આપણું સામાન્ય પંખી છે પણ ખાસ નજરે ચડતું નથી. ઘણાં પક્ષી–વિશારદોનું માનવું છે કે જ્યાં વસે છે ત્યાં જ બચ્ચાં આપે છે પણ તેના માળા મારા જોવામાં આવ્યા નથી. પણ ખાસ તો તે શિયાળામાં જ આપણી બાજુ જોવામાં આવે છે.

તેનો આહાર જીવાત અને ધાનનો છે. ક્યારેક હવામાંથી ઊડતી જીવાત પણ પકડી લે છે.

દેશી ધાનચીડીને અંગ્રેજીમાં the Indian Pipit કહેવાય છે અને Anthus novaeseelandiae (gmelin) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

## પીળાશવાળી ધાનચીડી

દેશી ચકલીના રંગની આ ધાનચીડીમાં પીછાંની કોર રેતીઆ પીળા રંગની હોય છે. છાતી ઉપર બહુ લીટીઓ આવતી નથી અથવા તો તેનો રંગ પીળાશ પડતો ધોળો હોય છે. આંખ નીચે બે કાળી લકીરો અને પીળાશ પડતાં ધોળાં નેણ અને આંખમાંથી કાળી લીટી નીકળે છે. આમાં બીજી જાતો આવે છે પણ એ તો પાસે રાખી જોઈ હોય તો ખબર પડે.

આપણે ત્યાં શિયાળામાં દરીઆકાંઠે અને રેતીની ટેકરીઓમાં આવે છે અલબત તેને પસંદ તો સપાટ પ્રદેશ જ છે.

પૂર્વ અને મધ્ય એશિયામાં તેનું પ્રજનન થાય છે ત્યાંથી શિયાળામાં ગુજરાત રાજ્યમાં આવે છે જ્યાં તે જીવાત અને એવું ખાય છે.

પીળાશવાળી ધાનચીડીને અંગ્રેજીમાં the tawny Pipit કહે છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે તેને Anthus campestris (Linn) કહેવું જોઈએ.

## હોડ્ગસનની ધાનચીડી

આ ધાનચીડીનું માથું ઈંટીઆ રાતા રંગનું અથવા તો ગુલાબી રંગનું અને પહોળાં આછાં પીળાં નેણ,

ગરદન અને છાતી સરસ પીળાશ પડતાં ગુલાબી રંગના પેટાળનો રંગ ગુલાબી ઝાંયવાળો તેમાં ચોખ્ખા કાળા લીટા દેખાય છે

પીઠનો ભાગ કાળાશ પડતો જેમાં લીલાશવાળો કથ્થાઈ રંગ ભળી ગયેલો. પૂંછડી ઘેરા કથ્થાઈ રંગની જેમાં સૌથી છેલ્લાં પીછાંની કોર ધોળી જણાય છે. આંખો ઘેરી કથ્થાઇ, પગનો રંગ કથ્થાઈ હોય છે, જ્યારે તેઓ શિયાળામાં આપણી બાજુ આવે છે ત્યારે ઉપરનો રંગ હોતો નથી પણ તેનું માથું અને છાતી ગુલાબીને બદલે લોઢાના કાટના રાતા રંગને મળતું હોય છે અને નાની ઉમ્મરનાં પંખીનો રંગ ઘણી રીતે લીલાશવાળી ધાનચીડીને મળતો આવે છે. નરમાદાના રંગમાં તફાવત આવતો નથી.

આ પંખીને ભેજવાળી જગ્યા વધારે ગમે છે જ્યાં ઊંચે નીચે થતી ઉડાનથી ઊડતાં જોવામાં આવે અને ભડકીને ઊડે ત્યારે ચીફ્ચીફ્ કરતાં ઊડે છે.

અફઘાનિસ્તાન અને હિમાલયમાં પ્રજનન કરે છે ત્યાંથી શિયાળામાં ઉત્તર ભારત અને બર્મા સુધી દક્ષિણે પહોંચી જાય છે. આ પંખી અહીં બહુ દુર્લભ ગણાય છે, ભાગ્યે જ જોવામાં આવે છે. ચારો તો તેના સગાંની જેવો જ છે.

હોગસનની ધાનચીડીને અંગ્રેજીમાં the Hodgson's Pipit કહેવાય છે અને Anthns Roseat (Blyth) એ એનું વૈજ્ઞાનિક નામ છે.



**દેવજી રા૦ મોઢા**

## આમેય તારી હોડી...

આમેય તારી હોડી માલમ, જાય છે સામે પાર;
એકને કારણ ન્હેં વધી જાય એટલો કાંઈ ભાર:
આમેય તારી હોડી માલમ૦

બપોર દિ'ની વેચવા આવી મહીડાં આણી મેર;
હટાણું કરી, નવરી પડી હમણાં જવા ઘેર:
હોંશભરી મને હોડીમાં તું ચડતાં શાને વાર ?
આમેય તારી હોડી માલમ૦

ઘણુથી વછો વા'લમ, મારી ધરતો હશે યાદ;
'મા ! મા !' કહી બાલુડાંનાયે હશે સુકાતા સાદ;
રઘવાયાં મારાં ઢોરના હશે પડઘાતા પોકાર!
આમેય તારી હોડી માલમ૦

લોભમાં પડ્યો હોય તો વીરા ! અદકાં લેજે દામ;
સાંકડમોકડે બેસું, આ તો ઘડીકનું છે કામ;
ઘડીકનું આ કામ ને આખી જિંદગીનો આભાર!
આમેય તારી હોડી માલમ૦



**'મધુરમ'**

## આજ

આજ મ્હોરી મ્હોરી પ્રીત
વનવગડામાં જાણે કોયલ ગાતી કૂજનગીત
ચંદન જેવી ચાંદની ચમકે ચળકે ચેતન ચિત્ત
ફૂલડામાંથી ફોરમ ફરકે ફળતું કો નવનીત
ચોગરદમ નવજીવન નીતરે દાખે જીવનમિત
આજ મ્હોરી મ્હોરી પ્રીત

સમીરણના સૂસવતા સૂરમાં સરતું સપનું ભીત
તરવરતાં તરુઓમાં તરતું જાણે આનંદગીત
ઉદધિ ઉછળે, મુકુલો મલકે, પંખી પીરસે
પ્રીતની જીત
આજ મ્હોરી મ્હોરી પ્રીત.

સરિતા સરવર સરકે સ્નેહે મલકે મનનું મિત,
આજ મ્હોરી મ્હોરી પ્રીત.







ભગવતીકુમાર હ० શર્મા

# શસ્ત્રક્રિયા

વિજ્ઞાનયુગમાં જીવતા માણસમાં પણ આજે ડર છે, ગભરાટ છે. સફળ દાક્તરી અખતરાઓ પછી પોતાની જિંદગીની ખતરનાકતા જાણે હમેશાં નજર સામે તરવરતી જ હોય છે. અહીં રજૂ થતી વાર્તામાં પણ એવા જ માનવીનું વિશ્લેષણ થયેલ છે જે દરેકમાં હોય......

આવતી કાલે સવારે ફાંસી આપવાની હોય અને કેદી આગલી આખી રાત જે ભયંકર માનસિક યાતના અનુભવી રહે એવી જ કંઈક મનોદશા આજે સમીરની હતી. પરિસ્થિતિમાં તફાવત કહો તો તફાવત અને ઉમેરો કહો તો ઉમેરો એટલો જ હતો કે આવી મનઃસ્થિતિમાં સમીર ઉપરાંત એનું આખું કુટુંબ બીંસાઈ રહ્યું હતું. એની વૃદ્ધ મા, એનો વડીલ ભાઈ, એની નાનકડી પુત્રી અને...અને... એની પત્ની ઝંખના...

સવારે નિયમ મુજબ બા વહેલાં ઊઠયાં. કુટુંબનાં બીજાં સભ્યો રોજ તો એ પછી કલાકે જાગતાં, પણ આજે તો બા પથારીમાં બેઠાં થયાં તે સાથે જ બધાંએ પથારી છોડી દીધી. બાએ આંખનું નેજવું ખેંચી ભીંતે લટકતી જૂની ઘડિયાળ તરફ જોઈ સ્વગતની જેમ કહ્યું :

'પાંચ વાગી ગયા, ખરું ?'

ત્યારે મોટાભાઈએ જવાબ આપ્યો, 'હા, બા !'

'કાલે તો આ ટાણે તું ને સમીર મુંબઈ જવા ઊપડીયે ગયા હશો, નહિ ?' પથારીને હાથનો ટેકો દઈ ઊભાં થતાં બા બોલ્યાં અને ત્યારથી જ જાણે આ ઘરનાં કણેકણની માનસિક યાતનાનો આરંભ થઈ ગયો. બા ઊઠીને સીધાં રણછોડરાયની છબી નજીક જઈ હાથ જોડી ઊભાં રહ્યાં. એ એમનો નિયમ હતો, પણ રોજ એમની એ પ્રભાત-પ્રાર્થના એ'ક બે મિનિટમાં જ પતી જતી; આજે ખાસ્સી સાત મિનિટ થઈ, ને તો ય એમને સંતોષ ન થયો હોય તેમ ત્યાંથી ખસતાં ખસતાંયે તેમણે છબી તરફ કેટલીયે વાર નજર નાખી લીધી.

પ્રભાતિયાં ગાવાં એ બાનો નિત્યક્રમ હતો. આજે પણ એ પ્રભાતિયાં એમના મુખમાંથી સર્યાં તો ખરાં, પણ એમને લાગ્યું કે એમનો અવાજ રોજના જેવો મોટો અને બુલંદ નહોતો. ગાતાં ગાતાં ચાર-પાંચ વાર તો તેમને ગળું સાફ કરવું પડ્યું અને 'જે ગમે જગતગુરુ દેવ જગદીશને, તે તણો ખરખરો ફોક કરવો' એ પંક્તિના રટણ વેળાએ તો તેમણે એ'ક વાર આંખોયે લૂછી.

રોજ ઊઠતાંવેંત તાજું છાપું લઈને બેસી જનાર મોટાભાઈ આજે જેવા પથારીમાંથી ઊભા થયા તેવા જ આરામ-ખુરસીમાં બેસી ગયા. છાપું પાસે ટિપોય પર જ પડ્યું હતું છતાં સિંહ જેમ તણખલાને સ્પર્શે નહિ, તેમ તેમણે તેના તરફ નજર સરખીયે ન નાખી. બાના નિત્યના ધાર્મિક કાર્યક્રમો પ્રત્યે રમૂજ-પૂર્ણ અણગમાથી જોઈ રહેનાર મોટાભાઈની દૃષ્ટિ આજે રણછોડરાયની છબીને વંદના કરતાં કે પ્રભાતિયાં ગાતાં ગાતાં આર્દ્ર બનતાં બા ઉપર ઘૂમી રહી અને એ દૃષ્ટિમાં સમભાવની સરવાણી ઉમેરાતી રહી. એટલું જ નહિ, બાએ જ્યારે છબીને પ્રણિપાત કર્યા ત્યારે તો એમને એમ પણ લાગ્યું કે તેમનો પોતાનો દેહ પણ સાષ્ટાંગ દંડવત્ પ્રણામના સ્વરૂપે ઝૂકી રહ્યો છે ! જ્યારે ટિપોય પર એમની પત્ની નીલાએ મૂગે મોઢે ચાનો કપ મૂક્યો ત્યારે જ એમને છાપું હાથમાં લેવાની ઇચ્છા થઈ, પણ છાપું હાથમાં લેતાં જ તેઓ જાણે ધગધગતા લોખંડને સ્પર્શી જવાયું હોય તેમ કંપી ગયા અને જોરજોરથી હાંફવા લાગ્યા. 'ડૉક્ટરની બેદરકારીથી શસ્ત્રક્રિયા દરમિયાન મરણ પામેલો જુવાન,' એટલું મથાળું વાંચ્યા પછી અખબારને સ્પર્શવાની તેમની હિંમત ન ચાલી ને તેમણે છાપું બાજુ પર ફેંકી દીધું. સમીર કે ઝંખના આજનું અખબાર ન વાંચી શકે તો ઠીક એવોયે એમને વિચાર આવી ગયો......



સમીર અને ઝંખના પલંગ પરથી ઊભાં થઈને જેવાં તેમના શયનખંડનું દ્વાર ખોલવા ગયાં કે એક અદ-મ્ય ઊર્મિએ તેમને ઘેરી લીધાં ને બન્ને એકમેકને વળગી પડયાં. ઝંખનાની આંખોમાંથી આંસુ નીતરી પડયાં. સમીરે સ્વસ્થતા જાળવવાનો પ્રયાસ કર્યો ને પછી રમૂજ કરવાનો દેખાવ રચી કહ્યું :

'અરે, તું રડે છે શું ? જોજે ને હું મુંબઈથી તારે માટે બે–ચાર સાડીઓ લેતો આવીશ કે...'

પણ ઝંખના એની એ રમૂજમાં ભળી શકે એમ નહોતી. તેણે ભીના સ્વરે કહ્યું, 'મારે તો તમે મુંબઈથી હેમખેમ પાછા આવો કે બધું જ મળી ગયું.'

'તું તો નકામી ગભરાય છે. મને શું થવાનું હતું ?'

'કાંઈ નહિ, તોયે આ ઑપરેશન...' બોલતાં બોલતાં ઝંખના ધ્રૂજી ગઈ. સમીરે એને ખભે હાથ મૂકી કહ્યું: 'જો, ઝંખના! તારે આટલી બધી ચિંતા ન કરવી જોઈએ. એક તો તારી સ્થિતિ નાજુક છે, તેમાં તું આટલો ઉચાટ કરે તો તારી તબિયત માટે એ...'

'મારી તબિયતની મને કશી પડી નથી; એક તમે—'

'તે મને શું થવાનું હતું ? બ્રોન્કાઈટિસનું ઑપરેશન તો હવે સેંકડો માણસો કરાવતા હશે, પછી...' સમીરે એમ કહ્યું તો ખરું, પણ બોલતાં બોલતાં તે જ હાંફવા લાગ્યો. તેને જોરથી ઉધરસ આવી ને તેણે ઝંખનાને ખભે માથું ઢાળી દીધું. ઝંખનાએ તેને માથે અને છાતીએ હાથ ફેરવવા માંડ્યો. સમીર બળપૂર્વક આંખો ખેંચીને પડ્યો હતો. ઝંખનાએ તેની સામે જોયું અને તેને લાગ્યું કે તેની આંખો પર શસ્ત્રક્રિયા થઈ રહી છે! તેને ચત્તીપાટ સુવડાવવામાં આવી છે, ઉપર મોટો લૅમ્પ ઝળહળી રહ્યો છે. એની આંખોને સાવ ખુલ્લી રાખવાની ગોઠવણ કરવામાં આવી છે અને સર્જનનું ચમકતું ઓજાર ધીમે ધીમે તેની આંખોની નજીક આવી રહ્યું છે...આંખોમાં એ ઓજારની ચમકતી છાયા દેખાય છે...

નાહીને બા પૂજા કરવા બેઠાં. આજે એમની પૂજાનો જાણે અંત જ નહોતો આવતો. તેમણે રાધાકૃષ્ણની મૂર્તિઓને ક્યાંય સુધી સ્નાન કરાવ્યું. 'ટુવાલ' તરીકે વપરાતો હાથમાંનો નાનકડો કટકો એ મૂર્તિઓની કાય પર ફર્યા જ કર્યો. મૂર્તિઓને નવા વાઘા પહેરાવી ચંદનના ચાંલ્લા કરી બા એ તરફ આર્દ્ર આંખે જોઈ જ રહ્યાં. પછી મૂર્તિઓ ઉપર ફૂલ ચડાવતી વેળાએ, પ્રસાદ ધરાવતાં કે આરતી ઉતારતાં બાની આંખો સુકાઈ જ નહિ. અને જ્યારે પાસેની ખુરશી પર બેસીને અખબાર વાંચતા સમીર પાસે તેમણે આશકા લેવા માટે આરતી ધરી ત્યારે જ્યોતિના પ્રકાશથી તેજસ્વી લાગતું સમીરનું ફિક્કું મોં આખેઆખું અંતરમાં સમાવી દેવા માટે તેઓ તરફડિયાં મારી રહ્યાં. રોજ ઔપચારિક રીતે આરતી પર હાથ ફેરવી લેતા સમીરે આજે જ્યારે કાળજીપૂર્વક આશકા લઈને આંખે અડાડી ત્યારે બાના હૃદયને ફરી થોડોક કરાર વળવા લાગ્યો: આવો સરસ છોકરો—જનમ ધરીને જેણે કદી કોઈ પાપ નથી કર્યું—એને ભગવાન શા સારુ દુઃખી કરે ? એ તો ગયા જનમનાં કોઈ પાપ હશે તે એને આ જનમે ભોગવવાં પડે છે. બાકી એને આવો રોગ થાય ને ઑપરેશન કરાવવાની ઘડી આવે ખરી ?

મોટાભાઈ નાહીને ડૉક્ટરને ત્યાં ગયા. ડૉક્ટરે મુંબઈના નિષ્ણાત પર ભલામણપત્ર લખી આપ્યો. પત્ર ખિસ્સામાં મૂકતાં મોટાભાઈએ પૂછ્યું : 'સાહેબ, સમીર વિષે આપ આશાવાદી તો છો ને ?'

'વૅલ...હવે હું 'આઉટ ઑફ પિક્ચર' છું. જે થવાનું હશે તે હવે મુંબઈમાં થશે. ડૉ. ઝવેરી આ વિષયના એક્સ્પર્ટ છે એમના હાથમાં જશરેખા છે. મારા મિત્ર પણ છે, એટલે એમના પ્રયાસોમાં કમી નહિ રહે એટલું હું ખાતરીપૂર્વક કહી શકું. બાકી તો આયુષ્યની વાત છે. કેસ કંઈક એવો ચૂંથાઈ ગયો છે કે આપણને ડર રહે.- એક તો ડાયગ્નેસીસ મોડું થયું, એટલે ટ્રીટમેન્ટ પણ ફેરવાયા કરી છતાં જો ઈશ્વરને સારું કરવું હશે તો જ આ તબક્કેય રોગ હાથમાં આવ્યો હશે એમ માનીને આગળ વધવું રહ્યું. તમારા

મધાનું પુણ્ય જોર કરે એમ ઇચ્છું છું. બીજું શું ?' કહી ડૉકટરે હાથ લંબાવ્યો. મોટાભાઈ જાણે સહારો ઢૂંઢતા હોય તેમ તેમણે એ હાથ દબાવી દીધો. થોડી-વારે ડૉકટરે એમની પાસે સમીરના 'એકસ-રે' માગ્યા. મોટાભાઈએ તરત ફોટોગ્રાફનો થોકડો ટેબલ પર મૂક્યો. ડૉકટર પ્રકાશ તરફ ધરીને તે જોવા માંડ્યા. મોટાભાઈ પણ એ તસ્વીરોને જોઈ રહ્યા. એમને તો કશું સમજાતું ન હતું. પારદર્શક કચકડા પર કાળા સફેદ ડાઘા...વચ્ચે વચ્ચે પાંસળીઓ ને...ડૉકટરે મમને ફોટોગ્રાફ પાછા આપી દીધા અને મોટાભાઈએ મમની રજા લીધી. જતાં જતાં બારણામાં થંભી કટરના પ્રતિભાશાળી વ્યક્તિત્ત્વને જોઈ લેવાની ચ્છા તેમનાથી રોકી ન શકાઈ. તેમને વિચાર ાવ્યો; આટલો હોંશિયાર માણસ શું સમીરને નહિ ગારી શકે? ને એના કરતાંયે મુંબઈમાં પેલો ભણાત તો કયાંય ચડિયાતો ! એય શું...?

સ્થ થવાનો પ્રયત્ન કરતા તેઓ દવાખાનાનો દાદર તરીને નીચે આવ્યા. તરત જ એક બિલાડી એમની ાગળથી દોડી ગઈ. તેઓ ચમકયા. પછી મનોમન સી પડયા. એમના જેવો ભણેલો ગણેલો, બુદ્ધિવાદી ાણસ આવા વહેમમાં માને એ કેવું વિચિત્ર કહે-ય ? વિચાર આવ્યો ને તેમણે ચાલવા માંડયું છતાં લી બિલાડી એમની નજર આગળથી ખસી નહિ. ઓ રસ્તાની બાજુ પર જોરથી થૂંકયા ને આગળ ધ્યા...

ંખનાએ આજે સમીરને ભાવતી વેઢમી અને કચોરી નાવ્યાં હતાં. સમીર પાટલે બેઠો ને થાળીમાં એ વાનગી તેણે જોઈ. તેની આંખોમાં એક ચમક વીને શમી ગઈ. તે ઝંખના તરફ જોઈને બોલ્યો, ા માટે આજે આવું બધું બનાવ્યું ? ડૉકટરે ાવો ખોરાક લેવાની સાફ ના પાડી છે તે તું ાણતી નથી?'

ાણું છું.' ઝંખનાએ ધીમે સાદે જવાબ આપ્યો.

 પછી ?' સમીરે ઊંચે સ્વરે સવાલ પૂછયો.

'કાલ તમે જવાના છો એટલે મને એમ કે આજે તમને ભાવતી વાનગી બનાવું. છેલ્લા એક વર્ષથી તમે સાદા ખોરાક સિવાય બીજું કશું ખાધું કયાં છે ?'

'પણ ડૉકટરે ના પાડી છે. તેનું શું ? એક તરફથી ડૉકટરના હુકમનો ભંગ કરવો ને બીજી તરફથી સાજા થઈ જવાની આશા રાખવી એ કેવું?'

'એક દિવસ વેઢમી-કચોરી ખાવાથી કાંઈ નહિ થાય.'

'સાજો થઈશ પછી તો એ બધું ખાવાનું જ છે ને?' સમીરે જવાબ આપ્યો અને ઉમેર્યું, 'આ તો તને એવી શંકા છે કે હું કયાંક સાજો નહિ થાઉં, એટલે...'

ઝંખનાએ હોઠ બળપૂર્વક ભીડીને ડૂસકું રોકયું, પછી કંપતા સ્વરે કહ્યું, 'તમારે વેઢમી ખાવી હોય તો ખાવ, નહિતર... પણ મહેરબાની કરીને આવું ન બોલો...'

જવાબમાં સમીર હસ્યો પણ હાસ્ય ફિક્કું હતું—ગ્લાસમાં ઠાલવ્યા પછી દસ મિનિટ બાદની સોડા જેવું. તેણે નિરાંતે વેઢમી અને કચોરી ખાવા માંડયાં. ભાણામાંની વેઢમી પૂરી થઈ ગઈ ત્યારે તેણે ઝંખના પાસે બીજી વેઢમી માગી. ઝંખનાએ એની સામે જોયું, તેની આંખમાં જાણે પ્રશ્ન ડોકાતો હતો : 'ડૉકટરે મના કરી છે ને?' એ પ્રશ્ન પારખી ગયો હોય એમ સમીર બોલ્યો,

'મૂકી દે ને એક વેઢમી... પછી તને અસંતોષ રહી જશે... હું કયાંય મુંબઈમાં જ લાંબો થઈ...'

સગડી પાસે બેઠેલી ઝંખનાને એકાએક જ પોતે જ્યારે કુંવારી હતી ત્યારે પગે થયેલા એક ગૂમડાની ડૉકટરે શસ્ત્રક્રિયા કરી હતી એ પ્રસંગ યાદ આવી ગયો હતો. પરુના ભરાવાથી તે તગતગ થઈ રહ્યો હતો, પીડાનો કોઈ પાર ન હતો, અને ડૉકટરની છરી અંગૂઠાની વધુ ને વધુ નજીક આવતી જતી હતી. પછી એ છરી અંગૂઠાને સ્પર્શી, ઝંખનાએ તેનામાં જેટલું બળ હતું તેટલું એકત્ર કરીને ચીસ નાખી,

દવાખાનામાં ખળભળાટ વ્યાપી ગયો. ડૉક્ટરે ઠંડે કલેજે કંઈક રમૂજ કરી અને છરીને ફેરવવા માંડી...

...બપોરે બાએ સમીરના ગળામાં એક કાળો દોરો બાંધવાનો પ્રયાસ કર્યો. સમીરે તેનો વિરોધ કર્યો, 'આ શું બા? કેવું ખરાબ લાગે?'

બાએ એકદમ કચવાઈ જઈને કહ્યું, 'તું તો ગાંડો થયો છે સમીર! આ તો મહાદેવજીનો દોરો છે. વિઠ્ઠલવાડીમાં પેલા નવા મહારાજ આવ્યા છે, તેમણે મને આપ્યો. કહ્યું છે: 'તેરે બચ્ચેકા બાલ ભી બાંકા નહિ હોયગા' આવા મહાત્માની પરસાદી કાંઈ પડતી મુકાય? પહેરી લે દીકરા...!'

'પણ બા...'

'ના સમીર! આજે તો તારે મારું કહ્યું માનવું જ પડશે. મારા સમ.'

સમીરે દલીલો કરવાનું છોડી દીધું અને બાને હાથે ગળામાં કાળો દોરો બંધાવી લીધો. બાએ એના તરફ જોયું ને તેમની આંખોમાં સંતોષ પ્રગટી ઊઠ્યો. તેમણે કહ્યું, 'હવે મારા મનને ટાઢક વળી...'

ત્યાં ઝંખના બેબીને લઈને આવી ઊભી. બેબીએ સમીરની પાસે જવા હાથ લંબાવ્યો. સમીરે તેને ઊંચકી લીધી. બેબી હસી પડી. રમતાં રમતાં તેના હાથમાં પેલો કાળો દોરો આવ્યો. તેણે તે જોરથી ખેંચ્યો. ખડખડાટ હસી પડ્યો. બાએ એ જોયું, એમના મનમાં ધ્રાસકો પડ્યો. તેઓ ઝટ ઊભાં થયાં ને બેબીને ઊંચકીને ઝંખનાને આપી દીધી, પછી બબડ્યાં:

'આવી છે ત્યારનો બાપને બિચારાને ચક્કરે ચડાવ્યો ને હવે મહાત્માનો દોરો તોડવો છે?'

ઝંખના બેબીને લઈ વેગીલે પગલે રસોડામાં ચાલી ગઈ. સમીર સ્તબ્ધ બનીને ખોડાઈ ગયો.

નમતે પહોરે મોટાભાઈએ સમીર તથા પોતાના પ્રવાસનો સામાન તૈયાર કરવા માંડ્યો. તેમણે જ્યારે કબાટમાંથી પોતાની બે ગરમ શાલ કાઢીને સમીરની બેગમાં મૂકી દીધી ત્યારે સમીર બોલી ઊઠ્યો,

'મોટાભાઈ! આટલી બધી કાંઈ શાલની જરૂર નથી. મારી પાસે એક છે તે ચાલશે.'

'પણ વધારે રાખવામાં તારું જાય છે શું? આ તો બહારગામના મામલા રહ્યા; મુંબઈમાં હૉસ્પિટલમાં તારે રહેવું પડે, ચોમાસાના દિવસો ચાલે છે, મુંબઈનો વરસાદેય ભારે, એટલે ..'

અને પછી તો છેક રાત સુધી સામાન બાંધવાનું કામ ચાલ્યું. મોટાભાઈએ શાલ, ચાદરો ધોતિયાં દવાઓ પુસ્તકો, ટોર્ચ, સ્વેટર, મફલર, રિસ્ટવૉચ, સમીરને એક સમયે વગાડવી ખૂબ ગમતી એ પિત્તળની વાંસળી; બાએ રણછોડરાયજીની એક નાનકડી છબી, ગીતાનો ગૂટકો, એક તુલસીમાળા, કંકુની એક ડબ્બી, દ્વારકાનો એક જૂનો ખોરો થઈ ગયેલો પ્રસાદ, પાણી પીવા માટેનું 'પવાલું', અડધો ડઝન કાચી સોપારી, એક જૂની બંડી; ભાભીએ પોતાના પિયરના ગામના ખોડિયાર માતાની નાડાછડી, બે કાંસકા, એક પાવડરનો ડબ્બો, એક બ્રશ અને ઝંખનાએ...

જ્યારે સમીર સિવાય બીજાં બધાં બાજુના ખંડમાં હતાં ત્યારે ઝંખનાએ સમીરની બૅગમાં બંને જણની એક યુગલ તસ્વીર ગોઠવી ઉપર કપડાં મૂકી દીધાં. સમીરે પૂછ્યું,

'પણ તારી પાસે મારો ફોટોગ્રાફ—'

'છે. આ તો તમને એટલા માટે...'

'ઠીક, પણ તું સાથે આવી શકી હોત તો—'

'કમનસીબી આવે છે ત્યારે ચારે તરફથી માણસ ઘેરાઈ જાય છે. જુઓને, એક તરફ તમારું ઑપરેશન અને બીજી તરફ મારે છેલ્લા દિવસો...' કહી ઝંખનાએ પોતાના ઉદર પ્રત્યે અણગમાપૂર્ણ દૃષ્ટિ નાખી લીધી. સમીર પ્રેમપૂર્વક બોલ્યો,

'એમાં એ બિચારા જીવનો શો દોષ? કુદરત ઇચ્છશે તો એને પગલે મારું ઑપરેશન સફળ થશે.'

સમીરના આ શબ્દો સાંભળીને ઝંખનાએ એક પ્રકારનો રોમાંચ અનુભવ્યો. પોતાનું માતૃત્વ પોતાના સૌભાગ્યને સુરક્ષિત રાખવામાં સહાયભૂત નીવડશે

એવા ખ્યાલે તેને ધન્યતાની લાગણીનો અનુભવ થયો.

ત્યાં બાજુના ખંડમાંથી બા અને મોટાભાઈ બહાર આવ્યાં. ફરી તેમણે સમીરની બૅગમાં કપડાં ખડકવા માંડયાં. બેબીનું રૂદન સંભળાયું એટલે ઝંખના ત્યાંથી ચાલી ગઈ. સમીરની બૅગ હવે અપચો ભોગવતા ઉદર જેવી બની ગઈ હતી. મોટાભાઈ જે કપડાં એમાં મૂકવા માગતા હતા તે હવે એમાં સમાઈ શકતાં ન હતાં. સમીરે કહ્યું,' મોટાભાઈ! આ કપડાં ખરેખર વધારાનાં છે. મારે એની કશી જરૂર નથી. બૅગમાં તે સમાઈ શકે તેમ પણ નથી.'

'તેં કે'દી સામાન બાંધ્યા હોય તે તને ખ્યાલ આવે? જોજેને તું, હમણાં આ બધાં કપડાં બૅગમાં સમાઈ જશે, ને તોયે જગ્યા વર્તાશે.' કહી મોટાભાઈ ઉત્સાહમાં આવી ગયા. તેઓ ચડપ દઈને બૅગ ઉપર બેઠા ને તેમણે બળ કર્યું. બૅગનું ઢાંકણું દબાવ્યું, તેની સાથે જ અંદરથી એક કર્કશ અવાજ આવ્યો. સમીર ચમકયો. મોટાભાઈ પણ બૅગ પરથી ઊભા થઈ ગયા. સમીરે એકદમ બધાં કપડાં બહાર કાઢયાં. વળતી ક્ષણે તેની અને ઝંખનાની પેલી યુગલ તસ્વીરની ફ્રેમના કાચના ટુકડે ટુકડા તેની નજરે પડયા. તેના હૃદયમાં એક સબાકો જાગ્યો. ઝંખના પણ ત્યાં આવી પહોંચી. સમીરે અંદરથી છબી બહાર કાઢી. કાચના ટુકડાઓ ખણણ કરતા વેરાઈ ગયા. ઝંખના છળી ઊઠી. સમીરે એની સામે જોયું. ઝંખનાની આંખોમાં પાણી હતા. મોટાભાઈ જાણે પોતે કોઈ ગુનો કર્યો હોય તેમ સ્તબ્ધ બની ગયા. બાએ માંડ માંડ મૌનના દુર્ગમાં ડોકિયું કરવાની હિંમત કરી, 'કોણે આ છબી બૅગમાં મૂકી?' પણ પછી તેઓ તરત જ ચૂપ થઈ ગયાં, પોતાના પ્રશ્નનો કોઈ જવાબ નહિ મળે એની એમને ખાતરી થઈ ગઈ.

ઝંખના વેગીલે પગલે એના ખંડમાં ચાલી ગઈ. દીવાલ પર જ્યાં પેલી યુગલતસ્વીર રોજ ટીંગાતી રહેતી હતી, ત્યાં આજે કાંઈ ન હતું એ દૃશ્ય એની નજરે પડયું અને એની છાતીમાં જાણે શૂળ ભોંકાઈ ગઈ. સુવાવડ વખતે જ્યારે "બેબી" 'બહાર પડતી' ન હતી ત્યારે લેડી-ડૉકટરે તેને 'સીઝેરિયન ઑપરેશન' કરેલું તે વેળાની અકથ્ય પીડા તેના શરીરના અણુએ અણુમાં તે ક્ષણે ફરીથી સજીવ થઈ ઊઠી. ડૉકટરનું શસ્ત્ર તેની કાયાનાં પડે પડને જાણે વીંધતું, ત્વચા કપાતી જતી હતી, છેદ પડતાં જતાં હતાં, ટાંકા લેવાતા જતા હતા, વેદનાના શતસહસ્ર બાહુઓ તેને જાણે ભીંસી રહ્યા હતા...

રાત પડી અને બાએ સમીર પર શીખામણ અને સલાહનો સ્રોત વહેવડાવવો શરૂ કર્યો.

'જો દીકરા, ગાડીમાં સાચવીને જજે. કોઈ કાંઈ ખાવાનું આપે તો તે લેતો નહિ. ગાડીમાં જગ્યા મળે તો સૂઈ રહેજે; વાંચ વાંચ કરતો નહિ, તું મુંબઈ ઑપરેશન કરાવવા જાય છે, હરવા-ફરવા નહિ એ ધ્યાનમાં રાખજે. બાકી તું તો મુંબઈ જોઈને ગાંડો થાય છે એ હું જાણું છું ને! ખબરદાર રખડયો છે તો! હૉસ્પિટલમાં દાખલ થયા પહેલાંયે તારે તો આરામ ને આરામ જ કરવો પડશે. મોટો કહે એટલું જ તારે કરવાનું. તું જો જરાય રખડશે તો મેં મોટાને કહી રાખ્યું છે; એ મને તરત કાગળ લખશે ને આવે શરીરેય હું ત્યાં દોડતી આવીશ. ને દીકરા! ડૉકટર કહે એમ બધું બરાબર કરજે. દવા પીવાનો તને ભારે અણગમો છે એ હું જાણું છું, પણ હૉસ્પિટલમાં ગયા પછી તો આપણી જાત પર ડૉકટરનો જ કબજો! એ જ આપણાં મા બાપ, સમજ્યો?'

સમીરે કંટાળો વ્યક્ત કરતાં કહ્યું, 'બા! તું તો એવી વાત કરે છે, જાણે હું છેક નાદાન બાળક હોઉં.'

બાએ તરત જવાબ આપ્યો, 'હા, છોકરાં ગમે એટલાં મોટાં તો ય માબાપને મન તો બાળક જ રહે. ને તું તો બાળકથીયે પેલો છે! ન તો તને ચાનો એક પ્યાલો સરખોયે બનાવતાં આવડે છે કે ન તો એક ઘેતિયું છબછબાવી નાખતાં! આંખથી તને અળગોયે

નથી કર્યો, તેમાં આ તારું દરદ...' બોલતાં બાની આંખોમાં આંસુ આવી ગયાં' પણ તેને લૂછયા વિના જ તેમણે ઉમેર્યું, 'ઈશ્વરેય કેવો અન્યાયી છે! મારા સરખી ઉંમરે પહોંચેલીને કડેધડે રાખી ને તારા જેવો ઊગીને ઊભો થતો જુવાન આ ગોઝારા દરદમાં સપડાઈ જાય? આનું જ નામ કળિયુગ, દીકરા! પૂરવ જનમમાં મેં કેવાંયે પાપ કર્યાં હશે તે જુવાન દીકરો ઑપરેશનની પીડા વેઠે...' અને હવે તો રુદનનું બળ એવું વધી ગયું કે શબ્દો જ એમાં રૂંધાઈ ગયા.

મોટાભાઈએ ફરી એક વાર બધો સામાન તપાસી લીધો, કોઈ વસ્તુ રહી જતી નથી ને તેની ચકાસણી કરી લીધી, એકાદ-બે ચીજ ખૂટતી લાગી તે ગમેતેમ કરીને ગોઠવી દીધી, સવારે—કહોને કે મળસ્કે પહેરવા માટેનાં કપડાં અલગ રાખ્યાં. છત્રીનો સળિયો તૂટી ગયો નથી ને એ જોઈ લીધું, 'એલાર્મપીસ'માં કાંટો સાડાચાર પર ગોઠવી દીધો ને પછી તેઓ હીંચકે બેઠા. બા મૂગાં મૂગાં તેમની પાસે આવ્યાં ને એમના હાથમાં ચારસો રૂપિયાની નોટો મૂકી દીધી. મોટાભાઈએ સહજ એની ગણતરી કરી, પછી કહ્યું, 'બા, પાંચસોની વાત હતી ને?'

'હા, પણ અહીં વહુને સુવાવડ આવે એમ છે, એટલે મારેય હાથ પર સો રૂપિયા તો રાખવા જોઈએ ને? હમણાં તો તું આટલા લઈ જા, બાકીનો વેત પછી કરીશું.'

'પણ...'

'મારી પાસે તો હવે કાંઈ નથી ભાઈ!' કહી બા જમીન પર બેસી ગયાં.

'ઓહો, એમાં મુંઝાવાની કાંઈ જરૂર નથી. મારી પાસેથી સો રૂપિયા તો નીકળશે' કહી મોટાભાઈએ ખૂણામાં બેઠેલી પોતાની પત્નીને સંબોધીને કહ્યું: 'એય, આપણી બૅગમાં પેલું નોટોનું બંડલ છે તે કાઢ તો!'

પત્ની દલીલ કરવા ગઈ, 'પણ એ તો મારા પિયરના' ત્યાં તો મોટાભાઈનો મિજાજ ગયો, 'અરે, પિયરના ને સાસરાની કરવાવાળી! અહીં છોકરો મરવા પડ્યો છે ને તને પિયર-સાસરાના ભેદ સૂઝે છે? ઊઠ, કહું છું.'

પત્ની મોઢું ચઢાવીને ઊભી થઈ. સમીર અને ઝંખનાએ એક બીજાની સામે લાચારીની દૃષ્ટિ કરી લીધી. રૂપિયા આવ્યા એટલે મોટાભાઈએ કાળજીપૂર્વક તે સમીરની બૅગમાં મૂકી દીધા, પછી તેઓ બોલ્યા, 'હવે સૂઈ જઈએ બધાં. સવારે ઊઠવાનું છે.'

'હા.' બાએ કહ્યું, પણ કોઈ ઊભું ન થયું. મોટાભાઈ હીંચકા પર જ બેસી રહ્યા. બાએ ફરશ પર બેઠાં બેઠાં માળા ફેરવવી ચાલુ રાખી. સમીર અને ઝંખના નીચું મોં કરીને બેસી રહ્યાં—વચ્ચે વચ્ચે એકમેકની સામે જોઈ લેતાં. ખંડમાં અતૂટ મૌન વંટોળિયાની જેમ ફેલાઈ ગયું. આમ ને આમ દસેક મિનિટ વીતી ગઈ. મોટાભાઈ ફરીથી બોલ્યા,

'ચાલો હવે પથારીમાં પડીએ.' કહી તેઓ હીંચકા ઉપરથી ઊભા થયા અને પાછા બેસી ગયા. ફરીથી સહુ પોત પોતાને સ્થાને જ રહ્યાં. ફરીથી ખંડમાં ધીરા શ્વાસોચ્છ્વાસ માત્ર સંભળાઈ રહ્યા. કેટલીયે ક્ષણો પસાર થઈ ગઈ. સમીરને છાતીમાં રૂંધામણ જેવું લાગ્યું. તેણે મોટેથી બગાસું ખાધું, પછી તે ઝડપથી ઊભો થઈ ગયો અને વગર બોલ્યે પોતાના ખંડ તરફ વળ્યો. ઝંખનાએ પણ તેનું અનુકરણ કર્યું.

ખંડનાં બારણાં દેવાઈ ગયાં. સમીર મૂગો મૂગો પલંગમાં ચત્તો પડ્યો. ને અન્યમનસ્ક આંખે છત તરફ જોવા લાગ્યો. ઝંખનાએ ઘોડિયામાં સૂતેલી બેબીને કશુંક ઓઢાડ્યું ને પછી તે ધીમે પગલે સમીર પાસે આવી. એના ગાલ પર હાથ મૂકીને ઊભી રહી. સમીર કશું ન બોલ્યો, તેણે ઝંખનાની સામે જોયું પણ નહિ. ક્યાંયસુધી તો ઝંખના પાષાણની જેમ ઊભી રહી, પછી તેણે સમીરનું મોં જરાક હલાવી પોતાની તરફ ખસેડ્યું. બંનેની આંખો

મળી. સમીર ફિક્કા અવાજે બોલ્યો,
'ઝંખના! આજે કદાચ છેલ્લી રાત...'

અને અત્યાર સુધી સાંકળે બાંધેલા કેદી જેવો સંયમ આંખોની દીવાલ ઠેકીને અશ્રુના ગુપ્તવેશે રેલાઈ ગયો.

'ગાંડી! એમાં રડે છે શું? જે કદાચ અનિવાર્ય છે તેને ક્યાં સુધી અળગું રાખવું? કશો ભય છે જ નહિ એવી છેતરપિંડીમાં ક્યાં સુધી રાચવું? ઠગારી આશાની આળપંપાળથી શો ફાયદો? જે આપત્તિ આવવાની છે તેની અપેક્ષા રાખીને સામનો શા માટે ન કરવો?

'મારે એવું કશું નથી સાંભળવું. તમને કાંઈ નથી થવાનું.'

'તો પછી તું રડે છે શા માટે? તારી શ્રદ્ધા કેમ ઢીલીપોચી બની રહી છે?'

'તમે એવું બોલો છો તે!'

'હું તો તને વાસ્તવિકતાનું ભાન કરાવવા માટે એવું બોલું છું.'

'નહિ જોઈએ એવું ભાન.'

'એ તો કાયરતા છે.'

'ભલે રહી કાયરતા' કહી ઝંખનાએ સમીરની છાતીમાં મોં છુપાવી દીધું. સમીરના બંને હાથ તેને વીંટળાઈ વળ્યા. નાનકડા ખંડની નિઃસ્તબ્ધતા ઘેરી બની ગઈ. ઝીણો 'નાઇટલેમ્પ' જલી ઊઠ્યો. ઘડિયાળની ટક ટક ઘૂંટાયેલા શ્વાસોચ્છ્વાસને જાણે ચટકા ભરી રહી. ઘોડિયામાં સૂતેલી બેબીનો ક્વચિત્ સળવળાટ, અર્ધતન્દ્રામાં ખેંચાતી દોરીનો કિચૂડાટ, બંગડીનો રણકાર, ઓચિંતું સંભળાઈ જતું અર્ધપ્રગટ ડૂસકું...અને રાત પસાર થઈ રહી...

અર્ધી ઊંઘમાં ઝંખનાને સ્વપ્નું આવ્યું. જાણે તે હૉસ્પિટલમાં 'ઑપરેશન થિયેટર'ના ખાટલા પર પડી છે. તેની આસપાસ ત્રણેક સર્જનો અને એટલી જ નર્સો મોં પટ્ટી બાંધીને પ્રેત જેવાં ઊભાં છે. તેમની વચ્ચે ઝડપથી શસ્ત્રોની આપલે થઈ રહી છે. તેના નાક નજીક ક્લોરોફૉર્મ મુકાયું છે. તેને 'એક...બે...ત્રણ...ચાર...' બોલવા આદેશ અપાય છે, તે આંકડા બોલતી જાય છે, તેના શ્વાસોચ્છ્વાસ ઘેરા બનતા જાય છે. તેની આંખો બીડાતી જાય છે. તે તંદ્રામાં સરતી જાય છે. ઘેરાતી આંખેય તે સર્જનોના ઓજાર જુએ છે. એ ઓજાર તેના હૃદય તરફ નમે છે, કશોક કાપ મુકાતો હોય એમ તેને લાગે છે ને તે જોરથી ચીસ પાડી ઊઠે છે, સ્વપ્નું ખંડિત થઈ જાય છે..

ઝંખનાની ચીસ 'એલાર્મ'ની ઘંટડીના ઝણકારમાં ભળી ગઈ અને સમીર પથારીમાં બેઠો થઈ ગયો. તેણે ઝંખનાને પોતાને ખોળામાં સુવાડી દીધી અને તેને કપાળે હાથ ફેરવવા માંડ્યો. ઝંખના તેને વળગી પડી. સમીરે કહ્યું, 'હું તારી પાસે જ છું ઝંખના! ગભરાતી નહિ.'

'એલાર્મ'ની ઘંટડી આમ તો મોડી પડી હતી, કેમ કે બા તો ક્યારનાંયે નાહીધોઈ ને પૂજામાં બેસી ગયાં હતાં. એમના હોઠ અવિરત પ્રભુનામસ્મરણમાં ફફડી રહ્યા હતા. એમનાં શિથિલ આંગળાં તુલસીની માળાના મણકાઓ પર ફરી રહ્યાં હતાં. આછા ઉજાસમાં મૂર્તિઓની ચમક વધુ ઝાંખી લાગતી હતી. ઘીના દીવાની જ્યોતના ઝાંખા પ્રકાશમાં બાનો પડછાયો થરકતો જણાતો હતો. ધૂપસળીની ધૂમ્રસેરના ગૂંચળાં ફેલાઈ રહ્યાં હતાં.

મોટાભાઈ અજંપ બનીને આંટા મારતા હતા. અગાઉથી 'વરદી' આપ્યા છતાં ઘોડાગાડીવાળો હજી આવ્યો નહોતો. તેઓ ધૂંધવાઈ રહ્યા હતા. બબડ્યા, 'સાલાને જવાબદારીનું કાંઈ ભાન જ નહિ! ઘોડાગાડીવાળા કહ્યા એટલે થઈ રહ્યું!' સમીરે એમને કહ્યું, 'એને આપેલો સમય થવાને તો હજી દસ મિનિટના વાર છે તમે ઉચાટ ન કરો.' છતાં મોટાભાઈનો અજંપો શમ્યો નહિ, તેમણે ફરી એકવાર સામાનની તપાસ કરી લીધી, ટ્રેનમાં પહેરવાનાં કપડાંમાં છેલ્લી ઘડીએ ફેરફાર કર્યો, વધારાના પૈસા ખમીસ નીચેની



બંડીના છૂપા ખિસ્સામાં મૂકવા કે બૅગમાં એ વિષે બા સાથે રકઝક કરી, ત્યાં ઘોડાગાડીના ડાબલા નીરવ શાંતિને ચીરીને ધસી આવ્યાં.

'દીકરા! ઠાકોરજીને પગે લાગ. વહુ! તુંય સાથે ઊભી રહે.' બાએ આજ્ઞા કરી. પછી તેણે ઝંખનાને હાથે સમીરને ગોળ ખવડાવ્યો. દીવાનું ઘી પૂરું થઈ જવા આવ્યું હોવાથી દીવો બુઝાઈ ગયો. ધૂપસળીની રાખ સરી પડી. એ તરફ દ્રષ્ટિ ન નાખવાનો પ્રયત્ન કરી ઝંખનાએ સામાન ગાડીમા ચડાવવા માંડ્યો. બારસાખ પર ચીતરેલા ગણપતિ અંધારામાં તેને દેખાયા નહિ. સમીરે સૂતેલી બેબીને એક ચૂંબન કરી લીધું. બેબીએ ઊંઘમાં ડૂસકું ભર્યું. મોટાભાઈએ બૂમ પાડી : 'ચાલો, જલદી કરો, મોડું થાય છે.'

ઝંખના સમીરની નજીક આવી પહોંચી. સમીરે ઉતાવળે તેનો હાથ દબાવી દીધો. તેઓ ગાડીમાં બેસી ગયાં.

સ્ટેશન ઠીક ઠીક દૂર હતું. છતાં ગાડીમાં કોઈ કાંઈ ન બોલ્યું. મોટાભાઈ થોડી થોડી વારે કાંડા પરની ઘડિયાળમાં જોતા હતા. બાની આંખો મીંચાયેલી હતી. ઝંખના અને સમીર એકબીજાને જોયા કરતાં હતાં.

સ્ટેશન, ટિકિટ, મજૂર, પ્લેટફૉર્મ, પ્રતીક્ષા... અને ટ્રેન આવી, મોટાભાઈએ ધમાચકડી મચાવીને જગ્યા મેળવી લીધી. સમીર આસાયેશથી બેસી ગયો. બાએ શીખામણનો ધોધ વહાવવા માંડ્યો. સમીર સાવ મૂગો બની બેઠો. વ્હીસલ, સિસોટી, બત્તી, 'આવજો'ના પોકાર, અને ટ્રેન ઊપડી. ફિકર ન કરશો! મોટાભાઈ એક જ વાક્ય બોલ્યા. સમીરે માંડ માંડ હાથ ઊંચો કર્યો બા તો ઢગલો જ થઈ ગયાં. એમની આંખોમાંથી ચોધાર આંસુ વહી રહ્યાં. ઝંખના દૂર સરકતી જતી ટ્રેનને નિહાળી રહી. અચાનક તેને લાગ્યું કે કોઈક સર્જને તેના હૃદયને શસ્ત્રક્રિયા કરીને અલગ કર્યું હતું અને પેલી ટ્રેનના પૈડાં નચે ફેંકી દીધું હતું, પરિણામે એના ટુકડે ટુકડા...ટુકડે ટુકડા...



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**અંગ્રેજી ભાષાનું શિક્ષણ :** હરભાઈ ત્રિવેદી. પાનાં ૩૮. રૂ. —/૫૦. **કેળવણીનું નવનિર્માણ :** હરભાઈ ત્રિવેદી. પાનાં ૧૯૨. રૂ. ૩/૫૦.—બન્નેના પ્રકા૦ ઘરશાળા પ્રકાશન મંદિર, ભાવનગર. **રાષ્ટ્રીય ચળવળમાં અમદાવાદ મ્યુનિસિપાલિટીનો ફાળો :** ગ. વા. માવળંકર—ચંદુલાલ ભગુભાઈ દલાલ. પાનાં ૫૭૫. રૂ. ૫/—. મ્યુનિ. કોર્પોરેશન, અમદાવાદ. **ગુજરાણી વ્યાકરણ શાસ્ત્ર :** કેશવરામ કા૦ શાસ્ત્રી. પાનાં ૩૪૦. રૂ. ૪/—.—ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ, ૪. **શુભસ્ય શીઘ્રમ્ :** હસિત બૂચ. પાનાં ૧૪૩. રૂ. ૩/૫૦.—લક્ષ્મી પુસ્તક ભંડાર, અમદાવાદ, ૧. **દિવ્યાંગના :** શિવકાન્ત. પાનાં ૧૦૦. રૂ. ૨/૫૦.—શિવકાન્ત શંભુલાલ દવે પેટલાદ. **લેકચર્સ ઑન ગાંધિયન ફિલોસૉફી** (અંગ્રેજી) : ઉછરંગરાય ઢેબર. પાનાં ૫૮. રૂ. ૨/—.—અન્નામલાઈ યુનિવર્સિટી, અન્નામલાઈનગર **મદારમાલા :** જેઠાલાલ ત્રિવેદી. પાનાં ૬૩. રૂ. ૧/૫૦ ગૂર્જર ગ્રંથ ભવન, રાયપુર, અમદાવાદ. **આરોહણ :** સાકિન કેશવાણી. પાનાં ૬૫. રૂ. ૧/૫૦.—સુરાલય કિતાબમાલા, ભાવનગર. **યૌવનની યાદ :** ગુલબભાઈ પટેલ. પાનાં ૯૯. ૨. રૂ. ૨/—.—ગાંડીવ સાહિત્ય મંદિર, સૂરત, ૨. **પ્રાથમિક શિક્ષકની પથદર્શિકા :** હરિકૃષ્ણ હિં. શાહ. પાનાં ૧૨૮. રૂ. ૧/૪૦.—અનિલ સ્કૂલ ઍમ્પોરિયમ, નડિયાદ. **આલમની અજાયબીઓ :** પ્રમોદ ખંડેરિયા. પાનાં ૬૪. રૂ. —/૭૫.—નૂતન પુસ્તક ભંડાર, નવસારી. **અંતરદીપ :** પ્રભાબહેન પજવાણી. પાનાં ૩૨. રૂ. —/૩૦.—મુકુલભારતી બાલનિકેતન, વડોદરા. **આવિર્ભાવ :**





'મધુબિન્દુ'. પાનાં ૮૦. રૂ. ૧/૫૦. નવભારત સાહિત્ય મંદિર, મુંબઈ, ૨. **આંધીમાં ઉપદેશ :** કૃષ્ણાનંદ અનુ૦ વસંતરાવ ગ૦ પાનસે. પાનાં ૧૮૭. શાન્તિ આશ્રમ, ભાદરણ. **બલિદાન :** નાનુભાઈ નાયક. 'પાનાં ૧૬૪. રૂ. ૩/૫૦. **અંગલો રાખ્યો :** ધનસુખલાલ મહેતા. પાનાં ૧૬૭. રૂ. ૪/—. —બન્નેના પ્રકા૦ સાહિત્ય સંગમ, સૂરત. **સંગીતચર્ચા :** રમણલાલ છોટાલાલ મહેતા. પાનાં ૭૨. રૂ. ૨/૫૦.—હીમા પ્રકાશન, શાહીબાગ, અમદાવાદ. **વિચિત્ર સાહસ :** માધવ દેસાઈ પાનાં ૨૨૩. રૂ. ૪/—. **મોસમ મનની મોરી :** ચંદ્રવદન જાની. પાનાં ૧૭૬. રૂ. ૨/૫૦. **આરોગ્ય પાઠાવલી :** બાપાલાલ ગ૦ વૈદ્ય. પાનાં ૮૭. રૂ. ૧/૨૫. **પ્રથમ ગુરુ માતા :** બબલભાઈ મહેતા. પાનાં ૨૬૦. રૂ. ૩/૫૦. —ચારેયના પ્રકા૦ ગુજરાત પુસ્તકાલય સ. સ. મંડળ લિ., વડોદરા. **ઉરસંવેદના :** 'શોભન'. પાનાં ૧૫૨. રૂ. ૩/—. —સંસ્કાર સાહિત્ય મંદિર, ભાવનગર. **મહાત્મા ગાંધી—પૂર્ણાહુતિ** (પુસ્તક ૧ લું) : પ્યારેલાલ. અનુ૦ મણિભાઈ ભ૦ દેસાઈ. પાનાં ૪૮૭. રૂ. ૭/—. **સહકાર :** ગાંધીજી. પાનાં ૫૬. રૂ. —/૭૫. **વર્ણાશ્રમધર્મ :** ગાંધીજી. પાનાં ૪૪. રૂ. —/૫૦. **વિરાટ દર્શન :** મનુબહેન ગાંધી. પાનાં ૧૬૩. રૂ. ૧/૫૦. —ચારેયના પ્રકા૦ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ૧૪. **આંખની સંભાળ :** ડૉ. એ. સી. શ્રોફ પાનાં ૩૨. રૂ. —/૫૦. **લડાઈનું અર્થશાસ્ત્ર :** વાડીલાલ ડગલી. પાનાં ૩૨. રૂ. —/૫૦. **બૅન્કો શી સગવડો આપે છે ? :** પ્રવીણચંદ્ર ગાંધી. પાનાં ૩૨. રૂ. —/૫૦. **ઉપગ્રહો શા માટે છોડાય છે ? :** વિજયગુપ્ત મૌર્ય. પાનાં ૩૨. રૂ. —/૫૦.—ચારેયના પ્રકા૦ પરિચય ટ્રસ્ટ, મુંબઈ, ૧. **આચાર્યના અનુભવો :** ચન્દ્રકાન્ત ઉપાધ્યાય. પાનાં ૫૦. રૂ. ૧/—. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. **વિદ્યાનગરના વિશ્વકર્મા :** ઈશ્વર પેટલીકર. પાનાં ૨૫૨. રૂ. ૫/—. **રાવ રણમલજી :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૨૬૪. રૂ. ૫/—. **મેઘમલાર :** સારંગ બારોટ પાનાં ૨૪૪. રૂ. ૪/૭૫. **ઝેર તો પીધાં જાણી જાણી :** 'દર્શક'. નાટ્ય રૂપાંતર : ઉપેન્દ્ર ત્રિવેદી. પાનાં ૯૩. રૂ. ૨/—. —ચારેયના પ્રકા૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨. **વિદ્યાબહેન સ્મારક વ્યાખ્યાનો :** પાનાં ૭૭. રૂ. ૧/—. – ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ. **માસીની મ્હેરાં :** પરમસુખ પંડ્યા. પાનાં ૨૪૬. રૂ. ૩/—. —એન. એમ. ત્રિપાઠી પ્રા૦ લિ૦, મુંબઈ, ૨. **બાંશી નામની એક છોકરી :** મધુ રાય. પાનાં ૨૪૪. રૂ. ૫/—. —સ્વાતિ પ્રકાશન, મુંબઈ, ૩. **જીવતરનાં મૂલ :** મનસુખલાલ ઝવેરી. પાનાં ૩૦૧. રૂ ૬/૫૦.—સુમન પ્રકાશન, મુંબઈ, ૯. **કલ્પના :** રતુભાઈ દેસાઈ પાનાં ૧૩૦. રૂ. ૩/૫૦ —મમતા દેસાઈ, હનુમાન રોડ, મુંબઈ, ૫૭. **ગુજરાતી સાહિત્યકા ઇતિહાસ :** (હિંદી) જયન્તકૃષ્ણ હરિકૃષ્ણ દવે. પાનાં ૩૩૮. રૂ. ૭/૫૦ —હિન્દી સમિતિ, લખનઉ. **જૈન પ્રશ્નોત્તર કુસુમાવલી :** નાનચંદ્રજી મહારાજ. પાનાં ૧૧૨. રૂ. —/૨૫. —દેવચંદ્રજી પ્રકાશન મંદિર, લીંબડી. **છોટમની કટાક્ષિકા :** લે૦ પ્ર૦ મહેન્દ્ર પી ઠક્કર. પાનાં ૮૪. રૂ ૧/—. ૭૬ જૂની હનુમાન ગલી, મુંબઈ, ૨. **ઊઠો જવાન હિંદકે** (હિંદી) : સનત્કુમાર મીતલ 'સંત' પાનાં ૨૨. ભારતીય સત્સાહિત્ય પ્રકાશન, આગ્રા. **યોગેશ્વર લેરીજી :** જમિતયરામ આચાર્ય. પાનાં ૮૦. રાષ્ટ્ર કલ્યાણ પ્રભુતત્ત્વ પ્રચારક ગ્રંથમાળા, હળવદ. **ગુજરાતી ગઝલ :** મનહરલાલ ચોકસી. પાનાં ૪૦. રૂ. ૧/—. —વિજય પ્રકાશન, નવસારી.



ફુલ્ટન ઓસ્લર

# છેલ્લે પાટલે બેઠેલ પેડ્રો

જે વિષે કહી કહીને થાકીએ તો પણ ન, સુધરી શકે ત્યારે ધીરજ અને આશા ખૂટી જાય છે. આશાવાદી માણસની આશાને ઓપ આપતી **શ્રી. છોટાલાલ માનસિંગ કામદારે** આ બોધકથા ગુજરાતીમાં ઉતારી છે જે બોધક નીવડશે...

જીવનની એક શ્રેષ્ઠ યોજના આશાનો કદી પણ ઉતાવળથી ત્યાગ ન કરવાની છે. જ્યારે બધું ગુમાવેલ લાગે છે, ત્યારે જીવન કોઈ વાર આપણને આશ્ચર્યચકિત કરી નાખે છે. મારા મિત્ર બોય્ઝટાઉનના સ્વ. પાદરી ફ્લેનેગનના કિસ્સામાં એવો જ પ્રસંગ બન્યો હતો. પાદરી ફ્લેનેગન અવારનવાર કહેતા કે 'ઘણી વખત પ્રત્યાઘાત મોડો આવે છે.' આમ કહીને તેણે મને ધૂમ્રપાન કરનારા એક છોકરાની વાત કરી.

પેડ્રો મેક્સિકોનો નાનો છોકરો હતો. તેના માબાપ કોર્પસ ક્રિસ્ટી, ટેકસાસમાં મરણ પામ્યાં હતાં. એક દિવસ અનાથ નાનો બાળક બોય્ઝટાઉનમાં આવી ચડ્યો. તેની ઉંમર દશ વર્ષની હતી. તેની રીતે તે ચપળ તથા બધાને ગમી જાય તેવો હતો, પણ તે સિગારેટ પીતાં શીખ્યો હતો અને બોય્ઝટાઉનમાંથી કોઈ તેને આ ટેવ છોડાવવા શક્તિમાન નહોતું. અનેક વખત પેડ્રોએ પાદરી ફ્લેનેગનને વચન આપ્યું હતું કે 'હું હવેથી સિગારેટ પીશ નહિ'—પણ તેણે સિગારેટ પીને ધુમાડા કાઢવાનું ચાલુ રાખ્યું હતું.

એક દિવસ પાદરી ફ્લેનેગને તેને સમજાવતાં કહ્યું: 'બેટા પેડ્રો, તું સિગારેટ પીવાનું કેમ છોડી દેતો નથી?' તેની આંખમાં આંસુ આવ્યાં પાદરીએ પૂછ્યું: 'તને શું થાય છે?'

'પાદરીબાવા, હું ચાર વર્ષની ઉંમરથી સિગારેટ પીતો આવ્યો છું. હવે તે ટેવ અટકાવવાનું ઘણું મોડું થયું છે.'

બાળકના પર ચોકી રાખવાનું અશક્ય લાગ્યું કેમ કે બોય્ઝટાઉન જોવા આવતા સંખ્યાબંધ મુલાકાતીઓ અર્ધી પીધેલ સિગારેટ મોટી સંખ્યામાં ફેંકી દેતા હતા. તેથી પાદરી ફ્લેનેગને બીજો રસ્તો લીધો. પેડ્રોને દીવાસળી મેળવવાનું અશક્ય બનાવવાનું તેણે નક્કી કર્યું.

તે જ દિવસે બોય્ઝટાઉનમાં દીવાસળી પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો. જે મોટી ઉંમરના લોકોને સિગારેટ પીવાની છૂટ હતી તેઓએ 'લાઈટર'નો ઉપયોગ કરવાનો હતો. રાત પડતાં એક હજાર એકરની જમીનમાં એક પણ દીવાસળી નહોતી. રસોડામાં પણ તાપ, ખિસ્સામાં રાખવાના લાઈટરથી કરવામાં આવ્યો હતો. છતાં, કડક નિયમન અમલમાં હોવા છતાં પેડ્રો સિગારેટ પીતો પકડાયો!

પાદરી ફ્લેનેગને મને કહ્યું કે કોઈના પર જાસુસી કરવાનું મને પસંદ નથી પણ તે છોકરાની પાછળ ગુપચુપ ચાલવાનું મને આવશ્યક લાગ્યું।

તરત જ ફ્લેનેગને શોધી કાઢ્યું. પ્રાર્થના કરવાના બહાના હેઠળ પેડ્રો દેવળમાં જતો હતો અને ત્યાં માનતાએ ચડાવેલ મીણબત્તીની ઝાળથી સિગારેટ સળગાવતો હતો.

આ થથરાવી નાખે તેવી શોધથી સહૃદયી પાદરી નિરાશામાં ડૂબી ગયો. પછી તેણે કયો રસ્તો લીધો હે ત તેની તો ઈશ્વરને ખબર, પરંતુ સદ્‌ભાગ્યે પેડ્રોની એક માશી તેના પોતાની સાથે ઘેર લઈ જવા આવી પહોંચી. પછી તો બોય્ઝટાઉનમાં પેડ્રોના કંઈ ખબર આવ્યા નહિ.

પણ વર્ષો વીત્યાં અને જગત પર યુદ્ધની આંધી છવાઈ રહી. પાદરી ફ્લેનેગનને દક્ષિણ પેસિફિકમાં એક મિશન પર મોકલવામાં આવ્યા. તે એક દિવસે યુદ્ધનૌકામાં ટ્રૂક ટાપુ પર આવી પહોંચ્યા. દરિયા અને જમીન પરના બધા માણસોને બિનતારી સંદેશા દ્વારા જણાવવામાં આવ્યું કે બોય્ઝટાઉનવાળા પાદરી ફ્લેનેગન બંદર પર આવ્યા છે. ત્યાર પછી

ખબર પડી કે બોય્ઝટાઉનના આગલા પંદર નિવાસીઓ ખલાસીઓ, સૈનિકો તથા દરિયાઈ સિપાઈ તરીકે તે ટાપુ પર મૂકવામાં આવ્યા હતા. આ બધા સ્નાતકો પાદરી ફ્લેનેગનની સંભાળ નીચે રહ્યા હતા અને બધા તેમના દેશની સેવા બજાવી રહ્યા હતા.

તરત જ એક સ્નેહસંમેલન યોજવામાં આવ્યું. પ્રમુખસ્થાને બેઠેલ પાદરી ફ્લેનેગને જોયું કે એક ખુરશી ખાલી હતી. ત્યાં તો બારણું ઊઘડ્યું અને એક નાના મહેમાને પ્રવેશ કર્યો. પાદરી ફ્લેનેગને આવડો નાનો ખલાસી કદી જોયો નહોતો. આ નાનો ખલાસી પેડ્રો જ હતો તે નક્કી હતું. આનંદથી બૂમ પાડીને પાદરીએ તેનો હાથ પકડ્યો. તેણે કહ્યું: 'પેડ્રો, તને જોતાં જ હું ખૂબ ખુશી થયો છું લે, સિગારેટ લઈશ ને?'

પેડ્રોએ પાદરીની તેજસ્વી આંખો તરફ જોઈને કહ્યું: 'ના, આભાર. બોય્ઝટાઉન છોડ્યા પછી મેં સિગારેટ પીધી નથી'—

પાદરી ફ્લેનેગને ખુશ થતાં કહ્યું, 'અને આમ કેટલીક વખત બને છે. તમે તમારાથી શક્ય કરો છો અને ઘણી વખત ખૂબ જ આશ્ચર્ય પમાડે તેવી શ્રેષ્ઠ બાબતો બને છે.'

☆

ડાહ્યાભાઈ પટેલ

## નિરર્થક વસન્તો

કુંજે કુંજે,
ભૃંગો ગુંજે,
પુષ્પે પુષ્પે મધુરસ પીતા ઝૂમતા સુપ્રભાતે.
વૃક્ષે વૃક્ષે સુરભિ ઝરતા મો'ર મો'ર્યા વસન્તે;
મસ્તીઘેલાં સકલ વિહગો ગાય છે પ્રાન્ત પ્રાન્તે,
પ્રેમામોદે પ્રણયી યુગલો શાં ઊડે છે અનન્તે!
પ્રિયતમ સખી!
સુરત સુરખી
અંગે અંગે ઝળહળ થતી દિવ્ય દેવાંગના શી
એ લાવણ્યા, મધુ-રજનીનો યાદ આવી રસીલી.
કિન્તુ આજે વિસરી મુજને શે વસન્તે ગઈ તું.
રોમે રોમે અગન–જ્વરથી હાય પીડાઉં છું હું.
સૂર્ય ને ચન્દ્ર તારા
પૃથ્વીના સ્નિગ્ધ ક્યારા
ઝાંખા ઝાંખા વિરહગ્રહણે આજ શોકાર્ત ભાસે;
મારે માટે અનુપમ ઋતુરાજનો મોહ નાસે;
મારો આત્મા સહન કરવા વેદના ના સમર્થ
શે' સર્જાવી પ્રિયતમ પ્રભો, તે વસન્તો નિરર્થ.

☆

'સીનપિયાસી'

## હું અકિંચન

ભલે મળે ધામધરા, ભલે મળે ધાર્યું ધન,
સત્તા મળે કીર્તિ મળે, સોનું રૂપું કે રતન,
સંતોષાય નહિ હૈયું, મળે ના જો તારું મન,
તારી પ્રીત વિના પ્રાણ!
સાવ રે! હું અકિંચન.
વાય વસંતે પવન, હસી ઊઠે વન વન.
પ્રાણ ફૂટે ડાળ ડાળે, નાચી ઊઠે તન મન;
હોઠ તારા હસી જાય,. ત્યારે મને એવું થાય.
નૈન મહિં ભાવ તારા, છલી ઊઠે, ના સમાય,
એવું ટાણું ગણી નાણું, સ્મૃતિમાં કરું જતન,
તારી પ્રીત વિના પ્રાણ! સૂનું સૂનું મારું મન,
સૂનું વિશ્વ ને જીવન.

☆



છેલ્લે પાટલે બેઠેલ પેડ્રો : ૩૩

પોવેલ કોરિન

# ચિત્રસાધનાનું સાચું સાધન

પીંછીને જે પ્રીછે તે જ સાચો અને સારો કલાકાર બની શકે એવી ઉક્તિને સાચી પાડતા કલાકારની સાધનાનું સાચું સાધન—પીંછીનું મહત્ત્વ મહાન રશિયન કલાકાર અહીં વર્ણવે છે...

એક ચિત્રકામમાં, તેના રંગવિધાનથી માંડીને, તેના ચિત્રચોરસો અને વસ્તુવિષયનું પણ ઘણું મોટું મહત્વ હોય છે. એક ચિત્રકૃતિ, અમુક ચોક્કસ કલાત્મક કક્ષાની છે કે નહિ તે પણ જોવું જરૂરી છે. તેની પ્રત્યેક રેખા, કલાકારે સમજપૂર્વક અને સંયમપૂર્વક દોરી છે. ચિત્રકારે હાથમાં પીંછી લઈને ગમે તેમ રંગના લપેડા તો નથી કર્યા ને ! ચિત્રકલા ખરેખર ચિત્રકાર પાસે સાધના માગી લે છે.

એટલે જ જ્યારે હું વસ્તુવિષય વિનાના કેવળ આભારી અગમ્ય અદ્યતન ચિત્રો જોઉં છું ત્યારે મને ચીતરી ચડે છે. હું તે ઉટપટાંગ ચિત્રો બરદાસ્ત કરી શકતો નથી. તેના ચિત્રકારો પોતે જ કબૂલ કરે છે કે પંદર કે વીશ મિનિટમાં તેઓ નવું ઉટપટાંગ ચિત્ર દોરી નાખે છે.

મને આ ઉટપટાંગ ચિત્રો સામે સૂગ છે તેનું એક કારણ એ છે કે તેમાં ધરતીની સૌથી મોંઘેરી અને મૂલ્યવાન સંપત્તિ—માનવીને ક્યાંય સ્થાન નથી. મારે મન માનવી જ તમામ સર્જક પ્રવૃત્તિનો પ્રણેતા છે—જ્યારે મન તેમને માનવી એક ઉપયોગી વસ્તુ છે. તેના સુખદુઃખમાં તેમને રસ નથી.

મેં છેલ્લાં સાઠ વર્ષથી હાથમાં પીંછી પકડી છે હું છેક અગિયાર વર્ષનો હતો ત્યારથી તે મારું વહાલસોયું હથિયાર બની ગયું છે. હું એ જાણું છું કે સર્જક પ્રતિભા, અનન્ય અને દુર્લભ છે, આમ છતાં એક વાત તો હું જાણું છું કે એ અનન્ય અને દુર્લભ પ્રતિભાનો સાક્ષાત્કાર તો પુરુષાર્થ અને પરિશ્રમ દ્વારા જ થાય છે. ત્યારે જ તેને અભિવ્યક્ત થવાની તક મળે છે.

તરુણાવસ્થામાં મૂર્તિઓ રંગવાના ચિત્રકાર તરીકે, મારી કારકિર્દીની મેં શરૂઆત કરી. મૂર્તિમાં તો દરેક અંગને સ્પષ્ટ રંગવું પડતું. મારે રંગ કેમ પુરાય તે શીખવું હતું. મારે પીંછી કોઈ કુતૂહલનું સાધન નહોતું. કદાચ હું ઉત્તમ ચિત્રકાર નહિ હોઉં—પણ હું સાવ કાઢી નાખવા જેવો ચિત્રકાર તો નથી જ. હું એક વ્યવસાયી ચિત્રકાર છું. મારા પિતા, પિતામહ અને પ્રપિતામહ ચિત્રકારો હતા. મારે પણ તેમના પગલે પગલે ચાલવું હતું અને તેમાં હું સફળ થયો.

કોઈ પણ કલામાં પારંગત ગણાવું તેના જેવું કલાકારને મન બીજું એકેય બહુમાન નથી. એલેકઝાંડર ઈવાનોવ અને કાર્લબ્રુલ્લોવ, રશિયન ચિત્રકલામાં પારંગત મેધાવીઓ હતા. જ્યારે જ્યારે મને લેનિનગ્રાદ જવાનો અવસર સાંપડે છે ત્યારે ત્યારે હું બ્રુલ્લોવના સુવિખ્યાત ચિત્ર 'પોમ્પી' જોવા માટે કલાકોના કલાકો ગાળું છું, છતાં મને ધરવ જ થતો નથી. શું અદ્ભુત ચિત્રકળા છે. હું પણ એના જેટલો પારંગત હોત તો કેવું સારું થાત ?

સદ્ભાગ્યે સોવિયેત લોકોએ કલા અને સૌંદર્યની સાચી રુચિ કેળવી છે. તાજેતરના સમયમાં, લોકોમાં સૌંદર્યદર્શન માટેની અનેરી અભીપ્સા જાગી છે. આને પરિણામે કલાકારની જવાબદારી પણ વધી છે ખરો કલાકાર ત્યારે જ પીંછી હાથમાં પકડે છે જ્યારે તેને એમ થાય છે કે તેને કંઈ અગત્યની વાત લોકોને કહેવાની છે—કહો કે તેણે જેનો સ્વાનુભવ કર્યો છે તેનો રસાસ્વાદ તે બીજાને ચખાડવા માગે છે. કલાનાં મહાન સર્જનોનું આ રીતે જ નિર્માણ થયું હોય છે. તે કલાકારની સૌંદર્યદૃષ્ટિને જાગૃત કરે છે અને કલાકાર તેને રંગ અને રેખાઓ દ્વારા સમૂર્ત કરે છે.

રશિયાએ, જગતને અનેક મેધાવીઓ આપ્યા છે.





તેમાં એલેકઝાંડર ઈવાનોવનું સ્થાન ઘણું આગળ પડતું છે. તેમણે અનેક નમુનેદાર કલાકૃતિઓ સર્જી છે. એક કલાકાર તરીકેના મારા વિકાસમાં તેમનો અનન્ય ફાળો છે. તેમની કૃત્તિઓમાં જે ઊંડાણ છે, જે સજીવતા છે એ ભાગ્યે જ બીજા ચિત્રકારોની કૃતિઓમાં જોવા મળે. તેમની પીંછીમાં સાક્ષાત સંજીવની છે.

મેં મારી યુવાનાવસ્થામાં એલેકઝાંડર ઈવાનોવનાં અનેક ચિત્રોનું પુનઃનિર્માણ કર્યું હતું. કોઈ પણ કલાકારને જો ચોક્કસ ચિત્રશૈલીમાં નિપૂણ થવું હોય તો, મહાન ચિત્રકારોની ચિત્રકૃતિઓનું પુનર્નિર્માણ, ઉમદા માર્ગ છે. અલબત્ત સાચો કલાકાર, બીજા કલાકારની નકલ કરતો નથી, પરંતુ કલાના ક્ષેત્રમાં જડ યમનિયમો નથી કે કલામાં સિદ્ધહસ્તતા મેળવવા માટેની કોઈ સરળ રીતો શોધવામાં આવી નથી. એક કલા• ગુરુ તેના શિષ્યને, તેની દૃષ્ટિ અને અનુભવ જ વારસામાં આપી શકે છે. બાકી સર્જક પ્રતિભા તો શિષ્યની પોતાની આગવી મૂડી છે.

દરેક કલાકાર, જિંદગીને પોતાની રીતે જુએ છે અને તે પોતાની આગવી રીતે તેને અભિવ્યક્ત કરે છે. કલાકાર જેટલો દૃષ્ટિસંપન્ન અને જ્ઞાનસજ્જ તેટલી તેની કલાકૃતિ વધુ પરિપક્વ બનવાની. જીવનનાં તમામ પાસાંઓને તે તો જ રજૂ કરી શકે જો તે જીવનની તમામ બાજુઓ જુએ. તેના યુગને અને યુગબળને ઓળખે અને તેનો યુગધર્મ બજાવે તે યુગબળનો એક સક્રિય સૈનિક છે કે કેવળ તમાશબીન તેના પર પણ ઘણો આધાર રહે છે.

સોવિયેત સંઘમાં કલાકારને, સંપૂર્ણ સર્જનાત્મક સ્વાતંત્ર્ય છે. આમ છતાં કલાકાર તેની સામાજિક જવાબદારીઓ ઉવેખી શકતો નથી. એ નિર્બંધ અને સ્વચ્છંદ થઈ શકતો નથી. તેને આત્મસંયમ જાળવવો પડે છે. તે જે સમાજમાં રહે છે તેના ધોરણોને અવગણીને તે ગમે તેવું ઉટપટાંગ ઢંગમ તૃતીયં સર્જી શકતો નથી.

કલામાં નવીનતાનું તત્વ હમેશાં ઉમેરાતું જ રહે છે, પરંતુ એ તત્વ કોઈ શૂન્યાવકાશમાં નથી ઉમેરાતું પરંતુ જેની હસ્તી હોય તેમાં જ ઉમેરાય છે. માટે જ ચિત્રકલામાં પ્રણાલિકાનું અસ્તિત્વ આવશ્યક છે. પ્રણાલિકાના ખભા પર ઊભા રહીને જ કલાકાર, નવું દર્શન કરે છે અને નવી અનુભૂતિ મેળવે છે.

ભૂતકાળના મહાન મેધાવીઓના ઉદાહરણો તપાસો. રાફેલે પેરૂગિનો પાસેથી પ્રેરણા લીધી. બીથોવનની પહેલી સીમ્ફનીનું પ્રભવસ્થાન હિંદ અને મોઝાર્ટની પ્રણાલિકા જ હતું. આવા તો અસંખ્ય ઉદાહરણો આપી શકાય સૌંદર્ય વિના કોઈ કલા સંભવી શકે નહિ. પરંતુ આપણે સાચા સૌંદર્યને, નકલી આંખ આંજનારી રૂપલાલસા સાથે ગૂંચવવી જોઈએ નહિ. ખરું સૌંદર્ય, રાફેલ, માઈકેલ એંજેલો, મોઝાર્ટ, બીથોવન, ગ્લિકા, મુસોર્ગસ્કી, ચેઈકોવસ્કી, પુશ્કિન, ઈવાનોવ અને તેના જેવા મહાન કલાસ્વામીઓના સર્જનોમાં જ જોવા મળે છે. આપણે આ મહાન કલાના વારસાને જાળવવો જોઈએ અને માનવીને ઉદાત્ત બનાવતી આ કલાની કેડીએ, કદમ મિલાવવા જોઈએ.

કોઈ પણ કલાકારને તેના યુગને ઉવેખવાનું પરવડે નહિ. ૧૯મી સદીના રશિયન ચિત્રકાર પેરેદવિઝનિકીએ, પ્રશિષ્ટ ચિત્રશૈલીને કોરે મૂકીને એક નવી જ ચિત્રશૈલી અપનાવી. ખાસ કરીને તેની વસ્તુવિષયની પસંદગી તે જે યુગમાં જીવતા હતા તેને અનુરૂપ હતી. પરિણામે તેમનાં ચિત્રોના રશિયાના જે જે શહેરોમાં પ્રદર્શનો થયાં હતાં ત્યાં સર્વત્ર ખૂબ જ લોકપ્રિય નીવડયા. સોવિયેત કલાકારો પણ તેમના યુગધર્મને બરાબર પિછાને છે અને એ રીતે સાંપ્રત જીવનને રંગ અને રેખામાં સમૂર્ત કરે છે. મને, પ્લાસ્તોવ, દેઈનેકા, નિસ્કી જેવા નામી સોવિયેત ચિત્રકારોનાં ચિત્રો અને વેધક કટાક્ષની અદ્ભુત આરાધક કુક્રયનિકસી ત્રિપુટીનાં વ્યંગચિત્રો ખૂબ જ ગમે છે. આ તમામ આધુનિક સોવિયેત કલાકારો છે. પ્લાસ્તોવ ગામડાંના કિસાનો અને જુવાનોને તેના ચિત્રોના

વી૦ યેફીમોવ

# નવજીવનનો માર્ગ—સહકાર

અર્થશાસ્ત્રમાં ડૉકટરેટ પામેલા આ લેખના વિદ્વાન લેખક સહકાર વિષે સાચી દૃષ્ટિ આપે છે જે આજને તબક્કે આપણા રાષ્ટ્રને ખૂબ જ જરૂરી થઈ પડે તેવો સંભવ છે...

શાહીવાદના, સંસ્થાનવાદના જુલ્મોમાંથી આપમેળે મુક્તિ મેળવનારા દેશોમાં હાલમાં 'સહકાર' શબ્દ બહુ પ્રખ્યાત છે. આવા ઘણા દેશોએ જમીન-સુધારણાઓ હાથ ધરી છે. પરિણામે જમીનવિહોણા ખેડૂતોને જમીનો મળી છે.

પરંતુ જીવન સ્થગિત થતું નથી. રાજકીય મુક્તિ અને જમીન મેળવેલા ખેડૂતોએ પોતાની જાતને જ પ્રશ્ન કર્યો કે 'હવે આપણે શું કરીશું?' ખરેખર જમીનનો ટુકડો અને વડવાઓ તરફથી વારસામાં મળેલા પ્રાચીન ઓજારો પૂરતાં નથી. સમૃદ્ધિને આંબવા માટે તે અપૂરતાં છે. એકલે હાથે કુદરત સામે બાથ ભીડવી તે ખરેખર મુશ્કેલ કામ છે અને તેથી વધીને અશક્ય કામ છે. આપણા પાકની નિષ્ફળતા ખેડૂતોની જમાતને ખેદાનમેદાન કરી નાખી શકે. તેઓ ભૂખની ગર્તામાં દુ:ખી જીવન જીવતા થઈ જાય.

કેટલાક 'નસીબવંતાઓ' જમીનોની ખરીદી દ્વારા પોતાની પક્કડ જમાવે છે અને પોતાનાં ખેતરો એકલા ચલાવવાને અશક્તિમાન હોઈ, પોતાની માલમત્તા ખોઈ બેઠેલા દરિદ્ર ગ્રામજનોને ભાડે રાખી કામ લે છે. આ રીતે ખેડૂતો બે વિભાગોમાં વહેંચાઈ જાય છે—જેઓને બે સમય ખાવાનું માંડ મળતું હોય છે તેવા દરિદ્ર બની ગયેલા અને જેઓ પૈસાદાર બન્યા છે અને બીજા લોકોની મહેનત પર જીવે છે.

આ રીતે જમીનદારોના જુલ્મના નાશ બાદ જમીન-સુધારણા, મૂડીવાદ—એક એવી પદ્ધતિ કે જેની હેઠળ જમીનદારોની ગુલામીનું સ્થાન નાણાંની કોથળીએ લીધું—ના ઊછેરમાં પરિણમી. શોષણમાં એકનું સ્થાન બીજાએ લીધું—મૂડીવાદ.

પરંતુ જમીન ધરાવતા મોટા ભાગના ખેડૂતો આવા પ્રકારનું શોષણ કરે તેવી પદ્ધતિને અનુસરવા નથી માગતા. તેઓ ખેડૂતોનો સહકાર ઇચ્છે છે. મહેનત કરતા ખેડૂતવર્ગને વધુ સ્વીકાર્ય છે. તે હકીકત સોવિયેત સંઘના દાખલા પરથી જોઈ શકાય.

જમીન પરનો સોવિયેત સંઘમાં અપનાવવામાં આવેલો સૌ પ્રથમ કાયદો જણાવે છે કે બીજા લોકોની મહેનત પર જીવતા પૈસાદારો વગર પણ

---

નાયક બનાવે છે. દેઈનેકાએ, ૧૯૩૦નાં વર્ષોમાં સોવિયેત યુવક અને યુવતીના સર્જનાત્મક પુરુષાર્થને રેખાબદ્ધ કર્યો. એ ખરેખર ક્રાંતિના કલાકાર હતા. એ દિવસોમાં મેં જે ચિત્રો દોર્યાં તે વિલીન થતા જૂના રશિયાને લગતાં હતાં. તેનું કારણ એ હતું કે આ પુરાતન નૂતનતમને સ્થાન આપવા ભૂંસાઈ રહ્યું હતું તેની સ્મૃતિ જાળવી રાખવાનું મને જરૂરી લાગ્યું. મારા સાથીદાર દેઈનેકાએ, નવા જીવનનાં યશોગાન ગાયાં તો મેં બુઝાઈ રહેલાં જૂના જીવનની તેજકણિકાઓ વીણી. આમ સોવિયેત આધુનિક ચિત્રકલા, એ કલાકારની જીવનદૃષ્ટિનું અને જીવન પ્રત્યેના તેના વલણનું જ પ્રતિબિંબ પાડે છે

હું જ્યારે જિંદગીનો વિચાર કરું છું ત્યારે હું માનવીના સૌંદર્યનો, તેના અપ્રતીમ ભાવનાત્મક સૌંદર્યનો, તેના પરિશ્રમ અને પરિશીલનના સૌંદર્યનો વિચાર કરું છું.

સોવિયેત ચિત્રકલાનો વસ્તુવિષય છે સોવિયેત નવ-માનવ. તે ઉદાત્ત આકાંક્ષાઓનો મૂર્તિમંત અવતાર છે. તે નવા યુગનો વૈતાલિક છે. તે જીવનના સત્ય અને સુંદરનો અનન્ય ઉપાસક છે.







ચલાવી લેવું ખેડૂતોના સહકારથી શક્ય બન્યું છે. પરંતુ જ્યારે ખેડૂતો આપમેળે સ્વેચ્છાએ સહકાર કરે છે એ જ્યારે તેઓ સ.થે મળીને કામ કરવા માગે છે ત્યારે જ સહકારનું ઊજળું ભાવિ દૃશ્યમાન થાય છે.

સ્વૈચ્છિક સહકાર માટે ખેડૂતોએ વ્યક્તિગત કાર્યના લાભાલાભોની સરખામણીમાં સંયુક્ત, સામૂહિક કાર્યના લાભાલાભો પોતાની નજરે જ નિહાળવા જોઈ એ.

લેનિને એ બ.બત પર ભાર મૂક્યો હતો કે સહકારની જરૂરિયાતના વિચારને સમજવા માટે ખેડૂતો પાસે બે મજબૂત માર્ગ છે.

નાના ખેતરના ફાયદાના પ્રમાણમાં મોટા ખેતર દ્વારા થતા ફાયદાઓ દર્શાવવા એ પ્રથમ માર્ગ છે. તે માટે ખાલી જમીન, જપ્ત કરાયેલી જમીન તથા મોટાં સહકારી ખેતરો પર શરૂઆત કરવી જરૂરી છે. આવાં ખેતરો ખેડૂતો માટે દીવાદાંડી સમાન બની રહેશે. એ અને એ જ પર યંત્રોનો, ખાતરનો અને ખેતી વિષયક નવી પદ્ધતિઓનો ઉપયોગ પાકની પેદાશ અને પ્રાણીઓની ઉત્પાદકશક્તિનો વધારો સૂચવશે. સોવિયેત સત્તાની શરૂઆતથી જ આવાં ખેતરોની શરૂઆત કરવામાં આવી હતી અને તેઓ સ્થાનિક ખેડૂતોને બિયારણ, યાંત્રિક સામગ્રી તથા ખેતીના નિષ્ણાતો સાથેની મંત્રણાઓ દ્વારા મદદ કરતા હતા. ખેડૂતોને સહકારના ફાયદાઓની સમજણ આપવાનો બીજો માર્ગ છે તેમનો વ્યવહારિક અનુભવ. સહકારના ફાયદાઓ ખેડૂતો કઈ રીતે જાણી શકે ? જુદી જુદી સહકારી મંડળીઓની સ્થાપના કરીને, દાખલા તરીકે, ખેડૂતની ખેતીની પેદાશનું વેચાણ સહકારી મંડળીઓના હસ્તક સારી રીતે થતું હોય તો દરેક ખેડૂતે એ જાતે જ શા માટે કરવું જોઈએ ? વીસમી સદીમાં સોવિયેત સંઘમાં ખેડૂતોની પોતાની પેદાશ વેચવા માટે આવી સોસાયટીઓ ઘણી જ પ્રચલિત છે.

ત્યાં એવી 'સહકારી મંડળીઓ' પણ છે કે જે ખેડૂતોને સારી બિયારણ, ખાતરો અને ઢોરની સારી ઓલાદ પૂરી પાડતી હોય છે. આ બે જાતની 'સહકારી મંડળી'ઓ નાના ખેડૂતોને તેમના ખેતરો ચલાવવા માટે તેમની મૂળભૂત આર્થિક સ્થિતિમાં કોઈ પણ જાતનો ફેરફાર કર્યા સિવાય સુગમરૂપ થતી હોય છે.

ખેડૂતોની સખત મજૂરી ઓછી થાય તે માટે એક યા બીજું યંત્ર ખરીદવા માટે તેઓને એક કરવા એ પણ 'સહકારી મંડળી'નું બીજું સ્વરૂપ છે. આ પ્રમાણે યાંત્રિક જુથો ઊભા થયા છે. એક ખેડૂત ઝાટકવા માટેનું અથવા બીજું અટપટું યાંત્રિક સાધન ખરીદવા શક્તિમાન થઈ શકતો નથી; જ્યારે એકી સાથે બાર ખેડૂતો ભેગા મળી પૈસા એકઠા કરીને યાંત્રિક સામગ્રી, ઢોરની સારી ઓલાદ ખરીદી શકે છે, અને તે વસ્તુઓનો ઉપયોગ તેઓ તેમના જુથ માટે કરી શકે છે. આવા સહકારના લાભો બિલકુલ સ્પષ્ટ છે.

ટ્રેક્ટરો જેવાં યંત્રોના સંયુક્ત ઉપયોગથી જમીનની સામૂહિક ખીલવણી માટે સહકારી સોસાયટીઓ –મંડળોની સાદા સ્વરૂપમાં સ્થાપના કરવી ખેડૂતો માટે શક્ય છે. આવી સહકારી મંડળીઓ હંગામી હોય છે. ખેડૂતો માત્ર જ્યારે તેમનાં ખેતરોમાં કામ કરતા હોય છે ત્યારે જ ભેગા થાય છે.

જમીનની ખીલવણી જેવું અઘરું કાર્ય સહેલું બનતાં લાખો ખેડૂતોને એ દ્વારા પુરાવો મળે છે કે સહકાર દ્વારા ગરીબ અને મધ્યમ વર્ગના ખેડૂતો વધુ સારી રીતે જીવી શકે છે અને વધુ સારાં કપડાં તથા ખોરાક મેળવે છે.

સામૂહિક ખેતી એ સહકારી સોસાયટીનું એક એવું અંગ છે કે જે ખેડૂત અને સમગ્ર સમાજ બન્નેને હિતાવહ છે. અહીં જમીન, ખેતીના મુખ્ય ઓજારો અને સારી ઉત્પાદન શક્તિવાળા પ્રાણીઓને ધંધા માટે ભેગા કરવામાં આવે છે. આ ઉપરાંત ખેડૂતોને તેમના પોતાનાં ખેતરો તો છે જ. સોત્રે સામૂહિક

ડાનિલ ડાનિન

# પ્રાણ–બચાવવાની રોમાંચક કથા

પ્રખ્યાત પદાર્થ–વૈજ્ઞાનિકના પ્રાણ કઈ રીતે બચાવવામાં આવ્યા તેની રોમાંચક સત્ય કથા અને ડાક્તરી વિદ્યાની સાચી સફળ કથા આ વાંચતા આપણને નજર સામે તરવરે છે...

એ હતો રવિવાર. સમય સવારના સોડા અગિયારનો. સાતમી જાન્યુઆરીનો દિવસ. ત્રણેક મહિના વીતી ગયા એ વાતને. ડુબનાના રસ્તા પર આ અકસ્માત બનેલો. સાચું કહેતાં વાંક કોઈનો ન હતો. આબોહવા સારી હતી. રસ્તો હિમાચ્છાદિત હતો. એક છોકરીએ બસ મથક તરફ જવા માટે ઉતાવળે રસ્તો ઓળંગ્યો. ખરરર કરીને મોટરનો બ્રેક ખેંચાયો તો પણ તે સામેથી આવતા ખટારા સાથે અફળાઈ જ.

અકસ્માત અતિ દુઃખદાયક અને નિર્દય હોય છે. પણ આ અકસ્માત વધારે વિપદ નીવડ્યો. કારણ કે તેમાં સપડાયેલા અકાદમિશિયન લેવ લેન્દો નામના લગભગ ત્રીસ વર્ષના વૈજ્ઞાનિક—યુવાન પદાર્થ–વૈજ્ઞાનિકોના ગૌરવસમા હતા. પળવારમાં આવી ઊભેલી એમ્બ્યુલન્સમાં તેમને તુરત જ ૫૦ નંબરની ઈસ્પિતાલમા દાખલ કરવામાં આવ્યા. લિફ્ટમાં છઠ્ઠા માળ પર સ્ટ્રેચર પહોંચતા વેંત જ ડૉ. લિદિયા પાનયેન્કોએ વાંકા વળી જોયું તો દરદી બેભાન પડ્યા હતા. મૃત્યુ સામે જબરજસ્ત જંગ શરૂ થયો.

આ લેનિન પારિતોષિક વિજેતા–વૈજ્ઞાનિકનો પ્રાણ બચાવવા માટે પ્રા. એવગેની લિફશિત્સને અપીલ કરવામાં આવી. આ રીતે મૃત્યુવિરોધી મોરચો મંડાયો. લેન્દોને બચાવવા માટેની ટુકડીનું નેતૃત્વ નિકોલાઈ આઈચેન્કોવ નામના જાણકાર નિષ્ણાત તબીબને આપવામાં આવ્યું.

બપોરે ચાર વાગે મગજ પર શસ્ત્રક્રિયા કરનાર ત્રણ નિષ્ણાતોની સભા મળી. અગિયાર ઠેકાણે ખોપરીના હાડકાં તૂટેલાં હતાં એટલે જવાબદારી કેટલી જોખમભરેલી હતી તે કોઈ પણ પારખી શકશે. દરરોજ અવનવા રોગો ઊભા થતાં દરદીની તબિયત લથડવા લાગી.

'ગયાં ૨૦ વર્ષોમાં મેં જોયેલા અનેક પ્રકારના રોગોમાં આ લેન્દોને લાગુ પડેલ રોગ વિચિત્ર છે. આ રીતે ત્રણ અઠવાડિયાથી એ જીવી રહ્યા છે એ જ નવાઈ પમાડે તેવી વાત છે.' આ ઉદ્‌ગાર નિકોલાઈ ગ્રાસ્યેન્કોવે ૧લી ફેબ્રુઆરીના દિવસે ઉચ્ચાર્યા.

'હવે કાંઈ આશા ખરી ?'

ત્રણે નિષ્ણાતો નિરવ બેઠા રહ્યા. પરંતુ તે નિરાશ ન હતા હળવે હળવે રોજ 'સુધારો' એ શબ્દ સંભળાવા લાગ્યો. નાડી અને લોહીનું દબાણ મૂળ સ્થાને પાછું આવ્યું. કટોકટી પતી ગઈ. વચ્ચે વચ્ચે લેન્દો ભાનમાં આવવા લાગ્યા.

માર્ચમાં ચોક્કસ ખાત્રી થઈ કે દર્દ પર જીવને જીત મેળવી છે. લેન્દોના મગજને કયાંય ધક્કો લાગ્યો ન હતો. આ આશ્ચર્યકારક ઘટનાના ધડવૈયા તબીબો, પરિચારિકાઓ, અને ટેકિનશીયનોએ છ છ મહિના સુધી રાતદિવસ જહેમત ઉઠાવેલી. બુર્દેન્કો ઈન્સ્ટીટયુટના સર્ગેઈ ફ્યોદોરોવ, આ ઈસ્પિતાલના વ્લાદિમિર લુચકોવ અને ચેન્યાર્ક આ સૌ લોકોએ નિંદર અને આરામને હરામ ગણી આ નિષ્ણાતના પ્રાણ બચાવવા પોતાના પ્રાણની હોડ બકી. લેન્દોના

---

ઉત્પાદન કરે અને તેમણે કરેલા ઉત્પાદનનો સમૂહમાં ઉપયોગ કરે છે, સામૂહિક કાર્ય ઘણું સહેલું અને વધુ ઉત્પાદક છે. પોતાના ઉદ્યોગોનો વિકાસ કરતું રાજ્ય ખેડૂતોને સારી રીતે મદદ કરી શકે છે. આ રીતે ગ્રામજીવનમાં સહકારી પદ્ધતિ ખૂબ શક્તિશાળી ખેતી વિષયક આર્થિક શક્તિ ઉત્પન્ન કરે છે.





કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ વિષે દુબોવસ્કાયા, પ્યાબોવ, સ્મીર્નોવ વગેરે લોકો ધ્યાન રાખતા હતા. પ્રા. આઈ. એમ. ઈર્ગરે બીજાઓની મદદથી આ મગજ પરની શસ્ત્રક્રિયા કરી હતી અને સલાહકારોની સંખ્યાનું તો પૂછવું જ શું ?

સૌમાં અદ્‌ભુત બંધુભાવના દર્શન થતાં હતાં. મોટા વૈજ્ઞાનિકો સંદેશવાહકોની માફક આમતેમ દોડાદોડી કરતા નજરે પડતા હતા. મુખ્ય તબીબની ઑફિસ તો ૨૪ કલાક જાગી રહી હતી. નિષ્ણાતોનો પડચો બોલ ઝીલાતો હતો. ૮૭ નિષ્ણાતો પ્રાણ સંરક્ષક સંગ્રામમાં રાજીખુશીથી સામેલ થયા હતા. વારંવાર આવતા ટેલીફોનોના નંબરોની યાદી ૨૨૩ સુધી પહોંચી !

ચાર દિવસ કટોકટીના પસાર થયા. તે સમયે આ સાત માળના મકાન સામે ૮–૧૦ મોટરો સતત ઊભેલી દેખાતી.

'આલ્યોશા, રાત્રે બ્યાબોવને મળ્યા સિવાય ઘેર જઈશ નહીં !'

'જરૂરત પડે તો પ્યાદોરોવને સૌ પ્રથમ બોલાવી લેજો.'

'મળસ્કે–સાડાચાર વાગે–તાજાં ઈંડાં જોઈશે.'

'અરે, જુઓ પોપોવા ક્યાં છે ? જ્યાં હોય ત્યાંથી અહીં બોલાવી લાવો.'

૧૨મી જાન્યુઆરીના રોજ કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ પર જ આખરી વાત આવી ઊભી. સંશોધન–શાળામાંથી તે મંગાવી તેમણે પોતાના ગુરુને, મિત્રને અને સાથીને બચાવ્યો. જે જે બન્યું તે અહીં વર્ણવવું તદ્દન અશક્ય છે.

સૌ પ્રથમ કરવામાં આવેલી ચિકિત્સાના સમયે જ એક વિશિષ્ટ દવાનું નામ લેવાયું. તે માત્ર બ્રિટન અને ઝેકોસ્લોવાકિયામાં જ મળતી. લંડન, પારીસ, અને કોપનહેગનમાં તાર પહોંચ્યા, લંડનથી નીકળતા 'ટી. યુ. ૧૦૪' વિમાનને એક કલાક રોકીને પણ 'લેન્દોને માટે' દવા મોસ્કો મોકલવામાં આવી. બેલ્જીયમ, અમેરિકા, જર્મની વગેરે અનેક દેશોમાંથી દવાઓ આવી પહોંચી. વિમાનીઓએ પણ અદ્‌ભુત તત્પરતા અને માનવતા દેખાડી.

અસંખ્ય નિષ્ણાતોનો આદર પામેલા આ પ્રતિષ્ઠિત દર્દીની તબિયત સુધારા પર છે. સૌના સહિયારા પ્રયાસે આશાની ઉષા ખીલી. અને તે જ બિના મહત્વપૂર્ણ લાગે છે.

★

જેઠાલાલ ત્રિવેદી

## લાંબી રાત

'ગાડી હતી લેટ ચ રાત આખી
વીતાવવી સ્ટેશન–બાંકડે થૈ.'
'લાંબી શિયાળુ રજની પછી શેં
વીતી હશે !' મિત્ર સવાલ પૂછે.
'ઘણું જીવો માંકડ બાંકડાના
રાત્રી વીતી અંગ ખણીખણીને.'

★

'મિત્ર'

## ઝીલશે ક્યાંથી ?

ચણ્યો 'તો મ્હેલ જે પાયા પર મેં
હતો કાચી માટીનો માત્ર તે
નિર્બળ તે ઝીલી ક્યાંથી શકે ?
અભિલાષાઓનો જંગી ભાર એ ?

★



આ નવીમાં આત્મવિશ્વાસ જેટલો જરૂરી છે તેટલું જ કદાચ પોતાની જાત માટેનું અહં જરૂરી છે આત્મવિશ્વાસ ન હોય તો કોઈપણ કાર્ય સફળતાથી પાર પાડવાની તેનામાં હિંમત રહેતી નથી. સાથે સાથે આગળ ડગ ભરતાં તે ખચકાય છે. સારૂં નહિ થાય તો, કોઈ મને કંઈ કહેશે તો, 'ફીયાસ્કો' થશે તો લોકો મને હસશે, આબરૂ જશે એવી બધી ઘણી દહેશતથી મન ડરતું ફરે છે અને તેથી જ એવો માનવી હિંમતભેર ડગ ભરી શકતો નથી. બીજાની હિંમત પર, આવડત પર તે ફીદા થઈ જાય છે અને તેના વ્યક્તિત્વથી અંજાઈ પણ જાય છે. અને પોતાની જાતને નાહિંમત બનાવી પાછળ ને પાછળ જ રહે છે.

આત્મવિશ્વાસ અને અહંમાં ઘણો ફેર છે. અહંની જરૂર એટલા માટે છે કે પોતાનામાં આવડત હોય તેનું ભાન રહેતાં બીજી વ્યક્તિથી ખોટી રીતે નાની મોટી બાબતમાં અંજાઈ જવાપણું રહેતું નથી. નહિતર મીઠી મીઠી વાતોથી, વ્યક્તિત્વને વાચાળ બનાવવાથી સામી વ્યક્તિ ઉપર છાપ સારી પાડી શકે છે, પરંતુ એ વ્યક્તિત્વ કયા પ્રકારનું છે તે વિચાર કરવાની શક્તિ માનવીનું અહં આપે છે. ખોટી રીતે અંજાઈ જતાં તેને દૂર રાખે છે, ચેતવે છે. ગ્રહણ કરવા જેવું જ તે ગ્રહી લે છે. આ અહં માપસરનું હોવું જ જરૂરી છે. કેટલીકવાર માનવી પોતાની જાતને સર્વસ્વ માની બેસી કોઈની પણ સાથે બેસી શકતો નથી. બીજાની તારીફ તે હસી કાઢે છે અને મારા જેવું કોઈ નથી અગર મારી આવડત આગળ તે પાણી ભરે છે એવી ભાવનાથી જ રંગાયેલો રહે છે. આ બરોબર નથી. પરિણામે તેને કોઈની કંપની ગમતી નથી અને એકલવાયું જીવન જીવે છે. લોકોમાં તેની કદર થતી નથી અને ઊલટું આવડત ઉપર પાણી ફરી વળે છે. ટીકાને પાત્ર તે બને છે. આવી જાતના માનવી પોતાની વિચારસરણીમાંથી ડગતા નથી છતાં ક્યારે પટકાઈ પડે છે તેનું તેમને ભાન નથી રહેતું. કદાચ એમ પણ હોય કે અહં સંતોષવા માટે સાવ મામુલી ગણાતી વ્યક્તિ પાસે તે પોતાની જાતને ખુલ્લી કરી નાખે છે, નમી પડે છે. પડ્યો બોલ ઝીલનાર મળી રહેતાં અંદરનો સંતોષ એટલો બધો હોય છે કે પછી બીજાની પરવા નથી હોતી. આવી વ્યક્તિ ત્યારે દુનિયામાં પોતાની ફરજ ભૂલે છે, તેવે વખતે પોતાનું વ્યક્તિત્વ બહાર ખીલવી બતાવવાનું, નવું કંઈક કરી છૂટવાનું પણ તે ભૂલી જાય છે. માનવી ફરજ ભૂલે છે, સર્વસ્વ હોમી નાખે છે, તેને કંઈ દેખાતું જ નથી અને કુપમંડૂકની માફક 'હું'માં જ રમ્યા કરે છે.

મનુષ્યનું સમતોલપણું સાચવવા પણ નાનપણથી જ તેનામાં રંગ પૂરાવા જોઈએ. તેના વ્યક્તિત્વને ખીલવવા માટે વડીલોની ઘણી જવાબદારી રહેલી છે તે તો મોટા થયા પછી જ નજરે નીહાળેલા ગુણો જોતાં ભાન થાય છે. જો કે આજે પણ વડીલો તે માનવા તૈયાર નથી. નસીબ અને વિધિના લેખની જ વાતો કરે છે. નવા દસકામાં કંઈક ખ્યાલ આવ્યો છે અને બાળઉછેરમાં ધ્યાન અપાય છે પણ હજુ તો સોએ એક ટકો જ અમલમાં મૂકી શકે છે. બાકી વાતો કરે છે તે બધાં જ કંઈ વર્તનમાં મૂકતા નથી. દરેક વસ્તુ જ્યારે અમલમાં મૂકવાની હોય છે, આચરવાની હોય છે ત્યારે જ તે કેટલી મુશ્કેલ છે તે સમજાય છે. માત્ર બોલનારને તેનો ખ્યાલ નથી હોતો.



# વંટોળ

તરંગી વિદ્યાર્થી અવસ્થામાં હતી ત્યારે તેનામાં જે ખુમારી હતી તે આજે ક્યાંય અલોપ થઈ ગઈ છે. આટલો ત્વરિત ફેરફાર થવાનાં કારણ ઘણાં હોઈ શકે છે પરંતુ તરંગી માટે જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે ખરેખર મને તો નવાઈ જ લાગે છે. અમારું સહિયરોનું ગ્રુપ પણ તેને રોતલ દશામાં જોઈને નવાઈ જ પામે છે.

તરંગી અમારી સાથે ભણતી હતી ત્યારે કોઈનાથી ગાંજી જતી નહોતી. હમેશાં તે પોતાનું ધાર્યું કરાવી શકતી. ઘરમાં પણ તેની વિરુદ્ધ જવું કોઈને ગમતું નહિ. તેના બા બાપુજીની તે એટલી લાડલી તો નહોતી પરંતુ એની જીદ, ખુમારી અને વ્યક્તિત્વ પાસે હાર કબૂલ કરવી પડતી હતી. યુનિવર્સિટીની પદવી મેળવ્યા પછી પણ પોતાની મેળે જ સાથી શોધવો એમ નક્કી કરેલું અને એમાં પણ તેણે સફળતા મેળવી. તેની વાચાળતા જીવનના ઘેરા વંટોળ સુધી પહોંચી નહોતી શકી.

લગ્ન પછી થોડા જ સમયમાં અમે નિહાળ્યું તો તરંગી તરંગી નહોતી રહી શકી. અમારી કલ્પનામાં નહિ એવી સામાન્ય ગૃહિણી અને તે પણ નિરાશાના વંટોળમાં અટવાઈ ગયેલી, કુદરતને આશરે પરાણે જીવનનાવ ખેંચતી હોય તેવી. તેને જોઈને મનમાં રંજ થતો. અને ઊડતો એક વિચાર જાણે સ્પર્શી ગયો કે સ્ત્રીની ખુમારી પુરુષ પાસે શું થંભી જતી હશે? સ્ત્રી પિતાને ઘેર જે અદાથી રહી શકે છે તે પતિને ઘેર નથી રહી શકતી? પોતાનું ઘર માને ત્યાં પણ આવી દશા?—સમજાતું નથી.

તરંગીના પતિ ખરેખર તરંગી હતા. તેમને સમજાવવામાં તરંગી નિષ્ફળ નીવડી. પરિણામે પોતાનું વ્યક્તિત્વ ધીમે ધીમે લોપ થવા માંડ્યું. અને જાતે સમજીને, વિચારસરણી બન્નેએ એક બીજાની જાણેલી છતાં સુખી દામ્પત્ય જીવનથી તેઓ દૂર રહ્યાં અને નાની નાની બાબતના મતભેદ મન ઊંચા કરવા લાગ્યાં. તડ ને ફડ કરી નાખનારી તરંગી સુધાંશુ પાસે મૂંગી બની ગઈ.

સુધાંશુના લગ્ન પહેલાંના વિચારોમાં ઘણો ફેર પડી ગયો હતો. સુધારક તરીકે તેને ગણાતું હતું પરંતુ ઘરમાં સુધારા કરવા નહોતા અને કરવાનું મન હોય તો પણ વડીલોને દુઃખ ન થાય માટે તેમની વિરુદ્ધ જઈને કંઈ કરવું નહોતું અને તરંગીનો સંપૂર્ણ સાથ એમાં જોઈતો હતો. આ મતભેદે તરંગીને ઢીલી કરી નાખી હતી. સંયુક્ત કુટુંબમાં તરંગી પોતાનું વ્યક્તિત્વ અને ખુમારી ગુમાવી બેઠી.

એની સાથેની ચર્ચા દરમિયાન તેણે માત્ર એટલું જ કહ્યું કે 'સુધાંશુ ધાર્યા કરતાં ઘણો જ જુદો નીકળ્યો. વિચારોના મતભેદ અમને મુંઝવે છે. પણ હવે શું થાય! જાતે પસંદ કર્યું છે તેને સુધારવા માટે જ પ્રયત્નો કરવા રહ્યા. એમ નહિ જ બની શકે તો નિરાશાનાં ઘેરાં વાદળો નીચે પણ જીવન–નાવ ખેંચવું પડશે. હું મારા મન વિરુદ્ધ કરું છું ત્યારે મને હમેશાં ડંખે છે અને એ ડંખનું પરિણામ જ મારા મન ઉપર અને શરીર ઉપર દેખાઈ આવે છે. મારી ખુમારી સુધાંશુ પાસે નથી જ રહી એનું પણ એક દુઃખ છે. પણ એનો બીજો ઉપાય મને સૂઝતો નથી. જે ઉપાય છે તે મારે લેવો નથી. મારે એનાથી છૂટા પડવું નથી, નિરાશામાં પણ આશાનું કિરણ ઊંડે ઊંડે મને દેખાય છે.'

મેં તરત પૂછ્યું કે તરંગી, તને આવે છે તેવા વિચારો શું સુધાંશુને નહિ પજવતા હોય! તો પછી બન્ને સાથે કેમ તેનો ઉકેલ ન લાવી શકો?

'અમે બન્ને ઘણું કરી શકીએ. પરંતુ સુધાંશુની લાગણી વડીલો પ્રત્યે વધુ ખેંચાય છે તે જ કારણે તે મારા પ્રત્યે બેદરકાર બને છે. હું જોઈ શકું છું કે તે મુંઝાય છે, પસ્તાય છે, સાથે મક્કમ પણ એટલો જ છે. એકવાર ઓક્યું પછી પાછું કેમ ગળાય! અને એટલે જ આશાનું કિરણ હું જોઉં છું.'

તરંગીની આશા ભાવિમાં જરૂર ફળે પરંતુ તેની



ખુમારી શું પહેલાં હતી તેવી આવશે ખરી?

## બાળઉછેર

બાળક જન્મે છે ત્યારથી જ તેનામાં અપૂર્વ શક્તિ પડેલી હોય છે. તેને બહાર લાવવામાં મોટો ભાગ ભજવવાનો છે, તેની દેખરેખ રાખનારાંઓએ—આજુ બાજુના વાતાવરણે તેની શક્તિના વિકાસ માટે તેને આપમેળે ખીલવા દેવું જોઈએ. તેને કોઈપણ જાતનું બંધન સ્વીકાર્ય હોતું નથી. મુક્ત વાતાવરણ તેની આગવી શક્તિ ઘડવામા મદદરૂપ બને છે.

બાળક છઠ્ઠે મહિને ઘણુંખરૂં બેસતાં શીખી જાય છે. હાથમાં પકડી શકાય તેવા રમકડાંથી રમે છે. અવાજ થાય તેવાં રમકડાં, ગોળ ગોળ ફરતાં રમકડાં તેને ગમે છે. ધીમે ધીમે તે જાતે ફેરવવામાં રસ કેળવે છે. બૂમો પાડીને એક જાતનો આનંદ વ્યક્ત કરે છે. એક એક અક્ષર શરૂઆતમાં પા, બા, કા વગેરે બોલે છે તેના આનંદમાં બીજી વ્યક્તિઓ સાથ પૂરાવે તે એને ગમતું હોય છે. નાનું બાળક કંઈ સમજતું નથી એ માન્યતા ઘણી ભૂલ ભરેલી છે. એટલી નાની ઉંમરે પણ તેને ગમો અણગમો હોય છે. ઘરમાં ગુસ્સાભર્યું વાતાવરણ તેને રુચતું નથી જ તે એકીટશે જોયા કરે છે. આની આછી અસર તેના મન ઉપર થાય છે અને ધીમે ધીમે તે ગાઢ બને છે. મા બાપ વચ્ચેનો ઝઘડો, વિરોધાભાસ વગેરેની અસર તેના મન ઉપર વધુ થાય છે.

બાળકની હાજરીમાં તો આનંદમય વાતાવરણ જ જરૂરી અને લાભદાયી છે. બાળકના વ્યક્તિત્વને ખીલવવામાં ઘરના અને બહારના વાતાવરણનો મોટો ફાળો છે. તેની સ્વતંત્રતા જરાપણ ઝૂંટાય તે તેને પસંદ નથી હોતું. માતા પિતાનો પ્રેમ તેને ખૂબ જરૂરી છે. લાડ, પ્રેમનું બાળક ઘેલું છે. માતાની હુંફ કાયમ તેને મદદરૂપ બને છે. કુદરતથી વિમુખ નહિ રાખવું. કુદરત તેને પ્યારી છે. ખુલ્લી હવા તેના આરોગ્યને જરૂરી છે. નાનું હોય ત્યારથી તેને થોડી થોડી વાર ખુલ્લી હવામાં ફેરવવું, વિટામિન 'ડી' મેળવવા માટે સૂર્યનો તડકો પણ ખૂબ જ જરૂરી છે. સવારના સાતથી સાડા આઠ સુધીમાં ગમે ત્યારે પંદર વીસ મિનિટ તેને સૂર્યનાં કિરણો મળે એ જરૂરતું છે.

બાળકને તેની રુચિ પ્રમાણે સમજીને ઉછેરમાં મદદરૂપ થશો તો એ બાળક મોટું થઈને ઘણું સ્વસ્થ બનશે, જાતે પોતાના પ્રશ્નો ઉકેલશે અને ભારરૂપ નહિ થાય.

## વિચારમેળ

એક ને એક બે જેવી ચોખ્ખી ને ચટ વાત સમજવામાં પણ જ્યારે ને ત્યારે આનાકાની કરતી ઝરણા મને ગમતી તો એટલા માટે કે એ કોઈ કોઈ વાર એવા મુદ્દાના પ્રશ્નો પણ છણતી. હું ઘણુંય એને સમજાવું કે હંમેશ આમ મુદ્દાસર વાત કરે તો તને શો વાંધો આવે છે. પણ એના મુદ્દાના પ્રશ્નોની છણાવટ કરતી વખતેય એ એવી તો આડે પાટે ચડી જાય કે ન પૂછો વાત. કેટલીકવાર તો ઝરણાનું આગમન જ મને કંટાળો આપતું. પણ ઝરણા મને ગમતી. કોલેજમાં ભણતી છોકરીઓમાં ઊંડાણ ખૂબ ઓછું હોય છે એવી મારી પાસે ફરિયાદ કરતી અનેક વ્યક્તિઓ પાસે હું ઝરણાનો દાખલો અચૂક દેતી. અને ક્યારેક તો ઝરણાને જ એવી વ્યક્તિ સામે ખડી કરી દેતી એટલે કોલેજ–કન્યાને ભાંડનાર ત્યાંજ થીજી જાય.

આજે તો ઝરણા એક એવી લપ લઈને આવી હતી કે એની પાછળ કોઈ દલીલ જ કામ ન કરે. ગામ આખાની ચોવટ કરનારી ઝરણા આજે એવી ભીંસમાં આવી ગઈ હતી કે એને કશું સૂઝતું નહોતું. એ પોતે ખૂબ ચાલાક, હોશિયાર અને ખબરદાર હતી છતાં મારી પાસે તો કેટલીયવાર એ આવતી એના અને એને ન સમજાતા પ્રશ્નોના માર્ગદર્શન માટે પણ આજનો સવાલ તો સાવ જુદો જ હતો.

ઝરણા એક અથવા બીજી રીતે પુરુષ–દ્વેષી અને પુરુષોને ધિક્કારતી યુવતી હતી. પુરુષજાતને ભાંડવામાંથી





એ ક્યારેય પાછી ન પડતી. એટલી નાની ઉંમરમાં એ પુરુષોના સંપર્કમાં નહોતી આવી એવું ય નહોતું. પણ એ કોઈને કોઠું આપતી નહિ. પણ આજે એ એક પુરુષને પોતાનો કરી બેઠી હતી. અને એ માટે જ મારી સલાહ લેવા આવી હતી.

એ પરણવા નહોતી માગતી એવું નહિ, પણ એની પુરુષવિરોધી વાતોથી એમ લાગતું કે એને કોઈ યુવક જલદી નહિ મનમાં વસે. પણ ઝરણા આજે જેની વાત કરતી હતી એ યુવકને હું સારી રીતે ઓળખતી હતી. એટલે જ એ મારી સાથે મોકળે મને વાતો કરવા આવી પહોંચી હતી ને ?

આવતાં વેંત જ ઝરણાએ મને જાણે ઊધડી જ લીધી :

'બહેન, તમેય ખરાં છો. ક્યારેય મારી પાસે તમે ચાર્વાક વિષે વાત જ નહોતી કરી. કેમ એમ ?'

'પુરુષોની તું કટ્ટર વિરોધી ને ચાર્વાક જેવા સ્ત્રીઓને ધિક્કારતા યુવકની તારી પાસે મારે શા માટે વાત કરવી જોઈએ ? પણ ચાર્વાકનું શું છે તારે તે આજે એનાથી જ તારે વાતની શરૂઆત કરવી પડી ?'

'મેં ચાર્વાક સાથે લગ્ન કરવાનું નક્કી કર્યું છે.'

ઝરણાના ગાલ ઉપર મેં પહેલી જ વાર રતાશ જોઈ.

'ચાર્વાક સાથે ?' મારાથી પુછાઈ ગયું.

'હા બહેન. તમારી સલાહ લેવા આવી છું.'

'પણ આટલો જલદી તમારો બન્નેનો મેળ શી રીતે ખાધો ? તું લગ્ન નહિ કરે એમ મને નહોતું લાગતું એ સાચું, પણ આટલી જલદી લગ્ન માટે તૈયાર થશે એવી તો કલ્પનાય નહોતી. ચાર્વાક તને કઈ રીતે ગમ્યો ? અને ચાર્વાકને પણ તું ક્યાંથી ગમી ગઈ ?'

'હું પુરુષોને ધિક્કારતી હતી ને ચાર્વાક સ્ત્રીઓને. અમારો બન્નેનો મેળ ખાવાનું આ જ મોટું અને સબળ કારણ.'

'આ કારણ તો મેળ હોય તો ય તોડી દેનારું ગણાય. અને તું મેળ ખાવાની વાત કરે છે એ વાત શી રીતે ગળે ઊતરે ?' મેં ઝરણાની પીઠ થાબડતા પૂછ્યું.

'એ વિષે મને વધુ ન પૂછો. પ્રેમ આંધળો છે એ મેં અનુભવી લીધું છે. પણ ચાર્વાકને તમે નાનપણથી ઓળખો છો એટલે હું તો તમારી પાસે એ સલાહ લેવા આવી છું કે ચાર્વાકને હું સુખી તો કરી શકીશ ને ?'

આવી જાતનો ઊંધો પ્રશ્ન સાંભળીને ઝરણા માટે મને માન ઊપજ્યું. બીજી કોઈ યુવતી હોય તો પોતાના જ સુખની ખેવના રાખે. પણ આ સામાને સુખી કરવા ઝંખતી હતી. એ તો સુખી થાય જ ને ? મેં ઝરણાને કોઈની સલાહ લીધા વિના પરણી જવાનું કહ્યું ત્યારે એ બોલી ઊઠી : 'તમેય બહેન, મારી મશ્કરી જ કરશો ?'

'મશ્કરી નથી ઝરણા, હકીકત છે. ચાર્વાક જેવા યુવાનો બહુ થોડા હશે. આટલી નાની ઉંમરમાં તેનામાં જે વિચારોની મક્કમતા અને અદમ્ય ઉત્સાહ છે તે આજના યુવાનોમાં જોવા નથી મળતાં. તું તો એને સુખી કરીશ એની કોઈ શંકા નથી, પણ એય તને બધી રીતે સુખી કરી શકે એવો બાહોશ છે. તારી તો કૃત્તેહ જ છે. સારા કામમાં વળી ઢીલ શાની ? જાવ, જલદી કંકુનાં કરી નાખો.'

પહેલી જ વાર ઝરણા આડે પાટે ન ચઢી અને સીધી ને સટ આટલી ઝડપથી મારી પાસેથી વિદાય થઈ. એ જ મોટું પરિવર્તન એનામાં ચાર્વાકને લીધે આવ્યું હતું.







# ગ્રંથની રાહે



**રોમિયો–જુલિયેટ (એક રસદર્શન) :**
[ લે. બાલચન્દ્ર પરીખ. પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, ૧. મૂલ્ય : રૂ. ૭/– ]

જે મહાન અંગ્રેજ કવિ વિલિયમ શેક્સ્પીઅરની ચારસોમી જન્મજયંતિ આ વરસે ઉજવાય છે તેની જ એક વિખ્યાત કૃતિનું આસ્વાદન ગુજરાતી વાચકોને અંગ્રેજી સાહિત્યના એક અભ્યાસુ અને અચ્છા ગદ્ય–શિલ્પી કરાવે છે એ ગુજરાતી સાહિત્યમાં એક અદનો અને મહત્ત્વપૂર્ણ ઉમેરો ગણાય. કેવળ અનુવાદ કે ભાષાંતરમાં વિદેશના સાહિત્યની સાચી મજા ન માણી શકાય. પણ રસદર્શનની રીતે એનો આસ્વાદ થઈ શકે તો એનો રસાસ્વાદ જુદી જ તરેહનો હોય એ આ પુસ્તક સાબિત કરી બતાવે છે.

ગાન્ધર્વપ્રણયની અમર ગાથાનું આ સર્જનાત્મક રસદર્શન આપણા સાહિત્યમાં શેક્સ્પીઅરના અભ્યાસુઓ માટે એક એવું મહત્ત્વનું ઉમેરણ કરે છે જેની ચિરંજીવીતા માટે લવલેશ શંકા ન કરી શકાય. શ્રી. બાલચન્દ્ર પરીખ અંગ્રેજી સાહિત્યના ઊંડા અને રસિક અભ્યાસી છે. આપણા કવિવર ન્હાનાલાલને અંગ્રેજી જાણકારો પાસે રજૂ કરવાનારાં એમનાં બે મહત્ત્વનાં અંગ્રેજી પુસ્તકો છે એ પણ તેમનો અધિકાર પૂરવાર કરે છે.

દરેક દેશ અને કાળનાં પ્રેમીઓ વિષે હોય છે તેમ રોમિયો અને જુલિયેટ પણ વિશ્વ સાહિત્યનું પ્રેમી યુગલ ગણાય છે. શેક્સ્પીઅરની કલ્પનાનાં આ બન્ને પાત્રો બે કુટુંબના વૈરાગ્નિમાં આહુતિ બનેલાં હોવા છતાં તેમનો હૃદયધબકાર ઉષ્માભર્યો છે. એ જ કારણે આ કૃતિ વિશ્વ સાહિત્યમાં ગણનાપાત્ર બની છે.

શ્રી. ક. મા. મુનશીના શબ્દોમાં કહીએ તો 'આવી મનોહર કૃતિને શ્રી. બાલચન્દ્ર પરીખે ગુજરાતી આકાર આપવાનો પ્રયત્ન કર્યો છે. કેવળ અનુવાદ ઘણીવાર વાચકોને મૂળની ખૂબીઓની કદર કરવામાં વિક્ષેપ નાખે છે. આ દોષ નિવારવા શ્રી. પરીખે રસદર્શન કરાવવાનું વધુ ઉચિત ધાર્યું છે. એટલે આને 'રોમિયો જુલિયેટ'ના અનુવાદ કરતાં મીમાંસા કહી શકાય.

'મીમાંસાનો મુખ્ય હેતુ મૂળ રચનાની ખૂબીઓ રસિક વાચક સમક્ષ પ્રગટ કરી તેને તેના પ્રતિ અભિમુખ કરવાનો હોય છે. અને એ હેતુ શ્રી. પરીખ ઘણે અંશે સિદ્ધ કરી શક્યા છે.'

શેક્સ્પીઅર જેવા વિશ્વમાન્ય કવિવરની એક અદની કૃતિને આવી સચોટ રીતે ગુજરાતી વાચકો સમક્ષ મૂકવા માટે તેના અધિકારી લેખક શ્રી. બાલચન્દ્ર પરીખ ધન્યવાદને પાત્ર ઠરે છે. અને શેક્સ્પીઅરની પણ બીજી કૃતિઓને ગુજરાત સમક્ષ રજૂ કરવા આ લેખક કમર કસે એવી અપેક્ષા રાખવી વધુ પડતી ન ગણાય. શેક્સ્પીઅર આજે તો ઉચ્ચ અભ્યાસ માટે ભણવો પડે છે એવા વિદ્યાર્થીઓને તો આવી જાતનાં રસદર્શનો અતિ મહત્ત્વનાં બની રહે.

સાડાચારસો પાનાં જેટલા વિશાળ ફલક ઉપર પથરાએલું આ રસદર્શન મૂલવતાં ડૉ. રમણલાલ યાજ્ઞિક પુરોવચનમાં લખે છે :

'શ્રી. બાલચન્દ્ર 'રોમિયો–જુલિયેટ'ના ગુજરાતી અનુવાદો જે થયા છે તેમાં નવલી ભાત જ પાડે છે. નાટકનો સહુથી મહત્ત્વનો ભાગ લઈ—પહેલાં પૂર્વભૂમિકા બાંધી, શેક્સ્પીઅરના પુનરુત્થાનયુગનું દર્શન





કરાવી, મહાકવિનાં નાટકો પર સુંદર પ્રકાશ તુલનાત્મક ને રસિક દૃષ્ટિથી પાડી, પ્રસ્તુત 'નાટકનું' કથાનક ને આ કલાકૃતિની ખૂબીઓ ને ખામીઓ દેખાડે છે ને પછી પૂર્વાપર સંબંધ બાંધી, વિવેચન સાથે મૂળ કૃતિ કવિ ન્હાનાલાલની શૈલી—જે શ્રી. બાલચંદ્રને કવિવરના પરિશીલનથી સાધ્ય ઠીક ઠીક થઈ છે—માં ઉતારે છે...

'આંગ્લ મહાકવિના આ નાટકનું સત્ત્વ શ્રી. બાલચન્દ્રે બહુ જ સમજણ, વિવેક ને મર્મજ્ઞતાપૂર્વક ડોલનશૈલીમાં ઉતારવાનો સ્તુત્ય પ્રયાસ કર્યો છે એટલું જ નહિ, પણ સાથે સાથે પોતાનો સ્વતંત્ર વાક્પ્રવાહ પ્રસારી, જે રહસ્યદર્શી ભાષ્ય–Running commentry–પૂરી પાડી છે તે તેમની ગુજરાતી ભાષાને સાહિત્યની એક મૌલિક સેવારૂપે આપણે જોવાની છે.'

ગાન્ધર્વ પ્રણયની આ અમર ગાથાને આજ સુધી જે ઊમળકાથી સુજ્ઞ વાચકો આવકારતાં આવ્યાં છે તે ઊમળકો બેવડો થાય એટલું પ્રાણવાન આ પુસ્તકનું માળખું અને હાર્દ છે. ગુજરાતી વાચકોને શેક્સપીઅર અને રોમિયો–જુલિયેટ સમજવા માટે એક નવો જ પ્રકાર સાંપડે છે એ વિચારે આ મહત્ત્વના ગ્રંથને ગુજરાતીમાં આવકારતા આનંદ થાય છે.

### નગર ગ્રંથાવલિ :

[ લે૦ ધીરજલાલ ગજ્જર. પ્રકા૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨. આખા સેટનું મૂલ્ય : રૂ. ૮/–૦ ]

નૂતન ભારતનાં પંદર રાજ્યોનાં પંદર પાટનગરો અને ભારતની રાજધાની દિલ્હી વિષે, એ દરેક નગરોનાં અવનવાં સ્થળો વિષે, એ જોવાલાયક સ્થળોનાં ચિત્રો સહિતની આ સો પુસ્તિકાઓ ગુજરાતી બાળકો માટે રસપ્રદ વાચન પૂરું પાડે છે. બાળકો વિદ્યાર્થી અવસ્થામાં ઇતિહાસ અને ભૂગોળ ભણે છે, પણ એ બન્ને વિષયો તેમને રોચક બનાવવા માટે આવાં સમૃદ્ધ અને ઉપયોગી પુસ્તકોનું વાંચન પણ એટલું જ જરૂરી છે. તેમાંય વિદ્યાર્થીઅવસ્થા દરમિયાન જ શાળાઓમાંથી યોજાતા પ્રવાસો વેળાએ પણ જુદાં જુદાં સ્થળોની મુલાકાતો વખતે તે તે સ્થળોની માહિતી એકઠી કરવા જોઈતાં સાધનો નથી હોતાં. આ સોળેય પુસ્તિકાઓનો સેટ આવી ખોટ પૂરી પાડે છે એ નિર્વિવાદ છે.

બાળકોને રોચક થઈ પડે તેવી સાદી ભાષા અને સરળ–પ્રવાહી શૈલી, મોટાં બીબાં, રંગીન ચિત્રો અને બહુરંગી પૂંઠું આ આખા સેટની બહુમૂલ્યતા ગણાવી શકાય. જ્ઞાન સાથે માહિતી અને મનોરંજન ઉપરાંત ઘેર બેઠાં જ બાળકોને સારાયે ભારતમાં લઈ જાય છે એ વિશિષ્ટતા ગણાવી શકાય.

શ્રી ધીરજલાલ ગજ્જરે વાચકોની જ્ઞાનમર્યાદાને લક્ષમાં રાખીને તૈયાર કરેલી આ સોળેય પુસ્તિકાઓ તેના વાચકોને સંપૂર્ણપણે સંતોષ આપશે એ તો નિર્વિવાદ વાત છે. તેમની શૈલીમાં જે પ્રકારની બાળભોગ્ય લઢણ છે એ જ આ પુસ્તિકાઓને વધુ ને વધુ લોકપ્રિય બનાવશે. દરેક વસાવી શકે તેવા કુટુંબની અને શાળાઓની પુસ્તકાવલીમાં આ સેટનું સ્થાન રહે એવી એની જરૂરત ગણી શકાય.

### ચૂપ નહીં રહેવાય :

[ લે. ટૉલ્સ્ટૉય. અનુ. ચંદ્રશંકર પ્રા. શુક્લ. પ્રકા. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ૧૪. મૂલ્ય : રૂ. ૨/—. ]

સત્તર વરસે બીજી આવૃત્તિમાં પ્રવેશતા ટૉલ્સ્ટોયના નિબંધો આજે પણ એટલા જ ઉપયોગી અને મહત્ત્વના છે. ટૉલ્સ્ટૉયનું સાહિત્ય ચિંતન અને વિચારપ્રેરક છે તેમ જ આપણી અભ્યાસ-કસોટી પણ ગણી શકાય. ગાંધીજી જેમ જ અનુભવની એરણ પરથી તેમની લેખિની કાગળ ઉપર પ્રસરતી. એમના લખાણોમાં વાસ્તવિકતા વધુ ને વધુ નીતરે છે એટલે જ એ લખાણોની મહત્તા છે.

આ નવી આવૃત્તિમાં ગાંધીજી અને ટૉલ્સ્ટૉય વચ્ચે થયેલો સંપૂર્ણ પત્રવ્યવહાર તથા 'એક હિંદુ ઉપરનો



કાગળ' ઉમેરવામાં આવેલ છે એથી પણ આ નવી આવૃત્તિનું મહત્ત્વ વધે છે. તેમાંય 'એક હિંદુ ઉપરનો કાગળ' એ લેખનું ગાંધીજીએ પોતે ભાષાંતર કરી, પોતાની પ્રસ્તાવના સાથે 'ઇંડિયન ઓપીનિયન'માં આપ્યું હતું, તે અહીં લીધું છે. આ મહત્ત્વનું પુસ્તક એથી ઉપયોગિતાવાળું પણ બને છે.

ટૉલ્સ્ટૉયને મહાત્મા અને મહર્ષિ ગાંધીજી જેવા પણ ગણતા અને ગાંધીજી તો તેમને ગુરુ પણ ગણતા. 'તેમનો ઉપદેશ આપણે કાને ધરવો ને અંતરમાં ઊતારવો ઘટે છે' એવા ગાંધીજીના શબ્દો સાથે આ પુસ્તકના નિબંધો વાંચતા આપણે જરૂર સંમત થઈ શકીએ એવું મૂલ્યવાન આ પુસ્તક છે.

આટલાં વરસો પછી પણ આ મહત્ત્વના પુસ્તકને ગુજરાતીમાં ફરીથી લભ્ય બનાવવા માટે પ્રકાશન સંસ્થા માનની અધિકારી બને છે. ગાંધીયુગનું આ જાતનું હજુ તો કેટલુંય સાહિત્ય આજની પેઢી માટે ફરી લભ્ય બનાવવું જરૂરી છે એટલે આને આવકારતા આનંદ થાય છે.

**ટૉમસ આલ્વા એડીસન :**

[ લે. ઘનશ્યામ નટવરરાય મહેતા. પ્રકા૦ પ્રાચ્ય વિદ્યામંદિર, મ૦ સ૦ વિશ્વવિદ્યાલય, વડોદરા. મૂલ્ય : રૂ. ૩/૨૪. ]

મહાન પુરુષોનાં જીવનચરિત્રો આપણી ઊગતી પેઢીને ઘડવામાં ખૂબ મહત્ત્વનો ફાળો આપે છે. મહાન વૈજ્ઞાનિકો અને સંશોધકો પણ એ જ રીતે આપણી ઊછરતી પેઢીને સાચી પ્રેરણા આપી શકે.

એડીસનનું નામ કોઈથી અજાણ નથી. વિજ્ઞાનયુગમાં આપણે જીવીએ છીએ એટલે આજની અનેક સગવડોને આટલી સરળ રીતે લભ્ય બનાવનાર એનાં મૂળ શોધકોનો એટલો મોટો આત્મભોગ છે કે તેમના જીવતરમાંથી આપણે સાચી અને સારી પ્રેરણા મેળવી શકીએ. વીજળીના દીવાથી માંડીને કેટલીય શોધો જેના નામ પર ચઢી છે એવા અમેરિકન વિજ્ઞાનશાસ્ત્રી ટૉમસ આલ્વા એડીસનના જીવનનું સહજગમ્ય આ પુસ્તક આપણી ઊછરતી પેઢીને સુંદર માર્ગદર્શન પૂરું પાડે છે. તેના જીવનના પ્રસંગો આ પુસ્તકમાં સભર ભર્યા છે, એટલે આની મહત્તા અનેકગણી ગણાય.

**મંદાર :**

[ લે૦ અને પ્ર૦ કુસુમબહેન ઠાકોર. વિક્રેતા; ગુજરાત પુસ્તકાલય સ૦ સ૦ મંડળ લિ૦, વડોદરા. મૂલ્ય : રૂ. ૨/—. ]

શ્રી. કુસુમબહેન ઠાકોરનાં મોટા ભાગનાં ભક્તિકાવ્યોનો આ સંગ્રહ એવી આગવી વિશિષ્ટતાવાળો બન્યો છે કે ભક્તિગીતોની કંઈક અંશે શિથિલ બનેલી પ્રવાહિતાને આબાદરીતે ટકાવી શકે છે. આપણા પ્રતિનિધિ કહી શકાય એવા કવિ શ્રી રાજેન્દ્ર શાહના 'અનુરણન' નામના પ્રાસ્તાવિક શબ્દોમાં કહીએ તો 'તટપ્રદેશની કુંજન ઘટામાં આવતો જાણે કોઈનો પરિચિત ટહુકાર.'

ભક્તિરસથી પૂરેપૂરાં રંગાયેલ અને છેલ્લાં ત્રીસેક વર્ષથી એ જ ચીલે પોતાની જાતને મૂકી દેનારાં આ સંગ્રહનાં કવયિત્રી શ્રી કુસુમબહેન ઠાકોર આમાં એક ભક્તકવિ તરીકે પૂરેપૂરાં તાદૃશ થાય છે. આવા ભક્તિકાવ્યોનો સંગ્રહ ગુજરાતી ભાષામાં આપવા માટે તેમને અભિનંદન.

**માઈનો લાલ :**

[ લે૦ જયભિખ્ખુ. પ્ર૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, ૧. મૂલ્ય: રૂ. ૨/૭૫.]

આજકાલનું એવું કેટલુંય નિર્માલ્ય સાહિત્ય આપણી ઊગતી પેઢીના હાથમાં ચડે છે અને સાવ માયકાંગલાં આપણાં કિશોર-કિશોરીઓ શાળા-મહાશાળામાં નજરે ચડે છે ત્યારે થાય છે કે 'માઈનો લાલ' જેવું જોશીલું પુસ્તક આ બધાં કિશોર-કિશોરીઓએ એકવાર વાંચવું જોઈએ. ઊછરતી પેઢીની આ નિર્માલ્યતા પાછળ આપણી ટાયલાંવેડા શીખવતી હિંદી ફિલ્મો પાછળ આ નવી પેઢી ગાળે છે તેમ હળવું વાંચન પણ એમના હાથમાં ચડે છે, ત્યારે તેમને શું વાંચવું એની ખબર પડતી નથી.





જવાંમર્દીની ગાથાવાળી આ એક એવી કથા છે કે જે આપણી ઊગતી પેઢીમાં વતનપ્રેમ અને શૌર્ય પ્રેરે. કોમી એખલાસ, સ્ત્રીઓ પ્રત્યેની દાક્ષિણ્યવૃત્તિ અને સર્વાર્પણની ભાવના કેળવવાનું પણ એ શીખવી જાય છે. શ્રી જયભિખ્ખુ આપણા સફળ નવલકથાકાર છે અને અનેક ઐતિહાસિક, ધાર્મિક અને સામાજિક વાર્તા–નવલકથાઓ અને બાળવાર્તાઓના એ સર્જક છે. 'માઈનો લાલ' તેમની એવી જ જોશીલી કૃતિ છે જે આપણો કિશોર વર્ગ અચૂક વાંચે. આ પુસ્તક બીજી આવૃત્તિમાં પ્રવેશે છે એ જ એની સાચી સિદ્ધિ ગણાય.

**મધુવન :**

[ સંપા૦ હરીન્દ્ર દવે. પ્રકા૦ સ્વાતિ પ્રકાશન, મુંબઈ, ૩. મૂલ્ય: રૂ. ૪/૫૦ ]

ગુજરાતમાં કાવ્યગાન અને મુશાયરાઓની લોકપ્રિયતા આજે તો અનેકગણી વિકસી છે એવે કાળે પ્રતિનિધિત્વવાળી ગઝલોના સંગ્રહની ઘણા સમયથી જરૂરત હતી તે 'મધુવન' પૂરી પાડે છે. શ્રી હરીન્દ્ર દવે જેવા અધિકારી સંપાદકને હાથે સંપાદિત થયેલી બસો ઉપરાંત ગુજરાતી ગઝલોને આ સંગ્રહમાં સ્થાન આપવામાં આવ્યું છે. એમાં શયદાથી માંડીને શેખાદમ સુધીના ગઝલકારોની કૃતિઓનો સમાવેશ કરવામાં આવ્યો છે.

આ સંગ્રહનું નામ પણ સૂચક છે. સંપાદકે 'મધુવનને માર્ગે' નામના આ સંગ્રહના પ્રાસ્તાવિક લેખમાં ગઝલ સાહિત્ય વિષે ટૂંકું છતાં જરૂરી મંતવ્ય રજૂ કર્યું છે તે પણ અભ્યાસુઓને જરૂરી માર્ગદર્શન પૂરું પાડે તેમ છે. કેટલાક અઘરા અને ગુજરાતી સિવાયની ભાષાના આ સંગ્રહની ગઝલોમાં આવતા શબ્દોના અર્થ પણ સંગ્રહને અંતે આપવામાં આવ્યા છે એ આ સંગ્રહની મૂલ્યવત્તા ઓર વધારે છે.

કવિતા અને ગઝલના રસિયા ગુજરાતને આ પ્રતિનિધિ સંગ્રહ સારો એવો સંતોષ આપી શકે તેવો બન્યો છે. તે માટે સંપાદક અને પ્રકાશકો ધન્યવાદના અધિકારી બને છે.

**ગ્રામલક્ષ્મી ( સંક્ષિપ્ત )**

[ લે. રમણલાલ વ. દેસાઈ. સંક્ષેપકાર : અનંતરાય મ. રાવળ. પ્ર. આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨. મૂલ્ય : રૂ. ૫/૭૫. ]

સ્વ. રમણલાલ દેસાઈ યુગમૂર્તિ નવલકથાકાર તરીકે ગુજરાતી સાહિત્યમાં રહેવાના જ છે. એમની સૌથી લાંબી નવલકથા ગ્રામલક્ષ્મી ચાર ભાગમાં અને સાડા તેરસો પાનાંમાં પથરાયેલી છે. તે વિશાળ નવલને ટૂંકાવવાનું કપરું કામ પૂરી ચીવટાઈથી અદા કરવાનું ગુજરાતના સંમાન્ય વિવેચક શ્રી અનંતરાય રાવળે કર્યું છે એ ખરેખર યોગ્ય પસંદગી થઈ કહેવાય. 'પુરોવચન' રૂપે લખાયેલો શ્રી રાવળનો અભ્યાસ-લેખ પણ એ જ કારણે આ પુસ્તકની ગુણવત્તા અને મૂલ્યવત્તા વધારનારો બની શક્યો છે.

એક જમાનો હતો. આજના લેખકો ત્યારે લખતાંય નહોતાં થયાં. ર. વ. દે.ની નવલકથાઓએ ગુજરાતને ઘેલું કર્યું હતું. એ અફાટ સાગરનાં જળ પી પીને ગુજરાતના આજના લેખકોમાંથી કેટલાય લેખકોએ પ્રેરણાનાં પાન કર્યાં છે. ગાંધીયુગની અને ગ્રામજીવનની એક વિસ્તૃત નવલકથા તરીકે જાણીતી થયેલી આ નવલકથા એટલે જ આજે પણ એટલી જીવંત લાગે છે. સમયની મારામારી અનુભવતો આજનો જમાનો થોડા સમયમાં ઝાઝું વાંચવાની તાલાવેલી રાખે છે એવે વખતે આ ચારસો પાનનો સંક્ષેપ ગુજરાત માટે આવકાર્ય નીવડશે અને આ વાંચવાથી મૂળ ચારેય ભાગ વાંચવાની વાચકોમાં પ્રેરણા જગવશે એ નિશ્ચિત છે. આવું મહત્ત્વનું કાર્ય પ્રકાશકે કરાવ્યાથી તેમના લેખક પ્રત્યેની તેમની મમતા સાચા અર્થમાં વરતાઈ આવે છે. અને તે માટે એક અધિકારી વ્યક્તિને પસંદ કરી એ માટે પ્રકાશકો સાચા અભિનંદનને પાત્ર ગણાવા જોઈએ.





# ભારતી સંઘનાં નવાં પ્રકાશનો

**શ્રેયોમાર્ગ** શ્રી ચુનીલાલ વ. શાહનું રાજ્ય પારિતોષિક પ્રાપ્ત પુસ્તક રૂ. ૩–૨
**હૈયાનું ધામ** શ્રી. ચુનીલાલ વ. શાહની પ્રૌઢો માટેની નવી લાંબી વાર્તા રૂ. ૧–૦
**પાછલે બારણે** શ્રી. પન્નાલાલ પટેલની ગ્રામ્યજીવનની નવલની નવી આવૃત્તિ રૂ. ૩–૨
**સંસ્કારની સુવાસ** શ્રી. ઈશ્વર પેટલીકરના સંસ્કારપ્રેરક લેખોનો નવો સંગ્રહ રૂ. ૨–૦
**સર્વોદય પાત્ર** શ્રી. પીતાંબર પટેલની ગ્રામ્યજીવનની વાર્તાઓનો સચિત્ર સંગ્રહ રૂ. ૦–૯
**શ્યામ ખંડ ૧-૨** શ્રી. સાને ગુરુજીની શ્રી. જયન્ત પરમાર અનુવાદિત નવી નવલકથા રૂ. ૮–૯
**ચોંથરે વીંટયાં રતન** શ્રી વિજયકુમાર ત્રિવેદીકૃત સત્યકથાઓનું નવું પુસ્તક રૂ. ૩–૯
**ઉષા અને અરુણ** શ્રી. ડાહ્યાભાઈ પટેલની દ૦ આફ્રિકાને સ્પર્શતી નવી નવલકથા રૂ. ૮–૯
**એકલ પંથ પ્રવાસી** શ્રી. ચંદ્રહાસ શેલતે લખેલી નવી સામાજિક નવલકથા રૂ. ૩–૨
**માટીનું દૂધ** શ્રી. દેવશંકર મહેતાની ધરતીને સ્પર્શતી નવી વાર્તાઓનો સંગ્રહ રૂ. ૫–૨
**અધૂરાં અરમાન** શ્રી. પ્રહ્લાદ બ્રહ્મભટ્ટની નવી સામાજિક નવલકથા રૂ. ૫–૫
**એક ડાળનાં પંખી** શ્રી પ્રહ્લાદ બ્રહ્મભટ્ટની જાણીતી નવલકથાની નવી આવૃત્તિ રૂ. ૬–૦
**પુણ્ય પરવાર્યું નથી** શ્રી. ગુલાબદાસ બ્રોકરકૃત સત્યકથાઓની નવી આવૃત્તિ રૂ. ૩–૯
**રોગ અને આસન** ડૉ. ભૂપતરાય દવે-ડૉ. શંકરલાલ દવેકૃત પુસ્તકની ન. આ. રૂ. ૪–૦
**સંસાર-સાગરને તીરેથી** શ્રી. રંભાબહેન ગાંધીનો સંસારોપયોગી પત્રસંગ્રહ રૂ. ૪–૦
**જીવનમધુ** શ્રી. જયન્ત પરમારકૃત જીવનમાં માધુર્ય પ્રેરતી વાર્તાઓનો સંગ્રહ રૂ. ૪–૫
**આફ્રિકાની શ્રેષ્ઠ વાર્તાઓ** આફ્રિકાના ગુજરાતી લેખકોની વાર્તાઓ રૂ. ૫–૦
**વેડફાતાં જીવતર** શ્રી. બળવંત નાયકકૃત નવી સામાજિક નવલકથા રૂ. ૬–૦
**અસ્તરીનો અવતાર** શ્રી. 'ગૌરીકાન્ત'ની ગ્રામ્યજીવનની નવી નવલકથા રૂ. ૪–૨
**ગુજરાત રાજ્ય પંચાયતધારો** શ્રી. જી. મો. ઠાકોરકૃત પંચાયતોપયોગી પુસ્તક રૂ. ૧૦–૦
**મીનાક્ષી** આફ્રિકાવાસી બૅરિસ્ટર લેખક શ્રી ડાહ્યાભાઈ પટેલની વાર્તાઓનો નવો સંગ્રહ રૂ. ૫–૦
**વિશ્વની શ્રેષ્ઠ સાહસ કથાઓ** શ્રી. બળવંત નાયક : ભા. ઓ. વ્યાસ સંપાદિત રૂ. ૪–૫
**મંદારની પરકમ્મા** શ્રી ભાનુશંકર ઓ૦ વ્યાસકૃત આફ્રિકા ખંડ વિષેની પત્રમાળા રૂ. ૪–૦
**આ પાર, પેલે પાર** શ્રી. ભાનુશંકર ઓ. વ્યાસકૃત નવી સામાજિક નવલકથા રૂ. ૮–૭
**પ્રેમની પાંખે** શ્રી. બાબુભાઈ કે. પટેલકૃત નવી સામાજિક નવલકથા રૂ. ૪–૨
**સાથ વિનાનાં સંગાથી** શ્રી ભૂપત વડોદરિયાની એક લઘુનવલ અને દસ ટૂંકી વાર્તાઓનો સંગ્રહ રૂ. ૪–૦
**કંટકની ખુશબો** શ્રી ધીરુ પરીખકૃત બાવીસ ટૂંકી વાર્તાઓનો નાવીન્યસભર સંગ્રહ રૂ. ૩–૭

—: અમારાં આ પ્રકાશનો તેમજ ગુજરાતી સાહિત્યનાં તમામ પુસ્તકો માટે :—

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ ૧૪, ફર્નાન્ડીઝ બ્રિજ ગાંધીરોડ અમદાવાદ, ૧

મુદ્રક • દીપક પ્રિન્ટરી • અમદાવાદ

વર્ષ ૩૫ · અંક ૨ · મે. ૧૯૬૪ · સળંગ અંક ૪૧૦

૧ ૭



મોસમ આવી...

ચિત્રકાર : શ્રી. નરેન




## પ્રગતિ ભણી મીટ

નાના માણસોને નાના ગણીને જ્યારે ધુત્કારી કાઢવામાં આવે છે, જ્યારે તેને પોતાની ઈચ્છાનું, કોઈની પણ ડખલગીરી વિનાનું કામ કરવા દેવામાં નથી આવતું, તુચ્છકારવામાં આવે છે. કોઈની પણ શેહ નીચે દબાતાં –પીસાતાં કામ કરવાનું કહેવામાં આવે છે ત્યારે જાણે માણસ–માણસ વચ્ચેના ભેદ હજુ એવા ને એવા છે એ આપણે ક્યારેય ભૂલી શકતા નથી. માણસ–માણસ વચ્ચેના આ ઊંચનીચના ભેદભાવ દૂર કરવા જેવો સમાજવાદ દરેક દેશને પ્રગતિને પંથે લઈ જાય છે એ તો એવી પ્રજાઓને આપણે નિહાળીએ છીએ ત્યારે જ સમજાય છે.

કોઈ મોટો અમલદાર અને એ જ કચેરીનો સામાન્ય પટાવાળો—એ બે વચ્ચે કામમાં ભલે ફેરફાર હોય પણ એ બન્નેને મળતા વેતનમાં જે મોટો ફરક હોય છે તે જોઈએ તો જાણે માનવતા ત્યાં પરવારી ગઈ હોય છે. આવા ભેદભાવ આર્થિક અસમાનતા લાવવામાં સાચા કારણભૂત બને છે: એમાંથી અમલદારનો રૂઆબ વધે છે, એનું કામ ઘટે છે. અને સામાન્ય ગણાતા પટાવાળાની અવિરત કામગીરી ખૂબ વધી ગઈ હોય છે પણ એની વૃત્તિઓ, એની સ્વતંત્ર વિચારશકિત અને એનું વ્યકિતત્વ જાણે સાવ હણાઈ જાય છે.

આમાં કામની મોટામાં મોટી કામગીરી નાનામાં નાની બની જાય અને નાનામાં નાની કામગીરી મોટી બની જાય એ પણ ખૂબ જરૂરનું હોય છે. બધાં મોટા અને ટોચનાં કામો જ અમલદારે કરવાનાં હોય છે એ અમલદારી વૃત્તિ અને નાના કામ પ્રત્યેની તેની નફરત ઘટે તો જ અમલદાર એની ઊંચી ખુરસી ઉપરથી ઊતરીને સામાન્ય પટાવાળાની કામગીરી બજાવવામાં પણ નાનમ નહિ અનુભવે. અને તો જ કાર્યની વહેંચણી એક યા બીજી રીતે નવાજાશે. ત્યારે નાના માણસને પોતાની લઘુતા હેરાન નહિ કરે કે મોટા અમલદારને એની પોતાની મહત્તા ઠોકી બેસાડવાનું નહિ સૂઝે.

પણ આ બધું થાય કેમ ? કરે કોણ ? સાહેબો અને સાહેબશાહીને 'ભારત છોડો'ની સાથે આપણાથી ધકેલાઈ શકાયાં નથી. અને એટલે જ આજે વધુ ને વધુ કામચોરી, વધુ ને વધુ તુમારશાહી, વધુ ને વધુ આળસ, વધુ ને વધુ વાચાળતા આપણને હણી રહી છે, આપણી પ્રગતિને રુંધી રહી છે. આપણે સહુ એ પ્રત્યે આંખો ઉઘાડી રાખીને એવા સાચા સમાજવાદ ભણી દૃષ્ટિ દોડાવીએ કે જે માનવજાતને સાચી પ્રગતિ ચીંધે.





'રાજહંસ'

# સમયનાં જ્ઞોર-તીર

### યંત્રોએ આપેલી નિરાંત

વધારે ઉત્પાદન કાજે આપણે યંત્રોનો સહારો લીધો છે. એથી સખત પરિશ્રમમાંથી માણસ બચે છે, ઝડપ વધે છે. જેમ આવા લાભ મળે છે તેમ કેટલીક સમસ્યાઓ પણ એમાંથી ઊભી થાય એ સ્વાભાવિક છે. બેકારીતું સર્જન થાય છે તે તો જાણીતું છે. એ ઉપરાંત નિરાંતનું સર્જન પણ થાય અને યંત્રોએ આપેલી નિરાંત એટલે કામની વચ્ચેનો ગાળો અઠવાડિયે એક સામટો ભોગવવાની ઇચ્છા થવાની. એવો ગાળો દિવસે દિવસે મોટો કરવો છે એ વાત પણ જાહેર છે હવે એ નિરાંતનો ગાળો કેવી રીતે ભોગવવો તેની સમસ્યા થઈ પડી છે.

આપણે ત્યાં યંત્રયુગ હજુ શરૂ થાય છે. પણ જોતજોતામાં એ જામી પડશે એમાં શંકા નથી. ને ત્યારે અઠવાડિયાના અડતાળીસ કલાકની મજૂરીને બદલે ચાળીસ કલાક અને ચાળીસ કલાકને બદલે છત્રીસ કલાકની મજૂરી એવી વ્યવસ્થા આવવાની. આ નિરાંતનો ગાળો અઠવાડિયે એકસામટો ભોગવવાની ઇચ્છા થવાની. એવો ભોગવટો યથેચ્છ કરી શકાય માટે નાણાં અગાઉથી ચૂકવી આપવાં જોઈશે. ને ભોગવનારને જ્યાં પહોંચી જવું હોય ત્યાં જવાની ખાસ સગવડો પણ કરવી જોઈશે.

એ પછીયે યંત્રમાનવને છૂટો મૂકી શકાય એમ નથી. એની નિરાંતોના ગાળામાં એણે શું શું કરવું જોઈએ એના ઉપર નિયમો આવશે. શેમાં એને લાભ છે ને શેમાં ગેરલાભ છે તે અગાઉથી નક્કી કરી આપવા સ્પેશ્યલ કમિટીઓ વારંવાર ઘણી સંખ્યામાં નીમવી જોઈએ. દેશે દેશે એના જુદા જુદા અહેવાલો પ્રસિદ્ધ થવાના કેમકે નિરાંતને કેવી રીતે ભોગવવી તે વિષે જુદી જુદી સરકારો જુદા નિશ્ચય કરવાની. યંત્રમાનવ એ સરકારનું રક્ષણ પામેલો ખાસ વર્ગનો માનીતો માનવી છે એટલે એણે એની નિરાંત સરકારી ધોરણે ભોગવવી રહી. એમાં જ એનું 'કલ્યાણ' છે એમ માનવું રહ્યું. સંભવ છે કે વખત જતાં પોતાને વિષે વિચાર કરવાની એને જરૂર જ નહીં રહે—એની સઘળી બાબતો રાજ્યસરકાર વિચારી લેશે એને પોતાની પસંદ જેવું રહેશે પણ નહીં.

### નિરાંત કે સ્વચ્છંદી નાસછૂટ ?

માણસને શોખ કરવાનું મન થાય છે. પણ શોખ કેવા જોઈએ એ કોણ નક્કી કરે છે? નવા નવા શોખ ક્યાંથી આવે છે? ભોગની એક અદમ્ય વૃત્તિ છે તેની કોઈ તૃપ્તિ નથી. નવીનતામાંથી રમણીયતા ઉપજાવવી અને અસાધ્યમાંથી સિદ્ધિ મેળવવી એ માનવીનું જાણે એક જીવનકાર્ય છે. શરીરના પોષણ અને રક્ષણ અર્થે જે કાંઈ કરવું પડે એટલાથી એનું મન ભરાતું નથી. એને તો મનનેય રીઝવવું પડે છે. જે ભોગ રોજેરોજ ધરવા પડે છે તેમાં વાસીપણું ચાલતું નથી. મનને શણગારવાની માળાઓની ભાત એ પોતે શોધે ને ગૂંથે ત્યારે મન ઘણું પ્રસન્ન બને છે. પરંતુ નવી નવી ભાતો શોધવી સહેલી નથી. એ તો જુજને સૂઝે છે.

ને જેટલું સૂઝે છે તેટલું બધુંયે સ્વીકારી શકાતું નથી. એના ઉપર વિવેકનો તડકો પાથરવો પડે છે જેનાથી પોતાને તેમજ બીજાને લાભ થાય અને હાનિ ના નીપજે, જેમાં બગાડ ઓછામાં ઓછો થતો હોય, જેનાં વિચારનું પગથિયું ઊંચે ચઢતું હોય, જેમાં





બળનો ઓસાર નહીં પણ ભરતી થતી હોય, જેમાં સાહસ ને શૌર્ય ખીલતું હોય, જેમાં ભીતરમાં રહેલા સૂક્ષ્મ માનવની માવજત થતી હોય—એવી વિવેકની ચાળણીમાંથી તારવીને આપણે શોખનો સ્વીકાર કરી શકીએ.

જે પ્રજા સગવડોવાળી જરૂરીઆતો તથા બગાડવાળા શોખ વચ્ચેની હરોળ ઉપર સતત ચોકી પહેરા રાખી શકે તેની સંસ્કૃતિ આદરપાત્ર રહે. ને એ સંસ્કૃતિનું રક્ષણ કરી શકે તે પ્રજા જીવી શકે. બાકી જંતુઓની જમાત હોય કે તોતીંગ પ્રાણીઓ હોય—એકનું એક જ છે.

કામ વચ્ચેના ગાળા એ માનવીની ખરી નિરાંત નથી. એ ગાળામાં માણસ સ્વચ્છંદી નાસછૂટ કરે તો પેલો નિરાંતગાળો ઊંડા કોતર જેવો થવાનો છે, એવી સંતાકુકડી છેતરામણી બનીને કોઈ વાર ગળું પકડવાની છે. નિરાંત તો રોજે રોજની, બધા સમયની સ્વાભાવિક થવી જોઈએ એ શોખમાંથી નથી મળતી—શોખના અતિરેકમાંથી તો એ શેની જ મળે! ને યંત્રમાનવ કે રાજ્યકર્મચારીઓ—એમની નિરાંતોના ગાળા પહોળા કરવા જતાં પ્રજાના બીજા વર્ગોને જે શોષવું પડે તે તરફ આપણું ધ્યાન જવું જોઈએ. વિશેષ અધિકારો ભોગવનારો નવો અધિકારી વર્ગ આખી પ્રજામાં અસંતોષના ભડકા ચેતાવે છે એ કેમ ભૂલી જવાય? આ સ્થિતિ પર રંગ રોગાન ભલે થતા રહે—એથી એમાં ફેર પડવાનો નથી.

### નવાં શોષણના ભોકતા ને ભક્ષ્ય

જમાનાએ ફરીને શોષણનો પ્રવાહ બીજી દિશામાં વાળ્યો છે, એનો વેગ ઘટયો નથી, વધ્યો છે. એની ઝાપટમાં થોડા નહીં હવે ઘણા જણ આવે છે. માનીએ તો આવું અનર્થકારી શોષણ કયારેય નહોતું. ગઈ કાલના દુશ્મનો તે આજના ગાઢ મિત્રો જેવા દેખાય એમ ઈતિહાસે ઘણા દાખલા છે. એથી નવાઈ લાગે પણ હકીકત તો એવી જ છે. રાજાઓ, શ્રીમંતો, મહંતો એમણે પ્રજાનું ઘણાં વર્ષો સુધી શોષણ કર્યું અને કાળે કરીને એ વગોવાયા. એમની પાસે શોષણનું બળ હતું—સત્તા. એ સત્તા કેટલીય વાર બીજાની અણસમજ કે સંગઠનના અભાવ ઉપર નિર્ભર હતી. અને નવું શોષણ હવે પાકી સમજ તથા સંગઠન રાખીને ચાલે છે. એને યોગ્ય ઠરાવવા ખાસ પ્રકારનું તત્ત્વજ્ઞાન ઊભું કરવામાં આવે છે. અને એની સંગઠન-શક્તિ વિષે તો કોઈને શંકા જ નથી.

શોષણના નવા અધિકારી બે જ જણ છે; એક છે યંત્રમાનવ, પછી એ નિષ્ણાત હોય કે કેવળ ભરતી થયો હોય. બીજો છે રાજ્ય સત્તાધારી—પછી એનો દરજ્જો ટોચનો હોય કે તળેટીનો. કોનું કયું ખાતું છે એ ગૌણ બાબત છે. આ શોષણનો ભોગ પ્રજાનો સામાન્ય વર્ગ બન્યો છે—પછી એ ગરીબ હોય કે શ્રીમંત અભણ હોય કે ઘણું ભણેલો, ગામડાંનો હોય કે શહેરનો, માલિક હોય કે નોકર, વેપારી હોય કે ગુમાસ્તો, ખેડૂત હોય કે ધંધાદારી, મીલો ને કારખાનાં, ખાણો ને વહાણો, રેલવે ને લશ્કર, પોલિસ ને પટાવાળા, પ્રધાનો ને કારકુન—એવા બે વર્ગના ચોકઠામાં ગોઠવાઈ જઈને એ વિશેષ અધિકારો મેળવે છે. યંત્ર અને તંત્ર એ બે વડે ધાક રહે છે ને એ એની સામે સમસ્ત પ્રજાની લાચારી છે. એથી એમનું શોષણ અનિવાર્ય છે એ બંનેની પાંખો કાપી શકે એવા ચળવળીઆ કોઈ જાગે છે ત્યારે એને પેલા ચોકઠામાં ખેંચી લઈ આસનારુઢ કરી લેવામાં આવે છે. કેંકનાં સ્વપ્નાં આમ જ ખોવાઈ ગયાં છે.

આપણી ચોપાસ નવા શોષણના અધિકારીઓ બહુરૂપે દેખાય છે. કોઈ સેવક બનીને આવે છે. કોઈ તંગીઓથી પીડાતો બનીને ગરજે છે, કોઈ એની વિદ્યાની વીજળી ચાંપી ચમકાવે છે. કોઈ રસ્તા મોકળા રાખનારા છે તો કોઈ સીમાડા સાચવનારા છે. એમને જોઈએ છે મકાનો, વાહનો, વીજળી, નોકર ચાકર, ભાડાં ભથ્થાં, છૂટીની જાતજાતની રજાઓ, પગારના વધારા, ઓછા કલાકની કામગીરી, ચાર માણસની જગ્યાએ ચોવીસ માણસોની નિમણુકો, મોંઘવારી,

પ્રોવિડંટ ફંડની જોગવાઈ, પેન્શનોની જોગવાઈ, સુવાવડની રજા ને પગારો, અઢળક ધન વાપરવાની છૂટ, ઢીલ અને બગાડ સામે કોઈ વઢે નહીં ને ટીકા ના કરે એવું રક્ષણ, ખાસ અલાયદાં દવાખાનાં, ઓછા દરની ખાસ દુકાનો, આરામ માટેની ખાસ કલબો, રમતોના જલસા ઉડાવવા માટે ખેલ ટુકડીઓ, માંદગીના બહાના હેઠળ લેવાતી વાર્ષિક હકની રજાઓ, અણધાર્યા કામ માટે રજાઓ, અને સૌથી વધારે શરમજનક તો પ્રજાને કનડવાની છૂટ. આ વર્ગ કાં તો હડતાળ પાડીને હેરાન કરે અથવા કાયદા કરીને કે કોર્ટોમાં ઘસડીને પજવે. ઉપરથી ગણાવે એવું કે દેશના કલ્યાણ કરનારા એ જ છે.

આપણી પથારીમાં જ સાપના ગુંચળાં પડયાં છે. એ નવા શોષણ કરનારા છે. એમનાથી ચેતીએ તો પણ એમનાથી છૂટાય એવું નથી રહ્યું. આખો જમાનો ઘેરીને એ બેઠા છે ને એમની પકડ રોજ વધારે જામતી જાય છે.

### ન્યાયાસનના ચોખલીઆ

આ ચોકઠામાં ન્યાયાધીશોનો વળી એક વિશિષ્ટ વર્ગ છે. અગાઉ જુદા ચોકા અને આભડછેટના આગ્રહ કરનારા હતા તેમના કરતાંયે આ જજ લોકો ભારે ચોખલીઆ છે. એમનાથી તો કોઈની ટીકા પણ સહેવાતી નથી. એમણે પોતાને મિનારાને સાતમે માળે ચઢાવી મૂકયા છે ને એની ખુમારી ઘર કરી ગઈ છે. ઉત્તર પ્રદેશમાં લોકપ્રતિનિધિઓ અને ન્યાયાધીશોએ હમણાં જાહેર સાઠમારીનો ખેલ કરી બતાવ્યો. તેની શરમ દેશમાં ઘણાએ અનુભવી છે. લોક પ્રતિનિધિઓએ હજી હમણાંજ અધિકાર જોયો છે, તે પહેલાં તો એમણે સત્તા સાથે વારંવાર અથડામણ ઊભી કરી છે, પડકાર ફેંકયા છે ને ઝીલ્યા છે, એમના મગજમાં ગરમ પવન ભરાયા છે. એ તો ભૂલે, પણ ન્યાયાધીશો અકળાયા એ જોઈ ઘણાને માઠું લાગી આવ્યું. શોષણ કરનારાઓની જમાતનો રંગ ન્યાયમૂર્તિઓને પણ ઠીક ઠીક ચઢી ગયો એ આપણા સૌનું દુર્દૈવ છે.

તેમણે જેટલો ન્યાયનાં આસનોના હકનો ખ્યાલ રાખ્યો એટલો ખ્યાલ સંઘર્ષને ટાળવા માટે જરૂરી એવાં શાણપણ ને ધીરજનો ના રાખ્યો!

ધારાસભા અને અદાલત—એ બેમાંથી કોની સત્તા ચઢે એવી રસાકસી ના હોય. એવી ચર્ચા તામસિક છે. બે ભાઈઓ વચ્ચેની તકરાર બંને જણે પરસ્પરનો આદર રાખી હોલવવી જોઈએ, બંનેએ સામાના હકમાં પોતાની સત્તાની ધાર બૂઠી કરવી જોઈએ. સારી પ્રણાલી સ્થાપવી હોય તો રસ્તો એ જ છે. બાકી તો ગમે તેવી કુશળ જોગવાઈઓ રાખી હશે તો પણ એ તૂટવાની.

### શું આપણે કાશ્મીરને બચાવીશું ?

કાશ્મીરમાં શેખ અબ્દુલ્લા ફરી બહારવટે ચડયા છે. કાયદાઓ તો વ્યક્તિઓ કે નાના સમૂહને આવરી શકે, મોટા સમૂહને કાયદો નથી પહોંચી શકતો. વિશાળ આંદોલનો નિષ્ફળ જાય તો જ એની ગુનાખોરી ગણાય ને જો એ સફળ થાય તો એ ઐતિહાસિક ઘટનાઓ ઇતિહાસને પાને રૂઆબથી ચઢવાની. શેખ અબ્દુલ્લા કેટલા ફાવે છે તે હવે આખું જગત જોઈ રહ્યું છે.

સારું થયું કે એમને છૂટા કર્યા. એમના પક્ષને પૂરેપૂરી તાકાત અજમાવવાની તક મળી એટલે હવે કાયમનો નિકાલ આવી જશે એવી આશા આપણે રાખી શકીએ.

નેહરુના આ છેલ્લા દિવસો છે. એ દિવસોમાં એમણે ચીનનો મિત્રદ્રોહ જોયો છે. હવે કાશ્મીરના લોકમતની આંધીનો સામનો કરવાનો આવ્યો છે. એમની ટીકા કરવી હોય તો સહેલ છે. બે આકરાં વેણ કહીએ તો એ સાંભળી લેશે. છતાં જે એમ કહી નાખશે તે પાછળથી પસ્તાશે. ગાંધીજી મહાન હતા ને એમની ભૂલો પણ હિમાલય જેવડી હતી. નેહરુ ગાંધીજીની તોલે મોટા મનાયા નથી. એમની ભૂલ હોય તોયે આ ઘડીએ એમને ભાંડવા તે ઠીક નથી. કાશ્મીર હવે છૂટું પડશે એમ જણાઈ રહ્યું છે. છૂટું





પડીને સ્વાધીન બનીને એ ભારત તરફી રહેશે એવી જાહેરાતો પણ થશે. છતાં, એ જાહેરાતોના પરપોટા વહેલા ફૂટી જવાના છે. ભારતનાં પડોશી રાજ્યો એક પછી એક ભારતથી વિમુખ થતાં જાય છે ને એ સ્થિતિ બીજાં વીશેક વર્ષ સુધી તો રહેવાની. તિબેટનો જે રીતે ભારતે દ્રોહ કર્યો છે તેનાં કડવાં ફળ આપણે કાશ્મીરમાં ભોગવવાં રહ્યાં. કાશ્મીરના મોરચે હિંદીઓ મદદે ગયા ને પ્રજાને પાકિસ્તાનના ધાડાંઓથી ઉગારી. એનો ગુણ તો ક્યાંય રહ્યો, હવે એ લશ્કર પાછું ખેંચવાની ઘડીઓ ગણાય છે.

ચીન, પાકિસ્તાન અને કાશ્મીર એ ત્રણ મોરચે ભારતને હોળી જેવું થયું છે કોને ખબર ભૂતાન–સિક્કિમ ક્યારે અંદર ઝડપાશે? અને આસામને વિખુટું પાડવા કેવળ પેંતરા રચાશે. નાગ પ્રદેશ, મણિપુર, ત્રિપુરા એ કાવત્રાનો સ્વાદ ચાખી રહ્યાં છે. એમ દક્ષિણ ભારત પણ સળવળી રહ્યું છે. જાણે સહુ રાહ જોઈ જોઈ રહ્યાં છે કે નેહરુનો ગઢ ક્યારે તૂટે.

આવી રાહ જોનારા એક જયપ્રકાશ છે. એમણે જાહેર કર્યું છે કે વાટાઘાટોથી સમાધાન કરી લે. રાજાજી પણ એવું બોલી શકે છે. એમની વાત ઠીક હોય તો ય જાહેર હિતમાં બહાર પાડવાની જરૂર નહોતી. આ બંને જણે દેશની એકતામાં ખંજર હુલાવ્યું છે. એક નહેરુના હિંદુસ્તાનમાં જ એવું નભી શકે છે ને નેતાપદ પણ અખંડ ટકી શકે છે.

એ વાત ખરી છે કે તસુએ તસુ જમીન પાછી મેળવવાની વાત વારંવાર કહેનાર પ્રધાનોએ બિનજવાબદારી દાખવી છે. કાશ્મીરનો યુદ્ધતહકુબી હરોળની પેલી પારનો પ્રદેશ એમણે પાછો મેળવવાની દાનત ક્યારેય રાખી નથી. એમનું માનસ થાકેલાનું છે. વિનોબાની નિર્વીર્ય શાંતિની ગુલબાંગોથી દેશનાં હાડ થીજી ગયાં છે. આપણા વ્યુહ છે જ નહીં જે છે તે બળતાં તાપણાં હોલવવાની વ્યર્થ ચેષ્ટાઓ છે.

### જાહેર પદવીનું દાન અને સ્વીકાર

કાકાસાહેબને પદ્મવિભુષણ બનાવ્યા ત્યારે અભિનંદનની ભેળાં આશ્ચર્ય પણ બહાર આવ્યાં છે. એમણે આવું બહુમાન નહોતું સ્વીકારવું એવું માતબર સૂચન કરીને કેટલાકે પોતાની વિચક્ષણ આધુનિકતા જણાવી છે.

રાષ્ટ્રપતિનો મોભો, વડાપ્રધાનનું ખરચ, કાકાસાહેબનો ખિતાબ, મંદિરોની શોભા, દિવાળીના દીવા, એવી કેટલીક બાબતોનું જેમને દુઃખ થતું હોય તેમણે એ એ વેઠી લેતાં શીખવું જોઈએ એવું દુઃખ એમણે આપમેળે વહોરી લીધેલું છે.

અનેક ક્ષેત્રમાં ઉત્તમ પ્રકારનો પુરુષાર્થ કરનારાને દેશમાં ઓળખાવવા હોય તો આવું પદ ધરવું જોઈએ અને એનો સ્વીકાર પણ કૃતજ્ઞભાવે થવો જોઈએ. આ પદ મળ્યા પછી કાકાસાહેબ પહેલાં હતા તેથીયે નમ્ર બન્યા હશે એમાં શંકા નથી એમાં અપવાદ તો કોઈક નીકળે પણ ખરા. નિયમ તો ધીર પુરુષોનાં સારા લક્ષણો લઈને બાંધવા જોઈએ. અપવાદની–ભૂલની શીખ લેવાની ના હોય. આ પદ સ્વીકારનાર તો એક ઉત્તમ પરંપરા જાળવે છે. એકના ના પાડવાથી આ પરંપરા તૂટતી નથી પરંતુ એના ઉપર વિનાકારણ અવિવેકનો પ્રહાર પડે છે. કાકાસાહેબે અસ્વીકાર કર્યો હોત તો એમની હારના કે પછીના કેટલાય યોગ્ય પુરુષોને વિમાસણમાં મૂક્યા હોત તો, ભારતની સરકારને પણ મૂંઝવણ થાત.

જાહેર સન્માન રૂડી ચીજ છે. એનો દુરુપયોગ પણ આપણે જોયો છે. રાજકાજમાં પડેલા પુરુષો વિના પ્રયોજને સન્માનના સમારંભો ઊભા કરે છે. એવી સર્વોચ્ચ કક્ષાની બદબૂ ગુજરાતમાં નથી છૂટતી શું? છતાં આ વાત ન્યારી છે. જેમને બિરદાવવા જોઈએ તેમના પ્રત્યે મૌન સેવવું એ નર્યો અવિવેક છે.

### ફૂલો અને ફૂલોના હાર

હવે આપણે હાર પહેરાવવામાંથી છૂટવું જોઈએ. હાર પહેરનારા તો એક ક્ષણ પણ એનો ભાર સહી શકતા નથી, ગળા આગળ પહોંચે તે પહેલાં એને અટકાવી દે છે, ને પહોંચી જ ગયો તો ઊતારીને

પન્નાલાલ પટેલ

# એક ચમત્કાર

પૂર્વ આફ્રિકામાં જીંજા નામના નગરમાં ભરાયેલા ગુજરાતી સાહિત્ય સંમેલનમાં આપણા જાણીતા વાર્તાકારે પણ હાજરી આપેલી. તે વખતે તેમણે આપેલું પ્રવચન અનેક વાચકોને રસપ્રદ થઈ પડે તેવું છે એટલે અહીં મૂક્યું છે...

એટલે દૂરથી અમને અહીં મહેમાન તરીકે બોલાવીને આપની આ સાહિત્યીક સંસ્થાએ અમારું વ્યક્તિગત બહુમાન જ નહિ માત્ર પણ સાથે સાથે ગુજરાતી સાહિત્યનું પણ બહુમાન કર્યું છે. એ બદલ હું આપ સહુનો આભાર માનું તો અસ્થાને નહિ જ ગણાય.

મારી આગવી વાત કરું તો જીંજાના સાહિત્ય રસિકોની મારી સાથેની મૈત્રી દસકાથીય જૂની છે– અલબત્ત પરોક્ષ રીતની. એ વખતે હું બિમાર હતો. જીંથરીની હૉસ્પિટલમાં પડ્યો હતો. ને એક દિવસ એક મિત્ર મારફત મને શુભેચ્છાના પ્રતીક સરખી નાની એક રકમ સાથે ચિઠ્ઠી મળી : 'ટી. પી. સૂચક અને મિત્રો તરફથી.'

મને નવાઈ લાગી. ન તો મેં કદી જીંજાનું નામ સાંભળ્યું હતું કે ન કોઈ 'સૂચક' નામનો મિત્ર મારી જાણમાં હતો.

અને જ્યારે કાગળ ઉપરથી મેં વિગત જાણી કે વર્તમાનપત્રોમાં મારી બિમારીના સમાચાર વાંચીને આફ્રિકામાં બેઠેલા મારા કોઈ વાચક મિત્રોએ આ શુભેચ્છા પાઠવી છે ત્યારે તો—સાચે જ એવો મને આનંદ થયેલો !

એમાં જ્યારે જીંજાના મહેમાન બની આજે જ્યારે એને આંગણે આવ્યો છું ત્યારે તો—પેલો જ આનંદ મારામાં જાણે ઊભરે ચઢયો છે !

અલબત્ત હું અહીં સાહિત્યની કોઈ મીમાંસા તો નહિ કરું પરંતુ ભણવા માટે એક સાધુની આંગળી પકડી ઘર બહાર નીકળેલો ખેડૂતનો છોકરો શ્રમજીવીમાંથી કેવી રીતે સાહિત્યકાર બન્યો એની જ થોડીક વાત કરીશ.

મારો અભ્યાસ અંગ્રેજી ચાર ધોરણ સુધીનો, એમાં પણ વિદ્યાર્થી તરીકે ન તો કોઈ એવી તેજસ્વિતા હતી કે ન હતી બીજી કોઈ વિશિષ્ટતા. અલબત્ત ઈડર રાજ્ય તરફથી માસિક ત્રણ રૂપિયાની શિષ્યવૃત્તિ મળતી હતી એટલે મહેનત કરીને હું આગળ નંબર તો રાખતો જ હતો પણ તેય પહેલો નંબર રાખવાની તો શક્યતા જ ન હતી. એ સ્થાન ઉપર એવો એક તેજસ્વી છોકરો બેઠેલો હતો કે ગમે તેટલા હું ઉજાગરા કરું તો પણ બીજા નંબરથી આગળ વધી શકું એમ હતું જ નહિ. એ તેજસ્વી વિદ્યાર્થી બીજો કોઈ નહિ પણ આપણા લાડીલા

---

તરત કાઢી નાખે છે. જ્યાં હારની આવી બેકદર થતી હોય ત્યાં એની પ્રથા ચાલુ રાખવી એમાં સાર મૂર્ખામી છે.

આપણને ફૂલોની કદર નથી. એની સારી જાતોને ઓળખવાનું શીખ્યા નથી. માવજતથી એને ઉછેરવાનું કોઈક જ કહે છે. અને છતાં ઓછા ખર્ચાળ હાર મળ્યાથી નારાજ થતાં જરાકે વાર લાગતી નથી.

દેશની આઝાદી માટે લડનારા વીરોને હાર પહેરાવી આપણે ત્યાગ કે શૌર્યનું સન્માન કરતા હતા, હવે એ સ્થિતિ ટકી નથી. અત્યારે તો પોલી વાતો જ કરવાની વીરતા રહી છે. એના ઉપર જ્યાં શહાદતની જરાકે છાપ નથી ત્યાં હાર શાનો ચઢે? પણ શું? અહીં તો મોટરના હુડ ઉપર રેલ્વેના એન્જીન ઉપર ને કારખાનાનાં મશીન ઉપર પણ હાર ચઢે છે. અને યજ્ઞની ભડભડ બળતી વેદીમાંયે ફૂલોને ફેંકતાં કચડતાં બાળતાં કેમ જીવ ચાલે છે !







કવિ શ્રી ઉમાશંકર જોશી હતા.

એમની જોડે પાંચ પાંચ વર્ષ સુધી ભણ્યા પછી આર્થિક વીટંબણાને લીધે મારે અંગ્રેજી ચોથા ધોરણ પછી અભ્યાસ છોડી દેવો પડ્યો. જીવનચક્રમાં જોડાઈ ગયો...

દસબાર વર્ષ વહી ગયાં હશે ને મને ક્યાંકથી ખબર પડી કે ઉમાશંકર જોશી કવિ થયા છે. અને મેં મહામહેનતે ક્યાંથી સરનામું મેળવી મુંબઈ એમને પત્ર લખ્યો—કવિતામાં. અલબત્ત છંદની કે માત્રામેળની તો કશી ગતાગમ ન હતી પણ ગાવામાં બેસી શકે એ રીતે મેં શબ્દો ગોઠવીને આ કાગળ લખ્યો હતો. એમાંની એક લીટી આજે પણ મને યાદ રહી છે: 'મુંબઈ તણી સડકો ઉપર કંઈ મોજથી ફરતા હશો' ...વગેરે.

પણ મારા આ જોડકણાનો જવાબ ઉમાશંકરે હૃદયની સાચી કવિતામાં આપ્યો હતો. એ પોતે થોડાક વખત પછી અમદાવાદમાં ભરાનાર સાહિત્ય પરિષદમાં આવવાના હતા એ વાત જણાવી એમણે મને મળવા માટેનું સરનામું પણ આપ્યું હતું.

ને એ પણ એક ચમત્કાર છે કે ગાંધીજીના પ્રમુખપણા નીચે ભરાયલી સાહિત્ય પરિષદના ટાંકણે જ મારા આ મિત્રે મને લખવા માટેનું પ્રોત્સાહન બલકે દીક્ષા આપી. એક બીજા સદ્‌ભાગ્યની વાત એ બની કે એ વખતની ગુજરાતી કાવ્યધૂરાને બીજે છેડે જોડાયલા એમના જ જેવા શ્રી સુન્દરમ્‌ને માર્ગદર્શન આપવા માટે એમણે મારી ભલામણ બલકે ભાળવણ કરી.

અલબત્ત ઉમાશંકરને મેં કવિતામાં કાગળ લખ્યો હતો એટલે સ્વાભાવિક રીતે કવિતા જ મારે લખવાની હતી. પણ હિમાદ્રિનાં શિખર ઉપર બેઠેલો પેલો કવિ ક્યાં ને જેમ તેમ પાણા રેડવી બનાવેલી બનાવટી મારી ટેકરી ક્યાં! ઘણોય હું મધુરા લય સાથે મારું જોડકણું ગાઈ સંભળાવું પણ સુન્દરમ્‌ના મોં ઉપર ભાગ્યે જ મને પ્રસન્નતાની આછી રેખાય જોવા મળતી.

ને જોડકણાંથી થાકેલો હું જ પોતે સુન્દરમ્‌ને એક દિવસ પૂછી બેઠો: 'વાર્તા લખું?'

એમણે કહ્યું: 'લખી લાવો.'

ને પહેલી જ વાર્તાએ આ સૂક્ષ્મ સૂઝવાળા કવિ-મિત્રને એવા તો ખુશ કર્યા કે—

મને પણ પછી તાન ચઢ્યું. એ દિવસોમાં મારી નોકરી પણ—'આરિયાં આબેચ'ના શ્રમમાંથી થોડીક આરામની એટલે કે ખુરશી ટેબલની મળી હતી—કેમ જાણે આવી રહેલા સર્જન માટે કોઈએ આ સુવિધા પણ ન ગોઠવી આપી હોય!

ને પછી તો ટેબલ ખુરશી જેમ કંપનીનું, તેમ પેડપેનસીલેય કંપનીનાં. ને ફરતી પાળીએ આવતો રાતનો પેલો એકાન્ત સમય પણ કંપનીનો! સેનાનો કોઈ ગડીબંધ તાકો ઉકેલતો હોઉં એ રીતે વાર્તાઓ મેં કાઢવા માંડી.—

પરંતુ મારી આસપાસ રહેતા કેટલાક કૉલેજિયનો હું 'વાર્તા' લખું છું એ વાત માનવાને તૈયાર ન હતા. કે' છે: 'જ્યાં સુધી ક્યાંય છપાય નહિ ત્યાં સુધી અમે માનીએ જ નહિ.'

અને મેં બીજા અઠવાડિયે ખચકાતાં ખચકાતાં ખચકાતાં સુન્દરમ્ આગળ પ્રશ્ન કર્યો: 'આપણી વાર્તા ક્યાંય છપાય કે નહિ?'

સુન્દરમે કહ્યું: 'શા માટે ન છપાય?'

મેં કહ્યું: 'છપાવોને તો. છ–સાત તો લખાઈ છે.'

ને એમણે પછી મારી પહેલી જ વાર્તા 'શેઠની શારદા' મેઘાણીભાઈ ઉપર ફૂલછાબ માટે મોકલાવી.

તો મેઘાણીભાઈએ પણ એવા ઊમળકાથી મને આવકાર્યો કે—હું નથી ધારતો આવડી બધી ઉષ્માથી કોઈએ કોઈ ઊગતા વાર્તાકારને આવકાર્યો હોય!

પણ તો ય પેલા કૉલેજિયનો ન માન્યા. કે' છે: 'ફૂલછાબ–પ્રજાબંધુ તો ઠીક! પ્રસ્થાન જેવા માસિકમાં આવે ત્યારે જ સાચો વાર્તાકાર કહી શકાય.'

ને વળી મેં સુન્દરમ્ આગળ મારી મૂંઝવણ વ્યક્ત કરી. પૂછ્યું: 'આ પ્રસ્થાન શું છે?'



એમણે કહ્યું : 'એક આગળ પડતું માસિક છે.'

મેં પૂછ્યું : 'આપણી વાર્તા પ્રસ્થાનમાં ન આવે ?' ને વળી એમણે એમની લાક્ષણિક ઢબે જવાબ આપ્યો : 'શા માટે ન આવે ?' પછી તો 'કંકુ' નામની વાર્તા પણ એમણે પ્રસ્થાન ઉપર મોકલાવી આપી.

પરંતુ પ્રસ્થાનનો એ ગઢ જીતવો સાચે જ મુશ્કેલ હતો ! એના વિદ્વાન તંત્રી શ્રી રામનારાયણ પાઠકે વાર્તા પાછી મોકલાવતાં લખ્યું હતું : 'વાર્તા સારી છે. પણ આજકાલ વિષયની નિર્બળતા ઉપર ઝાઝા ભાગની વાર્તાઓ લખાય છે. એ ભાઈને કહેજો કોઈ બીજી હોય તો મોકલાવે.'

ને સુન્દરમે પછી બ્રહ્માસ્ત્ર જેવી 'સુખદુઃખનાં સાથી' મોકલી. પાઠકસાહેબને પણ એવી ગમી કે બીજી–ત્રીજી વાર્તા પછી એક વાર મને બોલાવીને કહે છે : 'પ્રસ્થાનને તમે બાર મહિનામાં કેટલી વાર્તાઓ આપી શકો ?'

મારા મનમાં તો હતું : બાર મહિનાની બાર ને અધિક હોય તો તેર ! પણ લેખક તરીકેનું ગૌરવેય આપણે સાચવવું જોઈએ ને ? કહ્યું : 'પાંચ–છ તો આપી શકું.'

ને એમણે પછી કહ્યું હતું કે એ મને (બદલામાં) પ્રસ્થાન બાર મહિના સુધી મોકલાવ્યા કરશે.—

સાચે જ અત્યારે એક વાર્તાના પચાસ રૂપિયા પુરસ્કાર કરતાં પ્રસ્થાનની કૉમ્પ્લીમેન્ટરી કૉપીની કિંમત એ વખતે અમારે મન વધારે હતી !

પછી 'વળામણાં' વાંચીને મુગ્ધ થયેલા મેઘાણીભાઈએ શ્રી ઉમાશંકર મારફત આગ્રહ કરીને ફૂલછાબના ભેટ પુસ્તક માટે 'મળેલા જીવ' લખાવ્યું. ને એ પણ, મારા જીવનમાં ચમત્કારી રીતે ઊતરી આવેલા પેલા સર્જક તત્વની એક યાદગાર એવી કરુણાપ્રસાદી બની રહ્યું. તો 'માનવીની ભવાઈ' વળી રણજીતરામ સુવર્ણ ચંદ્રક ઉપર ઉત્કૃષ્ટ નવલકથાનું બીરૂદ પણ કમાઈ લાવ્યું.

અને આમ સાધુની આંગળી ઝાલી ભણવા માટે ઘર બહાર નીકળેલા ખાસ કંઈ ન ભણી શકેલા ખેડૂતના છોકરાના જીવનમાં સરસ્વતીમૈયાએ પ્રગટાવેલા ચમત્કારના અનુસંધાનમાં જ જીવનમાં પહેલી જ વાર જેટમાં બેસી, દરિયો ઊલંઘી ભારતના બાળકે ગુજરાતના આ સામા કાંઠે આવી વસેલાં તમારા જેવાં પ્રેમાળ ભાંડુઓની વચ્ચે અત્યારે હું ઊભો છું —ગુજરાતની લોકભૂમિનું એક ગીત લલકારતો :

ગુજરાત ગ્યો'તો વાલમિયો.
ઘૂઘરા લાવ્યો વાલમિયો.
બાંધનારી રાજવણ ફૂલી કે
'હલકે હેંડો વાલમિયા !
મારે વાદે હેંડો વાલમિયા !
તારી ટેવ જાણું 'લ્યા વાલમા !...'

જીંજા ગ્યો'તો વાલમિયો
મે'માની માણી આવ્યો વાલમિયો.
સાંભળીને રાજવણ ફૂલી કે
હલકે હેંડો વાલમિયા,
મારે વાદે હેંડો વાલમિયા !
તારી ટેવ જાણું 'લ્યા વાલમા !

★

દેવજી રા૦ મોઢા

## પક્ષીને

ઊડી રહે તું, ઊડીએ અમેય;
ને તો ય બેમાં ફરકે અમેય.
તું ધન્ય કે પાંખ શકે છ વીંઝી,
જ્યારે અમારી
આ પ્લેનની પાંખ સહાય થીજી !

★

ઈશ્વર પેટલીકર

# પરાક્રમી પતિ

સમાનતાની વાતો કરનાર અને એવો જ આગ્રહ રાખનાર આજની સ્ત્રી પણ તેનાથી ચઢિયાતા અને પરાક્રમી પતિની ઝંખના કરે છે, એક યા બીજી રીતે. પણ પુરુષ વધુ ચઢિયાતો, વધુ પરાક્રમી હોવો જોઈએ એ મુખ્ય વાત આજેય એટલી જ મહત્ત્વની રહી છે...

આજની સ્ત્રીને એ પુરુષસમોવડી નથી એમ જો કોઈ જણાવે તો એને ગૌરવભંગ લાગશે. પુરુષસમોવડી હોવામાં એ ગૌરવ માને છે. છતાં સદીઓથી એનામાં પોતાના કરતાં ચઢિયાતા, પુરુષને પામવાના જે મનોરથ રહ્યા છે, તે પુરુષ-સમોવડી પોતાની જાતને માનતી સ્ત્રીમાં પણ મોજૂદ છે કોઈ ગ્રેજ્યુએટ થયેલી છોકરીને એની જ કક્ષાના આર્ટ્સ ગ્રેજ્યુએટ સાથે વિવાહનો જો ઉલ્લેખ કરીએ તો એ મોં મચકોડશે ! એ વિવેક જાળવીને મોં ઉપર એવો ભાવ દેખાવા નહીં દે તો પણ મનમાં થશે–મારા મનના મનોરથ કોઈ સમજ્યું નથી. આર્ટ્સનો ગ્રેજ્યુએટ એ તે કંઈ મૂરતિયો કહેવાતો હશે ! જૂનો જમાનામાં માણસને કંઈ ન સૂઝે ત્યારે યુવક આર્ટ્સ-ગ્રેજ્યુએટ થઈ આબરૂ જાળવવાનો દેખાવ કરે છે ! અભણ છોકરી એવો યુવક પસંદ કરે. બાકી મારી ઇચ્છા તો કોઈ ડૉક્ટર, એન્જિનિયર, અને તેય પરદેશ જઈ આવેલો હોય તે મળે તો સંતોષાય.

સામાન્ય રીતે ડૉક્ટરની જિંદગી વિષે વાત થતી હોય છે ત્યારે એ શાંતિભર્યું જીવન નથી તેમ ખુદ ડૉક્ટર અને તેમની પત્નીઓ સ્વીકારતી હોય છે. રાત્રે ગમે ત્યારે દર્દીનું તેડું આવે તો જવું પડે. એ ધંધો જ એવો કે એ જાતે જેટલું વધુ ધ્યાન આપે તેટલો દર્દીને વધુ સંતોષ થાય. તેનો વ્યવસાય વધુ ચાલે. અને એ ચલાવવા માટે એણે ગૃહસ્થજીવનનો વધુમાં વધુ ભોગ આપવો પડે છે પત્ની-બાળકો સાથે એને ઓછામાં ઓછી સોબત ગાળવાની મળે છે. આ હકીકત હોવા છતાં શિક્ષિત છોકરી ડૉક્ટર યુવકને પતિ તરીકે પસંદ કરવા કેમ ઉત્સુક હોય છે? જેની સાથે શાંતિથી ગૃહસંસારનું સુખ ભોગવી શકાય તેવા મહેતાજીને એ કેમ પસંદ કરતી નથી? કેવળ ડૉક્ટરની કમાણીનું આકર્ષણ છે તેમ માનવાને કારણ નથી. ગ્રેજ્યુએટ થયેલા કોઈ યુવકના બાપનો ધંધો જથ્થાબંધ શાકભાજીનો હોય. તે ધંધામાં ડૉક્ટર કરતાં વિશેષ કમાણી હોય અને તેમાં યુવક જોડાવાનો હોય તો એ યુવકને છોકરી પસંદ કરશે? એનું નાકનું ટેરવું ચઢી જશે– છી ..છી...શાકભાજીનો ધંધો ! મારી બહેન-પણીઓ સમક્ષ એ વાત કરતાં જ હું લાજી મરું !

આજની સ્ત્રી ભલે પુરુષસમોવડી તરીકે ગૌરવ લે, પરંતુ એના અંતરના મનોરથ હોય છે, પોતાનો પતિ સવાયો, દોઢો, બમણો.........જેટલો વધુ પ્રતિભાવાળો હોય તેટલો વધુ સારો. ડૉક્ટર પતિ સાથે ભલે ઓછામાં ઓછો સહચાર મળે પરંતુ સમાજમાં એનો મોભો છે. આ બહેન કોણ છે...તો ફલાણા ડૉક્ટરનાં પત્ની, ફલાણા એન્જિનયરનાં પત્ની, ફલાણા ઉદ્યોગપતિનાં પત્ની. સ્ત્રી દરેક ક્ષેત્રે એના કરતાં ચઢિયાતો પતિ ઝંખે છે. ઉંમરમા એની સમાન હોય તે કરતાં ચાર-પાંચ વર્ષ મોટો હોય તેથી એને વધુ સંતોષ થાય છે. ઉંમરમાં તો હોય જ, પરંતુ ઊંચાઈમાં એ એવો દેખાવો જોઈએ. ભાગ્યે કોઈ સ્ત્રી પોતાના કરતાં નીચા પતિને અંતરથી પસંદ કરવાનું ઇચ્છતી હોય.

વળી મનુષ્યની પ્રકૃતિ છે કે એનામાં જે ઊણપ હોય છે તે સામાનામાં ન જોતાં એ એનાથી પ્રભાવિત થાય છે–ખેંચાય છે. એના પ્રત્યે અહોભાવની નજરે જુએ છે. સ્ત્રી અને પુરુષ, બંનેમાં બુદ્ધિ અને લાગણી છે જ, પરંતુ સ્ત્રીમાં લાગણી પ્રાધાન્યપદે છે. બુદ્ધિમાં એ પુરુષથી ઊતરતી છે. એ જ પ્રમાણે પુરુષમાં બુદ્ધિનું પ્રાધાન્ય છે. સ્ત્રીમાં નાજુકતા છે તે લાગણીનું પ્રતીક છે. પુરુષમાં ખડતલપણું છે તે પરાક્રમનું પ્રતીક છે, આથી સ્ત્રી પુરુષના પરાક્રમથી પ્રભાવિત થાય છે અને પુરુષ સ્ત્રીની પ્રેમભરી લાગણીથી પરવશ બને છે.

જૂના કાળના સ્વયંવરના દાખલા જોઈએ તો પુરુષના પરાક્રમને જોઈ વરમાળા પહેરાવવામાં આવતી હતી. આજે જમાનો બદલાયો છે એટલે ભાલા તલવાર, બંદૂકથી પરાક્રમ બતાવવાનું રહ્યું નથી. પરાક્રમ બતાવવાનો માર્ગ ફંટાયો છે. આજે યુવક પોતાની સાથેના અનેક વિદ્યાર્થીઓને પાછા પાડી, એન્જિનિયરિંગ કે મેડિકલ કૉલેજમાં પ્રવેશ મેળવે છે, તે એનું પરાક્રમ ગણાય છે. એ એનું ગૌરવ લે છે. એસ. એસ. સી ના પહેલા પગથિયા જેવી પરીક્ષામાં પ્રથમ આવનાર તરફ અજાણ્યા લોકો પણ અહોભાવથી જુએ છે. કારણ, એ પરીક્ષામાં ૭૦ હજાર જેટલા વિદ્યાર્થીઓ બેસે છે એટલે એવી મોટી સંખ્યામાં પહેલા આવવું તે ઓછું પરાક્રમ નથી.

એક તેજસ્વી, સુંદર છોકરી આવા પરાક્રમથી આકર્ષાઈ એક યુવક સાથે પરણવા તૈયાર થઈ ત્યારે એનાં માબાપથી માંડી એના બધાં સ્નેહીઓને આશ્ચર્ય થયું હતું. એ યુવક શ્યામ હતો. પહેલી નજરે આવી સુંદર છોકરી તો શું પણ સામાન્ય છોકરી પણ એને પરણવા તૈયાર ન થાય. આ છોકરી ગ્રેજ્યુએટ હતી અને સુંદર હતી. એટલે સામેથી એનો હાથ મેળવવા એમનાં સગાં મારફત સારાં ઘરનાં દાણા ચાંપી જોતાં હતાં. સમાજમાં જેમ તેજસ્વી યુવકના લગ્નના બજારમાં ભાવ ઊંચા હોય છે તેમ શિક્ષિત અને સુંદર છોકરીના પણ એવા ઊંચા ભાવ હોય. એ મેળવવા સામેથી પ્રયત્ન થતા હોય છે. આવી જેને સરળતા હતી એ છોકરી શ્યામ યુવકને પસંદ કરે તેથી કોને આશ્ચર્ય ન થાય? પરંતુ એ છોકરી પેલા યુવકના પરાક્રમથી પ્રભાવિત થઈને એના પર વારી ગઈ હતી અને એને પરણીને આજે સુખી પણ છે. અંધ યુવકોને પરણનાર શિક્ષિત યુવતીઓ મળી રહે છે તે પાછળ પણ મુખ્યત્વે એ કારણ છે. ડૉ. રાજેન્દ્ર વ્યાસને કેવળ એક મેળાવડામાં દૂરથી જોવાના નિમિત્તમાંથી એના પરાક્રમથી પ્રભાવિત થઈ માધવી ઠાકુર પરણવા તૈયાર થાય છે અને પરણે પણ છે, તે પ્રસંગ શું બતાવે છે?

એવા પરાક્રમી પુરુષને પરણેલી એક ગ્રેજ્યુએટ બહેનનો પ્રસંગ એથી એક ડગલું આગળ જાય છે. એમનું પ્રેમલગ્ન નહોતું માબાપે લગ્ન કરી આપ્યું હતું નાતના રિવાજ પ્રમાણે. પરંતુ એ યુવક તેજસ્વી હતો એટલે પ્રેમલગ્ન ન હોવાછતાં એ બહેનનું હૈયું પરાક્રમી પુરુષના પ્રભાવથી છલકાઈ ગયું હતું. પરંતુ આ સુગંધ જ એના ભાગ્યમાં ન હતી. ગુલાબને જેમ કાંટા હોય છે તેમ એ પુરુષને સ્વભાવના કાંટા હતા. એ ગુસ્સે થઈ જતો ત્યારે અવિચારી વર્તન કરી બેસતો. પ્રાકૃત પુરુષ તાડનનો પોતાનો અધિકાર માની સ્ત્રીને મારે તેમ એ પણ મારી બેસતો ઉપરાછાપરી પત્નીના ગાલ ઉપર તમાચા ઠોકી દેતો! કેવળ ઘરને ખૂણે એ વેઠી લેવાનું હોય તો કંઈક સહ્ય બને, પરંતુ એ જે મુદ્દા ઉપર ખિજાય તે વસ્તુ ઘરની બહાર ફેંકી દીધા વિના ન રહેતો. જો એને પોતાની હૅટ ન જડે અને ખિજાઈ જાય તો પત્ની એ શોધીને આપે કે તરત એને બહાર રસ્તામાં ફેંકે ઘરમાં બહારથી આવતાં અસ્તવ્યસ્ત ચીજ વસ્તુ પડેલી જોતાં ગુસ્સો ચડે તો એ ચીજ બહાર ફેંકી દે! જમતી વખતે કોઈ વાનગી બગડી હોય અને ખિજાઈ જાય તો એ ચીજ એના વાસણ સાથે રસ્તામાં ફેંકે! આથી આજુબાજુ વસનારને તમાશો જોવા મળતો. આગળ વધી એ પુરુષ વધુ ગુસ્સામાં હોય ત્યારે એને કહી દેતો મારા ઘરમાંથી ચાલી જા. અને એ ગુસ્સામાં એનાં માબાપને પણ, પોતે છૂટાછેડા લેવા માગે છે ત્યાં સુધીનું લખી નાખતો!

આ હકીકત ઉપરથી તોલ બાંધવામાં આવે તો એમ જ થાય કે કોઈ સ્વમાનશીલ સ્ત્રી એની સાથે રહેવાનું ઇચ્છે નહીં. પરંતુ એ દંપતીને હું નીકટથી ઓળખું છું. એ બહેન ગ્રેજ્યુએટ છે એટલું જ નહિ પણ તેજસ્વી છે. પુરુષસમોવડી હોવાની તેનામાં પણ ભાવના છે.





એનાં માબાપ પણ એવાં રૂઢિજડ નથી કે એ પતિથી છૂટી થવા માગતી હોય તો એને રોકે, અગર તેને પોતાને ઘેરથી જાકારો આપે. વળી એ પોતે સ્વાશ્રયી બનીને કમાઈ શકે તેવી હિંમતવાળી છે. છતાં ક્યારેય એના અંતરમાં એવું દુઃખ છલકાઈ નથી ગયું કે એ છૂટાછેડા લેવાના વિચારને વશ થઈ હોય. એ પણ લાગણીશીલ સ્ત્રી છે, એટલે એને પતિના એ વર્તાવથી દુઃખ ન થાય તેમ તો કેમ બને ? પરંતુ એ દુઃખ એના હૈયાના સરોવરમાં કોઈ પાણીમાં કાંકરો નાખે અને એનું કુંડાળું વળે ને ક્ષણ પછી શમી જાય, તેથી વિશેષ મોજાં ઉત્પન્ન કર્યા નથી. કારણ ? એ પુરુષનું પરાક્રમ.

એ જે ધંધામાં છે તેમાં નાની ઉંમરે તેણે પ્રતિષ્ઠા મેળવી છે. એનાથી મોટી ઉંમરના એ જ ધંધાના પ્રતિષ્ઠિત ગણાતા પુરુષો એને સલાહ લેવા જેવો ગણે છે. એ ધંધા ઉપરાંત જાહેર જીવનમાં પડેલો છે. એમાં પણ એણે કીર્તિ પ્રાપ્ત કરી છે. એણે જે લોકચાહના મેળવી છે તેનું ગૌરવ પત્નીને ઓછું નથી. એને એક વખત એક પ્રતિનિધિમંડળના સભ્ય તરીકે પરદેશ જવાનો પ્રસંગ આવ્યો.

ત્યારે એને સ્ટેશને વળાવવા જે મેદની ઉભરાઈ હતી, ફૂલહાર થયા હતા અને એના ડબ્બાને ફૂલમાળાથી લોકોએ શણગાર્યો હતો, તે દૃશ્ય અદ્‌ભુત હતું: મજૂરોના નેતા થઈને એ ઉદ્યોગપતિઓની—વગદાર અને મોભાદાર વ્યક્તિઓની નારાજી વહોરી રહ્યો હતો. તેનો રંજ પત્નીને જે થોડો ઘણો હતો તે લોકોનો અંતરનો ઉમળકો જોઈને અદૃશ્ય થઈ ગયો. ગાડી ઊપડી ત્યારે લોકોના એ પ્રેમથી પતિપત્નીની આંખોમાં હર્ષાશ્રુ આવી ગયાં હતાં અને રુંધાયેલા કંઠે પતિએ પત્નીને કહ્યું હતું—આવો પ્રેમ ગરીબ લોકો તરફથી જ પ્રાપ્ત થઈ શકે. તને એમાં ક્યાંય વિવેક કે દેખાવ પૂરતું આ બધું થઈ રહ્યું છે એમ લાગ્યું છે ખરું ? પત્નીએ શરમીંદી પડી જતાં કહ્યું—મેં તમને આજ સુધી મજૂરોના નેતા થવા બદલ ટોક્યા છે એટલે મૂડીવાદીઓના દુશ્મન ન થવા સલાહ આપી છે તે મારી ભૂલ કબૂલ કરું છું. આવા પ્રેમાળ લોકો માટે જાન આપતા પણ પાછા પડવું ન જોઈએ ! !

પતિના પરાક્રમ અંગે પત્ની જ્યાં આટલી બધી પ્રભાવિત થયેલી હોય ત્યાં એના સ્વભાવના કોઈ વખત કાંટા વાગી જાય તેથી નાસીપાસ થાની થાય ? મેં એ બહેનને તે પાછળનું એનું માનસ જાણવા પૂછ્યું હતું તો એમણે જવાબ આપ્યો હતો—હું એ સ્વભાવને રોગ જ માનું છું હિસ્ટીરીયામાં જેમ માણસને ભાન નથી રહેતું તેમ એમને ગુસ્સાના હિસ્ટીરીયામાં શું વર્તન કરે છે તેનું ભાન જ નથી રહેતું, પછી માણસ બેભાનમાં કંઈ વર્તન કરી બેસે તેથી દુઃખ શું કામ કરવું ?

હું કોઈ વખત ઊપડી આવતા એમના દર્દ તરફ કેવળ લક્ષ્ય આપું અને રોજ એમનો જે પ્રેમ અનુભવવા મળે છે, ઉમદા સ્વભાવની ખુશબો માણવા મળે છે, બુદ્ધિની તેજસ્વિતા મારા માનસિક ક્ષિતિજને પ્રકાશિત કરે છે. અને પોતાને માટે જ ન જીવતાં જે બીજાના માટે પણ જીવવામાં આનંદ માને છે, તે જમાપાસું ન જોઉં તો નગુણી જ ગણાઉં. એ જોતાં એમનું ઉધારપાસું કંઈ વિસાતમાં નથી અને એ ઉધારપાસા બદલ જો શરમાવું પડતું હોય તો એમને શરમાવું પડે છે. ગુસ્સો ઊતરી જતાં એ જ્યારે એમના અસલ ઉમદા સ્વભાવમાં આવી જાય ત્યારે મારી માફી માગે છે—સૉરી ડાર્લિંગ. એક્સટ્રીમલી સૉરી. તારી જગાએ બીજી કોઈ મને મળી હોત તો આબરૂના કાંકરા થઈ જાત, ડાઈવોર્સ લેત તો મારી સમાજમાં આબરૂ ન રહેત—ભગવાને મારે માટે જ તને ઘડીને મોકલી છે, બાકી એ વિના તું મારું આ જંગલીપણું વેઠી જ શી રીતે લે !

આ બહેન પતિનું જંગલીપણું વેઠી લે છે તેના મૂળમાં પતિના પરાક્રમથી એ એટલી પ્રભાવિત થયેલી છે, કે એ વર્તન વેઠી લેવામાં પણ પોતે ગૌરવભર્યું કાર્ય



કરી રહી છે. તેવો એને એક પ્રકારનો હર્ષ છે. આ બહેનને જે બળ આપે છે તે પુરુષનું પરાક્રમ. એવું પરાક્રમ પુરુષમાં ન હોય અને એનામાં સ્વભાવનાં કાંટા પણ ન હોય, વિશેષમાં પુરુષનો સ્વભાવ વિવેકી-મૃદુ હોય તો પણ પરાક્રમ વિનાના સારા સ્વભાવથી સ્ત્રી પ્રભાવિત થતી નથી. એને પતિ મોળો પડે છે. એના અંતરમાં પોતાના કરતા પતિ વિશિષ્ટ છે તેવો ઊમળકો એ પેદા કરી શકતો નથી, એ પતિ વડે શોભે છે તેવો અહોભાવ જન્મતો નથી. સ્ત્રીને પતિનાં પ્રેમ–હૂંફ જોઈએ છે એ સાચું. પરંતુ એટલાથી એને તૃપ્તિ થતી નથી. પતિના પરાક્રમથી એ શોભે તેવી પણ એના અંતરની ઝંખના છે; અને એ ન સંતોષાય ત્યાં સુધી એને જીવન ઊણું લાગે છે.

આ પરાક્રમ પતિ કેવળ ડૉક્ટર–એન્જિનિયર કે ઊંચો હોદ્દો પ્રાપ્ત કરીને જ બતાવી શકે તેમ માની લેવાની જરૂર નથી. દરેક પુરુષમાં કંઈ સરખી શક્તિ હોતી નથી. શિક્ષક પણ પોતાના ક્ષેત્રે પરાક્રમ બતાવી શકે છે. જે શિક્ષક અધ્યયનથી વિદ્યાર્થીને પ્રભાવિત કરે છે તેનું સ્થાન વિદ્યાર્થીઓમાં અનોખું હોય છે. એવા અધ્યાપકો વિદ્યાર્થીના મિત્ર બની એના અંતરમાં કાયમનું સ્થાન લે છે એટલું નહિ પણ વિદ્યાર્થીઓનાં માબાપના મનના પણ અધિકારી બને છે. મોટી ઉંમરના પુરુષો વિદ્યાર્થી અવસ્થાનાં અધ્યાપકોનાં સંસ્મરણો યાદ કરીને ગુણ ગાતા કોણે નથી સાંભળ્યા? એવા અધ્યાપકની પત્નીને પોતાનો પતિ બીજા અધ્યાપકો કરતાં વિશિષ્ઠ છે તેનું ગૌરવ થાય છે. કોઈ પુરુષ સામાન્ય કારકુન હોય પણ એનામાં અમુક ગુણ એવો હોય કે બહેનપણીઓ સમક્ષ વાતચીતમાં એની પત્ની ગૌરવપૂર્વક કહી શકે છે—મારા 'એ' એવું કંઈ કરે નહિ એનો મને ગળા સુધી ભરોસો છે! દરેક પુરુષમાં એની પત્નીને વસી જાય અને તેનું એ ગૌરવ લઈ શકે તેવી વિશિષ્ઠ શક્તિ–ગુણ પરાક્રમ હોવાં જરૂરી છે. એ શક્તિ હોય તેટલું પૂરતું નથી પરંતુ એ પરાક્રમ એની પત્નીના અંતરમાં વસી જવું જોઈએ, એવો પતિ મળ્યા બદલ એ ધન્યતા અનુભવતી હોવી જોઈએ—મેં પૂર્વજન્મે પુણ્ય કર્યાં હશે તેથી આ પતિને પામી છું?

આવો ઉદ્‌ગાર પુરુષના મુખમાંથી પત્નીમાં પ્રેમની લાગણી અને કુટુંબ માટે સમર્પણની ભાવના હોય તો નીકળી જાય છે. પરંતુ પુરુષ તરફથી પત્ની પણ એટલી જ આશા રાખે છે તેમ જો પતિ માની લેશે તો એ સ્ત્રીને ઓળખી શક્યો નથી તેમ જ કહેવું પડશે. સ્ત્રી પુરુષ પાસેથી વિશેષમાં પોતાનો પતિ બીજાઓ કરતાં વિશિષ્ઠ છે તેવા પરાક્રમથી શોભવાથી તૃપ્તિ અનુભવે છે.



**લીના**

## ગુલમ્હોર!

વૈશાખના ધોમધખતા તાપમાં જ્યારે
કરમાતાં હતાં સહુય વૃક્ષો અહીં ત્યારે,
લીલું બન્યું, પાંગર્યું પુષ્પથી વૃક્ષ આ
તાપ ઝીલીને મ્હોરી રહ્યું એ ગુલમ્હોર હા!
જો બની શકું હું ગુલમ્હોર સમ, ખેર,
તો પ્રતિકૂળ સંજોગોય પ્રાણપૂરક બની રહે.







પન્નાલાલ પટેલ

# વાંદરવિદ્યા

પ્રૌઢશિક્ષણ અને રાત્રિશાળાઓએ નિરક્ષર નિવારણમાં મહત્ત્વનો ફાળો આપ્યો છે એ નિર્વિવાદ વાત છે પણ એ ભણતર જ્યારે જુદો જ વળાંક લે છે ત્યારે કેવા છબરડા વાળે છે તે પણ એક વિચારવા જેવી વાત છે. સારો આશય હોય તો પણ ગામડા ગામમાં એનો જે ખોટો પડઘો પડે છે તેને આબાદ રીતે બહેલાવતી આ રોચક વાત છે...

પોસ્ટનું કામ કરતા શિક્ષક પાસેથી ગામમાં વહેંચવાની ટપાલ લઈને પોસ્ટમેન નાકા ઉપર આવેલી પેલી નાનકડી હોટલ ઉપર જઈ બેઠો. એક કપ ચાનો ઑર્ડર આપી ખિસ્સામાં મૂકેલા એ ચારેક કાગળ કાઢી સરનામાં વાંચવા લાગ્યો. પહેલો કાગળ ગામને નાકે આવેલા પટવારખાનામાં તલાટીને આપવાનો હતો. બીજો કાગળ બાજુમાંના ઘરવાળા એક ખેડૂતની વીમાની નોટિસ હતી. ત્રીજો કાગળ—

નામ વાંચતાં જ ટપાલીની આંખ એ સરનામા ઉપર ચોંટી ગઈ: 'માલી ભારૂને હાથોહાથ પહોંચે'—

એનો અર્થ એમ નથી કે ઠેકાણું નો'તું લખ્યું માટે એ વિચારમાં પડી ગયો હતો? આઠ-દસ ઘરના એકેકા ફળાવાળા એ ત્રણ ફળાના ગામમાં ઠેકાણું લખવાની જરૂર જ ક્યાં હતી? લખવું હોય તો પણ ફળાંનાં કંઈ નામ નો'તાં પાડ્યાં કે લખનાર લખી શકે ફલાણું ફળું.

તો ભારૂની વહુ માલી પણ ટપાલીને અજાણી ન હતી. અરે સામેના ગામમાં એનું પિયર છે એની પણ એને ખબર હતી. આ ગામમાં એ બેએક વર્ષથી નોકરીએ હતો એટલે ત્રીસેય ઘરનાં એકએક માણસને—છોકરાં સુદ્ધાંને નામ સાથે ઓળખતો હતો...

માલી ભારૂ નામ સાથે એની નજર આગળ પેલી બાજુની ફળીમાં આવેલું ગોબરકાકાનું ઘર પણ ખડું થઈ ગયું. તો ગોબરકાકાના ભારૂની વહુ પણ—માથા ઉપર બેઈ બેડે એને ચાલી જતી દેખાઈ રહી: ઊંચું અંગ, ભરેલું બદન, લચકદાર ચાલ ને ગોરું ગોરું મોં! વાત કરે તો ફૂલ ઝરે ને હસે તો જાણે મોતી ખરે! 'એટલે જ તો ભારૂભાઈ વહુના ઉપર લટ્ટુ છે ને ફૂલ્યાય નથી સમાતા!' ટપાલીને થયું.

અવળા વિચારે ચડી ગયેલું ટપાલીનું મન વળી પાછું મૂળ સવાલ ઉપર આવી ઊભું: હાથોહાથ તો ખરો પણ બાઈ મૂળમાં ભણેલી જ નથી પછી?—અરે કાગળ આપવા જઈએ તો એને જ પોતાને મશ્કરી જેવું લાગે!..

વાત સાચી હતી. સ્ત્રીના નામે આખા ગામમાં કોઈ ભણેલી સ્ત્રી હોય તો છએક માસથી ગ્રામસેવિકા તરીકે આવેલાં મધુબહેન જ હતાં. આ સિવાય કોઈ સ્ત્રી ભણેલી ન હતી.

પણ માલીના ભણતર સાથે ટપાલીને ઝાઝી નિસ્બત ન હતી.

ને છતાંય એને વળી પાછો એક આડસવાલ આવી ઊભો: 'એ ભણેલી તો નથી ત્યારે એના ઉપર કોણે કાગળ લખ્યો હશે?'

આ આડસવાલ પણ વિચિત્ર લાગે એવો હતો. કારણ લખનારને ભણતરની જરૂર હતી બાકી કાગળ તો વગર-ભણ્યાં ઉપર પણ આવી શકે.

પણ એનો મુદ્દો જુદો હતો. એને એમ કે મધુબહેનની જેમ ભણ્યાં ગણ્યાં હોય તો કાગળોય આવે પણ આ અભણ ખેડૂત-બાઈ—જેને ખાતાં આવડે કે મજૂરી કૂટતાં આવડે એને વળી કાગળની કેવી ગતાગમ તે એના ઉપર કોઈ કાગળ લખે! ટિકિટ ઉપરની છાપ જોઈ તો સામેના રાજ્યમાં બેએક ગાઉ ઉપર આવેલા ગામની છાપ હતી. છાપની તારીખ પણ...એણે વેઢા ગણીને ખાત્રી કરી. લખ્યાને આઠ દિવસ થયા હતા.

પત્રવહેવારથી પરિચિત એવા ભણેલાને જ નહિ, અભણ માણસનેય નવાઈ તો લાગે જ—બે ગાઉ ઉપરથી કાગળ આવતાં આઠ દિવસ લાગે એવું કેવું આ ખાતું હશે. પણ ટપાલી પોતે જાણતો કે પેલા

રાજ્યના ડિવિઝનમાં ઊઘડેલી ટપાલ–ઑફિસ અને આ રાજ્યના ડિવિઝનમાં ઊઘડેલી ટપાલ–ઑફિસ એ બે વચ્ચે આ નવા રસ્તે સંધાન જ ન હતું. એટલે ત્યાંનો કાગળ એ રાજના બીજા કાગળો સાથે રેલગાડીમાં ચડીને ફરતો ફરતો આવે એ સ્વાભાવિક હતું...

ટપાલીને થયું : આક દા'ડેય આવ્યો તો ભલે આવ્યો પણ મારે આનું કરવું શું ? મારે તો આ કાગળ માલીને આપવો કે પછી માલીના ધણી ભારૂને આપવો કે-ગોબરકાકાને આપી દઉં ?...

પણ એક તો કાગળમાં હાથોહાથ લખ્યું હતું ને એમાં વળી એકનો કાગળ બીજાને આપતાં થોડાક દિવસ ઉપર જ રામાયણ થઈ હતી. આ જ હૉટલ ઉપર બેઠાં બેઠાં એણે મધુબહેનનો કાગળ એમના પડોશી ભાથીને આપ્યો હતો : 'લે ને ભાઈ, ઘેર જાય છે તો આટલો જરા મધુબે'નને આપી દેજે' આમ કહીને.

પણ ભાથીડાએ ને—અરે આ માલીનો વર નારૂય મધુબહેનનો કાગળ ફોડવામાં ભેગો હતો. ને રાત્રિશાળામાં ભણેલા એ લોકોએ કોણ જાણે કેવોક વાંચ્યો હશે. પણ એવી તો એ મધુબહેને હો–હા કરી મૂકી કે નોકરી પણ તૂટતાં તૂટતાં રહી ગયેલી.

છતાંય નવાઈની વાત તો એ હતી કે ટપાલી માલીના હાથમાં કાગળ આપતાં ખચકાતો હતો. વળી વળીને થયા કરતું હતું : ભાઈ, મધુબહેન જુદું બૈરું ને આ માલી તો આપણું દેશી બૈરું ગણાય. ભારૂ જ કાં તો અવળો ઊઠે : શાનો અલ્યા મારી વહુને કાગળ આપતો ફરે છે ?'.. ..ગોબરકાકાય ગધેડે બેસાડે. કે'શે : 'કાગળ લેનારીનું મોઢું તો જોતો જરા !'......આ સાથે જ એને સહેજ હસવું પણ આવી ગયું : 'માલી કેમ કંઈ રૂપાળી નથી...જો ખરું જ કે'રાવે તો મધુબે'ન કરતાંય રૂપાળી છે લે. એ હસે છે ત્યારે એના જમણા ગાલમાં ખાડો પડે છે એ તો જોજે !...... ડૂબી મરવાનું મન થાય એવો !..

પણ એણે જ પાછો વિરોધ કર્યો : 'અલ્યા ઘણીય રૂપાળી ! ભારૂ એને હથેળીઓના છાંયડા કરે છે ને પાંપણોનાં છજાં ધરે છે એ બધું ખરું પણ આખર તો અભણ જ ને ?'

ને ચા પતાવી ઊભા થતાં બબડવા લાગ્યો : 'રૂપબુપ મરવા દે બાકી મેર એટલો કાંકરો છે કે મધુબે'ન જેવી ભણેલીના હાથમાં કાગળ શોભે ને માલી જેવી અભણના હાથમાં દાતરડું દીપે. માટે હાથોહાથની વાત તો મરવા દે !—અરે હાથોહાથ આપવા જઈશ તો મનેખ તો ઠીક પણ આંગણામાં બાંધેલાં ફળીનાં પેલાં ઢોરાંય આંખો ફાડીને જોઈ રે'શે.—હેંડ જો ન માનતો હોય તો !'—

એક વિચાર એને માસ્તરને પૂછવાનો પણ આવી ગયો. પણ મધુબહેનના કાગળ વખતે આપેલી ચેતવણી એને યાદ આવી : 'ધણી સિવાય કોઈને તારે કાગળ ન આપવો'...

છતાંય કોણ જાણે કે ટપાલીની નોકરીમાં પાંચ વર્ષના અનુભવ દરમિયાન આવી કોઈ ખેડૂત યુવતીને કાગળ આપવાનો પ્રસંગ નો'તો બન્યો તેથી કે પછી પોતેય આવા જ એક ગામડાનો હતો એ કારણે કે ગમે તેમ, ગોબરકાકાનું ઘર જેમ જેમ પાસે આવતું ગયું તેમ તેમ આ ટપાલીનો ખચકાટ પણ વધતો ગયો...

ઓછું હોય તેમ ગોબરકાકા હાથમાં ભરેલો હોકો ને પગે પગે ડોબાંને ઘાસ ભેગું કરી આપતા આંગણામાં નજરે પડ્યા.

એક રીતે એ ગમ્યું પણ ખરું. તો બીજો વિચાર આવો પણ આવી ગયો : ભારૂ હોત તો ય ઠીક પડત. એના દેખતાં જ માલીને બોલાવત ને કાગળ એના હાથમાં આપીને હેંડતો થાત !—

પોતે ટપાલી હતો એ ખરું પણ સાથે સાથે જ્ઞાતિએ રાવળ હતો એ એ ભૂલી શક્યો ન હતો. ને ગોબરકાકાને રામ રામ કરી અવાજ કર્યો : 'ક્યાં ગયા કાકા, ભારૂભાઈ ?'





'આજ પરોઢના ગાડું લઈને રૂ ઠાલવવા ગયો છે ભાઈ. કેમ કંઈ કામ હતું? સાંજે મળે હવે તો.'

હાથમાંના કાગળ ઉપર નજર નાખતાં ટપાલીનું હૃદય જોર જોરથી થડકવા લાગ્યું—કેમ જાણે પોતે જ માલીને કોઈ કાગળ લખ્યો ન હોય! કહ્યું: 'કામ તો'...

આમ કહેતાં ટપાલી સંકોચનો માર્યો એ કવર ગોબરકાકાના હાથમાં જ મૂકી દેવા જતો હતો પણ ભાન આવતાં હિંમત કરીને એણે નેવાં તરફ પગ ઉપાડ્યો. બોલવાનું તો ચાલુ જ હતું: 'ક્યાં ગયાં માલીભાભી?...આ એમનો કાગળ'—

'માલીનો કાગળ?'

ટપાલીએ ભડાક દઈને ઉઘાડી ગાળ દીધી હોય એ રીતે સમસમી ઊઠેલા ગોબરકાકાનો ઘાસ વાળતો પગ ભેંશના મોં આગળ જ ચોંટી ગયો. ભેંશ પગને ચાટવા લાગી એનું પણ એમને ભાન ન હતું.

'હાં કાકા જુઓને આ પરબીડિયા પર લખ્યું છે, માલી ભારૂને હાથોહાથ પહોંચે.'

ગોબરકાકાએ પરબીડિયા ઉપર આંખો તો ઘણીય ખેંચી પણ મંકોડાની હાર સિવાય કશું જ એમને ન સમજાયું કહ્યું: 'અલ્યા ભૂલ થતી હશે. પેલી ભણેલીનો કાગળ હશે.'

ગોબરકાકાના ભારૂએ મધુબહેનનો કાગળ ફોડ્યો એ વાત પોલીસમાં જતાં જતાં રહી ગઈ હતી. ને ત્યારથી એમને મધુબહેન ઉપર દાઝ હતી. એટલે જ એ તિરસ્કારથી 'ભણેલી' કહેતા હતા.

ટપાલીએ કહ્યું, 'ના ના કાકા. જુઓને આ 'મ'ને કાનો-'મા', 'લ'ને દીર્ઘઈ 'લી'—'

અને એ તો ફળીનાં લોકોનું એ તરફ લક્ષ દોરાઈ રહેલું જોઈને કે ગમે તેમ ગોબરકાકાએ ફટ દેતોક ને કાગળ ખેંચી લીધો, 'ઠીક છે. માલીનો હશે તો ય— ભારૂ સાંજે આવે પછી વાત!'

ને ફટ દઈને કેડિયાના ખીસામાં સેરવી દીધો.

ટપાલીના મોં ઉપર મૂંઝવણ તરી આવી. ડરતાં ડરતાં કહ્યું: 'પણ કાકા......પાછું મધુએ'નવાળું થશે તો?...એના કરતાં લાવોને એક ફેરા હું માલીભાભીના હાથમાં આપું પછી તમે'—

ગોબરકાકા વચ્ચે જ તડૂકી ઊઠ્યા: 'જા જા વાંદરા; માલીભાભીના હાથવાળા!'

'પણ તમે કાકા...હું કાયદામાં આવું એ તો ખરું ને? એક ફેરા તો નોકરી જતાં જતાં રહી ગઈ છે ને'—

'જાય છે તું મારા આંગણામાંથી? માલી કાંઈ ભણેલીના જેવી નથી કે પોલીસમાં જવાની તને ધમકી'—

'પણ માસ્તર જાણશે તો એ મને'—

સામેના ઘેર નહાવા બેઠેલા સરપંચ આ બધું સાંભળી રહ્યા હતા. છતાંય જાણી જોઈને ગોબરકાકાને સવાલ કર્યો: 'શું છે ગોબરભાઈ, શાની આ ટપાલી જોડે માથાકૂટ છે?'

'આ હાળું ટપાલિયું! મારા ઘરમાં કાગળેય કે' છે તમારા હાથમાં ન આપું? આ તે કેવું'—

ટપાલીએ વચ્ચે બોલી સરપંચ આગળ પોતાની સ્થિતિ ચોખ્ખી કરવાનો પ્રયત્ન કર્યો. કહ્યું: 'સરપંચસા'બ, માલીભાભીના નામનો કાગળ હોય તો મારે એમને'—

બાજુના ઘરની આધેડ બાઈએ આંખો પહોળી કરી વચ્ચે જ પ્રશ્ન કર્યો: 'માલીનો કાગળ? ભારૂની વહુ માલી? એને વળી કોણ સગો નોકરીએ છે તે એના નામનો કાગળ બીડ્યો હશે?'

ગોબરકાકાના હૃદય ઉપર કોઈએ તાતો ડામ દીધો. પણ સરપંચનાં વહુએ એમના આ ડામ ઉપર ટાઢો જાણે વાયરો ઢાળ્યો: 'ના ભાઈ ના, ટપાલિયો ભૂલનો હશે મધુને બદલે માલી એણે ડીકી બેસાડી હશે!'

ને આશાભર્યા ગોબરકાકા, ખિસ્સામાંથી કાગળ કાઢતા કાઢતા સરપંચ સામે ડગ ભરતાં બોલવા લાગ્યા: 'મનેય એમ જ છે. જુઓ ને તમે ભાઈ બરાબર?'

ને સરપંચના હાથમાં કાગળ આપતાં ગોબરકાકાના

જમણા હાથમાં એવી તો ચળ ઊપડી! ક્યારે માલીને બદલે મધુ નીકળે ને ટપાલીને ઉપરા ઉપરી દઈ વળે!

પણ ટપાલીનું કાળજું દોઢ મણનું હતું. ને સરપંચે જેવું સરનામું વાંચ્યું એવો જ એણે પોતાનો કેસ રજૂ કર્યો: 'પછી સાહેબ, મારે તો માલીભાભીના હાથમાં જ કાગળ આપવો જોઈએ ને?'

ગોબરકાકા વળી પાછા રાતાપીળા થઈ ઊઠ્યા: 'તું અહીંથી જઈશ હવે?'

સરપંચે ટપાલીના હૈયાને ધારણ આપતાં કહ્યું: 'કશો વાંધો નથી. જા તું તારે.'

તો ગોબરકાકાએ પણ સરપંચ પાસેથી હળવેક રહીને પરબીડિયું સેરવી લીધું. એમને ડર હતો કે સરપંચ ક્યાંક કાગળ ફાડીને વાંચશે ને અંદરથી જો ગોટાળો નીકળશે તે આટલી ફજેતી તો થઈ છે ને—ચારે બાજુ ગોબરભાઈના છોરાની વહુ પંકાઈ જશે! અહીં એમને મધુબહેનના ફૂટેલા કાગળમાંથી ઊડેલી કેટલીક વાતો યાદ આવી ગઈ...એમાં એક વાત આવી પણ લખેલી હતી: 'કોઈ કોઈ વાર તો તારી પેલી સુંદર છબીને બાથ ભરીને ભીંસી નાખવાનું મન થઈ આવે છે. પણ છબી કંઈ ઓછી મને તારી માફક સામેથી ચૂંબનો ચોઢવાની હતી? ઊલટાની એ તો ભીંસવા જતાં કાચ ફૂટે ને છાતીમાં વાગતાં લોહી જ નીકળે!' એટલે આવું તેવું કાગળમાંથી નીકળી પડે તો—

ગોબરકાકાને તો આવું તેવું હોવાનો પાકો વહેમ પડી ગયો હતો. એ વગર પંદર પૈસા ખર્ચીને કાગળ કોઈ બીડે જ નહિ ને? માલીને શું વેપાર ધંધો ચાલતો 'તો કે પરદેશમાં પિયર હતું કે શું તે—અરે એમ હોય તો ય છ પૈસાને બદલે પંદર પૈસા કોઈ ન બગાડે. વાણિયાના ભાવ તેય 'કારટ'માં આવે છે તો!...

તો બીજો એક—પાકો કહી શકાય એવો વહેમ આ પણ હતો: 'નક્કી પેલી ભણેલીએ એનો કાગળ ફોડ્યો એટલે એની વહુની ફજેતી કરાવવા જ આ કાગળ કોકના નામે મોકલ્યો હશે...અરે શે'રિયાંનું ભલું પૂછવું. એના ધણી પાસે જ લખાવે બારોબાર'...

ગમે તેમ પણ આવા તેવા વહેમને લીધે જ ગોબરકાકાએ કાગળ વંચાવી જોવાના આવી ઊભેલા વિચારને બંધ પાડ્યો. ઘર તરફ પગ ઉપાડતાં બબડાટ પણ ચાલુ કરી દીધો: 'મને ખબર છે કોનાં આ માલી ઉપર કાગળ લખવાનાં કારસ્તાન છે એ. પણ એક ફરા ભાઈ ઘેર આવે પછી વાત. હમણાં મારે કશું નથી કરવું. કાગળેય એમ ને એમ રાખી મૂકવો છે. એવું હશે તો એ જણને બોલાવીને એમની વચ્ચે હું ફોડાવરાવીશ........'

ત્યાં તો પેલી પાડોશણે જાણે સલાહ આપી: 'માલીને તો પૂછો એક વાર? બધાંની વચ્ચે કાગળ ફોડાવીને ફજેતી વધાર્યા વગર—જુઓ તો ખરા? આગળ પાછળની ઓળખાણે કોઈએ કાં તો લખ્યોય હોય!'

આ સાંભળી ગોબરકાકા જાણે વગર દેવતાએ બળી ઊઠ્યા પણ કરે શું? થયું હતું એવું કે—

અરે આ પછી ફળીની અંદર થવા લાગેલી ગુસપુસ વાતોને લીધે તો ઘરમાં ટકવું પણ એમના માટે ભરે થઈ પડ્યું. મનમાં પણ થતું હતું: 'ભલું પૂછવું, માલીના પિયરના બેચાર છોકરા બા'રગામ નોકરીઓ કરે છે ને...એમાંથી પણ કોઈએ આગળ પાછળની ઓળખાણ હોય ને આ કાગળ લખ્યોય હોય!'

અને એ તો ફળીમાંની ગુસપુસ વાતો જોઈને કે પછી આખા ગામમાં થઈ રહેલી ફજેતીના ગોબરકાકાના મનમાં વાગતા ભણકારાને લીધે કે ગમેતેમ ગોબરકાકાના હૈયે ખરેખરની ચીરાડ પડી ગઈ હતી: 'વહુનાં કાં તો આગળ પાછળનાં કારસ્તાનને લીધેય આ કાગળ લખાયો હોય. નકર હાથોહાથ મળે એવું કોઈ લખે નહિ!'

ને વગર દેવતાએ બળી રહેલા ગોબરકાકા, ખેતરમાં રૂ વીણવા ગયેલી વહુને પૂછવા ઘર વાસીને ચાલતા થયા...

અલબત્ત મનમાં મનમાં અકળામણ તે ઘણીય આવતી હતી: 'બલા જાણે કાગળમાં તો સાપ છે કે ઘો છે!' પણ આનો કશો ઉપાય નો'તો. હા પોતે જો ભણેલા





હોત તો ક્યારનોય કાગળ ફોડીને વાંચી જોયો હોત પણ કરે શું ? વળી ગામમાં પણ પેલી ભણેલી કે માસ્તર કે ટપાલી વગેરે જે કોઈ ભણેલાં હતાં એ તો બધાં ભારૂએ કાગળ ફોડ્યો એ પછી દુશ્મન સરખાં બની ગયાં હતાં. હા ચાર-છ જુવાન ભારૂની જેમ રાત્રિશાળામાં કાણાખોબડા થયા હતા. પણ એય બધા વગર વાયરે ઊપણે એવા હતા. ન કરે નારાયણ ને અંદરથી કાંક વહુનું જ એલફેલ નીકળ્યું તો — ને વહુના ઉપર ધૂંવાંફૂંવાં થતા પગ જોર જોરથી ઉપાડતા બબડવા લાગ્યા : 'ના ભાઈ ના. ભણ્યો કણબી કટંબ બોળે !-એવું થઈને ઊભું રે' કાં તો.. જોઈ એ તો ખરા વહુ શું કે' છે ?'...

પણ ખેતરમાં જઈ વહુને કાગળ દેખાડતાં જરા આંખ કાઢીને પૂછ્યું તો—

'જે હોય એ સત વાત કરી દેજે કોનો કાગળ છે ?' કહે ાં જ એવી તો રડારોળ કરી ઊઠી કે—

આસપાસનાં ખેતરોમાં રૂ વીણતાં લોકો પણ, 'કદીય નહિ ને આજે આ વહુ-સસરાને થયું શું કે—' આમ કરતાં આવી પહોંચ્યાં કેમ જાણે એક બીજાને વારવા—ટાઢાં પાડવા જ ન આવતાં હોય !

પણ માલીના રૂદને અને રડતાં રડતાં ભંડાઈ રહેલી ગાળોએ તો એ લોકને પણ વિચારમાં નાખી દીધાં ! કોઈ કોઈ તો ગોબરકાકાને પૂછવા પણ લાગ્યાં : 'શું છે ગોબરકાકા માલીને તે, 'કાગળનો લખનાર પીટ્યો ફાટી પડજો' ને એવું તેવું ભાંડી રહી છે ?....'

બિચ્ચારા ગોબરકાકા ! જેવી ફજેતી ગામમાં થઈ રહી હતી એવી જ અહીંય—ના છૂટકે વહોરવી જ પડી કાગળની વાત હવે ઢાંકી ઢંકાય એવી તો ન જ રહી હતી એટલે એ જ પોતે બીડેલો કાગળ દેખાડી લોકોને કહેવા લાગ્યા : 'ભગવાન જાણે ભાઈ કોણ દશ્મને માલીના નામનો આ કાગળ મોકલ્યો છે ને ભગવાન જાણે માંય તો કોઈ સારા સમાચાર છે કે પછી—'

પણ ગામડાની સ્ત્રીઓ કંઈ કાચી માયા નથી હોતી ! એક બાઈ બોલી ઊઠી : 'સારા હોય કે ખોટા હોય પણ—કાં તો તમારા ઉપર લખે કે કાં તો ભારૂ ઉપર. આ બાઈ માણસ ઉપર શું કામ લખે કાકા ? ને માલીના રુદને ને વિલાપે ભેગાં કરેલાં લોકોની આવી તેવી વાતો અને અટકળોમાં ગોબરકાકા અહીં પણ એવા દાઝવા લાગ્યા કે હેંડ મારા રામ સામે દેખાતા માલીના પિયર તરફ ..

અને એ તો અહીંથી પણ ભાગી છૂટવાનું મન થયું હતું તેથી કે ગમે તેમ ગોબરકાકા ઊઠ્યા ને સામે દેખાતા માલીના પિયર તરફ જ માપવા માંડ્યું : 'જોઈએ તો ખરા વાત એથે વાત કરતાં એમનો કોઈ સગો પરદેશ હોય ને એણેય કાં તો લખ્યો હોય ! એનો ભાઈ પેલો ભણે છે એણેય કાં તો પોતાની હોંશિયારી દેખાડવા લખ્યો હોય. ટપાલની આ બલા આવી છે એટલે ગમે તેનેય કાગળ લખવાનું મન થાય એમાં પાછી રાત્રીશાળાઓ ખોલી. પછી તો— ભણ્યો કણબી કટંબ બોળે એવો આ કાગળનો ન્યાય પણ થયો હોય ! લખ્યો હોય કોઈએ'...

પણ માલીના બાપાનું ઘર વાસેલું નીકળ્યું. બધાં રૂ વીણવા ગયાં હતાં.

ગોબરકાકાને એક અચ્છો વિચાર સૂઝી આવ્યો ને લાગલો જ એમણે એક માણસ માર્ફત નિશાળમાં માલીના નાના ભાઈને બોલાવી મંગાવ્યો. દરમિયાન પેરબીડિયું ફાડીને અંદરનો કાગળ પણ કાઢી રાખ્યો હતો. બહુ લાંબો પણ ન હતો. ને આવી પહોંચેલા છોકરા સાથે આડીતેડી વાતો કર્યા પછી ઘરમાં લઈ જઈ ને લાગલો જ પેલો કાગળ આપ્યો : 'અલ્યો જુઓ જો. છઠ્ઠી ભણો છો તો ઉકલે છે આ કાગળ. અહીં આવતાં વાટમાંથી જડ્યો છે. ઉકેલો જોઉં ?'

વેવાઈનો છોકરો એટલે રિવાજ પ્રમાણે ગોબરકાકા એને 'તમે' થી જ સંબોધતા હતા.

છોકરાએ વાંચવા માંડ્યો : 'વાલી'—

ગોબરકાકાને સુધારવાનું મન થઈ આવ્યું : 'વાલી નહિ પણ માલી હશે' પણ એમણેય જાણે આંધળે



બહેરું કુટાવા દીધું. ઉલટાનું સારું થતું હતું.

છોકરાએ કાગળ વાંચ્યો: 'પેલી કે'વત છે કે મન હોય તો માળવે જવાય એ રીતે અત્યારે હું અમદાવાદમાં બેઠો છું ને તને આ કાગળ લખું છું. તું મને ઘણી યાદ આવે છે ને એટલી બધી ગમે છે કે મધુબેનના ધણીને તો છબી છાતીએ ભીડવાનું મન થયું હતું પણ મને તો તારો પડછાયોય પી જાઉં એવું થાય છે. તારી પોતાની માયા લાગી જ છે. ઠીક ત્યારે. તું જો ભણેલી હોત તો કેવી તને આ કાગળ વાંચવાની મઝા પડત? પેલી મધુબે'નની પેઠે તનેય કાગળ વાંચતાં એવાં ગલગલિયાં થાત કે વાંચતી જાત ને મરક મરક હસતી જાત. માટે આજથી રાત્રિશાળામાં મધુબે'ન પાસે ભણવા જવાનો નીમ જ લઈ લે. તને ભણવાનો નીમ લેવડાવવા જ આ કાગળ લખ્યો છે. પછી તો એવા એવા હું તને કાગળો લખીશ કે મૂઢામૂઢની વાત કરતાં કાગળની મઝા ઓર છે હાં કે. માટે જરૂરથી ભણવા જવાનું આજથી નીમ લઈ લે.

લિ.

તને હેંડતે ને ચલતે યાદ કરનાર ભારનું તારા જમણા ગાલમાં જ્યાં ધૂનરી પડે છે એ જ ઠેકાણે ચૂંબન માની લેજે.'

ગોબરકાકાથી અજાણતાં જ બોલી જવાયું: 'ચૂંબન શું વળી?' પણ એટલામાં તો—કાગળ સાંભળતાં સાંભળતાં જે રીતે પેલો 'વાલી'નો અર્થ સમજાઈ ગયો હતો એ રીતે આ ચૂંબનનો મતલબ પણ પામી ગયા.

ને છોકરાની હોંશિયારીનાં વખાણ કરતાં એની પાસેથી કાગળ લઈ ઊભા થતા ગોબરકાકા એવા તો હળવાફૂલ બની ગયા કે .....

ઘરને પથે પડ્યા ત્યારે તો ચાલ પણ સાવ બદલાઈ ગઈ હતી. આવ્યા ત્યારે બિલ્લીચાલ હતી પરંતુ આ જતી વખત તો કુત્તા-ચાલે જ ચાલતા હતા: ક્યારે ગામમાં પેસું ને ક્યારે પેલા સરપંચ પાસે આ કાગળ વંચાવું ને ..

અરે ફળીમાં પેસતાં પેલી આંખો ફાડનાર બાઈ સામે મલી ત્યાંથી જ એમણે ખિસ્સામાંથી કાગળ કાઢી કહેવાની શરૂઆત કરી દીધી: જોયું કે આ કાગળમાંથી નીકળ્યું એ!... ભારનાં પોતાનાં જ કારસ્તાન છે. એક તો રાત્રિશાળામાં ભણ્યા ને એમાં પાછો ભણેલીના ધણીનો કાગળ વાંચ્યો પછી તો જાણો જ છો ને! એણે જ આ વાંદરવિદ્યા કરી છે'...

એ વખતે આંખો ફાડનાર આ બાઈનાં પણ જાણે ફટ કરતાંક ને જ્ઞાનચક્ષુ ઊઘડી ગયાં: 'હાં.! નકર વળી પારકો ભાયડો આ અભણ બાઈ ઉપર કાગળ લખવાની મૂરખવિદ્યા કરેય ખરો?!'

અને આમ ટીકા કરનાર ખુદ એ બાઈનો આવો અભિપ્રાય સાંભળી બેવડાઈ રહેલા આનંદ સાથે ગોબરકાકા હાથમાં પેલો કાગળ ફરફરાવતા તો મોં ઉપર હાસ્ય ફરકાવતા સરપંચના ઘર તરફ ડગ ભરતાં સ્વગતની જેમ ઉતાવળા સાદે બબડી રહ્યાં: 'એણે આ કર્યું છે તો વહુને ભણતરનો ચટકો લગાડવા હાં કે?...પણ થોડું અમથું ભણ્યો એટલામાં તો એની આ વાંદરવિદ્યા તો જુઓ વાંદરવિદ્યા?!'

★

'મિત્રા'

## સત્ય શું?

સંતૃપ્તિ પ્રેમની થાતાં ઘેન બધુંય ગત થયું?
સ્વપ્નથી જાગૃત થાતાં અમૃત તે મૃત થયું?
સ્નેહ શું સંભ્રમ હતો, પ્રેમ પાર્થિવ શું ખરે?
સર્વ જગત્ શું હશે, જો પ્રેમ ક્ષણિક જ ખરે!

★





પીતાંબર પટેલ

# લેખકનો ધર્મ

છેંજાના સાહિત્ય સંમેલનમાં બોલાયેલું વક્તવ્ય અહીં મૂકતી વેળા આપણા ઊગતા અને નવોદિત લેખકો નજર સામે દેખાય છે. લેખક થવા માટે જરૂરી સાધના, અભ્યાસ અને નિષ્ઠા કેટલો મહત્ત્વનો ભાગ ભજવે છે તે આ અભ્યાસુ વક્તવ્ય દરેકને શીખવે છે, સાચા લેખક થવાની રીત દર્શાવે છે...

અહીં મારા પુરોગામી વક્તાએ હું લેખક કેમ થયો એની વાત કરી. હું પણ મારી જાતને એ સવાલ કરી રહ્યો છું: 'હું લેખક કેમ થયો ?' હું ભાઈશ્રી પન્નાલાલ કે ભાઈશ્રી પેટલીકરની પેઠે કેવળ આકસ્મિક રીતે લેખક થયો નથી. એ માટે મેં સભાન સાધના કરી છે એમ કહેવું જોઈએ. એ બંને મિત્રો આજે ડીગ્રીનો ખ્યાલ કરીએ તો ઝાઝું ભણ્યા નથી; ત્યારે હું એમ.એ. થયેલો છું. એટલે કૉલેજમાં હતો ત્યારથી જ મને લેખક થવાનું ઘેલું લાગેલું. લેખકનું બહુમાન થાય છે, એની કૃતિઓ વાંચી વાચકો એના પર વારી જાય છે. ક્યાંક તો તેના ચાહકો અને પ્રશંસકો એને જોવા ટોળે મળે છે. એ જોઈ મને પણ થયા કરતું :

'આપણે પણ લેખક થયા હોઈએ તો !'

પણ મનમાં તરંગો કર્યે કે ઇચ્છા કર્યે લેખક થવાય ખરું ? તો શું કરીએ તો લેખક થવાય ?

ત્યારે યુગમૂર્તિ વાર્તાકાર શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈની બોલબાલા હતી. એમની 'ગ્રામલક્ષ્મી' સયાજી વિજયના ભેટ પુસ્તક તરીકે પ્રસિદ્ધ થઈ. એ પુસ્તક બહાર આવે અને અમે વાંચવા પડાપડી કરીએ. એ ખૂબ જ લોકપ્રિય લેખક હતા. પુસ્તકમાં એમનો ફોટો આવતો. હું રમણલાલ દેસાઈના ફોટા સામે ટગર ટગર તાકી રહું. મને દેખાયું કે રમણભાઈ માથામાં વચ્ચે પાંથી પાડે છે. એટલે મેં પણ વચ્ચે પાંથી પાડવી શરૂ કરી. આજે પણ વચ્ચે પાંથી પાડું છું. પાંથી પાડવી શરૂ કરી એ સાથે લખવાનું પણ શરૂ કર્યું. શરૂઆતમાં વાર્તાઓ, લેખો લખવા માંડ્યાં. પ્રસિદ્ધ પણ થવા માંડ્યા. પણ લેખક થવું જોઈએ તો નવલકથા લખવી જોઈએ. રમણભાઈ એમ. એ. હતા. એટલે મને પણ થયું કે આપણે પણ એમ.એ. થઈએ. બી. એ. થઈ મેં એમ. એ. શરૂ કર્યું; અને તે જ અરસામાં એક નવલકથા લખી. લખીને તે વખતના મારા અધ્યાપક અને પ્રસિદ્ધ કવિ શ્રી. ઉમાશંકર જોશીને તે વંચાવી. તેમને વાર્તા ગમી. એ પ્રમાણપત્ર મળતાં હું દોડ્યો પ્રકાશક પાસે. પ્રકાશક કહે તમે પાઠકસાહેબની પ્રસ્તાવના લાવો તો હું તમારી નવલકથા છાપી દઉં. પાઠકસાહેબ તો બી. એ.માં મારા વિદ્યાગુરુ હતા. એમને મળ્યો. પ્રસ્તાવના લખવાની વાત કરી. એટલે મને બીજે દિવસે એમણે તેમનો સાંજનો ફરવાનો ટાઈમ આપ્યો. સાંજના ફરવા જતાં તેમણે પ્રથમ સવાલ કર્યો :

'તમે તમારી નવલકથામાં શું કહેવા માગો છો તે પાંચ મિનિટમાં મને કહી જાઓ.'

પાઠકસાહેબની કસોટીની રીતો નિરાળી હતી. લેખકના મનમાં કથાનું રહસ્ય, કથાનું વસ્તુ સ્પષ્ટરૂપ છે ખરું ? એ તપાસવાની એમની આ રીત હતી. મારી વાર્તાનું કથાવસ્તુ અને અંદર ગોઠવેલું જીવનરહસ્ય એમને ગમ્યાં. તેમણે નવલકથા વાંચી અને પ્રસ્તાવના પણ લખી આપી.

વળી નવલકથામાં જીવનરહસ્યનું કે જીવનના સૌન્દર્યનું કે સત્યનું આલેખન થવું જોઈએ. એવું આલેખન કે આખીયે કૃતિ કલાત્મક આકાર ધારણ કરે અને રસાનુભવ કરાવી જાય. આ દૃષ્ટિ પાઠકસાહેબ પાસેથી મળી.

કથાનું કામ જ રસાસ્વાદ કરાવવાનું છે. 'સરસ્વતીચંદ્ર'ના લેખક શ્રી. ગોવર્ધનરામ ત્રિપાઠીએ વાર્તાને 'સુકથાની મદિરા' કહી છે. એવી મદિરા કે જે પીવાથી દરેકને કેફ ચડે. ચિત્તસૃષ્ટિમાં જ રમમાણ થાય. ચોમેરની સૃષ્ટિ વિગલિત થઈ જાય અને કેવળ રસની સૃષ્ટિ ખીલી રહે. પણ મદિરાનો કેફ ઊતરી જતાં માણસ હતોત્સાહ અનુભવે છે. એ થાકેલો

સૈનિકોના લેખક

**શ્રી મિખાઈલ ઍલેક્સેયેવ**



પોતાની તમામ કૃતિઓ યુદ્ધ અને શાંતિના સમયના સૈનિકોના જીવન વિષે લખી હોવાથી છેંતાળીસ વર્ષના-શ્રી મિખાઈલ ઍલેક્સેયેવ 'સૈનિકોના લેખક' તરીકે સોવિયેત વાચકોમાં લોકપ્રિય બન્યા છે.

પંદર વર્ષની વયે માબાપ ગુમાવ્યા અને બાવીસમે વર્ષે શિક્ષક મટીને યુદ્ધમોરચે જોડાયા. ૧૯૪૩થી લશ્કરી અખબારમાં લખવાનું શરૂ કર્યું અને આઠ વર્ષની જહેમત બાદ 'સૈનિકો' નામની નવલકથા પ્રગટ થઈ જેની દસ વર્ષથી આવૃત્તિઓ પ્રગટ થતી રહી છે એ જ એની લોકપ્રિયતા ગણાય. ૧૯૫૭માં 'વારસો' નવલકથા લખાઈ તે સૈનિકોના શાંતિકાળના જીવનને વરેલી છે.

'ચેરી વ્હર્લપુલ' બિનલશ્કરી નવલકથા છે અને 'ઉછળતા ઝરા' સાહિત્યિક રેખાંકનો છે. ભારતીય લેખકો સાથે ગાઢ પરિચય કેળવવા અને સાહિત્યને લગતા કેટલાક પ્રશ્નો ચર્ચવા આ માર્ચમાં શ્રી મિખાઈલ ઍલેક્સેયેવ ભારત-સોવિયેત સાંસ્કૃતિક વિનિમયના કાર્યક્રમ હેઠળ ભારતમાં આવી ગયા.



માલૂમ પડે છે. જ્યારે સુકથાની મદિરા માણસને આત્માનું બળ અર્પે છે. તેને મંગલ માર્ગે જવાની પ્રેરણા આપે છે. જીવનસંગ્રામ ખેલવાની શક્તિ પ્રગટાવે છે. નવલકથાએ માનવીને સુપંથે જવાનો સંદેશ આપવાનો હોય છે. પણ તે બધું કલાત્મક રીતે, પેલી સુકથાની મદિરા પાઈને કરવાનું હોય છે. એમાં જ લેખકની કસોટી થાય છે. તમે કેવી રસાળ, પ્રવાહી શૈલીમાં કથા કહી જાઓ છો એમાંથી લેખકની ગુણવત્તાનું માપ મળી રહે છે.

લેખક થવા માટે પરિશીલન અને સારા સારા સાહિત્યના અધ્યયનની જરૂર છે. માણસમાં સર્જનની શક્તિ હોય, તેની માવજત થાય, જરૂરી માર્ગદર્શન મળે અને પોષણ મળે તો એ શક્તિ જરૂર ખીલી ઊઠે. અલબત્ત આ બધામાં ઈશ્વરદત્ત વિશિષ્ટ શક્તિની જરૂર છે જ. પણ એ શક્તિ સાથે આવી સાધના, આરાધના અને ઉપાસનાની પણ જરૂર છે. એ સાધના તે ઉત્તમ સાહિત્યનું વાચન અને મનન. એની ઉત્તમતાનો મર્મ પકડી એવું નિશાન સર કરવાનો સતત પુરુષાર્થ કરવો જોઈએ. લખવું જોઈએ. લખેલું વાંચવું જોઈએ અને ફરી ફરી સુધારવું જોઈએ, મઠારવું જોઈએ, એવી કૃતિમાં જ લેખકનું સત્ત્વ અને પ્રાણ પૂરાય છે.

અત્યારે ગુજરાતી સાહિત્યનો સારો વિકાસ થઈ રહ્યો છે. અગાઉ કરતાં ઘણી સંખ્યામાં માસિકો અને દૈનિકો પ્રસિદ્ધ થાય છે. પુસ્તકોની ખપત પણ વધી છે. આજે એવી પણ સ્થિતિ નિર્માણ થઈ છે કે આપણા ખ્યાતનામ નવલકથાકારો સર્વ શ્રી ધૂમકેતુ, ગુણવંતરાય આચાર્ય, ચુનીલાલ વર્ધમાન શાહ, પન્નાલાલ પટેલ વગેરે કેવળ લેખન પર જ જીવે છે. અત્યારે અખંડ આનંદ, જન કલ્યાણ જેવાં માસિકો ચાળીસ હજારથી વધુ સંખ્યામાં પ્રસિદ્ધ થાય છે. પ્રવાસીની અડધો લાખ નકલ નીકળે છે. અમદાવાદમાં દૈનિકો પીસતાળીસ હજારથી વધુ સંખ્યામાં પ્રસિદ્ધ થાય છે. શિક્ષણનું પ્રસારણ વધતાં સાહિત્યની માગ પણ

વધી છે. ગુજરાતમાં પાંચ યુનિવર્સિટીઓ ચાલી રહી છે. સરકાર તરફથી પણ પ્રતિવર્ષે સાહિત્યને પ્રોત્સાહિત કરવાનાં પારિતોષિકો અપાય છે. ભારતીય સાહિત્ય અકાદમી શ્રેષ્ઠ કૃતિને પાંચ હજારનું પારિતોષિક આપે છે. સાહિત્યની માગ વધતાં લખનારા પણ વધ્યા છે. ઘણું બધું વાર્તા સાહિત્ય અને બીજું સાહિત્ય પ્રસિદ્ધ થઈ રહ્યું છે. પણ સવાલ તો એ છે કે એની ગુણવત્તા અને સત્ત્વશીલતા વધી છે ખરી ? એનો જવાબ હામાં ભાગ્યે જ આપી શકાશે. એ માટે લેખકે સાહિત્યની સાધના કરવી જોઈએ અને કલાસ્વરૂપને તેમ નવા રહસ્યને પામવાનો પુરુષાર્થ કરવો જોઈએ.

સાહિત્યનો માપદંડ શો ? કયું સાહિત્ય લોકો આવકારશે ? આવો સવાલ લેખકોને થાય તે સ્વાભાવિક છે ? સાહિત્ય એ માનવીના મનનું સર્જન છે. માનવીય અનુભવો, સાહસો અને સત્યોને કલોચિત બાનીમાં રજૂ કરવી એ સાહિત્યકારનું કામ છે. લેખક માનવીના મનની, તેના અંતરની અને ઊર્મિઓની વાત કરે છે એ માનવતાનું મંગલ ગાન ગાય છે. એથી તો લોકો તેને ચાહે છે. જીવનનાં સનાતન મૂલ્યોની પ્રતિષ્ઠા કરવી, માનવીય શ્રેયને પ્રગટ કરવું, માંગલ્યનો માર્ગ ચીંધવો એ કાર્ય સર્જક એની રીતે કરે છે. સાહિત્કાર કલાકાર હોઈ એ સીધો બોધ આપવા નહિ બેસે. એ કલાની સૃષ્ટિનું સર્જન કરી, તેની કલા દ્વારા વ્યંજનાથી આ વાત કરે છે. સાહિત્ય અને વ્યંજનાની કલા છે. માનવીના જીવનનાં ઉચ્ચતમ મૂલ્યો પ્રત્યેની શ્રદ્ધા સ્થિર થાય તે માટેનું બળ અને પ્રેરણા આપવાનું કાર્ય લેખક તેના સર્જન દ્વારા કરતો હોય છે.

સાહિત્યને આત્માની અમૃતવાણી કહી છે. એવી વાણી કે જે વાંચનાં અંતરમાં અજવાળું થાય. આવી શક્તિ જેને વરી છે એવા લેખકે કેવળ સાહિત્યની સૃષ્ટિમાં જ લીન રહેવું જોઈએ. એણે બીજાં પ્રલોભનો કે બીજી પ્રવૃત્તિઓથી જાતને દૂર રાખવી જોઈએ અને પોતાની સર્વ શક્તિ સર્જનમાં કેન્દ્રિત કરવી જોઈએ.

ઉઝબેક કવિ

**શ્રી રામ્ઝ બાબાજાન**



'કવિતા' અને 'ભેટ' નામના પ્રથમ બે કવિતા–સંગ્રહો યુદ્ધ પહેલાં પ્રગટ થયા ત્યારથી ઉઝબેક કવિ શ્રી રામ્ઝ બાબાજાનની ખ્યાતિ પ્રસરી છે. ૧૯૨૧માં તાશકંદમાં જન્મેલ આ કવિની કવિતા અને રૂબાયતોના દસ સંગ્રહ આજ સુધી પ્રગટ થઈ ચૂક્યા છે તેમની રૂબાયતોમાં નવા જમાનાનો પડઘો પડે છે. અવકાશયાત્રીઓ અને શ્રમજીવીઓ માટે પણ તેઓ લખે છે. ખાસ કરીને 'સોનેરી મેઘ ધનુ'ય,' 'પ્રેમનાં રહસ્યો' અને 'ખીણમાં,' કાવ્યસંગ્રહો તથા 'નાઝમી અને તુર્સુન' અને 'ભરવાડનો દીકરો' નામની કવિતાઓ ખૂબ લોકપ્રિય બન્યાં છે.

શ્રી. રામ્ઝ બાબાજાન નાટ્ય લેખક તરીકે પણ જાણીતા છે. તેમણે ઈતર ભાષાઓમાંથી ઉઝબેકમાં અનુવાદો પણ કરેલ છે. ઉઝબેક પ્રજાસત્તાકના રાજ્ય સાહિત્ય પ્રકાશન ગૃહના વડા છે. આ સંસ્થા ભારતીય લેખકોનાં પુસ્તકોને ઉઝબેક ભાષામાં પ્રસિદ્ધ કરે છે. આ કવિ પણ માર્ચમાં ભારત–સોવિયેત સાંસ્કૃતિક વિનિમયના કાર્યક્રમમાં ભારત આવી ગયા.



કર્ણાટકજીએ જે કહ્યું છે એ યાદ કરવાનું મન થઈ આવે છે : 'આસન સે મત ડોલ રે...' સાહિત્યકારે તેના સાહિત્યના આસનથી ચલિત ન થવું જોઈએ.

અહીં પૂર્વ આફ્રિકામાં રહેતા લેખકો વાર્તાઓ, નવલકથાઓ, કાવ્યો અને બીજું સાહિત્ય સર્જે છે તેમની સામે આ નવો પ્રદેશ પડ્યો છે, તેઓ આ ભૂમિની વાત આપે. તમે આ ભૂમિની ધૂળ લઈ ગુજરાતમાં આવશો તો ગુજરાત એ આવકારશે. આ પ્રસંગે અહીંના લેખકોની, આફ્રિકન જીવન પરથી વાર્તાઓનો સંગ્રહ 'આફ્રિકાની શ્રેષ્ઠ વાર્તાઓ' વાંચી ગયો. તેમાંની કેટલીક વાર્તાઓ સારી છે. પણ તૃપ્તિ થતી નથી. પૂર્વ આફ્રિકાની તો કુંવારી ધરતી છે. આ ધરતીની, આ ધરતીનાં છોરુની વાર્તા લખો. આફ્રિકાની ભૂમિનો ધબકાર ધબકે, આ ભૂમિથી ચેતના પ્રગટી રહે એવી સબળ કલાત્મક કૃતિઓ આપો. નવી ભૂમિના, નવા અનુભવની વાત લોકોને ગમશે આ ભૂમિને વાચા આપો. પ્રભુ પધાર્યા, મળેલા જીવ અને જનમટીપ જેવી ધરતીની સુગંધ લઈને આવતી વાર્તાઓ લખવી જોઈએ એવી નવલકથાઓ કે જેમાં આ લોકનું હૈયું બોલતું થયું હોય !

અહીંના લેખકો પાસે વિષયની વિપુલતા છે. અહીંનું પ્રકૃતિસૌન્દર્ય એવું રમણીય છે કે લખવા પ્રેરે ! આ પ્રજાની કાળી ચામડી નીચે ગોપાયેલા હૈયાના સૌન્દર્યને પ્રગટ કરો. તેમના જીવનને, તેમની આશા અભિલાષાને શબ્દદેહ આપો. કાળાં માનવીઓના હૈયા-ધબકાર લઈ આવો. સાહિત્યકાર પ્રજાનો પ્રતિનિધિ છે. એ પ્રજાના અંતરને તેની રચનાઓ દ્વારા પ્રગટ કરે છે.

પૂર્વ આફ્રિકા વિશિષ્ટ ભૂમિ છે. અહીની ભાષા સ્વાહિલી છે. એ આ ભૂમિની ભાષા છે એટલે જરૂર શીખો, ભણો પણ તમારી ગુજરાતીઓની ભાષા તો ગુજરાતી છે. એ ભાષાની ગળથુથી ખાઈને આપણે સૌ મોટા થયા છીએ અહીંના લેખકો ગુજરાતીને જીવતી રાખે. એ આપણી માતૃભાષા છે. જે પ્રજા તેની ભાષા ગુમાવે છે એ તેનું ખમીર ગુમાવે છે, એના સંસ્કાર ગુમાવે છે અને તેનું અસ્તિત્વ ભૂસાઈ જાય છે. એ પ્રજાનો ધ્વંસ થાય છે. આ તો ગુજરાત છે. અહીં લેખકો છે, પુસ્તકાલયો છે, ગુજરાતી શાળાઓ છે. એટલે આપણી સંસ્કારની ભાષા સજીવ રહેવી જોઈએ.

આ કાર્ય અહીંની સાહિત્ય સંસ્થાઓ કરી શકે. પૂર્વ આફ્રિકાની બધી સંસ્થાઓનું સંયોજન કરવું જોઈએ. એવી સંસ્થા કે જેમાં યુગાન્ડા, ટાંગાનિકા અને કેન્યાની સંસ્થાઓના પ્રતિનિધિઓ પણ સાથે હોય. એ સંસ્થા સાહિત્યની પ્રવૃત્તિ કરી શકે. જરૂર પડયે ભારતથી લેખકોને પણ બોલાવી શકે. સ્થાનિક લેખકોને ઉત્તેજન મળે એવી યોજના વિચારી શકે. અહીં રજૂ થયેલા ઠરાવોનો અમલ થાય તોયે આવું કામ થઈ શકે. એ માટે અહીં હાજર રહેલાં લેખક ભાઈ-બહેનોએ સંનિષ્ઠ પ્રયત્નો કરવા જોઈએ.

અહીંનું એક ભયસ્થાન છે એ પ્રત્યે લક્ષ ખેંચવું જરૂરી સમજું છું. અહીં શિક્ષણનું માધ્યમ અંગ્રેજી છે. એથી ગુજરાતી ભાષા ભૂલાતી જાય છે. અહીંની છોકરીઓને માતૃભાષા ગુજરાતીમાં પ્રેમપત્ર પણ લખતાં નથી આવડતો, આપણે માતૃભાષામાં આપણા વિચારો પ્રગટ ન કરી શકીએ એ કમનસીબી ગણાવી જોઈએ. આ સ્થિતિ ચાલુ રહે તો ભાષા ભુલાઈ જશે. અહીંની બહેનોએ ગુજરાતનો ગરબો જીવતો રાખ્યો છે. એ રીતે અહીંના લોકોએ માતૃભાષા ગુજરાતીને પણ જીવતી રાખવી જોઈએ. એ માટે ગુજરાતી સાહિત્ય પરિષદે શરૂ કરેલી પરીક્ષાનાં કેન્દ્રો અહીં શરૂ કરવાં જોઈએ પરિષદ દ્વારા આસ્વાદ, સંસ્કાર અને દીક્ષા પરીક્ષાઓ લેવાય છે. ક્રમાનુસાર જો પરીક્ષા આપે તો ગ્રેજ્યુએટ જેવું જ્ઞાન પ્રાપ્ત થઈ શકે. યુગાન્ડામાં એવાં કેન્દ્રો શરૂ થવાં જોઈએ. એ માટે ગુજરાતી સાહિત્ય પરિષદનો સંપૂર્ણ સહકાર મળી રહેશે. જિંજાનું સાહિત્ય મંડળ પણ આ કામ કરી શકે.





પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# દિવાળી-ઘોડાનું કુટુંબ

ગુજરાતના જાણીતા પક્ષી-વિશારદ લેખક એક એવા સામાન્ય પંખીકુટુંબનો પરિચય આ લેખમાં કરાવે છે કે એ પંખીઓ આપણે સૌને રોજ નજરે ચડે છતાં એ જોતાં જ ન હોઈએ! પંખીઓ પ્રત્યે નજર કરવાનો રસ આ લેખ જગાડે છે...

### ભૂરા માથાનો પીલકીયો

આધા દિવાળીઘોડાનું કદ આપણા આંગણાં અને રસ્તા ઉપર ફરતા દિવાળીઘોડા જેવું જ હોય છે એટલે તેના કુટુંબમાં લગભગ સરખું કદ આવે છે.

આ પીલકીયો તેના ભૂરા રાખોડી કપાળ અને ઓડ સુધી આવતા રંગથી ઓળખાય છે અને તેનાં નેણ ધોળાં હોય છે. કાન અને ગાલ ધોળા જેવા રંગે હોય પણ આ રંગ ઘણી વખત આછી લકીર રૂપે પણ દેખાય છે. કેટલાંક પીલકીયામાં તાલકું લીલાશ પડતા રાખોડી રંગનું પણ આવે છે. પીઠ ઉપર લીલાશ પડતા કથ્થાઈ રંગનાં પીછાંની કોર પીળી હોય છે કડ લીલાશ પડતી અને પેટાળનો ભાગ પીળા રંગનો આવે છે પણ પૂંછડીનો રંગ કાળો પણ તેમાં બારીક પીળાશ પડતી કોર જોવામાં આવે છે અને પહેલાં અને છેલ્લાં પીંછાં ધોળાં રહે છે અને પાંખ કથ્થાઈ રહે છે. ચાંચનો રંગ કાળો અને પગનો રંગ ઘેરો કથ્થાઈ હોય છે. માદા નર જેટલી ચળકતા રંગની આવતી નથી; જ્યારે નાની ઉમ્મરનાં પીલકીયાનો રંગ કથ્થાઈ રાખોડી અને પેટાળ ઝાંખા રંગનું આવે છે.

આ ભૂરા માથાનો પીલકીયો આપણે ત્યાં શિયાળામાં આવી પહોંચે છે. જે સમયે તેનું તાલકું રાખોડી અને નેણ પણ એ જ રંગના દેખાય છે. આ પીલકીયા ઠેઠ પશ્ચિમ સાઈબીરિયામાં અને દક્ષિણમાં કાશ્મીરમાં પ્રજનન કરે છે. શિયાળાનો પ્રવાસ આખા ભારતના ઘણા ખરા ભાગનો કરે છે. સૌરાષ્ટ્રમાં આ પંખી લગભગ સામાન્ય છે. અને માર્ચ એપ્રિલમાં પાછા ચાલ્યા જાય છે.

દિવાળીઘોડા પાણીકાંઠાની જીવાત અને રજકાની વાડીમાં ફરતી જીવાતનો આહાર કરે છે. આ જીવાત લગભગ મચ્છર જેવડી જ હોય છે. ભાગ્યે જ મોટી જીવાત પકડવા તે લલચાય છે.

ભૂરા માથાના પીલકીયાને અંગ્રેજીમાં The Blue-headed yellow wagtail કહેવાય છે અને તેને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Motacilla flava be..ma (Sykes) કહેવું જોઈએ.

### કાળા માથાનો પીલકીયો

આ પીલકીયાનો બીજા દિવાળીઘોડા અને પીલકીયાના રંગથી એટલો ફેર હોય છે કે તેનું ઉપલું આખું માથું અને ગરદનનો રંગ કોલસા જેવો કાળો અને પેટાળનો રંગ ઘેરો સોનેરી પીળો રહે છે. નેણ આવતાં નથી પીઠ ઉપર ઘેરો ચટાણી લીલો રંગ આવે છે. અને પગ તથા ચાંચનો રંગ કાળાશ પડતો કથ્થાઈ રહે છે. કેટલાંક પીલકીયામાં માથા ઉપર આછો કાળો રંગ પણ આવે છે. કાળા માથાના પીલકીયાનો વસવાટ પાણીકાંઠે અને ગીલા કે જ્યાં પાન છૈયા ઊગેલા હોય છે એટલે જ્યાં પાણીકાંઠે આવી જગ્યા હોય ત્યાં તે જણાય છે.

---

આપે સૌએ આ માટે લેખકોને ગુજરાતમાંથી અહીં બોલાવી ગુજરાતી સાહિત્યનું બહુમાન કર્યું છે. એ માટે અમે આભારી છીએ. માટે જ ફરી ફરી યાદ આપવાનું મન થાય છે કે જો...જો ગુજરાતી ભુલાઈ ન જાય. એ આપણા સંસ્કારની, ધર્મની, વિચારની ભાષા છે. એ આપણી ભાષા છે. એ આપણી માતૃભાષા છે, એનો વિકાસ થાય એવી પ્રવૃત્તિ અહીંની સાહિત્ય સંસ્થાઓ કરશે એવી આશા રાખું છું.



વર્ષોના રહેવા સાથે તેઓ આપણી તરફ આવી પહોંચે છે અને હુતાશણી સુધી રહી ચાલ્યા જાય છે. સામાન્ય રીતે એકાકી રહેતા હોવાથી નરમાદા એક સાથે ભાગ્યે જ જોવામાં આવે છે પણ તે એટલા બધા સરખા રંગે રહે છે કે જુદા તારવી શકાતાં નથી. જો કે વસંતના વળતા પ્રવાસમાં તેની ટુકડીઓ એકત્રિત થાય છે. આ પીલકીયો બહુ શરમાળ ગણાતો નથી.

તેઓ પ્રજનન માટે દક્ષિણ યુરોપ, તુર્કસ્તાન અને રશિયા બાજુ ચાલ્યા જાય છે. આપણે ત્યાં જરૂર આવવાવાળા અને સામાન્ય ગણાય છે. તેનો આહાર તો પાણી ઉપર ઊડતી ઝીણી જીવાત અને લીલોતરી ઉપર ફરતી જીવાતનો છે અને આથી પાણીકાંઠે ઊગેલી લીલોતરીમાં તે અવશ્ય ફરતો જણાય છે.

કાળા મથાના દિવાળીઘોડાને અંગ્રેજીમાં The black-headed wagtail કહેવાય છે અને તેનું વૈજ્ઞાનિક નામ છે Motacilla feldegg flava (Michahelles).

### રાખોડી માથાનો પીલકીયો

આ પીલકીયાના માથા અને બોડ ઉપર રાખોડી રંગ આવે છે જેમાં ક્યારેક લીલાશ દેખાય છે. પણ તેનાં બીજાં પીંછાંનો રંગ ભુરાશ પડતા રાખોડી રંગનો હોય છે. નેણ જણાતાં નથી અને પેટાળ આછું લીલાશ પડતું અને ગળાથી પેટ સુધી ચળકતો પીળો રંગ આવે છે. દાઢી કોઈ વખત સફેદ થઈ જાય છે પણ ગળું તો હમેશાં પીળા રંગનું જ રહે છે. આંખો કથ્થાઈ, ઉપલી ચાંચ કાળી અને નીચલી ચાંચ કથ્થાઈ પીળી હોય છે. પગનો રંગ ઘેરો કથ્થાઈ રહે છે. ઉપર બતાવ્યો એવો રંગ તો ઉનાળામાં આપણે ત્યાંથી જતી વખતે માર્ચ માસથી જોવામાં આવે છે પણ તેના શિયાળુ-વાઘામાં તે તદ્દન જુદો જ દેખાય છે. જેમાં તેનું માથું, કાન, ગરદન બધું ઘેરા રાખોડી રંગમાં થોડો લીલો કથ્થાઈ રંગ ભળેલો હોય છે. પીઠનો રંગ ઘેરો પાળો લીલો કે કાળો રાખોડી અને પાંખના પીઠ પાસેનાં પીંછાંની કોર રતાશ પડતી કથ્થાઈ હોય છે. પેટાળ દાઢીથી પેટ સુધી પીળું પણ તેમાં કાળા ટપકાં કયારે કોઈ પંખી ઉપર જણાઈ આવે છે. આ પીલકીયાનાં કાન ભૂરા, માથાના પીલકીયા કરતાં વધારે ઘેરા રંગના રહે છે અને તેને નેણ હોતાં નથી ઊડતીનાં બચ્ચાં (નાની ઉમ્મરનાં પંખી)નો રંગ રાખોડી કથ્થાઈ અને ઝાંખો ધોળો હોય છે.

આ પીલકીયા આપણે ત્યાં સામાન્ય ગણાય એટલી સંખ્યામાં આવે છે, અલબત્ત શિયાળામાં. પીલકીયો ખુલ્લા ખેતરમાં સારી સંખ્યામાં જીવાત પકડતાં જોવામાં આવે છે. અને તેનામાં ખાસ વિશિષ્ટતા એ છે કે તે ઢોર પાછળ ઊડતી જીવાત પકડવા માટે તેની પાછળ ચાલે છે.

દિવાળીઘોડાના કુટુંબમાં એક બીજી ખાસિયત એ પણ જોવામાં આવી છે કે લગભગ તમામ જાત રાતના બશીરા માટે ઊભી મોલાત કે પાનના ગીચામાં સાંજના વખતે એકઠી થાય છે. નરમાદા છતાં પરખાતાં નથી એક સાથે તેના કુટુંબમાં ફરતા જણાય તો તરત તેને તારવી શકાતો નથી. આ કુટુંબનો સ્વભાવ જ તરવરાટીઓ છે એટલે ભાગ્યે જ નીરાંતે બેઠેલો જોવામાં આવે છે અને રજકો અને એવી બીજી લીલી મોલાત તેની આહાર પકડવા માટેની પસંદ જગ્યાઓ છે. અને વસંતના વળતા પ્રવાસ સમયે તે જરા વધુ તરવરાટીઓ બની જાય છે.

વસંતમાં પ્રજનન માટે સ્કેન્ડીનેવીઆ, રશિયા, પશ્ચિમ સાઈબીરિયા અને તીબેટ તથા કાશ્મીરમાં પહોંચી જાય છે. ગુજરાત રાજ્યમાં તે સામાન્ય પ્રવાસી પંખી છે.

રાખોડી માથાના પીલકીયાને અંગ્રેજીમાં The greyheaded yellow wagtail કહેવાય છે અને તેને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Motacilla flava thunbergi (Billberg). કહેવું જોઈએ.

### પીળા માથાનો પીલકીયો

આ પીલકીયો ઉનાળુ વાઘા સજે છે ત્યારે તેનું





આખું કપાળ અને માથું વરતાય એવાં પીળા રંગનાં હોય છે. અને પેટાળ પણ એવા રંગનું રહે છે. પીઠ લીલાશ પડતી રાખોડી અથવા તો રાખોડી હોય છે. આ પંખીમાં માદા જુદા રંગની રહે છે તેનો રંગ સાદો હોય છે જેમાં પેટાળ આછું ધોળું પણ અંદર પીળી લીટીઓ આવે છે જ્યારે પીઠ તાલકા સાથે એક સરખા રાખોડી રંગની હોય છે.

શિયાળુ સાદા વાઘામાં તે માથા ઉપર ઘેરા રાખોડી ટપકાંવાળો હોય છે પણ કપાળ પીળા રંગનું રહે છે. પીઠ ઉપર ઘેરા રાખોડી પણ પીંછાંની કોરે ધોળી વરતાય છે. પેટાળ ઉપર આછો પીળો રંગ હોય છે. આંખોનો રંગ કથ્થાઈ અને પગનો રંગ કાળો હોય છે તથા પૂંછડી કાળા રંગની પણ બાજુના પીંછાં ધોળા રંગનાં હોય છે. એ ઉપરાંત તેને પીળા રંગના નેણ હોવાથી તેને તરત જ જુદો પાડી શકાય છે. અને ઊડે છે ત્યારે 'ટસીટ ટસીટ' જેવો અવાજ કરે છે. નાની ઉમ્મરનાં અથવા ઊડતીનાં બચ્ચાંનો રંગ રાખોડી કથ્થાઈ તથા ઝાંખો પીળો હોય છે પણ તેમાં નેણ ચોખ્ખાં વરતાય છે.

પીળા માથાના પીલકીયાનું રહેઠાણ પાણી કિનારે છે જ્યાં તે પાણીમાંથી જીવાત પકડતાં જોવામાં આવે છે પણ રજકાની વાડીઓ તેને ખાસ આકર્ષે છે જ્યાં તેની થોડી સંખ્યા એક સામટી દેખાય છે. વસંતના વળતા પ્રવાસ પહેલાં તેના નરો લગ્નના વાઘા સજવા શરૂ કરી દે છે.

આ પંખી પોતાના પ્રજનન માટે પૂર્વ રશિયાથી મોન્ગોલીયા અને દક્ષિણમાં તુર્કસ્તાન સુધી પહોંચી જાય છે. અને તેમાંથી પરવારી તે ગુજરાત રાજ્યમાં શિયાળામાં આવી જાય છે. અને સારી સંખ્યામાં આવે છે

પીળા માથાના પીલકીયાને અંગ્રેજીમાં The yellow headed wagtail કહેવાય છે અને Motacilla citreola citreola (Pallas) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

## વન પીલકીયો

આ પીલકીયો કંઈક પૂંછડીથી બીજા પીલકીયા કરતાં લાંબો જણાય છે. અને તેના શિયાળુ શણગારમાં ઉપલી પીઠનો રંગ ભુરાશ પડતો રાખોડી, જ્યારે કડ ઉપર તેનો રંગ લીલાશ પડતો પીળો હોય છે. પૂંછડી કાળા રંગની પણ તેની કોર પીળા રંગની રહે છે અને બાજુનાં પીંછાં ધોળા રંગનાં આવે છે. પેટાળ ઉપર પીળો રંગ આવે છે. આ રંગ તેની પૂંછડીના મૂળના નીચેના ભાગમાં ઘેરો જણાય છે અને છાતી ઉપર તે ઝાંખો જણાય છે. આંખ અને ચાંચ કાળા રંગનાં રહે છે પણ પગનો રંગ ઘેરો રાખોડી કથ્થાઈ હોય છે. પાંખો ઘેરી કથ્થાઈ રંગની પણ તેમાં ઝાંખો લીટો આવે છે. જ્યારે માદાનો રંગ ઘણો ફીકો રહે છે.

જ્યારે આ પંખી વસંતના વળતા પ્રવાસના લગ્નના વાઘા સજે છે ત્યારે તેની પીઠ રાખોડીથી લીલાશ પડતી કથ્થાઈ બની જાય છે જેમાં માથા ઉપર ઘેરો રંગ માલુમ પડે છે. ઓડ રાખોડી રંગની અને નેણ ધોળા રંગનાં તે ઉપરાંત આંખ નીચે ધોળા થોભીયાં પણ વરતાય છે. ગાલ ઉપર રાખોડી રંગ રહે છે. દાઢી અને ગળું કાળા રંગનું થઈ જાય છે.

તેનો વસવાટ વનની વહેતી નદી કે પાણીકાંઠો છે. પણ તે પાછો ખેતરમાં નથી આવતો એવું નથી એમ દરીઆ કાંઠે પણ તે ફરતાં જોવામાં આવે છે. પ્રજનન માટે તે રશિયા અને પૂર્વ એશિયાથી હિમાલયની પર્વતમાળનો પ્રવાસ ખેડે છે. તે કામગીરીથી પરવારી શિયાળામાં ગુજરાત રાજ્યમાં તમામ જગ્યાએ તે પથરાઈ જાય છે. અને જરૂર દેખાય છે.

સામાન્ય રીતે દરેક દિવાળીઘોડા અને પીલકીયાને પાણીકાંઠેથી પોતાનો જીવાતનો આહાર શોધવાની મજા આવે એમ આ પીલકીયો પણ તેજ સ્વભાવનો છે પણ તે સમૂહમાં ખુલ્લા ખેતરમાં ભાગ્યે જ ભેળા થાય છે અને થયા હોય તો પેટ ભરવામાં મશગૂલ



જણાતા દેખાયા છે પણ તેની સાથે ખબરદારી ચૂકી જતા નથી.

વન પીલકીયાને અંગ્રેજીમાં The eastern grey wagtail કહે છે અને Motacilla cinerea (Tunstall) એ એનું વૈજ્ઞાનિક નામ છે

### ખંજન

આ કુટુંબના પંખીને 'ધોબણ' પણ નામ આપવામાં આવ્યું છે કારણ કે તે પોતાની પૂંછડી ધોબીના ધોકા માફક ઊંચે નીચે કરે છે. એમાં આવતા આ પંખીને આપણે ખંજન નામથી ઓળખીએ છીએ. આ પંખી આપણે ત્યાં આખું વરસ મોટાં તળાવ નદીઓ અને પાણીવાળી જગ્યામાં વસવાવાળું એટલે સમજી શકાય છે કે તે પ્રવાસી નથી છતાં સ્થાનિક પ્રવાસ જરૂર ખેડી નાખે છે. તેનું કદ પ્રમાણમાં મોટું છે અને બારે માસ એક સરખો રહેતો તેનો કાળો અને ધોળો રંગ છે. પીઠ ઉપર કાળો રંગ અને નેણ ઓડ સુધી લંબાતાં ધોળા રંગનાં હોય છે છાતી કાળી અને પેટાળ ધોળા રંગનું રહે છે. પાંખ પણ ધોળા કાળા રંગની હોય છે. આ પંખીનો વસવાટ પાણીકાંઠે છે. તળાવો, નદીઓ અને વહેતાં પાણી ઉપર તે દેખાય છે અને ત્યાં આગળ મોટા પાણીકાંઠાના પાણા અને જાળા ઉપર તેની બેઠક રહે છે જ્યાં તે એકાકી કે જોડામાં ફરે છે. લીલોતરી હોય તો પાણી છોડી ત્યાં ચારો શોધવા આવી પહોંચે છે. ખંજનની ખસિયત મોટા ટોળામાં વસવાની નથા પણ જ્યાં હોય ત્યાં પોતાનું બીજાં પંખીની નકલવાળું સંગીત છેડતો સાંભળવામાં આવે છે. ખંજન આપણાં સંગીતકાર પંખીઓમાંનું એક ગણાય છે. વસંત ઉપર આ પંખીના નર પોતાના મનપસંદ પાણા ઉપર કે જાળા ઉપર બેસી તળાવ કે નદીને પોતાના સંગીતથી ભરી દે છે. નરમાદાને જુદાં તારવવાં ઘણાં મુશ્કેલ છે પણ નર તેનાં સંગીતથી તરત ઓળખાઈ જાય છે.

ગુજરાત રાજ્યમાં લગભગ તમામ જગ્યાએ દેખાય છે. કેટલેક ઠેકાણે તે બારમાસી પંખી છે તો કેટલેક ઠેકાણે સ્થાનિક પ્રવાસ પણ ખેડી નાખે છે.

તેનું પ્રજનન માર્ચથી જૂન માસમાં થાય છે જે સમયે તે પોતાનો માળો કાંઠાના ધાંતમાં અને પાણીથી બહુ ઊંચે નહીં એવી ઊંડી જગ્યાએ બાંધે છે. તેઓ પોતાના માળામાં ઘાસ, મૂળિયાં, પાતળી સળીઓ વાપરી અંદર ઊન, વાળ વગેરે સુંવાળી ચીજો વાપરે છે. તેનો માળો વાટકા જેવો હોય છે જેમાં ત્રણથી ચાર ઈંડાં મૂકે છે જેનો રંગ મેલો ધોળો અને તેમાં પીળાશ પડતા ડાઘા હોય છે. ગુજરાત રાજ્યની મોટી નદીઓ ઉપર તેના માળા અવશ્ય જોવામાં આવે છે. પણ પહેલાં તે છે કે નહીં તે નક્કી કરવાનું રહે છે. માળો હોય ત્યારે ખંજન બહુ જ હિંમતપૂર્વક તેનાં બચ્ચાંને ચારો આપવા આવે છે એથી તે કયે ઠેકાણે છે તે વરતાઈ આવે છે. પોતાનાં બચ્ચાંને પાણીની જીવાત અને ઘાસમાં થતી જીવાત ખવડાવી મોટાં કરે છે અને તે જ તેનો ખોરાક છે.

ખંજનને અંગ્રેજીમાં The pied wagtail કહે છે અને તેને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Motacilla Maderaspatensis (Gmelin) કહેવું જોઈએ.

આ પંખી મદ્રાસમાં ઘણાં જોવામાં આવે છે એથી તેની પાછળ મદ્રાસ પટેનસીસ કહેલું હોવું જોઈએ.

### દિવાળીઘોડો

દિવાળી ઉપર આ પંખી આવેલાં જોવામાં આવતાં હોવાથી તેનું નામ દિવાળીઘોડો પડ્યું હોય તો કહેવાય નહીં. દિવાળીઘોડાની પીઠ રાખોડી અને કપાળ ધોળા રંગનું હોય અને આખો ચહેરો પણ ધોળા રંગનો જ્યારે તાલકું અને ઓષ્ઠ તથા દાઢી કાળા રંગનાં હોય છે. વસંતના વાઘા સજે છે ત્યારે તેની ઓડ અને તાલકું કાળા રંગના બની જાય છે. જ્યારે માદાનું તાલકું તથા ઓડ સાવ કાળાં થતાં નથી. પૂંછડીનાં વચ્ચેનાં પીંછાં કાળાં અને પડખેનાં ધોળાં





રંગનાં હોય છે અને પેટાળ પણ ધોળું જ રહે છે. આ પંખી ઓકટોબર માસમાં આવીને માર્ચ માસમાં પાછાં ચાલ્યાં જાય છે. તેની ઊડાન ઊંચાનીચી થતી હોય છે. પોતાની પૂંછડી ધોવાના ધોકા માફક ઊંચા નીચી કર્યા જ કરે છે આ તેની ખાસિયત છે.

દિવાળીઘોડા આજથી લગભગ ચાળીશ પીસ્તાળીશ વરસ પહેલાં તો એટલી બધી સંખ્યામાં આવતા કે ગામમાં પણ તેઓ બહુ સામાન્ય રીતે જોવામાં આવતા હતા પણ હવે તેની સંખ્યા એટલી આવતી નથી. ઝીણી જીવાત પકડવા માટે દોડા દોડી કરતા હોય છે. જ્યારે ઊડે છે ત્યારે પોતાનો અવાજ કરતા જાય છે. તેનું સંગીત બહુ સહેજે સંભળાય એટલું જોરદાર નથી હોતું પણ ઝીણું સાંભળાય છે. પહેલાં સામાન્ય રીતે નવરાત્રીમાં તેઓ આવી પહોંચના હતા. તેની ખાસિયત બશીરા વખતે સાંજના સમૂહમાં કોઈ પાણીમાં ઊગેલી પાનમાં કે ખેતરમાં ભેળા થાય છે અને સવારના પોતાના ચરવાના સ્થળે પહોંચી જાય છે. દિવાળીઘોડાને અંગ્રેજીમાં The White Wagtail કહેવાય છે અને Motacilla Al a Dokhunes s (Sykes) એ એનું વૈજ્ઞાનિક નામ છે.



'સરોદ'

## સિંહને

અગ્નિ કેરા કુંડની જાણે શિખા
વેદી ભરીને ભભકતી,
હોય બેઠો તું—સમી.

તપ્ત આકાશે ચડેલી વાદળી
સાવ રાતીચોળ ધીરેથી જતી
વ્યોમપંથે, એમ પીળા તૃણવને
ધીર શી તારી ગતિ.

થોભતો પળ એક જાણે
તપ્ત સ્વર્ણિમ મૂર્તિ કંડારેલ તું.
હોક તારી, આગશું ફુત્કારતી !
તું ભલે હો, બેસતો, ફરતો, સૂતો,
તાપ તારો ચોતરફ વ્યાપી જતો;
કોઈ નવ તારી સમીપ ઢૂકી શકે,
કોઈની નવ તું પરે દૃષ્ટિ ટકે.
દિલ ચહે, તારા સમો હો દેશ આ,
તાપ દુઃસહથી અરિ હો કલેશમાં.



ડાહ્યાભાઈ પટેલ

## પ્રેમ—રસ

તને કે' શું અર્પું તુજ પ્રણયના આ સ્મરણમાં
ધરાવું શા દેવી, અમૂલ ઉપહારો ચરણમાં ?
તને સોગાદોમાં હરિત ધરતીના પટ દઉં
દઉં રંગી સંગેમરમરતણું હર્મ્ય નવલું.

મઢેલાં રત્નોથી ઝળહળિત સૌંદર્ય ઝરતાં
પહેરાવું હારો અણમુલ સુવર્ણે ચમકતા
રળેલાં વર્ષોથી ધન વિભવ કીર્તિ સકળ આ
સહર્ષે હું અર્પું ગભરુ ઉર તારું રિઝવવા.

'મને વાંછા ના કૈં પ્રિયતમ સખા, કીર્તિધનની,
હીરા મોતીની ના ગગનચૂમતા વા ભવનની,
ગમ્યો તારો પ્યારો રસિક લઘુ ઉદ્યાન ઉરનો.
મને પે'રાવી દે સુરભિ ઝરતો હાર ફૂલનો.

સદા પ્રસ્પંદે તું મુજ જીવન કાવ્યોર્મિ ગીતથી
ભરી દે તું પ્યારા, અમર કરી દે પ્રેમ-રસથી.'



'વિશ્વમિત્ર'

# ઢોલકડીનું હૈયું રળિયામણું

ગ્રામ્ય ધરતીના સાચા અને સારા ધબકારા અનુભવનાર આ લેખકથી હવે ગુજરાત અજાણ્યું નથી. એવી જ ખુમારીભરી આ ગ્રામ્યવાર્તાની રજૂઆત વાચકોને અંત સુધી જકડી રાખશે કે...

ધનકી એટલી ખરાબ હતી।

કાળીની છોકરી, યૌવનમસ્ત, અને દેખાવે તો એટલી સુંદર ને આકર્ષક, કે જોનાર ભલભલા લુબ્ધ થઈ જાય! યુવાની ફાટ ફાટ હતી. નમણી આંખો છતાં મારકણી,—આટલા ચોખડામાં તેનો જોટો કદાચ નયે મળે. અને દુષ્ટ સ્વભાવની પણ એટલી જ. દયા-હીન રીતે ઘણા જુવાનોને રમાડે, ખેંચે, લુબ્ધ કરે ને પછી થોડા દિવસમાં હાથનાગી દઈ હડસેલી દે!

આવો તેનો દુષ્ટ સ્વભાવ સૌ જાણી ગયા હતા.—કોઈ જુવાનને એ ભણી ખેંચાતો જોઈ સલાહ પણ મળતી: 'ભાઈ, લક્કડના લાડુ છે! જોજે, એકે દાંત સાજો નઈ રે'.'

પણ આવી સલાહ આપનાર પોતે જ, પોતાના દાંત પડી ગયા છે તે જાણવા છતાંય, ખેંચાતો ને પોતાના દાંત ખાટા કરી પાછો આવતો.

ધનકી કુંવારી હતી; એટલે જ જાણવા છતાં જુવાનો અથડાઈ પડતા. આવતા જુવાનને ધનકી કોઈ દિવસ રોકતી નહિ. તેને તો આમાં મજા જ આવતી. જુવાનને મીઠી મીઠી વાતોથી લાગવા દેતી કે 'ઓહ, પોતાનો બેડો પાર છે. પોતે કોઈના કહેવાથી નાહકનો જ ડરતો હતો. આ તો,–'

જુવાનનું ખિસ્સું ખાલી થતું. ખળા ખેતરમાંથી ઘરમાંથી ચોરી કરીને પણ અનાજ વેચતો ને ધનકી-ના શોખ પૂરા કરતો. મેળામાં જાય ત્યારે ધનકીને ખાસી દસની નોટ વાપરવા જોઈએ. તે પેલો જુવાન જ લાવ્યો હોય. એની સાથે ચગડોળે બેસે, બંગડીઓ દોરા અને કંડીઓ ખરીદે. જુવાન હોંશે હોંશે બધું પૂરું કરે. મેળામાં આમ બંનેને સાથે ફરતાં જોઈ બીજા જુવાનિયા, જાણવા છતાં, કે ભાઈનો એક દન ખોટો છે, તોય ઈર્ષાથી બળીઝળી જાડે.

પણ ધનકી એ ધનકી જ હતી. એક દિવસ કહી દે પેલા જુવાનને: 'એઈ લબાડ, તું તો લબાડ છે; તારી હારે મને ન ગોઠે! તારું મોઢું તો જો! ધનકીને પરણવાવાળો ન જોયો હોય તો! ઘર ભેળો થા ઘર ભેળો!'

પેલા જુવાનની જે દશા થાય, તે જોઈ ધનકી હસી પડે. કદાચ, જુવાનની એવી કફોડી દશા જોઈ તેને ઓર આનંદ થતો હશે.

અને પછી બીજા જુવાનને પકડી પાડે. પાછા એ મેળા, સૂના ખેતરમાં એ જ પ્રેમાલાપ, બીજા જુવાનોને એવી જ ઈર્ષા–

અને એની પાછી એ જ ક્રૂર વાણી:

'તારે ઘરે મા દીકરી છે કે નઈ, અલ્યા? મને ધનકીને તું પયણીશ?'

'તો,–' કોઈ જુવાન સામો શીંગડાં પણ ભરાવે: 'અટાણ સુધી મને લૂંટયો શું કામ? મારા પૈસે મેળા શું કામ મા'લી! આ નવાં નકોર ઘાઘરો ને કાપડું, પે'રી શું કામ લીધાં! ખોટી આશા શું કામ આલી?'

'ઓ અક્કલના ઓથમીર!' પેલી બોલી પડે: 'પણ એટલોય વચાર્ય તને ના આયો કે તારા જેવા ઉંદ-રડાના ઘરમાં ધનકી ના આવે!'

ધનકીનાં માબાપ નહિ. તેની રાંડીરાંડ માસીને ઘરે રહે. માસી બિચારીને જરાય ગોઠે નહિ. માસીએ એક દિવસ બળતા હૃદયે કીધું: 'બળ્યા મોંની વંતરી, આખા ચોખડામાં તેં તો મને છતી કરી! રાંડ, અમારું કર્યું તો તને ગોઠતું નથી, તો તારા હાથે જ્યાં ગોઠે ત્યાં ઠેકાણે પડ! પણ આમ આખી નાતમાં મને વગોવતી કાં ફરે!'

એક દિવસ તેની બહેનપણી જીવલીએ જરા ઊધડી



લીધી: 'તે અલી, તેં ધાર્યું છે શું? જેની તેની સાથે રમત માંડે છે ને પછે પેલાને હાથઘસતો કાઢે છે,–તો શું આખો જનમારો વાંઢી રે'વાની?'

ધનકીએ બેધડક કહ્યું:

'હા, આખો જનમારો!

હું પયણીને તો જીવી જ ન શકું! એવી બેડી મારાથી ન ખમાય! જાણે છે તું, પરણ્યા કેડે આવા ઉધમાત કુંણ સાંખે? ને મને તો આવું જ બધું ગમે,–છૂટ્ટું ફરવું, ને મોજ મારવી!'

'તે તું પયણવાની જ નઈ?

'કોઈ દા'ડો નઈ તે!'

'આ તારું રૂપ, આ તારી ફાટ ફાટ થતી જોવનાઈ, બધું એળે કાઢીશ?'

'એળે?' ધનકી હસી પડી: 'ભોગવું જ છું ને? આનાથી પછે વધારે ભોગગવવાનું કેવું?'

આવી નફફટ છોકરીને જીવલી વધારે શું કહે?

પણ,—

આ ગામમાં જ બહારથી હમણાં બીજું કોઈ 'ઘર' રહેવા આવ્યું હતું. ગામમાં જમીન લીધી હતી ને થોડા દિવસ પહેલાં જ આવીને ખેતી કરતું હતું. એ ઘરમાં એક જુવાન હતો,–તેનું નામ શીવો. શીવો થોડું ઘણું ભણેલોય ખરો. ચોપડી વાંચી શકે, દુહા રાસડા પણ લલકારી શકે.

ધનકી પોતાના ખેતરના માળે બેઠી બેઠી મસ્તીમાં આવી કાંઈ ગાઈ રહી હતી. તેની ગાવાની ઢબ મસ્તી ભરેલી ને સાંભળનારને થોભાવી દે તેવી હતી. ગાતી હોય ત્યારે ત્યાંથી નીકળનાર સંતાઈને પણ સાંભળ્યા સિવાય ન ખસી શકે. તે ગાતી હતી:

'હે હોલા, ઊડી ઊડી જાય કાં?'
'હે હોલા, ઊડી ઊડી જાય કાં?'
'હોલડીનું હૈડું રળિયામણું...'

'હે હોલા, ઓરો ઓરો આય તું!'
'હે હેલા ઓરો ઓરો આય તું!'
'હોલડીનું હૈડું રળિયામણું...'

'ફટ ભૂંડા, હોલડા, હોલડીને ભૂલતો,'
'ફટ ભૂંડા, હોલડા, હોલડીને ભૂલતો,'
'હોલડીનું હૈયું રળિયામણું...'

'હો રાંડ, હોલડી, હોલડો છો ભૂલતો,'
'હો રાંડ હોલડી, હોલડો છો ભૂલતો-'
'હોલડાનું હૈયું છે વામણું...'

ધનકી ગાતી ત્યારે ભાન ભૂલીને ગાતી, રાગ મીઠો બુલંદ ને માદક– આખા વગડાને ભર્યો ભર્યો કરી દે, ઢેયા ટોતી જાય ને ગાતી જાય, વચ્ચે વચ્ચે એકાદ ગોળો ફેંકીને જનાવર ઉડાડે ને પાછી ગાવા લાગી જાય. ગાય ત્યારે ગીત હૈયાના ઊંડાણેથી નીકળે.

હજુ સવારનો પો'ર જ હતો દન ઊગ્યામાં જ તેને ગાવાની મસ્તી આવી ગઈ. હોલડાનું ગીત ગાયું ને ગાતાં ગાતાં છેલ્લી લીટી આવી:

'હો રાંડ હોલડી, હોલડો છો ભૂલતો,
'હોલડાનું હૈયું છે......'

આ લીટી હજુ મોંમાં જ હતી, ત્યાં તેની નજર શેઢે થઈ પસાર થતા એ જુવાન ઉપર પડી. તે થોડું ઘણું જાણતી તો હતી જ, કે ગામમાં કોઈ નવું ઘર રહેવા આવ્યું છે, ને તેમણે આ બાજુ થોડી પડતર જમીન ખેડવા રાખી છે. પણ એ ઘરવાળાંને તેણે કોઈ દિવસ જોયાં નહોતાં. એ જુવાન વિશે તેણે સાંભળ્યું હતું કે ભણેલો છે, કુંવારો છે ને સાવ કાઢી નાખ્યા જેવો નથી. તેથી બહેનપણીઓ તેના વિષે ઘણી જ વાતો કરતી. એક વાત તો એવી હતી કે તે કોઈ જુવાન બહેન દીકરી સામે ઊંચી આંખ કરીને તાકતો પણ નથી. આ સાંભળી ધનકીને હસવું આવ્યું હતું.

પેલી બહેનપણીએ પૂછ્યું: 'ચમ હસી અલી?'

આંખો નચાવતી ધનકી બોલી: 'એવો તે ચિયા મલકથી આયો છે ઈ! એને કોઈ માથાની નઈ મળી હોય ત્યાં સુધી......'

બહેનપણી બોલી: 'જોજે બચારાને ઝપાટામાં લેતી!

નકર તારું તો ભલું પૂછવું,-તારી આગળ તો બધાંય ફૂલ !'

પણ ધનકી એવી કાંઈ નહોતી કે એવા કોઈ બહારથી આવેલાને ઝપાટામાં લેવા જાય. એને ઘેર એવાં જ ક્યાં ઓછા આવતા હતા! તે બોલી : 'રામરામ કર્ય ભઈ,-આ તો તેં એવી વાત કરી એટલે જ મારે કે'વું પડ્યું, કે એના ભારે શા! બાકી...'

પણ આ પછી તેને થોડી બળતરા તો થઈ જ. એવો કેવો માનવી છે કે–

આજે એ જ જુવાન નીકળ્યો. તે અનુમાનથી ઓળખી પણ શકી કે એ જ જુવાન હોવો જોઈએ. ધનકી ગીત ગાતી અટકી ગઈ ને તેના સામે તાકી રહી તેના આશ્ચર્ય વચ્ચે તેણે જોયું કે પેલા જુવાને ક્ષણવાર પોતાની સામે જોયું હતું—પણ તરત જ નજર ખેંચી લીધી હતી. ધનકીના અચંબાને સીમા રહી નહિ, કોઈ જુવાન એણે નહોતો જોયો, જે પોતાની સામે એક વખત તાકી ગયા પછી તરત ને તરત નજર પાછી ખેંચી શકે! ધનકી આશ્ચર્યકારક નજરથી તેના સામે તાકી રહી. જુવાન તો ઊંધું ઘાલીને ચાલ્યો જતો હતો. બીજી વખત આ બાજુ જોવાની તેણે મુદ્દલ ચેષ્ટા ન કરી. ધનકીને થયું કે, આગળ જતાંય છેવટ એક વખત તો પાછું જોયા વગર નહિ રહે—નહિ રહી શકે. પણ તેની આ ધારણા સાવ ફોગટ નીવડી. તેના હૃદયમાં કાંઈ ખટક્યું. આ તેને જરાય ઠીક લાગ્યું નહિ. થોડી થોડી અકળામણ પણ થઈ આવી.

એ તો નજર બહાર જતો રહ્યો. ધનકી મૂગી મૂગી માળા ઉપર બેસી રહી. પણ ક્ષણવાર - પછી તરત જ સફાળી ઊભી થઈને ગોફણ લઈ તેમાં ગોળો ચઢાવી તેણે જે બાજુ જુવાન ગયો હતો તે બાજુ જોયું. પોતાના ખેતરના પેલા શેઢે જુવાન પહોંચી ગયો હતો તે તેણે જોયું. રીસ કરીને જ તેણે ગોળો એ બાજુ ફેંક્યો—જો કે એ બાજુ અત્યારે એક પણ વૈયાં નહોતાં ગોળો ઊડ્યો અને ગયો,-પડ્યો. પેલા ચાલ્યા જતા જુવાને થોભીને ,ઝડપથી આ બાજુ જોયું. ધનકી મનોમન હસી પડી ને ઝડપથી માળા ઉપર બેસી ગઈ. ગોળો કદીક જુવાનને વાગ્યોય હોય ને તેથી જ આ બાજુ ફરીને તેણે જોયું હોય. પોતે કાંઈ ગોળો જાણી જોઈ ને થોડો જ માર્યો હતો! અજાણતાં જનાવર ઉડાડતાં વાગીયે જાય!

સાંજે વળતાં જુવાન પાછો આવ્યો ત્યારે ધનકી મેડું થવા છતાંય જઉં જઉં કરતાં ઘરે નહોતી ગઈ. માળા ઉપરથી ઊતરવાનું કરતી ને સામી દિશામાં ભમણો વળાઈ જતો ને બબડતી : 'થાય છે,–હજુ તો ચાં અંધારું થ્યું છ! રાંડ વૈયંય હજુ નથી જંપી.'

પેલો જુવાન વળતાં આવ્યો ને શેઢે થોભી બોલ્યો : 'ગોળો તમે નાખ્યો 'તો કે સવારમાં? આમ વૈયાં ટોવાય! વૈયાં ટોતાં કોઈનાં માનવી મારી દેશો!'

ધનકી આના જવાબમાં સડાક કરતી બોલી : 'તે, જાણીને થોડો જ વગાડ્યો 'તો! અજાણતાં વાગીયે જાય! એવું હોય તો બીજે માર્ગે હેંડીએ!'

જુવાન જવાબ સાંભળી ઘડીભર સામે તાકી રહ્યો. પછી કાંઈ બોલવા જતો હતો, પણ ધીમે રહી ચાલવા લાગ્યો. ધનકીને તો હતું કે કાંઈક બોલશે.

જતા જુવાન સામે ક્રુદ્ધ નજરે તાકી રહી, ને તે નજર બહાર જતાં જ બબડી ઊઠી : 'હત બાયલા! બી ગ્યો કે? કંઈક બોલવું તો હતું! ખબર તો પડે!'

આ પછી જુવાન દરરોજ આ રસ્તે થઈ પોતાના ખેતરે જતો, સાંજે વળતાં પાછો ત્યાં થઈ નીકળતો. ધનકી જઉં જઉં કરતી વિનાકારણ મેડું કરતી ને ભૂલ-ચૂકમાંય આંખનું મટકુંય માર્યા સિવાય જુવાન પસાર થઈ જતો. અને ધનકી તેની સામે ક્રુદ્ધ નજરે તાકી રહેતી, ને વિના કારણ દાંત પીસી ઊઠતી.

આજે એની બહેનપણી આગળ એણે જ વાત છેડી : 'તારી વાત સાચી હોં અલી! પેલો તો પૂરો ગમાર છે!'

બહેનપણીએ પૂછ્યું: 'કુણ ગમાર છે?'
'પેલો નવો આયો છે ને! તું કે'તી'તી ને કે કોઈ જુવાનડી સામે આંખ ઊંચી કરીને તાકતો નથી!'

બહેનપણી હસી પડી: 'તને ચ્યાંથી ખબર પડી! તારી સામે નો'તો તાક્યો કે શું?'
'મારી સામે?' ધનકીનેય હસવું પડ્યું: 'મારી સામે તાકે તો તેની આંખ જ ન કાઢી લઉં! આ તો આંઈથી દા'ડી જાય એટલે–'
'એટલે શું?' બહેનપણી એવા જ માર્મિક હાસ્ય સાથે બોલી: 'તારી સામે તાક્યોય નથી, એમ જ ચોખ્ખું કે'ને!
ધનકી આનો જવાબ આપી શકી નહિ.
જુવાન દરરોજ જતો–આવતો. આવું લગભગ ઘણા દિવસ ચાલ્યું. કદાચ, અકસ્માતથી પણ હોય, આ વખત જ ધનકી હોલડીનું ગીત ગાતી હોય છતાં એ ગાનારી સામે તાકતો નહિ, ક્ષણભર થોભીને સાંભળતો પણ નહિ. જુવાન પસાર થઈ નજર બહાર જતો રહેતો ને એકાએક ગીત અટકી પડતું. તે માળા ઉપરથી નીચે આંટા મારવા લાગતી. નાહકની વિના કારણ જુવારના ડોકાને મરડી મરડી ભાંગીને ફેંકી દેતી. આજે જુવાન પસાર થયો. ધનકીએ ગીત ગાયું નહિ. તે જુવાન સામે કેનાયે નજરથી તાકી રહી પણ આ બાજુ નજર કર્યા વગર તે પસાર થઈ ગયો.

આ વખતે તરત જ બીજો જુવાન માળે આવ્યો. તે હમણાં થોડા દિવસથી ધનકી પાછળ ફર્યા કરતો હતો. તેને જોઈને ધનકી બોલી: 'પેલો ગયો ઈ કુણ હતો?'
'ઈ નવો રે'વા આવ્યો છે.'
'એનું નામ શું?'
'શાવો.'
'પૂરો ગમાર છે, નઈં જીવણ?'
'ગમાર?' જીવણ હસી પડ્યો. 'જરાય નઈં માળો જબરો છે. ગાય છે એવું, ખબર છે? તનેય વટાવી જાય! ચોપડાનું પણ કડકડાટ વાંચી જાય છે.'
'મનેય વટાવી જાય? એવું જબરું ગાય?'
'હા, હા, ધની. માળાનું ગળું ભારે બળુકું.'
'જા જા હવે લબાડ!'
જીવણ હસી પડ્યો, બોલ્યો: 'તારા મનમાં એમ કે તું જ જબરી, નઈં? પણ ઈ શીવલો તો ઊંધી ખોપરીનો છે? ગાય છે તો એય એવું જબરું, ને વાતો કરે તો ય એવી ભારે સમજણની ઈ જાણે છે? કોઈનાથી બગડ્યો તો એય એવો ખરાબ—એકલો દસ આદમીને ભારે પડે! અને ભાઈબંધી કાજે જીવ કાઢી આલે એવો!'
ધનકી ક્ષણભર સામે તાકી રહી, બોલી પડી: 'તે તું એની આટલી ભાટાઈ ચમ કરે છ, અલ્યા?'
'મારો ભાઈબંધ છે ઈ!' જીવણે હસીને કહ્યું.
'ઠીક, પણ અટાણે તું આંઈ ચમ આયો!'
'આવું કાં પૂછે અલી! માની લે કે હોલડાનું ગાણું સાંભળવા! આવા વગડા વગર એવો મેળ ચાંથી આવે?'

'તમે બધા જાણો છો તોય—' ધનકી બોલી: 'કે આંઈથી કોઈ લાટા કાઢીને નથી જાતું, તો મનના મોળાવા કરવા શા કાજે દોડ્યા આવો છો?'
જીવણ હસ્યો, બોલ્યો: 'વાત જ ઈ છે ને, ધની, આ તારું રૂપ! ઈ જ નથી જંપવા દેતું અમને. અમે તો સમજીને આવીએ છીએ કે ભલે ને મઈનો તો મઈનો ને છેવટે દા'ડો તો દા'ડો,—તારામાં વળવાનું નથી ઈ જાણીએ છીએ તોય આયા વગર નથી રે'વાતું. તારામાં ભગવાને માયા એવી મેલી છે.'

ધનકી આજ આ વાત ઉપર હસી શકી નહિ. બીજો કોઈ દિવસ હોત તો તે જરૂર હસી પડત ને બોલી ઊઠત: 'જા જા લબાડ!' પણ અત્યારે જીવણની ખુશામત એને જરાય ગમી નહિ.
જીવણ બોલ્યો: 'ધનકી, હોલાનું ગીત તો ગાવું પડશે તારે,—સાંભળવા માટે તો ગાઉનો પંથ કાપીને આવ્યો છું.'
'તો ગાઉનો પંથ કાપીને પાછો જા, જીવણ, અટાણે



મારું માથું ઠેકાણે નથી !'

જીવણ સમજ્યો કે કાંઈ વળવાનું નથી. ઊઠતાં ઊઠતાં દાઝમાં બોલ્યો : તને તો કોઈ બાથ નો મળે ને, તો જ તું પાંસરી થાય,—એવો માથાનો કોણ કઉં ? પેલા શીવા જેવો.'

ધનકી વચ્ચે જ સળગી ઉઠી ને બોલી : 'તું હોય કે તારો શીવલો હોય કે મોટો ચમરબંધી હોય,—બધા ધનીનાં જોડાં ઉપાડે તો ભલે,—ધનીને પાંસરી કરનાર તો હવે આવતે ભવ જનમશે !'

જીવણે રવાના થઈ જવામાં જ સલામતી માની.

બીજે દિવસે સવારમાં ધનકી ખેતરમાં આવી, પણ માળા ઉપર ચઢી નહિ. શેઢા ઉપર મારગમાં આંટાફેરા કરવા લાગી. થોડી વાર પછી તેણે જોયું કે પેલો જુવાન—શીવો આવતો હતો. તેના ખભા ઉપર કોદાળી હતી ને નજર નીચી હતી. આવતા જુવાન સામે તે નીરખી રહી,—ને શુંયે વિચાર કરીને સામે જઈ તેના મારગ આડી ઊભી રહી મોં બગાડીને બોલી : 'તમારું નામ શું, શીવો કે ?'

'હા, શું છે ?' પેલો આશ્ચર્ય પામતો બોલ્યો.

'આ તે શું રાહદારી મારગ છે કે દા'ડી આંઈ આંટાફેરા મારો છો ને આવજા માંડી છે ? તમે ધારતા હશો કે,'—પણ ધનકી અટકી ગઈ,—જુવાનનો બદલતો ચહેરો જોઈને જ તેની આંખોમાં ક્રોધ આવ્યો ને ગયો, મોઢું લાલ લાલ થઈ ઊઠ્યું. ધનકી બે ડગલાં પાછી હટી ગઈ. તે બોલ્યો :

'શી મુરાદે આંટાફેરા મારું છું ? તું બૈરું માણસ છે નકર,—જા ભાઈ જા ! એવું ન ધારતી કે હું—'

આટલું બોલી તે તરત પાછો વળી ગયો. ધનકી સ્તબ્ધ થઈ ઊભી રહી. એકે શબ્દ બોલી શકી નહિ.

તેને પોતાને જ સમજણ ન પડી કે પોતે કેમ આમ કર્યું ? આવું શા કાજે કરવું પડ્યું ?

થોડીવાર પછી વિચાર આવ્યો : બરાબર જ કર્યું છે. એવા લબાડ માણસો પોતાના ખેતરમાં શા કાજે હેંડે ! એય જાણે તો ખરો કે માથાની મળી હતી !' શું સમજતા હશે એના મનમાં ! એને ક્યાં ખબર હતી કે ધનકીએ તો તારા જેવા કેંક કાઢી નાખ્યા તે પાછા લમણો વાળવાય નથી આવ્યા.'

અને વાત સાચી પડી. બીજે દિવસે શીવાએ લમણોય એ બાજુ વાળ્યો નહિ. ધનકી બરાબર ખબર રાખીને બેઠી હતી,—કે હવે આવે છે કે નહિ ? ન જ આવ્યો. પેલા રાહદારી માર્ગે થઈને જ પોતાના ખેતરે ગયો હશે.

પણ ધનકીને આથી શાતા વળી નહિ. એવા લબાડ માણસને તેણે ગઈ કાલે નાહકનો જ થોડું બોલીને જવા દીધો. એને તો જ ભૂલાવી દેવાની જરૂર હતી. હવે જો પાછો આંઈથી હેંડે ને તો,—પણ આવ્યો જ નહિ, દિવસ ઉપર દિવસ જવા લાગ્યા. જુવારનું ખેતર પણ વઢાઈ ગયું ને ખળામાં જુવાર પહોંચી ગઈ. ત્યાંથી માળો પણ ઝાપડી ગયો ને ખેતર સૂનું થઈ રહ્યું.

ખેતર ખાલી હતું. ત્યાં હવે કંઈ નહોતું,—તોય બીજે દિવસે ધનકી પાછી ખેતર આવી. આમ તેમ ખાલી આંટા માર્યા. પેલા શેઢા ઉપર આવી ઊભી હતી ત્યાં જ જાણે તેને એકાએક યાદ આવી ગયું : ' પેલાને ધમકાવ્યો હતો અહીં આ જગાએ જ પણ પોતે થોડું બોલીને જ જવા દીધો હતો એ પછી તેણે લમણો પણ ન વાળ્યો, નકર....'

મનની મનમાં જ રહી ગઈ હતી. અત્યારે પણ ધનકીને એકાએક ગુસ્સો ચઢી આવ્યો. દાંત પીસી ઊઠી. હાથની મૂઠીઓ વળાઈ ગઈ,—પણ તરત જ હતાશ થઈ ઊઠી

ઓહ, ઘણી જ થાકી ગઈ. નીચે બેસી ગઈ. ને સામેની થુવરની વાડમાંથી ફડ ફડ કરતા ઊડી જતા હોલડા સામે કંગાલ દૃષ્ટિએ તાકી રહી.

બીજે દિવસે પોતે તળાવે ભેંસો પાવા ગઈ ત્યારે તેણે તળાવમાંથી પાણી ભરીને આવતી પોતાની બહેનપણી જીવલીને જોઈ, ને પાસે થઈ પસાર થતા પેલા શીવાને જોયો. ગુસ્સાભરેલી આંખે તે તેને જોઈ રહી, શીવો

છીવલી લગભગ ગયો ને જીવલી થોભી ગઈ. જરા દૂર હતું એટલે કાંઈ સંભળાયું તો નહિ, પણ તે બન્નેને હસતાં જોઈ શકી, ને હસતાં છૂટાં પડતાં તાકી રહી.

શીવો તો પેલી બાજુ ચાલ્યો ગયો અને છીવલી આ બાજુ ભરેલા એડે પાળ ચઢીને આવી. ધનકી તેના સામે જઈ ઊભી રહી ને ગુસ્સો કરતી બોલી :

'તે અલી, તને કોઈ ન મળ્યો કે હસવા ને ઠઠ્ઠા કરવા કાજે એ લબાડ મળ્યો ! શું ભાળી ગઈ, એવું એનામાં ?'

છીવલી વચમાં જ હસી પડી : ચમ બઈ, શું છે તે ન હસું ? તું આખા ગામનાથી હસે કે ઠઠ્ઠા કરે તો ય અમે તો તને આમ મારગ વચ્ચે રોકવા નથી આવતાં ! અને એ વળી લબાડ કે' દા'ડે હતો ?'

'મારે શું, પડ કૂવામાં તો તું !' કહીને ધનકી ચાલી નીકળી. છીવલી આશ્ચર્ય પામી ગઈ. તેનો આવો ગુસ્સો અચરજ પમાડનારો હતો આખા ગામના લબાડોનેય સંઘરતી ધનકી છાણા વીણવા ગઈ. ટોપલો ભરીને ઉપાડવાની તૈયારીમાં હતી ત્યાં તેણે સામેથી શીવાને આવતો જોયો. ગમે ત્યાંથી તે આવતો હોય ! પણ ધનકી ટોપલો ઉપાડતી અટકી ગઈ. પાસે થઈ તે પસાર થયો ત્યારે તે બોલી ઊઠી : 'ઊભા રો', આ ટોપલો ચડાવતા જાવ !'

પણ 'મારે ઉતાવળ છે. મોડું થાય છે.' કહેતો પેલો તો થોભ્યો પણ નહિ.

ધનકી ફાટી આંખે તાકી રહી, ને રાડ પાડી બોલી ઊઠી : 'ટીસી છે ને કાંઈ, ટીસી !' પેલાએ સાંભળ્યું જ હશે. તેણે લમણો વાળ્યો. ધનકીને શંકા ગઈ કે એ વખતે એના મોં ઉપર હસવું હતું. પોતાના ક્રોધને સીમા રહી નહિ. તેણે ભરેલા ટોપલાને પાટુ મારી ફેંકી દીધો. એ પણ પેલાએ જોયું જ હશે કદાચ. પણ ધનકીને આનું કાંઈ ભાન નહોતું.

થોડા દિવસ પછી પણ આમ જ બન્યું. છાણાં વીણીને ટોપલો ભર્યો, ને શીવો નીકળી આવ્યો ને ઉતાવળો જવા લાગ્યો. આવતા શીવા સામે દાંત કચકચાવતી ધનકી તાકી રહી. પણ થોડીવારમાં જ તેના દાંત ઢીલા પડી ગયા. વિના કારણ છાતીમાં શ્વાસ ભરાઈ આવ્યો, મગજ ભમવા લાગ્યું ને આંખો બળવા લાગી. પેલો નીકળ્યો કે તરત જ તે બૂમ પાડી ઊઠી : 'ઊભા રો' !'

પેલો થોભ્યો. ધનકી કંગાલ નજરે સામે તાકી રહી. પેલો બોલ્યો : 'શું છે ?'

'આ ટોપલો ઉપડાવતા જાવ !'

'ઉપડાવવો જ પડશે હવે, નકર તે દનની જેમ ટોપલાના જ ભોગ મળી જાય ! બચારા ટોપલાનો શો વાંક ગનો !' શીવો હસીને બોલ્યો.

ટોપલાની દયા આવે છે ?'

'આવે તો ખરી જ ને !'

'અને મનેખની ?' ધનકીએ પાછા દાંત દબાવ્યા.

'મનેખની ? પણ મનેખની દયા ખાવા જતાં ભારે પડી જાય એવું શું ?'

'કે' દા'ડે ભારે પડ્યું ?'

'પેલા ખેતરમાં !'

'મેં જાણ્યું કે તમારે જોયા આંખ્યું હશે, પણ લાગે છે કે નથી !'

'પણ હવે છે.' શીવો ફરી હસ્યો.

'ના હજુ આંધળા છો,—એટલા જ ગમાર છો !' બોલતાં તેનો સાદ કંપેલોય થયો : 'તે દા'ડે, તળાવમાં છીવલીથી ઠઠ્ઠા મસ્કરી કરતા'તા શા કાજે ? મને બાળવા ? લબાડ નથી તો શું છો ?'

તેની આંખમાંથી આંસુ એકાએક ધસી આવ્યાં, શીવો ગંભીર થઈ ગયો : 'પણ આટલી બધી મને શી ખબર !'

તે બોલી : 'એટલે જ કઉં છું ને કે આંધળા છો,—ને ભેગા લબાડ પણ છો ! નકર, મારા મોઢે જ આવું બધું કે'રાવો ખરા ! બાપડી મનેખના મોઢેથી જ આવું બધું બોલાવીને સાંભળ્યા કરો ખરા ? મને આટલી હલકી પાડી એ તમારાથી થાય ખરું ? હેં ?'

શીવાએ એકાએક તેનો હાથ પકડીને બીજા હાથે તેનું મોઢું દાબી દીધું. તે બોલ્યો: 'તે હું ક્યાં કહું છું આવું બધું બોલવાનું ? હવે એક પણ શબ્દ બોલીશ નહિ. બોલવાની જરૂર જ નથી.'

*

બન્ને પરણી ગયાં હતાં.

બીજે વર્ષે ધનકીના પોતાના ખેતરમાં નહિ, પણ શીવાના ખેતરમાં માળા ઉપર ધનકી ચેયાં ટોતી હતી. શીવો માળા ઉપર પાસે જ બેઠો હતો. ચેયાં ટોતી થાકી ગઈ ત્યારે ધબ કરતી શીવાના ખોળામાં પડતું મેલ્યું ને ગેલમાં આવી ગાવા લાગી:

'હે હોલા, ઉડી ઉડી જાય કાં ?
'હોલડીનું હૈયુ રળિયામણું'...
'ફટ ભૂંડા હોલડા, હોલડીને ભૂલતો,

શીવો ગાઈ ઊડ્યો: ફટ અલી, હોલડી! હોલડાને ભૂલતી'

ધનકી તેના મોઢા આડો હાથ દઈ ગાતો રોકી તેણે લીટી પૂરી કરી: 'હોલીડાનું હૈયું છે વામણું...'

★

'મીનપિયાસી'

## વગડે સરગવો

આ સરગવાનાં ફૂલ !....
 શાં આંકુ એનાં મૂલ ?
મેં દીઠા ત્યાં, બે બેઠેલાં,
 બોલ મધુર બુલબુલ,
 હું બેઠો 'તો છાંયા માટે,
 ત્યાં તો અમૃત સૌરભ વરસી,
 થાકી મારી કાયા માટે
 મન મારા રઘવાયા માટે,
રે વિશ્વંભરનું વહાલ કશું ?
 આ મમતા મૂકી વાટેઘાટે
 (શી) અંતરને અનુકૂલ!

★

વિજયશંકર કામદાર

## અનંત યાત્રા

વીણ્યાં કરું આમ અનંત કાળથી
આ છીપલાં સાગરને તટે હું:
મૌક્તિક ક્યારે બહુમૂલ્ય લાધશે ?
જાણું ન; તેથી ન થતાં નિરાશ,
યાત્રા ભવોભવતણી વણથંભી ચાલે.

★

પ્રા૦ ગોવિંદભાઈ પટેલ

## સુજાત સરિતા હું તો

સુજાત સરિતા હું તો, સ્વપન જાગતાં શૈલથી
ઝરી નવલ નાદમાં, અભિનવી ભરી ચાતુરી
કરી ગતિ વટાવી કૈં વિષમ અંતરાયો મથી,
અદીઠ વર સિંધુની રટતી સખ્યની માધુરી.

અધીર બની દોડી ત્યાં સભર બુદ્ધિનો માનવ
સમાજ નિજને સલામત બનાવવા યુક્તિથી
મને, મુજ જુવાનીને, અવર પંથપે વાળીને
પ્રદેશ કંઈને કરે સભર, શસ્યથી શ્યામલ.
બની હું કૃશકાય કૈંક અનપેક્ષિતા ભંગીથી,
રહું વિબુધની દયા પર જ સ્વપ્નનું સખ્ય રે!

ભલે ભરજુવાનીના ઉરઉછાળ આઘા અવ,
અને પ્રણયરંગની મધુરપે પરી છો સદા;
હું તો કરી રહું જુવાની સીંચી દેશ કૈં શોભન
કશો પછી વિષાદ, શ્રીવર મળે મહાનંદ જ્યાં!

★





જ્યૉર્જ એડિન્જર

# શેકસપીઅરની વિશ્વપ્રતિભા

વિશ્વખ્યાત કવિ અને નાટયકાર શેકસપીઅરની ૪૦૦મી જન્મતિથિ આખા વિશ્વમાં ઉજવાઈ રહી છે એવે શુભ ટાંકણે તેના જીવન વિશેની અવનવી કલ્પનાઓને રદિયો આપતો આ અભ્યાસુ લેખ વાચકો આવકારશે....

આ ૨૩મી એપ્રિલે જેની ૪૦૦મી વર્ષગાંઠ હતી એ વિલિયમ શેકસપીઅર પશ્ચિમમાં અદ્વિતીય સ્થાન ધરાવે છે. એક બાઈબલને બાદ કરતાં કોઈપણ કૃતિ તેમનાં નાટકોની જેમ અનેક ભાષાઓમાં અને અનેકવાર ભાષાંતર પામી નથી. કોઈપણ લેખકે એમના જેટલી વ્યાપક અપીલ યા ઊંડો પ્રભાવ પોતાના દેશબાંધવો પર પાડ્યો નથી.

બ્રિટનના ઈતિહાસની પ્રત્યેક કટોકટીમાં શેકસપીઅર પ્રેરણારૂપ બનેલ છે. દેશની સૌથી મોટા ભય અને સૌથી ગંભીર આપદાની પળોમાં તેમનાં નાટકો સૌથી વધુ પ્રેક્ષકોને ખેંચી લાવ્યાં છે.

તેમનાં નાટકો થિયેટરોમાં, સભાગૃહોમાં, ઉદ્યાનોમાં, રાજદરબારોમાં અને ગ્રામમેદાનોમાં ભજવાયાં છે. બે ખંડોમાં તેમનાં નાટકો રેડિયો પર અને રૂપેરી પડદા પર રજૂ થયાં છે; બસો બસો ખેલ પડ્યા છે. કેવળ બે પડદા નાખીને માત્ર એક રાત પણ ભજવાયાં છે; પ્રાચીન પોશાક તેમજ આધુનિક પોશાકમાં ભજવાયાં છે. વોલ્ટેર અને સીરાનો દ બર્ગરેક અને રશિયાની રાણી કેથેરિને શેકસપીઅરની કૃતિઓના અનુવાદ પર પોતાનો હાથ અજમાવ્યો છે. ૧૭ મી સદીના પર્સેલથી માંડીને ૧૯ મી સદીના સુલિવન સુધીના આંગ્લ કલાકારો શુબર્ટ અને મેન્ડેલસોને જેવા જર્મન કલાકારોએ શેકસપીઅરનાં ગીતો માટે સંગીત આપ્યું છે.

એ વિચિત્ર લાગે છતાં સત્ય છે કે જે માણસની કૃતિઓ વિશ્વવિખ્યાત છે તેના પોતાના ઉછેર અને જીવન વિષે ઘણું જ અલ્પ જાણીતું છે.

વિલિયમ શેકસપીઅર એક વેપારીનો પુત્ર હતો. તે લંડન ગયો, રંગભૂમિનો નટ બન્યો અને તેય ખાસ સારો નહિ (તેના જીવનમાં તેણે હેમ્લેટમાં ભૂત અને એઝ યુ લાઇક ઇટમાં જૂના નોકર એડમ જેવી નાની ભૂમિકાઓ જ ભજવી હતી) એ કાળમાં નટ બનનારને ઠગ અને રખડુની પંક્તિમાં ગણવામાં આવતો હતો. તેણે તેની બધી કૃતિઓ ૨૦ વર્ષમાં લખી હતી અને તે ૫૨ વર્ષની વયે મરણ પામ્યો હતો.

શેકસપીઅરની અનામી સ્થિતિએ અનુગામી પેઢીઓને મૂઝવણમાં મૂકી દીધી છે. કલ્પનાશીલ અને અપ્રતીતિકર ખુલાસાઓ આગળ ધરવામાં આવ્યા છે. તે કોઈ અન્યજ હતો. તે પણ બીજી પ્રજા હતો. તેણે જર્મની, ઈટલી અને ડેન્માર્કમાં પ્રવાસ કર્યો હતો. તે નેધરલેન્ડઝમાં સર ફિલિપ સીડની સાથે સૈનિક તરીકે લડયો હતો. આ બધી માન્યતાઓ એક કલ્પનામાંથી ઉદ્‌ભવે છે. ૧૬મી સદીના ઈંગ્લેંડમાં આદરણીય મધ્યમ વર્ગના દુકાનદારનો પુત્ર શેકસપીઅરે લખ્યાં તે નાટકો અને કાવ્ય શક્યતઃ લખી શકે નહિ. બસ તેમને માટે એથી વિશેષ કંઈ નથી. શેકસપીઅર કદી ઇંગ્લેન્ડ બહાર ગયો હોય એવી કોઈ સાબિતી મળતી નથી. તે બહાર જઈ શકયો ન હોય એવી ઘણી પરોક્ષ સાબિતી મળી રહે છે.

એ સાચું છે કે તેની કૃતિઓમાં અનેક દેશોનાં દશ્યો આવે છે. પરંતુ વિદેશી દશ્યોમાં પણ સ્થાનિક રંગ લાક્ષણિક રીતે અંગ્રેજી છે.

"હેમ્લેટ"માં ડેન્સનાં ઈટાલિયન નામો છે. મેઝર ફોર મેઝરમાં ભૂમિકા વિયેનાની છે અને છતાં તમોને એવો વિચાર પ્રેરે તેવું તેમાં કંઈ નથી. વેરોનાના ટુ જેન્ટલમેનમાં વેલેન્ટીન દરિયામાર્ગે વેરોનાથી મિલાન જાય છે. ધ વિન્ટર્સ ટેલમાં બોહેમિયાના કાંઠાનું દશ્ય છે. 'ટેમ્પેસ્ટ'માં પ્રોસ્પરો મિલાનના દરવાજે વહાણ પકડે છે. ના, શેકસપીઅર તેના

યુરોપને જાણતો ન હતો. તેણે માત્ર માનવજાતને જાણી હતી. એ માનવ અને વિશ્વ મૈત્રીનો પ્રખર રાષ્ટ્રવાદી હતો. હેન્રી ફીફ્થના દેશદાઝભર્યા ફકરા, કિંગ જ્હોનની છેલ્લી પંક્તિઓ, કિંગ રિચાર્ડ સેકન્ડમાં ઇંગ્લેંડની પ્રશંસામાં જ્હોન ઓફ ગોન્ટની પંક્તિઓ, સ્પેનના ફીલીપ સેકન્ડ, ફ્રાન્સનો લુઈ ચૌદમો, શાહીવાદી જર્મની અને એડોલ્ફ હિટલર સામે ઝઝૂમનાર પેઢીઓને પ્રેરણારૂપ થઈ પડયાં હતાં.

નેપોલિયન યુદ્ધોની પરાકાષ્ટાની પળોમાં વિલિયમ પિટ્ટે બેટી નામના કિશોર નટને હેમ્લેટમાં ભૂમિકા ભજવતો જોવા માટે પ્રધાન મંડળની બેઠક મુલતવી રાખી હતી બ્રિટિશ લશ્કરે હોલેન્ડમાં કામચલાઉ સિનેમામાં હેન્રી ફીફ્થની ફિલ્મમાં સર લોરેન્સ ઓલિવર જોવા દરોડો પાડયો હતો.



આ ૨૩મી એપ્રિલે મહાન નાટયકાર અને કવિશ્રી શેક્સપીઅરની ૪૦૦મી જન્મ શતાબ્દિ બ્રિટનમાં ઉજવાઈ તે નિમિત્તે એરિક ઓવન નામના શિલ્પી એ કવિવરની અર્ધપ્રતિમા બનાવવામાં મશગૂલ છે.

શેક્સપીઅરના જીવન વિષે ઘણું અલ્પ જાણવા મળે છે. તેમની સમગ્ર જીવનકથાનો સાર આ પ્રમાણે છે. તેના પિતાના સંજોગો સારા હતા પરંતુ જ્યારે વિલિયમ શેક્સપીઅર ૧૩ વર્ષનો હતો ત્યારે સંજોગો અચાનક પ્રતિકૂળ બની ગયા હતા. ૧૮ વર્ષની ઉંમરે તેનું લગ્ન થયું હતું. નસીબ અજમાવવા તે લંડન ચાલ્યો ગયો હતો. એ કાળે બધા ધંધાઓમાં સૌથી ઓછા આદરણીય ગણાતા નાટક કંપનીના ધંધામાં તે જોડાયો હતો. થિયેટરના પ્રવેશદ્વાર પર અશ્વપાળ તરીકે તેણે થોડો વખત કામગીરી બજાવી હતી.

ફુલ્ટન ઑર્સ્લર

# બાઈ એકલી બેઠી છે

દાંપત્યજીવનને મીઠી મધુરપથી મહેકતું રાખવા એક ખૂબ જ નવીન નુસખો અહીં રજૂ થાય છે. મૂળ અંગ્રેજી કૃતિથી **શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર** આ બોધકથા ગુજરાતીના લઈ આવ્યા છે જે વાચકોના સારા આવકાર પામશે...

આ વિચિત્ર વસ્તુ ખરેખર બની કે હું ન જાણતો હોઉં તેવા કોઈ લેખકની કલ્પનાનો આ તુક્કો છે, તે હું તમને કહી શકતો નથી. બ્રિટિશ ખબર ખાતાની ઑફિસના મેજર સી. બી. ઓમેંરોડે મને આ વાત કહી હતી અને તેણે ક્યારે અને ક્યાં આ વાત પહેલવહેલી સાંભળી તેનુ તેને સ્મરણ નથી. પણ વાર્તાનો અર્થ સાચો છે દરેક પરિણીત વ્યક્તિએ જાણવું જોઈએ તેવું તે જીવનનું એક રહસ્ય છે. આ બનાવ લંડનના કાફે રૌયલમાં મે મહિનાની એક સાંજે બન્યો હતો. એક લશ્કરી અધિકારી યુદ્ધમાંથી હમણાં જ ઘેર આવ્યો હતો. તે એકલો ભોજન કરતો હતો. એટલામાં તેણે નજીકના ટેબલ પર એક સુંદર સ્ત્રીને એકલી બેઠેલી જોઈ. તેને તેની ઉંમર ચાળીશ વર્ષથી વધારે લાગી નહિ અને તે સૌંદર્યવતી હતી ! એટલી સુંદર અને એવી સરસ રીતે કપડાં પહેર્યાં હતાં ! આવા પ્રકાશ તથા ભોજન સમારંભની વચ્ચે તેને એકલી જોઈ ને વૃદ્ધ સૈનિકને આશ્ચર્ય થયું. આવી સ્વપ્નસુંદરી શા માટે એકલી ભોજન લેતી હશે ? પ્રબળ ઇચ્છા પર કાબૂ મેળવીને તેણે પોતાને પીરસાયેલ સૂપ તરફ નજર નાખી. તે ફરીથી યુવાન થતો લાગ્યો. તે જાણતો હતો કે તેણે તરફ્ તેને જોવું ન જોઈએ.

એક જ ક્ષણ પછી બીજા નજીકના ટેબલ પર એક માણસને બેઠેલો જોયો. આ નવીન આગંતુક ઊંચો, સપ્રમાણ શરીરવાળો હતો તેના વાળ કાળા હતા. તે મજબૂત મનનો છતાં રમુજી લાગતો હતો. તેની નજર તરત જ એકલવાયી સ્ત્રી પર પડી. તે તદ્દન નજીક છતાં દૂર હતી. તેની આખમાં પ્રશંસાનો ચમકારો ન ભૂલી શકાય તેવો હતો. તેણે નોકરને બોલાવી ભોજનનો ઓર્ડર આપ્યો ને પછી નોકરની સીસાપેન માગી લીધી નોટબુકમાંથી કાગળ ફાડીને તેણે સંદેશો લખ્યો. પછી ગડી વાળીને તે નોકરને આપ્યો.

હવે નિરીક્ષક ઈરાદાપૂર્વક જોઈ રહ્યો, તેને શંકા આવી હતી તે મુજબ ચિઠ્ઠી એકલી બેઠેલ સ્ત્રી પાસે સીધી લઈ જવામાં આવી. તેણે આશ્ચર્યનું કોઈ પણ ચિહ્ન બતાવ્યું નહિ પણ પૂર્ણ સ્વસ્થતાથી ચિઠ્ઠી ઊઘાડીને વાચી. પછી તેણે ગડી પાડીને એક બાજુ

---

ત્યાર પછી એક દસકા (૧૫૮૪-૯૨) સુધી અદશ્ય થઈ ગયો અને પછી જ્યારે પ્રકાશમાં આવ્યો ત્યારે સફળ નાટકકાર બની ગયેલો હતો અને પોતાની જન્મભૂમિમાં મિલકત ખરીદી હતી. અને જિંદગીનાં શેષ વર્ષો સુખ અને માનથી પસાર કર્યાં હતાં.

પોતાના અનુભવપટમાં યાતના, સંશય, અનિશ્ચિતતા સામે શેક્સપીઅર ઝઝૂમ્યા અને સર્વ સ્થળે સઘળા માણસોના માનસ અને લાગ માપ કાઢ્યાં. તેમણે પોતાની કથાની વસ્તુ જીવનના અનુભવની ધરતીમાંથી મેળવી. અને અનુભવ અંશતઃ સર્વ કાળે સર્વ સ્ત્રી-પુરુષોનો અનુભવ હોવાથી શેક્સપીઅરનું આકર્ષણ વિશ્વવ્યાપી છે. મિલ્ટન તેમને મહાન વારસદાર કહે છે. ડ્રાયડન લખે છે : 'બધા જ અર્વાચીન અને કદાચ પ્રાચીન કવિઓમાં શેક્સપીઅરની ધરતી સૌથી વિશાળ અને સર્વવ્યાપી હતા.

સંસદમા આંતરવિગ્રહ સમે પરાજીત થયેલા, હૃદય-ભંગ થયેલા હદ્દપાર થયેલા અને મૃત્યુની શિક્ષા પામેલ રાજા ચાર્લ્સ પહેલાને શેક્સપીઅરનાં નાટકોમાં 'એકાંતવાસમાં સૌથી ગાઢ સાથીઓ' જણાયા હતા.



ફેંકી અને કંઈ પણ જવાબ આપ્યા વિના, આંખની નિશાની વડે નોકરને રજા આપી.

નિરીક્ષકે નિ:શ્વાસ નાખ્યો ઘણું જ ખરાબ. તેં ઠીક પ્રયત્ન કર્યો હતો, આવા સુંદર યુગલને એકલું એકલું, એક બીજાથી દૂર, માત્ર ચાલી આવતી પરંપરાને લીધે જુદું પાલું જોવું તે ખરેખર શરમની વાત હતી! તેણે ધાર્યું કે જો તક આપવામાં આવે તો તેઓ બન્નેનું સાથે સારી રીતે ચાલે.

પણ તે માટે કોઈ રસ્તો નહોતો. સદ્‌ગૃહસ્થ ઇંડા, માંસ તથા યોર્કશાયરનો હલવો ખાતો હતો દરમિયન બાઈ પણ ઘેટાનું માંસ ખાતી હતી તથા કોફી પી રહી હતી. ઊંચો ગૃહસ્થ પોતાનો આંકડો આપતો હતો. તે ઊભો થયો અને એક ક્ષણ માટે તેણે પોતાની દિલગીરીભરેલી આંખો અનુત્તરદાયી સ્ત્રી પર ઠેરવી.

પછી તે તેના ટેબલ પર ગયો.

ત્યાં નીચા નમીને તેણે ધીમેથી થોડાક શબ્દો કીધા. તે તેના સામે શૂન્યમનસ્ક જોઈ રહી, અને જ્યારે ઊંચો ગૃહસ્થ ખુરશી ખેંચીને તેની પાસે બેઠો ત્યારે પણ કંઈ અવાજ કર્યો નહિ. આમ છતાં તે તેની સાથે એક પણ શબ્દ બોલી નહિ. ફિક્કા ચહેરાવાળો ઘોળો ફક્ક નોકર બિલ લાવ્યો. તે ગૃહસ્થે બિલ લેવા હાથ લંબાવ્યો પણ ધૃષ્ટતાભરી નિશાની કરી તેણે તેને અટકાવ્યો. નોકરના હાથમાં એક પાઉન્ડની નોટ મૂકીને તે ઊભી થઈ અને તેની સાથે તે ગૃહસ્થ પણ ઊભો થયો. વસંત ઋતુની રાત્રે તે તે સ્ત્રીની પાછળ ગયો અને ખૂણામાં બેઠેલ નિરીક્ષકે તેમને કદી ફરીથી જોયાં નહિ

તેણે નિર્ણય કર્યો કે ઓછામાં ઓછું હું નોકર સાથે તો મશ્કરી કરીશ.

તેણે કહ્યું : 'આ તો બહુ મજાની વાત! આવા સુંદર રેસ્ટોરામાં પ્રેમલીલા સારી ભજવાય છે!'

પછી તેણે નોકરનો ચહેરો જોયો. તે માણસની આંખોનું તેજ પ્રાર્થના જેવું હતું.

તેણે કહ્યું : અરે સાહેબ, તમે સમજતા નથી! તમે આજ રાત્રે જે જોયું છે તે મહાન પ્રેમ છે. મેં આ છવીસમી વખત જોયું છે પહેલીવાર થયું ત્યારે પણ મેં જોયું હતું. તેની શરૂઆત આમ થઈ.

છવીસ વર્ષ પહેલાં તે જ ટેબલો પર આજે રાત્રે પીરસ્યું તેમ તે બન્નેને તે રાત્રે પીરસ્યું હતું તેમની વચ્ચે એક જ દૃષ્ટિપાત થતાં તેઓ એક બીજાના પ્રેમમાં પડયાં હતાં. પછી હું સ્ત્રી પાસે ચિઠ્ઠી લઈ ગયો અને જ્યારે તે સ્ત્રીએ ચિઠ્ઠીનો જવાબ ન આપ્યો ત્યારે તે ઊભો થઈને ગમે તેમ ત્યાં આવ્યો. તેને તે સ્ત્રીનો મોહ લાગ્યો. ઈશ્વર તે બન્નેને સુખી રાખે. તેને તે સ્ત્રીનો મોહ છે અને સ્ત્રીને તે પુરુષનો મોહ છે. દર વર્ષે તેમના મિલનની વાર્ષિક તિથિને દિવસે તેઓ અહીં આવે છે અને આખું નાટક ફરીથી ભજવે છે. તેમનો પ્રેમ કદી નાશ ન થાઓ!

આપણા માથા પર રાખની માફક ધોળા વાળ આવી ગયા છે ત્યારે પણ એક સ્ત્રી અને પુરુષના પ્રેમ અને તેને ઉત્તેજક રાખવાની કલ્પનાને ધન્ય છે.

પરિણીત માણસોએ આ રહસ્ય જાણવું જોઈએ.—કે રોમાંચક તરવરતી સુન્ખીનો કદી નાશ થવો ન જોઈએ. આ બધું લાગણીપ્રધાન છે? તેની કોને પડી છે?



'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.

જયન્ત પરમાર

# 'શ્રેયસ'ની એ સાંજ

અમદાવાદની જાણીતી શિક્ષણ-સંસ્થા 'શ્રેયસ' દર વરસે વિદ્યાર્થીઓ પાસે નાટ્યપ્રયોગો ભજવાવે છે. આ વરસે પણ ત્રણ અમેરિકન નાટિકાઓ ભજવેલી. તેનો આસ્વાદ અને 'શ્રેયસ' વિષેની પડેલી છાપ આ ટૂંકા લેખમાં છે...

અમદાવાદમાં શિક્ષણ આપતી અનેક સંસ્થાઓ છે પણ 'શ્રેયસ' એક અનોખી શિક્ષણ-સંસ્થા છે એવું આજ સુધી સાંભળેલું. એ સંસ્થાના નાટ્ય પ્રયોગો નિહાળવાની હમણાં જ મળેલી તકથી જાણે સાંભળેલું સાકાર થયેલું લાગ્યું. 'શ્રેયસ' બધી રીતે અનોખી શિક્ષણ-સંસ્થા છે એ આ પ્રયોગો નિહાળતાં અનુભવ્યું. માણસ કેવો છે એ જેમ એ કેવાં પુસ્તકો વાંચે છે તેના પરથી અથવા તો તે કેવા મિત્રો રાખે છે તેના પરથી આપણે જાણી શકીએ છીએ. 'શ્રેયસ' સંસ્થા વિષે પણ આ નાટ્યપ્રયોગો ઉપરથી અનુમાન બાંધી શકાય. લગભગ બધી શાળા-મહાશાળાઓ વરસે એકાદ વખત આવા પ્રયોગો કરે જ છે. પણ 'શ્રેયસ' એની પોતાની રીતે, વધુ સારી રીતે કહીએ તો મૌલિક રીતે આ પ્રયોગો ભજવે છે. અહીં વિદ્યાર્થીઓ એમની બુદ્ધિનું પ્રદર્શન નહિ પણ નિસર્ગસહજ સાતત્ય દાખવે છે.

શહેરની ધમાલથી દૂર દૂર વિશાળ અને ઊંચી જગ્યામાં 'શ્રેયસ'ની સ્થળપસંદગી માટે એનાં નિર્માતા શ્રી લીનાબહેન મંગળદાસ સાચાં અભિનંદનનાં અધિકારી લાગ્યાં. પહાડી પ્રદેશોમાંની કોન્વેન્ટ સ્કૂલોને યાદ આપતું એ કુદરત-રમ્ય વાતાવરણ વિદ્યાર્થીઓને પ્રફુલ્લિત રાખે એ દેખીતું જ છે. અને તેમાંય સંસ્થાનું પોતાનું કાયમી છતાં અર્વાચીન અને પ્રાચીનના સંમિશ્રણ સમું ઉઘાડા આકાશ નીચે આવેલું નાટ્યગૃહ પણ એટલું જ સોહામણું લાગ્યું. આવું આધુનિક નાટ્યગૃહ સંસ્થાનું પોતાનું છે એ તો જોયું હોય તેને તરત ધ્યાનમાં આવે. રેલાતી ચાંદની વચ્ચે ભજવાતા પ્રયોગો માટે અંધકાર અને પ્રકાશનાં આયોજનો પણ આંખને ટાઢક આપે તેવા હતા.

'ટોમ સોયર', 'અબ્રાહમ લિંકન' અને 'હાયાવાથા' એ ત્રણેય અમેરિકન કૃતિઓને સફળ રીતે ભજવવામાં 'શ્રેયસ'ના વિદ્યાર્થી-સમૂહે, તેમને માર્ગદર્શન આપતા નિષ્ણાતોએ અને તેમની સાથે ખડે પગે દોડાદોડી કરતાં લીનાબહેને ખરેખર અદ્‌ભુત સફળતા પ્રાપ્ત કરી કહેવાય. પ્રથમ અંગ્રેજીમાં ભજવાયેલું ટોમ સોયર, બીજી હિંદીમાં ભજવાયેલ છાયાનાટિકા અબ્રાહમ લિંકન અને છેલ્લી ગુજરાતીમાં ભજવાયેલ ગીતનાટિકા હાયાવાથા—એ ત્રણેયમાં માનવતાને સાચા અર્થમાં સળંગ સૂત્રે સાંકળવામાં જે દૃષ્ટિ વાપરવામાં આવી છે તે સાચે જ પ્રશસ્ય ગણાય. અને પાછી આ ત્રણેયમાં અમેરિકન વાતાવરણ ખડું કરવામાં પણ અદ્‌ભુત સિદ્ધિ દાખવવા સાથે તેમાં ક્યાંય પણ કચાશ ન વરતાય એની લેવાયેલી પૂરતી કાળજી સાચી રીતે દૃષ્ટિગોચર થતી હતી. આવું નિસર્ગખોળે ખડું કરાતું નિર્દોષ અને રમ્ય વાતાવરણ આપણી ખીચોખીચ વિસ્તારમાં આવેલી શિક્ષણ આપતી સંસ્થાઓ શી રીતે પામી શકે? વિદ્યાર્થીઓમાં દૃષ્ટિની વિશાળતા બીજી સંસ્થાઓમાં ક્યાંથી આવી શકે?

આવા સાંસ્કૃતિક પ્રયોગો જ આપણી ઉછરતી પેઢીના વિકાસમાં ખૂબ અગત્યનો ભાગ ભજવે છે, તેમાંય એ પ્રયોગોમાં દેખાતું મૌલિક અને નિર્ભેળ વાતાવરણ વિશેષ.

ચાંદનીની આહ્‌લાદક માદકતા મહાણતાં મહાણતાં કેટલેય વખતે ગળેલી એ ૨૫મી એપ્રિલની ધરપત આપતી 'શ્રેયસ'ની એ સાંજ અવિસ્મરણીય અને ચિરસ્થાયી યાદ મૂકી જાય તેવી હતી. ક્યાંય કચાશ કે છિદ્ર ન દેખાય એવી એ ત્રણેય નાટિકાઓ 'શ્રેયસ'ની સિદ્ધિનું સાચું પ્રતિબિંબ હતી.

★

# કેટલું જાણો છો ?

[સામાન્ય જ્ઞાન ખૂબ વધી શકે, સારી રીતે વિકસી શકે એવાં સાધનો અને સગવડો આજના યુગમાં વિશેષ છે. છતાં કેટલીક વખત એ જ્ઞાનનો પણ આપણી નવી પેઢીમાં સારો એવો અભાવ હોય છે. અહીં આપેલા પચાસ પ્રશ્નો પણ સામાન્ય જ્ઞાનના જ છે. થોડોક વિચાર કરવાથી એનો જવાબ પણ મળી શકે એ માટે એટલું વિશાળ વાંચન અને રસ હોવાં જોઈએ. એ પચાસમાથી આપના જવાબો કેટલા સાચા છે એની ચકાસણી માટે આ બધા પ્રશ્નો પૂરા થાય તે પછી ક્રમવાર જવાબો આપ્યા છે તે જુઓ.]

**પ્રશ્નો**

૧ સંયુક્ત રાષ્ટ્ર સંસ્થા (યુનાઈટેડ નેશન્સ ઑર્ગેનિઝેશન)ની સ્થાપના ક્યારે અને ક્યાં કરવામાં આવી હતી ?

૨. અંગ્રેજીમાં 'ક્રીપ્ટોગ્રાફર' કોને કહે છે ?

૩. સીન, ટેમ્સ, ઈરાવદી અને વોલ્ગા આ ચાર નદીઓ ક્યા દેશોમાં આવી છે ?

૪. 'ડૉજ પૅલેસ' ક્યાં આવ્યો છે અને તેનું એ નામ શાથી પડ્યું ?

૫. સેક્સોફોન (ફૂંકથી વાંસળીની જેમ વગાડાતું) વાદ્યનું નામ કેવી રીતે પડ્યું છે ?

૬. કમાલ આતાતુર્ક કોણ હતા ?

૭. ઈબાદાન ક્યા પશ્ચિમ આફ્રિકી દેશમાં આવ્યું છે ?

૮. વિસુવિયસ ઈટાલીમાં નેપલ્સ નજીક કમ્પાનિયા ખાતે એક જ્વાલામુખી છે. એવો જ જાણીતો જ્વાલામુખી ઈટના ક્યાં આવેલ છે ?

૯. બ્રિટનને સમાન બજારમાં દાખલ કરવા અંગેની વાટાઘાટો પશ્ચિમ યુરોપના એક દેશની રાજધાનીમાં ચાલતી હતી. એનું નામ ?

૧૦. ઈક્વેટોરિયલ આફ્રિકામાં લેમ્બેરેન ખાતેની હૉસ્પિટાલ માટે જેમણે પોતાનું જીવન સમર્પી દીધું છે એ મહાન ફિલસૂફ અને તબીબી સેવકનું નામ ?

૧૧. પર્થ, એડેલેઈડ, કલગૂર્લી, ટાઉન્સવિલે અને ન્યૂ કૅસલ એ પાંચે જગ્યાઓ એક જ ખંડમાં આવેલ છે. એ ખંડ કયો છે ?

૧૨. 'સ્ફિન્કસ' શું છે અને ક્યા દેશમાં જોવા મળે છે ?

૧૩. અંગ્રેજીમાં 'સેફાલોપોડ્ઝ' કોને કહે છે ?

૧૪. યુગોસ્લાવિયાની દક્ષિણ ધ્રુવ મહાસાગરની કિનારાની પટીને 'ડાલ્મેશિયા' કહેવામાં આવે છે. પરંતુ ક્યા પ્રાણીને ડાલેમેશિયન કહેવાય છે ?

૧૫. અંગ્રેજીમાં 'ઈસ્થમસ' કોને કહે છે ?

૧૬. ચાર્લ્સ ડાર્વિન (સન ૧૮૦૯–૮૨) શાને માટે પ્રખ્યાત છે ?

૧૭. ક્યા શહેરમાં કૉલેસિયમ—લંબગોળાકાર રંગભૂમિ જોવા મળે છે ?

૧૮ પફિન્સ, ગીલેમોટસ અને ઑક્સ એ કેટલાંક પક્ષીઓનાં અંગ્રેજી નામ છે. તેમાં શું સામ્ય છે ?

૧૯. બેલાબેકા શું છે ?

૨૦. મલાયા દ્વીપકલ્પમાંથી મલાકાની સામુદ્રધુનીને લીધે છૂટા પડતા ઈંડોનેશિયાના મોટા ટાપુનું શું નામ છે ?

૨૧. જર્મન સમવાય પ્રજાસત્તાક (પશ્ચિમ જર્મની)ની રાજધાની ક્યા શહેરમાં છે ?

૨૨. હૉકીની ટીમમાં કેટલા ખેલાડીઓ હોય છે ?

૨૩. સન ૧૯૬૩ની વિમ્બલ્ડન લૉન ટેનિસ ચૅમ્પિયનશિપ્સની મેન્સ સિંગલ્સમાં કોણ વિજેતા બન્યું હતું ?

૨૪. મેગ્યાર જાતિના લોકો ક્યા યુરોપીય દેશમાં જોવા મળે છે ?

૨૫. ઑક્ટોપસને કેટલા હાથ હોય છે ?

૨૬. સ્ટૉકહોમ, પૅરિસ, રોમ અને લાગોસ—એ ચારેય શહેરોમાં વિશ્વસમયના સંદર્ભમાં કાંઈક સામ્ય છે. એ શું છે ?

૨૭. જહાજની ગતિ દરિયાઈ માઈલ ('નૉટ') માં ગણવામાં આવે છે. જમીન ઉપર 'નૉટ'





એટલે કેટલાં થાય ?

૨૮. અંગ્રેજીમાં 'મોલસ્કસ' કોને કહેવાય છે ?

૨૯. હૅન્સ ક્રિશ્ચન ઍન્ડર્સન (૧૮૦૫–૭૫) વિશ્વભરમાં બાળકો માટેની પરીકથાઓના લેખક તરીકે જાણીતા છે તે કયા દેશમાં થઈ ગયા ?

૩૦. અમેરિકાના આંતરવિગ્રહ (૧૮૬૧ ૬૫) દરમ્યાન ત્યાંના પ્રમુખ કોણ હતા ?

૩૧. અવાજની ગતિએ અથવા તેથી વધુ ગતિએ દોડનારાં વિમાનોની ગતિ 'મૅક–૧' એવી ગણતરીથી થાય છે એનું શું કારણ ?

૩૨. એક ચોરસ માઈલમાં કેટલા એકર હોય છે ?

૩૩. 'લેડી અંફ લૅમ્પ' તરીકે કોણ ઓળખાતું હતું ?

૩૪. એઈગિયન સમુદ્ર ક્યાં આવ્યો છે ?

૩૫. અંગ્રેજીમાં 'એવેલાન્સ' એટલે શું ?

૩૬. યુરોપીય સમાન બજારમાં 'બેનેલક્ષ'–બેલ્જિયમ, નેધરલૅન્ડઝ અને લક્ષેમ્બર્ગ સહિત ૭ સભ્ય-દેશો છે. બીજા ત્રણ સભ્ય–દેશોનાં નામ જાણો છો ?

૩૭. પ્રાણીઓના પ્રાકૃતિક ઈતિહાસના અભ્યાસને અંગ્રેજીમાં 'ઝૂલૉજી' કહે છે. 'ઈકિયોલૉજી' કોને કહે છે તે જાણો છો ?

૩૮. હમણાં સ્વતંત્ર થયેલા રાજ્ય જમૈકાના વડાપ્રધાન કોણ છે ?

૩૯. સન ૧૯૫૩ના જાન્યુઆરીમાં અમેરિકાના ૩૪મા પ્રમુખ કોણ બન્યું હતું ?

૪૦. જાપાની સામ્રાજ્યની તળભૂમિ કયા ટાપુ ઉપર છે ?

૪૧. વૉશિંગ્ટનમાં અમેરિકાના પ્રમુખના સરકારી નિવાસસ્થાનનું નામ શું છે ?

૪૨. ઈટાલિયા સંશોધક ગુગ્લીલ્મો માર્કોની (૧૮૭૪–૧૯૩૭) કઈ શોધ માટે પ્રખ્યાત છે ?

૪૩. 'ઈંગોટ' શું છે ?

૪૪. સામાન્ય રીતે માણસને કેટલા દાંત હોય છે ?

૪૫. અંગ્રેજીમાં 'લોકમ–ટેનેન્ઝ'નો અર્થ શો થાય છે ?

૪૬. કાંસામાં તાંબા ઉપરાંત કઈ ધાતુ હોય છે ?

૪૭. કૅનેડાના કયા પશ્ચિમી પ્રાંતને અમેરિકા સાથે સમાન સરહદ આવી છે ?

૪૮. આત્મશાસન ધરાવતા કેન્યાના વડાપ્રધાન કોણ છે ?

૪૯. બ્રિટનના વડાપ્રધાનનું નામ જાણો છો ?

૫૦. કેટલાક વખતથી ચંદ્ર ઉપર અવકાશી માનવ ઉતારવાની વાતો થાય છે. પૃથ્વીથી ચંદ્રનું આશરે શું અંતર છે એ જાણો છો ?

*

## ઉત્તરો

૧. અમેરિકામાં સાનફ્રાંસિસ્કો ખાતે સન ૧૯૪૫ના જૂનમાં સંયુક્ત રાષ્ટ્રસંસ્થાના સ્થાપક સભ્યોએ તેના ખતપત્ર ઉપર સહીઓ કરી હતી અને તેની વિધિસરની શરૂઆત ૧૯૪૫ની ૨૪મી ઑક્ટોબરથી થઈ હતી.

૨ ગુપ્ત લખાણની કળાને 'ક્રિપ્ટોગ્રાફી' કહેવામાં આવે છે. એ મૂળ ગ્રીક શબ્દ છે 'ક્રુપ્ટેસ'નો અર્થ સંતાડેલું થાય છે જ્યારે 'ગ્રાફોસ'નો અર્થ લેખિત કે લખાણ થાય છે.

૩. અનુક્રમે ફ્રાંસ, બ્રિટન, બર્મા અને સોવિયેત રશિયા.

૪. ઈટાલીમાં વેનિસ ખાતે પહેલાના વખતમા વેનિસ અને જીનોઆના મુખ્ય મૅજિસ્ટ્રેટને 'ડૉજ' અથવા નેતાનો ખિતાબ આપવામાં આવતો હતો એના ઉપરથી આ નામ આવ્યું છે.

૫. સન ૧૮૪૦માં ઍડોલ્ફ સૅક્સે તેની પ્રથમ શોધ કરી હતી તે ઉપરથી એ નામ પડયું છે.

૬. મુસ્તફા કમાલ (૧૮૮૧–૧૯૩૮) આધુનિક તુર્કસ્તાનના સ્થાપક તરીકે ઓળખાય છે. તેઓ તુર્કિશ પ્રજાસત્તાકના પ્રથમ પ્રમુખ હતા.

૭. ઈબાદાન નાઈજિરિયાના પશ્ચિમ વિભાગનું મુખ્ય શહેર છે.

૮. સિસિલી ટાપુના પૂર્વ કિનારા નજીક ઈટના

જ્વાલામુખી આવેલ છે. તે ૧૦૭૦૦ ફૂટ કરતાં વધુ ઊંચો છે અને તેની તળેટી ૪૫૦ ચો. માઈલના વિસ્તારમાં ફેલાયેલ છે.

૯. બેલ્જિયમની રાજધાની બ્રસેલ્સ.

૧૦. ફિલસૂફ, સંગીતકાર અને તબીબ આલ્બર્ટ સ્વાઈત્ઝર (જન્મ ૧૮૭૫).

૧૧. ઑસ્ટ્રેલિયા ખંડ.

૧૨. કલ્પિત- રાક્ષસની મૂર્તિ—નૃસિંહરૂપ શરીર સિંહનું અને માથું માનવનું—ઈજિપ્તમાં મહાન પીરામિડ નજીક ૧૮૦ ફૂટ લાંબી અને ૬૦ ફૂટ ઊંચી આવી પ્રતિમા છે.

૧૩. ઑક્ટોપસ, કટલફિશ જેવાં અમુક પ્રકારનાં દરિયાઈ પ્રાણીઓને 'સેફેલોપેડ્ઝ' કહે છે. આ પ્રકારનાં પ્રાણીઓને માથું અને હાથપગ હોય છે પરંતુ શરીર જેવું લગભગ કશું જ હોતું નથી. આ અંગ્રેજી શબ્દ બે ગ્રીક શબ્દો ઉપ-રથી આવ્યો છે જેનો અર્થ થાય છે 'માથું' અને 'પગ.'

૧૪. કાળા ડાઘવાળા સફેદ કૂતરાને 'ડાલમેશિયન' કહેવાય છે.

૧૫. બે મોટા વિસ્તારોને જોડતી સાંકળી પટી (સંયોગીભૂમિ) ને અંગ્રેજીમાં 'ઈસ્થમસ' કહે છે.

૧૬. તેઓ પ્રકૃતિશાસ્ત્રના એક વિજ્ઞાની હતા અને માનતા હતા કે માનવ નાનાં પ્રાણીઓમાંથી ઊતરી આવ્યો છે. બે જાણીતા ગ્રંથો 'ધ ઑરિજિન ઑફ સ્પીશિઝ' અને 'ધ ડીસેન્ટ ઑફ મેન' માં તેમના વિચારો દર્શાવવામાં આવ્યા છે.

૧૭. ઈટાલીમાં રોમ ખાતે પ્રાચીન રોમની એ જાણીતી રંગભૂમિ ૧૯૦૦ વર્ષ પહેલાં બાંધવામાં આવી હતી.

૧૮. એ બધાં દરિયાઈ પક્ષીઓ છે.

૧૯. એ ગીટારના જેવું એક રશિયન વાદ્ય છે અને તેનો આકાર ત્રિકોણાકાર હોય છે.

૨૦. સુમાત્રા.

૨૧. બોન—ઉત્તર હ્રાઈન વેસ્ટફાલિયા પ્રાંતમાં.

૨૨. અગિયાર—એસોશિયેશન ફૂટબોલની જેમ. ૫ ફૉરવર્ડ્ઝ, ૩ હાફબૅક્સ, ૨ બૅક્સ અને ૧ ગોલકીપર.

૨૩. અમેરિકાના સી. આર. ('ચક') મેકકિન્લી.

૨૪. હંગરી.

૨૫. આઠ—'ઑક્ટ'વાળા બધા શબ્દોને—પછી એ ગ્રીક કે લૅટિન હોય, આઠ આંક સાથે સંબંધ હોય છે.

૨૬. આ બધાંય શહેરોમાં ઘડિયાળનો સમય ગ્રીનિચ મીન ટાઈમ કરતાં એક કલાક આગળ છે.

૨૭. કલાકના ૧·૧૫૧ માઈલ. સામાન્ય રીતે ૬૦૮૦ ફૂટના નોટ-માઈલ ગણાય છે.

૨૮. ઑયસ્ટર્સ, લિમ્પેટ્સ જેવી છીપ-માછલીઓને 'મોલસ્ક' કહેવાય છે. પરંતુ 'ગોકળગાય'ની પણ તેમાં ગણતરી થાય છે.

૨૯. ડેન્માર્ક.

૩૦. અબ્રાહમ લિંકન (૧૮૦૯-૬૫), આંતરવિગ્રહ પૂરો થયા પછી થોડા દિવસે એક નાટ્યગૃહમાં તેમનું ખૂન થયું હતું.

૩૧. ઑસ્ટ્રિયાના ગણિતશાસ્ત્રી અને વિજ્ઞાની ડૉ. અર્ન્સ્ટ મૅક (૧૮૩૮-૧૯૧૬)ના નામ ઉપરથી આ માપનું નામ પડ્યું છે.

૩૨. ૬૪૦ એકર.

૩૩. ફ્લોરેન્સ નાઈટિંગેલ (૧૮૨૦-૧૯૧૦)—આ અંગ્રેજ મહિલા સન ૧૮૫૪માં ક્રિમિયન વૉર દરમિયાન ઘવાયેલા બ્રિટિશ સૈનિકોની માવજત માટે ૩૮ પારિચારિકાઓ સહિત દેશની બહાર ગયાં હતાં. અને લશ્કરી પરિચારિકાઓની સેવામાં સુધારો કર્યો હતો.

૩૪. ગ્રીસ અને તુર્કી વચ્ચે ભૂમધ્ય સમુદ્રનો તે એક ભાગ છે. તે ૪૦૦ માઈલ લાંબો છે અને તેની પહોળાઈ ૧૭૦ માઈલ જેટલી છે.





૩૫. મોટા પર્વત ઉપરથી બરફ કે જમીનનો ટુકડો કડાકા સાથે ધસી આવે તેને 'એવેલાન્સ' કહે છે

૩૬. ફ્રાન્સ, ઈટાલી અને ફેડરલ રિપબ્લિક ઑફ જર્મની.

૩૭. માછલીઓના પ્રાકૃતિક ઇતિહાસના અભ્યાસને.

૩૮. સર વિલિયમ ઍલેકઝાન્ડર બસ્ટમેન્ટે.

૩૯ ડ્વાઈટ ડી. આવઈઝનહોવર.

૪૦. હોન્શુ—ઉત્તરમાં હોકાઈડો અને દક્ષિણમાં શિકોકુ અને કયુશીઉ વચ્ચે આવેલ અત્યંત મહત્ત્વનો ટાપુ.

૪૧. વ્હાઈટહાઉસ.

૪૨. બિનતારી સંદેશવ્યવહારની શોધ માટે. રેડિયોના વિકાસમાં તેનો ફાળો મહત્ત્વનો છે.

૪૩. ઓગાળીને અમુક આકાર આપવામાં આવતા નક્કર ધાતુના ગઠ્ઠાને ઇંગોટ કહેવામાં આવે છે.

૪૪. બત્રીસ.

૪૫. કોઈની જગ્યાએ અવેજીમાં કરનાર એ નામથી ઓળખાય છે. એ મૂળ લૅટિન શબ્દ છે જેનો અર્થ થાય છે 'જગ્યા સંભાળવી.'

૪૬. કલાઈ.

૪૭. બ્રિટિશ કોલંબિયા.

૪૮. શ્રી જોમો કેન્યાટ્ટા.

૪૯. સર ઍલેક ડગ્લાસ-હ્યુમ.

૫૦. આશરે ૨,૩૯,૦૦૦ માઈલ.



ગની દહીંવાલા

## ઉદધિનું હૈયું

ધબક ધબક ધબકે રે આ ઉદધિનું હૈયું !
તૃષા કશી અનુભવતું રે આ ભીનું ભીનું હૈયું ! રે ઉદધિનું હૈયું…ધબક૦

આકુળ વ્યાકુળ બની અહરનિશ, વસુંધરાને ખોળે;
કશી મનોહર માયા પાછળ ભરી છલાંગો દોડે !
વિરાટના કર પંપાળે તો શાંત રહે આ હૈયું. રે ઉદધિનું હૈયું….ધબક૦

ભીતરમાં વડવાનલ ભારી, ખડ ખડ હસી બતાવે !
રણાંગણે શૂરા સૈનિક સમ ધસી ધસીને આવે ! !
ટકી રહ્યું છે કાળની સામે અડીખમ આ લડવૈયું ! ! રે ઉદધિનું હૈયું….ધબક૦

ઉદ્વેગે આ કંપ હશે ? કે ઉન્માદે થનગનતું ?
મનમાન્યું કો મળ્યું નહીં ? કે મળી ગયું મનગમતું ?
હશે અજંપો અંગઅંગ ? કે હર્ષે ઝૂલઝૂલૈયું ? રે ઉદધિનું હૈયું….ધબક૦





છ(?)વનમાં વાતાંવરણ, સંસ્કાર અને વારસો ઘણો અગત્યનો ભાગ ભજવે છે. સંસ્કાર બાળક ઘણું નાનું હોય ત્યારથી તેના ઉપર પડે છે. બાળક બાળક હોય છે ત્યારે તે સમજતું નથી એ માન્યતા ખરેખર ભૂલભરેલી છે. ઊલટું તેના કુમળા મગજ પર જે અસર થાય છે તે એવી ગાઢ અસર હોય છે કે મોટું થયા પછી તેને દૂર કરવું અતિ મુશ્કેલ છે. વારસામાં મળેલી વસ્તુઓ મિલકત, મકાન જ હોય છે તેવું નથી પણ સ્વભાવ, સારી નરસી ટેવ, અનુકરણ વૃત્તિ પણ હોય છે.

ઘરમાં નાનું બાળક હોય ત્યારે મા બાપની જવાબદારી ઘણી વધી જાય છે. મા બાપ અને ઘરનાં બીજાઓ પોતાની ટેવ મુજબ જ કરતા હોય છે. દરેક માબાપ પોતાનું બાળક સુંદર, વ્યવસ્થિત, કહ્યાગરૂં, સમજુ થાય તેમ ઇચ્છતાં હોય છે. પણ માત્ર ઇચ્છા જ તેમાં કામ નથી આવતી. બાળક તો આપણે શું કરીએ છીએ, કેમ બોલીએ છીએ, વર્તીએ છીએ, તે જોતું જ હોય છે. અને એની અસર તેના ઉપર ઘેરી છાપ પાડતી જ હોય છે. બાળકને સાચું બોલાવવા જ આગ્રહ કરીએ પણ ઘરમાં જૂઠું એ બાજુતું બોલાતું હોય તો તેને આપણા કહેવાની કોઈ અસર નથી જ થવાની. વડીલોનો બાળકને ખરાબ શીખવવાનો આશય નથી હોતો તે કબૂલ કરીએ તો પણ તેમને આ ખબર જ નથી હોતી કે આવી રીતે બાળકને અસર થાય છે. અને ખબર હોય તો પણ તેના પ્રત્યે બેદરકાર બને છે. અને આમ જાણ્યે અજાણ્યે પણ જે અસર બાળક ઉપર થાય છે તે આગળ જતાં ખૂબ હાનિરૂપ નીવડે છે કેટલાંક વડીલો તો તે માનવા પણ તૈયાર નથી થતાં એની વિપરીત વર્તણુક જોતાં એમ જ કહેશે કે તે તો ખરાબ સોબતમાં પડી ગયો છે અને એ જ કારણે તે બગડી ગયો છે. અગર તો શી ખબર આવું તે ક્યાંથી શીખી ગયો ?

પરંતુ બાળક—નાનું બાળક ઘરમાંથી જ શીખે છે. બહાર રમતું થાય ત્યારે તેને બહારના વાતાવરણની અસર થાય છે. પરંતુ શરૂઆત તો ઘરમાંથી જ થાય છે. ઘરમાં સુંદર, શાંત, ઝઘડા વગરનું વાતાવરણ હશે, દરેક વ્યક્તિ વ્યવસ્થિત હશે તો બહારનું જોયેલું પણ એને અસર નહિ કરે. નાનપણથી પડેલી ટેવ કાયમ માટે વ્યવસ્થિત બનાવે છે. બાળકના સ્વભાવ પર પણ તે ખૂબ અસર કરે છે. સમજવું તે વર્તનમાં મૂકવું ખૂબ જરૂરી છે. છોકરાંઓ મોટાં થઈને ખરાબ સોબતમાં પડી ગયાં છે, છુટ્ટાં થઈ ગયાં છે, ગણકારતાં નથી, આવડત વગરનાં છે એ કહેવાથી કે બોલવાથી કોઈનામાં સુધારો થવાનો નથી. માનસિક અને શારીરિક સ્વાસ્થ્ય મજબૂત કરવા માટે તો નાનપણથી જ બાળકનો ખ્યાલ કરવો જરૂરી છે. ધાર્યું પરિણામ લાવી શકવાની તાકાત પણ માબાપમાં હોય છે પણ એને માટે વડીલોની પૂરી તૈયારી હોવી જોઈએ. કુટુંબ અને દેશને માટે પણ તે ખૂબ જરૂરી છે. બાળક પ્રત્યે બેદરકાર રહેવાથી અને ઓછો પ્રેમ બતાવવાથી પણ તે મુંઝવતું બાળક ( Problem child ) થાય છે તે ભૂલવું ન જોઈએ.





## બે વિરોધાભાસ

કેરુલ ભણવામાં હોશિયાર તો નાનપણથી જ હતો. સાથે સાથે તોફાની–ભાંગફોડિયો અને રમતિયાળ ખૂબ હતો. હમેશાં એ સારા નંબરે પાસ થતો એટલે એના તોફાની સ્વભાવની આડે આવવાનું કોઈને કારણ નહોતું રહેતું. એની તીવ્ર યાદશક્તિને કારણે પણ તે વધુ ફાવતો. એનું તોફાન ઘરમાં વધી જતું ત્યારે તેનાં મા તો ગુસ્સે જ થઈ જતાં. નાનાં ભાંડરડાંઓને પજવવામાં તેને બહુ મઝા પડતી તેની નાની બહેન સોહિણી કંઈ પણ કરે તો કેરુલને પૂછ્યા વગર ડગ ન ભરતી.

કેરુલને ડૉક્ટર થવાનો નાનપણથી જ ઉમંગ હતો અને તેણે મેડિકલમાં જવાનું નક્કી કર્યું. પહેલું વર્ષ એને ખૂબ કપરું લાગ્યું. અત્યારસુધી રમતાં રમતાં અભ્યાસ ચાલેલો. એ રીતે જો ગતિ રાખે તો તેને નાસીપાસ થવું પડે પણ સ્વભાવમાં મૂળ તોફાન એને સ્થિર બનવા દેતું નહિ. હોશિયાર ઓછું વાંચે તો ચાલે એ માન્યતાએ એને એકવાર દગો દીધો અને થયું કે આવું તો ડૉક્ટર થવું ખોટું. અને એની અસર એના મન પર ખૂબ ઊંડી થઈ. પણ એકવાર ઓકયા પછી પાછું નાખવું ખૂબ મુશ્કેલ હતું. નક્કી કર્યા પછી તે મુજબ થવું જ જોઈએ નહિતર બીજા બધાં શું કહે અને પોતાની 'કેરિયર'નો વિચાર આવતાં મન દઈને ખૂબ મહેનત કરવાનું નક્કી કર્યું. ધીમે ધીમે મનને કેળવ્યું.

સોહિણી હોશિયાર હતી. અને એને પણ ડૉક્ટર બનાવવાની એનાં બા–બાપુજીની ઇચ્છા હતી. પણ એનાથી વધુ હોશિયાર ભાઈને નાસીપાસ થયેલો જોઈને એનું મન ભાંગી ગયેલું. ખૂબ મહેનત કરી શકે તેવું તેનું મન પણ નહોતું અને કેરુલ તો હમેશાં એને આટલા બધાં થોથામાં પડવાની ના જ પાડતો. ક્યારેક તો તે કહેતો કે 'સોહિણી, હું તો મેડિકલમાં દાખલ થઈને પસ્તાયો છું. તારા તો કામનું જ નથી. તું નહિ જ જતી.'

સોહિણીની ના બહુ ચાલે તેમ નહોતી ઈન્ટરના એક એ પેપરમાં તે ઢીલી થઈ ગયેલી. ધાર્યું પરિણામ આવે તેવાં પેપર ગયાં નહોતાં. બીજો વર્ગ આવ્યો એટલે પ્રવેશ મળશે કે નહિ તે શકા હતી પણ વડીલોની મહેનત સફળ થઈ.

*

શોભા પણ નાનપણથી બધી રીતે 'બ્રાઈટ' વિદ્યાર્થિની હતી. તેના ઘરમાં તો સૌ બાળકો કરતાં વધુ હોશિયાર હતી અને વર્ગમાં પણ નામ મેળવ્યું હતું. કેટલીક અગવડોનો સામનો કરીને તે આગળ વધી રહી હતી અભ્યાસમાં એનું લક્ષ વધુ હતું બહાર હરવું ફરવું, નાટક સિનેમા જોવાં, ઘરના કામમા પણ મદદરૂપ થવું તેને ગમતું. આ બધું છતાં તે એસ. એસ. સી પાસ થઈ ત્યારની જ દાક્તર થવાનાં સ્વપ્નાં સેવતી હતી. કુટુંબમાં તેના ઉત્સાહને પ્રોત્સાહન મળે અને એ જરૂર ડૉક્ટર બને તેવું ઇચ્છતાં.

કેટલીકવાર ઘરનું વાતાવરણ અનુકૂળ, પ્રોત્સાહિત હોય છતાં બહારનું વાતાવરણ નડતરરૂપ અને હતાશા ઉત્પન્ન કરે છે. શોભાના ડૉક્ટર થવાના વિચારોને બીજા, ખાસ કરીને ડૉક્ટરના સ્વપ્નાં સેવેલાં પણ નાસીપાસ થયેલા વિઘ્નસંતોષીઓ શોભાને પહેલેથી જ હતાશ કરતા હતા : 'તું ભલે હોશિયાર રહી પણ મેડિકલમાં જઈ શકવાની નથી, તું ડૉક્ટર થવાની જ નથી.' ઘરમાં વડીલો તો આવા વિધાન પર ખૂબ ગુસ્સે થઈ જતાં અને એને હિંમત આપતાં. શોભા પણ 'તમને બતાવીશ' એમ હિંમતથી કહેતી. પણ બરાબર પરીક્ષાના દિવસે જ તે કંઈક ઢીલી પડી ગઈ. અઘરામાં અઘરું પેપર પણ જે એને સારામાં સારું આવડતું તેમાં તે પોતાની હોશિયારી બરાબર ન બતાવી શકી. અને એ જ વખતે એને બધા વિચારોએ ઉશ્કેરી મૂકી : 'ખરેખર હું ડૉક્ટર નહિ થાઉં...?' એ આવી ગયેલી નિર્બળતાએ એના કઠણ મનને પોચું બનાવ્યું. હવે પરીક્ષા આપવી જ નથી એવું નક્કી કરી ઘેર આવી. 'મારા પૂરા માર્ક્સ ન આવે એનાં કરતાં હું બીજે વર્ષે બેસીશ.' પરંતુ ઘરમાં

બધાંએ ખૂબ હિંમત આપી અને પાછું મન ઠેકાણે આવ્યું. નબળા વિચારોને દૂર ધકેલ્યા - અને ઊંચો બીજો વર્ગ મેળવી તે મેડિકલમાં દાખલ થઈ ગઈ. અને પહેલું વર્ષ ખૂબ જ સુંદર રીતે પસાર કર્યું. વિઘ્નસંતોષીઓનાં મોંમાં આંગળાં નંખાવ્યાં.

કેવો વિરોધાભાસ આ બન્ને પ્રસંગોમાં રહેલો છે!

## આંતરસૂઝ

[ કૉલેજમાં ભણતી ત્રણ બહેનપણીઓ અનૌપચારિક વાતો કરી રહી છે ]

શ્વેતા : કાલે રવિવાર છે, આપણે પિક્ચરમાં જઈશું ?

દક્ષા : હા, એક રજાનો દિવસ જાણે સારી રીતે માણી લઈએ તેમ થાય છે. રોજ તો ધમાલ કરીને કૉલેજ ભાગવાનું એટલે એ એક દિવસ તો એવી નિરાંતે તૈયાર થવું પણ ગમે છે.

નીલમ : હા, પણ તું શું પહેરવાની છે ? આપણે બધાં સાડી જ પહેરીએ. કૉલેજમાં તો મને જરાપણ ભપકો કરવો નથી ગમતો.

દક્ષા : આપણી વાત જવા દઈએ પણ સ્મિતા અને બીજાં રોજ નવું નવું પહેરીને આવે જ છે ને ! અને એટલે જ આપણે પણ સાંભળવું પડે છે ને !

શ્વેતા : જેવો જેનો શોખ. પણ આપણને તો કૉલેજમાં ઠઠારો કરવો નથી જ ગમતો. એ રીતે આપણે ત્રણેય સરખાં ભેજાનાં છીએ. પણ એ ફૅશનેબલ ઉપરના કટાક્ષ સાંભળીને થીજી જવાય છે. એકને કારણે બધાંને વગોવાવું પડે તે બરાબર નથી. દરેક ક્ષેત્રમાં થોડું ઘણું તો એવું રહેવાનું જ. કેતુના મમ્મીએ તો એમના મંડળમાં એક પરિસંવાદ યોજ્યો હતો. 'આજની કૉલેજની યુવતીઓ !' સામસામી બોલવાની ખૂબ મઝા પડી હતી. હું પણ સાંભળવા ગઈ હતી. પણ ફૅશન ઉપરના જે કટાક્ષ થયા તે મારાથી નહોતા સહેવાયા.

નીલમ : મને પણ, બધાંને એક જ કક્ષાએ ગણી કાઢે છે તે -નથી ગમતું. આપણા હાથની પાંચ આંગળીઓ પણ સરખી નથી હોતી તો સ્વભાવ તો ક્યાંથી સરખા હોય ! પફ-પાવડર, લીપ્સ્ટીક, લટ અને ઊંધી સાડી ઉપરના કટાક્ષ વધુ હતા. સાડી પહેરીને સરખો છેડો ન રાખવાની પણ એક ફૅશન છે. હાથે કરીને બીજી વ્યક્તિનું ધ્યાન દોરવાની રીત છે.

શ્વેતા : સાચી વાત છે નીલમ, આપણને તો બહુ ખ્યાલ નથી પણ હવે તો મારું પણ ધ્યાન દોરાયું છે. યુવકો અને યુવતીઓ બન્ને વણઓળખ્યે એક બીજાનું આકર્ષણ ઈચ્છે છે. યુવતીઓ પોતાની મર્યાદા ચૂકે છે ત્યારે જ 'પ્રૉબ્લેમ' ઊભો થાય છે. જીવનમાં સહન કરવાનું સ્ત્રીઓને છે. પુરુષો તો છુટ્ટા થઈને હરેફરે છે. એટલે એ મર્યાદામાં તો હું પણ માનું છું.

દક્ષા : મને લાગે છે કે આ બધું મૂળ સંસ્કાર ઉપર જ આધાર રાખે છે. આપણે પણ ફૅશન કરીએ છીએ. લીપ્સ્ટીક, પાવડર લગાવીએ છીએ અને સાડી પણ પહેરીએ છીએ. પણ ઉછાંછળાપણું આપણામાં નથી દેખાતું. અને બીજું એ છે કે કૉલેજમાં પણ આપણે સાદાઈથી રહેવામાં માનીએ છીએ. ભણવા ખાતર જ ભણીએ છીએ, દેખાવ ખાતર નહિ, ઘણી છોકરીઓને ફરજિયાત ભણવું પડે છે. તે આવાં નખરાં વધુ કરે છે.

શ્વેતા : હું તો માનું છું કે સ્ત્રી હોય યા પુરુષ પણ દરેકે અમુક મર્યાદામાં રહેવું જ જોઈએ. સ્વતંત્રતાનો દુરુપયોગ કરવા જતાં ઘણાં ખરાબ પરિણામોનો સામનો સમાજે કરવો પડે છે. પશ્ચિમનું ખોટું સમજ્યા વગરનું અનુકરણ કરવાનું આ પરિણામ આવ્યું છે અને એટલે જ આપણે બધાંએ સહન કરવું પડે છે.

નીલમ : ચાલો, એ બધું સહન ન કરવું પડે એ માટે આપણે કાલે શું કરવાનું છે ? આપણે અપટુડેટ તૈયાર થઈશું પણ મર્યાદાને નહિ આટોપીએ. બાકી કોઈને શિખામણ આપવાથી કોઈ સુધરવાનું નથી. જેમ વધારે બૂમો પડશે તેમ વધુ ખરાબ પરિણામ. દરેક વ્યક્તિ પોતે અંતરથી નહિ સમજે ત્યાં સુધી





આ ચર્ચાનો પણ અંત નથી આવવાનો. એટલે આપણે અહીં જ અટકીએ.
ચાલો કાલે મળીશું.

## કદર કે મીઠાશ ?

મનુષ્યનું મન કેવું છે ! આજે જે હોય તે કાલે ન પણ હોય. મન જ સંતોષ લઈ શકતું નથી એટલે લોભી, અભિમાની બને છે અને પરિણામ ઘણાને સહેવું પડે છે. એક વખત લત્તાના મનની વાત કરનાર રમીલા કલ્પનામાં પણ ન આવે એવી રીતે આજે શાંત—મદભરી થઈ ગઈ હતી, સત્તાનો લોભ લાગ્યો હતો.

રમીલા સ્ત્રીઓની સંસ્થામાં કામ કરતી હતી. તે બહારગામથી આવી ત્યારે અમુક અમુક વ્યક્તિઓનું વર્તન જોઈને ફરિયાદ કરતી હતી. સેવાનું કામ કરવું અને આ બધાં વિખવાદો શાનાં ? દેખીતીરીતે ન દેખાય તેવાં મંતવ્યો તે જ્યારે સાંભળતી ત્યારે ઘડી વિચારમાં પડી જતી. લત્તાબહેનને બધી બહેનો સાથે બનતું હતું. આમ તો બધાંય સાથે રહીને જ કામ કરતાં હતાં. પરંતુ મારું કામ વધુ સારું છે અથવા તો હું વધુ સમય આપું છું—હું જ કરું છું, બીજાં નથી કરતાં. અને છતાં મારો કોઈ અવાજ નથી, નામ બહાર નથી આવતું વગેરે વગેરે ફરિયાદો થયા કરતી. એથી પણ વિશેષ લત્તાબહેનને જેને માટે વધુ લાગણી હતી, એમનું કર્યા વગર છૂટકો નહોતો થતો, ખાસ મિત્રો જેવાં ગણાતાં તેમને પણ ઘસાતું બોલતાં જોયાં એટલે રમીલાને થયું કે આમ કેમ !

લત્તાબહેન તો સ્વભાવે ભડભડિયાં અને પરગજુ તો હતાં. જે વખતે લાગે ત્યારે બે અક્ષર બોલી જાય પણ પછી કંઈ જ નહિ એટલે પણ એમની એ બધી જ મિત્રતા જળવાઈ રહેતી હતી અને દરેકના મન જુદા હોય છે કામ વખતે કામ કાઢી લેવું અને સંસ્થા સિવાય તો મિત્રતા હતી જ. ક્યારેક એમ થાય અને માનવીના સ્વભાવ મુજબ દરેક વ્યક્તિ માટે ટીકા થતી.

એ જ રમીલાબહેન આજે સ્વભાવે મદભર્યાં થયાં હતાં એ જોઈને ખરેખર નવાઈ લાગી. આમ તો તેમની મીઠી ભાષા તેમને સરળ સ્વભાવનાં બનાવતી. પણ શાંત અને સરળ છતાં ન દેખાય તેવો તે મદ હતો. રમીલાબહેનનો બોલ સંભળાતો એના ઉપર ચર્ચા પણ થતી. અને યોગ્ય હોય તો તે મુજબ કાર્ય પણ થતું કહેવાની મતલબ એ કે બનતાં સુધી એમનો નવો વિચાર સ્વીકારી લેવાતો. સંસ્થાનાં જૂનાં સભ્ય હતાં અને બીજો પણ સારું કાર્ય કરતાં એટલે કંઈક અંશે તેમની પોસ્ટ વધી ગઈ. એટલે એ મદ તો આવી જ ગયો. પહેલાં પોતે શું હતાં તે ખ્યાલ જ નહિ કર્યો. અને હવે લત્તાબહેન કરતાં પણ વિશેષરૂપે તેમની પાસેથી ફરિયાદો સાંભળવા મળતી. સત્તાનો લોભ આવ્યો એટલે તે જે માનતાં હતાં તેનાથી પણ બદલાઈ ગયાં. એટલે સેવામાં પણ રાજકારણ ભેળવાઈ ગયું. જેનાથી દૂર ભાગતાં હતાં તેને પોતે જાતે જ વહોરી લીધું.

મારા જેવાના મોંમાંથી ક્યારેક સરી પડે કે 'રમીલા આ શું ? જે વર્તન, સામે તારી ફરિયાદ હતી તેને જ તેં અપનાવી લીધું ?'

'ના, ના, એવું કંઈ નથી' એમ કહીને હસી કાઢતી અને કહેતી હતી કે શું કરીએ, સમાજ જ એવો છે. જ્યાં આપણી કદર ન થાય ત્યાં કંઈ જ કિંમત નથી રહેતી.

સાચું કહો તો કદરનો પ્રશ્ન નહોતો પણ આવડત અને મીઠી બોલીનું અભિમાન હતું.





# કટકની
# ખુશબો

**ધીરુ પરીખ**



લેખક:
**શ્રી. ધીરુ પરીખ**

'કટકની ખુશબો' એ શીર્ષક નીચે પ્રસિદ્ધ થતા આ વાર્તા સંગ્રહમાં એ મથાળાની વાર્તા સહિત બાવીસ વાર્તાઓ પ્ર થાય છે. ભાઈશ્રી ધીરુ પર મોટા ભાગની આ વાર્તાઓ સામયિકોમાં પ્રસિદ્ધ થતી હતી ત્યારે વંચાયેલી છે. વાર્તાઓમાં શ્રી. ધીરુભ સમાજ–દર્શન માનસ વગેરેનું જ્ઞાન આપણે અ શકીએ છીએ. વસ્તુને કરવાનું એમનામાં સહજ છે. સામાન્ય રીતે વાર્તાનો જ એવો હોય છે કે જાણે થતી વાર્તા નવી નથી, પણ પૂરના પ્રવાહમાં આગળ વધતી ચાલુ વાર્તાપ્રવાહે વાર્તાનો ન કળાય એ એમની વિશિષ્ટતા છે. અને ઉ વાર્તા સંસ્કૃત નાટકોની જેમ ભુત અંત લેતી હોય છે, વળાંક લઈ સમાપ્ત થઈ ગુજરાતના જુવાન લે સ્થાન જમાવી લેવા જેટ આ વાર્તાસંગ્રહ બતાવે છે આ વાર્તાઓના વાચનની પ્રતીતિ છે. —કે. કા.

મુદ્રક • દીપક પ્રિન્ટરી • અમદાવાદ

અંક ૩ : જૂન ૧૯૬૪
સળંગ અંક ૪૧૧
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૫
'નવરચના' : વર્ષ ૨૯
સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમા એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી પી. થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પુરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પુરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મગાવતી વખતે ૭૫ પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેર ખબર માટેનુ, લવાજમ મોકલવાનુ, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું:—

**'ઊર્મિ—નવરચના'**
ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ૦
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ : અમદાવાદ, ૧.

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક : ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ. વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર



# પહાડ પડે : તરણાં તડપે

આખું આકાશ વાદળાંથી ઘેરાઈ ગયું હતું. તે પણ ધોમધખતા વૈશાખમાં. બુધવાર, મે મહિનાની સત્યાવીસમી તારીખ અને દિલ્હીની બપ્પોર. મૃત્યુ આવો કવખત શી રીતે પસંદ કરી શક્યું? તે પણ એવે ઠેકાણે જવા માટે કે જ્યાં જતાં બે ડગલા પાછું હઠી જવાય! છતાં એ તો ગયું. અને એક ગુલાબી આદમીને ઉઠાવી ગયું.

એ ગુલાબી આદમી તે આપણા સહુના લાડીલા નેતા શ્રી જવાહરલાલ નેહરુ.

ચુમ્મોતેર વર્ષની જિંદગી જેમ ટૂંકી ન કહેવાય તેમ લાંબી પણ ન કહેવાય, તેમાંય પંડિતજી માટે તો નહિ જ. પણ એ ફૂલશૈયામાં ઉછેરેલા નબીરાનું



આખું જીવન કંટકોની સેજમાં જ વીત્યું. અનેક આઘાતો—પ્રત્યાઘાતો વચ્ચે જીવનભર ઝઝૂમેલા એ યોદ્ધાની જુવાની ચુમ્મોતેરમે વરસે પણ એટલી જ થનગનાટ કરતી હતી એ ભારતનું સદ્‌ભાગ્ય નાનુંસૂનું ન ગણાય. બહુજનસમાજના લાડીલા નેતા હોવા છતાં શ્રી. નેહરુ સાવ એકાકી હતા. એમના જીવનના આધારસ્થંભ જેવાં સંગિની શ્રીમતી કમલાના અવસાન પછી એ વિષાગ્રદસ્ત માનવી એકલતા ટાળવા પ્રવૃત્તિઓમાં એવા તો મગ્ન થઈ જવા લાગ્યા કે એમને એકલવાયા જીવનની ક્યારેય ખબર સુદ્ધાં ન પડી.

કૌટુંબિક, રાજકીય, માનસિક અને શારીરિક યાતનાઓ વચ્ચે પણ એ ગુલાબી આદમીએ જીવનગુલાબને સદાય મહેકતું રાખ્યું. કંટકોની વચ્ચે રહીને તો એ ગુલાબ વધુ વિકસ્યું, મહેક્યું અને સહુનું કેંદ્ર બન્યું. સમસ્ત દેશનાં બાળકોના પ્યારા ચાચા, ગરીબોના સાચા અર્થમાં આધાર, ભારતના આંતરિક વિખવાદને ક્યાંય છતો થવા ન દેનાર સાચા સંધિકાર, યુદ્ધ સમયે પણ જરાય હિંમત ન હારનાર સાચા રાષ્ટ્ર—તારણહાર આજે આપણી વચ્ચે નથી રહ્યા, ક્યારેય ફરી નહિ આવે—એ જાણીને જ કરોડો નીતરતી આંખો આજે સુકાતી નથી. એ લાડીલા સાચા ભારતવાસીના અવસાનના સમાચારે જ લાગણીથી ભીંજયેલાં પાંચેક ભારતવાસીઓનાં તો હૃદય પણ થંભી ગયાં છે.

લોકપ્રિયતા પારાશીશીથી મપાતી નથી; પણ એની સાચી પારાશીશી જનતા પોતે જ છે. આજે એના આ નેતાની યાદમાં, એને આપેલી વસમી વિદાયની યાદમાં શોકાચ્છાદિત છે. એકલા ભારતમાં જ નહિ પણ વિદેશોમાં પણ જે મહામાનવનું મૃત્યુ ઊંડી શોકછાયા ફેલાવી ગયું છે એવા પંડિત નેહરુ આપણા હતા અને રહેશે. ગાંધીજી પછી આટલી મોટી લોકચાહના મેળવનાર ભારતવાસીને માટે આજે તો એ સ્થાન ખાલીખમ જ છે, એ ખોટ વણપુરાયેલી જ છે.



મહામાનવોના મહાપ્રસ્થાનપંથમાં એક એવી વ્યક્તિએ સ્થાન દીપાવ્યું છે કે જેને માટે એ લાયક હતી. જીવનની પ્રવૃત્તિઓથી મૃત્યુને પણ મહેકાવી દેનાર એ માનવના મોંમાં 'ગીતાંજલિ'કાર ટાગોરના આ શબ્દો જાણે યથાર્થ રીતે શોભે; મૃત્યુને ભેટતી વેળા એના હૃદયોદ્ગાર તો આ જ હોય :

Oh, I will set before my guest the full vessel of my life—I will never let him go with empty hands.

All the sweet vintage of all my autumn days and summer nights, all the earnings and gleanings of my busy life will I place before him at close of my days when death will knock at my door.

—આ મહામાનવની મૃત્યુ માટેની આવી ઊમળકાભરી મહેમાનગત જાણે સાચી પડી છે. પ્રવૃત્તિપરાયણ જિંદગીનો એવો ભારે બોજ એણે મૃત્યુની કાંધે લાદી દીધો કે એ બોજથી લદાયેલું મૃત્યુ સાવ બેવડ વળી ગયું. મૃત્યુને પણ જાણે એ ભૂલ સમજાઈ ગઈ કે એ ખોટે ઘેર ચડી ગયું છે. પણ એની એ મોડી સમજણનો ભોગ ભારત બની ચૂક્યું છે. ભારતને સાચું રત્ન—સાચું જવાહીર ગુમાવવું પડ્યું છે એ હકીકત કેમેય જૂઠી થઈ શકે તેમ નથી.

ભારતના આંતરિક તેમ જ આંતરરાષ્ટ્રીય રાજકારણમાંથી એક એવો આધારસ્થંભ અદૃશ્ય થઈ ગયો છે કે ભાવિની કલ્પનાનું કોઈ સ્પષ્ટ ચિત્ર આજે તો ઊપસતું જ નથી. રાજકારણની આંટીઘૂંટીની વિશારદતા કેળવ્યા વિનાના સફળ રાજકારણી જેમ ગાંધીજીને ગણી શકાય તેવા જ પંડિતજી એક સાચા રાજકારણી–man of true politics હતા. વિશ્વસાહિત્યમાં જેમનું સાહિત્ય સ્થાન પામે છે એવા અચ્છા સાહિત્યકાર હતા. એમની આત્મકથા વિશ્વની અનેક ભાષાઓમાં અનુવાદિત થઈ ચૂકી છે. 'તવારીખની તેજછાયા' અને 'હિંદનું દર્શન'માં તેમના અભ્યાસનો નીચોડ જોવા મળે

છે. એકની એક પુત્રી ઇન્દિરાને માતાની હયાતીમાં પણ પિતા અને માતાની એવડી હુંફ આપનાર સફળ પિતા તરીકે 'ઇન્દિરાને પત્રો'એ પુસ્તકમાં શ્રી. નેહરુ એક શૈક્ષણિક આદર્શ રજૂ કરી જાય છે. આદર્શ પિતા, વહાલસોયા ભાઈ અને પિતાનો ભવ્ય વારસો સાચવનાર અને દીપાવનાર પુત્ર તરીકે ભારતના ઇતિહાસમાં એક ઉજ્જવળ દૃષ્ટાંત પૂરું પાડનાર શ્રી. જવાહરલાલ નેહરુ એકલા જ છે એ નિર્વિવાદ છે.

સત્તર વર્ષ સુધી આટલા મોટા રાષ્ટ્રનું એકધારું સુકાન ધારણ કરનાર ભવિષ્યમાં બીજું કોઈ ભારતને મળશે એવું આજે કહી શકાય નહિ. સ્વતંત્ર ભારતના પ્રથમ કર્ણધાર શ્રી. નેહરુ મરીને પણ અમર બની ગયા છે, સાચા અર્થમાં જીવન જીવી ગયા છે. માનવજાતને ગુલામીમાંથી મુક્તિને પંથે દોરી જનાર એ મહામાનવ પોતે મુક્તિની મજલ કરી ચૂક્યા છે. વિશ્વની શાંતિની સાચા અર્થમાં ઝંખના કરનાર એ શાંતિદૂત બુદ્ધ અને ગાંધીનો અમર વારસો જાળવીને ચિરશાંતિમાં પોઢયા છે. એમનો આત્મા સાચી શાંતિનો અધિકારી હોય એની કોઈ ના પાડી શકે તેમ નથી. ચિરશાંતિની શાશ્વતી શય્યા પંડિતજીની પ્રવૃત્તિપરાયણ જિંદગીની સાચી સાથી બનો !



૧૯૪૬માં અખંડ ભારતની વચગાળાની સરકારના વિદેશ ખાતાના પ્રધાન તરીકે શ્રી. જવાહરલાલ નેહરુ હવાઈદળના અફસરો સાથે સરહદની મુલાકાતે ગયેલા ત્યારની છબી.

જયન્ત પરમાર









'રાજહંસ'

# સમયનાં ક્ષીર-નીર

## શહેરોને 'રૂક જાવ' કોણ કહેશે ?

ન્યૂ યૉર્ક દુનિયાનું સૌથી મોટું શહેર, એની નકલ બધે થઈ રહી છે. જણાય છે એવું કે એની રોનક અને સગવડો બીજે ફેલાય છે. પરંતુ એનાં જે દૂષણો ચેપી રોગની માફક ઝડપથી વધે છે તે તરફ ધ્યાન જતું નથી. જગત ભરને 'શહેરીકરણનું' ઝૂડ વળગ્યું છે ને તે વર્ષો સુધી છૂટે એમ નથી. એનાં દૂષણો વિષે વિનોબા—જયપ્રકાશનું તપાસ પંચ નીમાય તો સારું.

શહેરોમાં કુટુંબનિયોજન લગભગ ફરજિયાત થયું છે—રહેઠાણની તંગીને લીધે. છતાં શહેરોની વસતી વધતી જ જવાની છે. મોટાં શહેરો છે તે જ વધારે મોટાં બને છે—જેમ મોટા ઉદ્યોગો નાના ઉદ્યોગોને ખાઈ જાય છે, ને મોટી સંસ્થાઓ નાની સંસ્થાઓને જકડી રાખે છે. કહે છે કે જતે દિવસે મોટાં શહેરોનું એકીકરણ થઈ જાય એટલી હદે વસતી વધી જશે ને એ બધી શહેરોમાં જ વસશે.

શહેરી લોકોને પોતાના જીવનમાં બીજાનાં ડોકિયાં થતાં રહે તે પસંદ નથી. એમને કાં તો સ્વચ્છંદની છૂટ જોઈએ છે, કાં તો પોતાની ઊણપોને ઢાંકવી છે, ને કાં તો જવાબદારીઓથી ભાગી જઈને જીવવું છે. આજે તો નહીં જણાય પણ જતે દહાડે શહેરો જાણે નિરાશ્રીતોની છાવણી હોય એવાં થઈને રહેશે. એમને બધું જ પૂરું પાડો અને તે પછીયે એમની ફરજ તો તબેલાના ઘોડા જેટલી—કામ પર ચઢીને પાછા ફરતાં સુધી. એથી વધારે 'ખટપટ'માં શહેરના લોકો નહીં પડે.

ન્યૂ યૉર્કમાં હમણાં બે બનાવ બન્યા : એક ખુન રાતના થયું. બીજે બળાત્કાર બપોરે થયો. બંને પ્રસંગે લોકોએ જાણ્યું, જોયું ને કંઈ ના કર્યું. પોલિસને ખબર સુદ્ધાં ના કરી 'એ કામ મારું નથી' અથવા 'પારકી પીડા વહોરી લેવાની જરૂર નથી' એવું માનસ જણાયું. વહીવટી તંત્રની જટિલ વ્યવસ્થામાં ભૂલેચૂકે પગ પડી ગયો તો ફસાઈ જવાય એવી ધાક પેસી ગઈ હોય એમ જણાય છે. એમાંથી ઉપેક્ષા આવી છે ને માનવીનો સ્વભાવ બદલાયો છે.

આ શહેરોને મજા કરવી છે. એ માટે પોતાનાં હિત આગળ કરે એવું સંગઠન કરનારાં જુથ ઉપર જુથ રચાતાં જાય છે. આવાં સ્વાર્થી જુથો પર કેમ પ્રતિબંધ પડતા નથી ? કેમકે એકનો પગ ખેંચે તો હજાર લાત એક સામટી પડે એવો ઘાટ છે. એકંદરે હક રરતાં વધારે મેળવવા માટે તો શહેરો જામી પડયાં છે. એમને 'રૂક જાવ' કહી શકે એવું કોઈ નથી.

## શહેરોનો સંહાર છે જ

આ શહેરોના ભૂકા ઉડાવી દેવા એટમ બોમ્બ તૈયાર થઈ રહ્યા છે, એના ગંજ અમસ્થા ખડકાતા નથી. જે રોગ એક શહેરમાં છે તે જ રોગ દુશ્મનના શહેરમાં પણ છે—બધાં શહેરો સ્વાર્થી સંગઠનોનાં જોર આગળ લાચાર છે. એ સંગઠનો પ્રજાનાં દ્રોહી તો છે જ, ન્યાય, પ્રીતિ, પુરુષાર્થ, ધર્મ—એવા કેટલાય માનવજાતે જતનપૂર્વક ખીલવેલા ગુણોના દ્રોહી પણ છે. એથી એ વધ્યની કોટિમાં સરતાં જાય છે—વાંદરાની સડકે જતાં બેલ બકરાંની હાર જેવાં.

અણુશસ્ત્રોનો ઉપયોગ થતો થતો રહી ગયો. અને અણુધડાકાના પ્રયોગો ઉપર પ્રતિબંધ આવ્યો. એથી કે અણુ લડાઈ નાબુદ થઈ એમ નહીં માની શકાય. માણસ ભલે માને કે એ એની શોધ છે. એ શસ્ત્ર આપ્યું છે તો કુદરતે કુદરતની સમતુલા તૂટતી જાય ત્યારે એ વળતા હૂમલા કરે જ છે. અણુશસ્ત્ર એ કુદરતે માનવીના હાથમાં મૂકેલું એનાં શહેરોનાં સંહારોનાં સંહારનું શસ્ત્ર છે.

જૂની લડાઈઓમાં કેટલાંક શહેરોને બચાવી લેવામાં આવ્યાં હતાં, ને જેમના ઉપર હૂમલાની ઝડીઓ પડી તેને પણ ઝડપભેર તાજાં કરી લેવાયાં હતાં. નવી લડાઈની રીતમાં આ શહેરોનો જ પહેલો શિકાર થાય તો શી નવાઈ?

યંત્રયુગની સંસ્કૃતિનું કેન્દ્ર શહેરોમાં છે, એનું બળ પણ ત્યાં છે. એનાં પાર વિનાનાં અનિષ્ટ પણ ત્યાં છે, અને એને ખતમ કરનારી વૈજ્ઞાનિક બુદ્ધિ પણ ત્યાં જ છે. ગાંધીજીની હત્યા હિંદુ બ્રાહ્મણે કરી ને કેનેડીની અમેરિકન ગોરાએ કરી એમ શહેરોનો વિનાશ એના હાથમાં જ કુદરતે મૂકી રાખ્યો છે. શિવનું ત્રીજું નેત્ર ઊઘડે એટલી વાર છે.

## લડાઈઓનાં સળગતાં તાપણાં

કહે છે કે જ્યારે તોફાન આવવાનું હોય છે ત્યારે એની આગમચ વાયરા પડી જાય છે અને શાંતિ જણાય છે. રશિયાએ હમણાં તોફાની વાયરા ઠંડા કર્યા છે કે શું? બ્રિટન અને અમેરિકાએ તો નવી ચૂંટણીઓ લડવા શાંતિ જાળવી છે. અને રશિયાએ હમણાં જ ખ્રુશ્ચોફનો જન્મ દિવસ ઉજવ્યો એટલે એમનું સ્થાન સલામત જણાયું છે. ચીન સાથેનો સંબંધ હમણાં ભલે એમ જણાય કે બગડ્યો છે પણ કોઈ ચીન ઉપર હૂમલો લઈ જાય તો પાછા સંબંધ 'સુધરી' જતાં વાર શી?

જ્યાં સુધી સામ્યવાદી પદ્ધતિને બળપૂર્વક જગતભરમાં ખાસ કરીને નવી આઝાદી મેળવતાં રાષ્ટ્રોમાં ફેલાવવાનું ધ્યેય કાયમ રહેશે ત્યાં સુધી બંને છાવણીઓને અખંડ ઉજાગરા કરવા પડવાના. એની સૌથી વધારે ભીંસ એશિયા-આફ્રિકાના દેશોને વેઠવી પડવાની. હમણાં તો આ દેશો 'બાઈ બાઈ ચારણી' કરતાં બંને જૂથની સહાય માટે તલસે છે. એમાં ભારત મોખરે રહ્યું છે અને હવે એનો બોધપાઠ નેપાળે લીધો છે. ભારતને માથાવાઢ લાગે એ રીતે નેપાળે ચીનાઓને કાઠમંડુથી તે તિબેટ સુધીનો રસ્તો બાંધવાની રજા દીધી છે. કહે છે કે એ રસ્તો હોય કે ના હોય ચીનાઓને આવતાં રોકી શકાય એમ નથી. તો પછી મૈત્રી શું ખોટી? ભલે લાચારીનું ઘી ચોપડેલું હોય તો પણ મૈત્રી તો છે ને!

જે દેશોમાં અંદરની વ્યવસ્થા સારી નથી તેમને બીજા દેશોને ભાંડવા છે. ચીન-પાકિસ્તાનનો આ ધંધો છે. એ શીખવણી તો રશિયાની છે પણ એ ધંધો હવે રશિયા ઓછો કરે તોયે પેલા બંને જણને ભાંડણ વિના જીવારો નથી. જે દિવસે બીજા દેશોને ભાંડવાનું બંધ કરે તે દિવસે ચીન-પાકિસ્તાનના ઘરમાં જ હોળી સળગે એવું છે.

સામ્યવાદે કેટલીય ખોટી પદ્ધતિઓને પ્રચલિત કરી છે તેમાં સૌથી ખરાબ એ છે કે જ્યાં ત્યાં ગુંડા તત્ત્વોનું જોર વધારી એમની હલકી જબાનને છૂટ કરી આપી છે એવા લોકો જ્યારે શાંતિની વાત કરે છે ત્યારે એ કટાક્ષથી બિચારી શાંતિ પણ થથરે છે. જે યુદ્ધના વારંવાર હૂંકાર કરનારા છે તે શાંતિ શું લાવે? એમણે તો સંસ્થાનવાદ પણ હવે વસાવી લીધો છે અને ઠેર ઠેર લડાઈઓનાં તાપણાં એમણે જ સળગતાં રાખ્યાં છે. એમાંથી મોટો ભડકો નહીં થાય શું?

## કાશ્મીરનું કોકડું છે જ નહીં

આપણા જયપ્રકાશ-વિનોબા-રાજાજી ભલે કહેતા હોય પરંતુ પાકિસ્તાન સાથેનું સમાધાન હમણાં શક્ય નથી. ચીનના ખીલે બંધાયેલો વાછડો હમણાં કૂદાકૂદ વધારી રહ્યો છે. એના આગળ કાશ્મીરનો થાળ ધરવામાં આવશે તો પણ એનું પેટ ભરાવાનું નથી.

પછી એ આસામ માગશે, સરહદના ઝઘડા કરશે, લઘુમતીઓને રંજાડી ભારત પરની દાઝ કાઢશે.

એને ભારતનો દ્વેષ કરવો છે ને એ દ્વેષના ભડકા બળતા જ રાખવા છે. પોતાના દેશનું પછાતપણું ઢાંકવું હોય તો આ એક જ ઉપાય એને જડ્યો છે. એના દિલમાં જલી રહેલી આગ ઠારવી હોય તો ઈશ્ક અને સાકીનાં બેચેન બનાવનારાં ગીતો, રેકર્ડો, ફિલ્મો, મુશાયરાઓ, એ બધું દર મહિને પાકિસ્તાનને ભેટ ધરવું જોઈએ. પાનના ડૂચા તબલાં ને તંબુરા, મદિરાની સુરાહીઓ, કિનખાબના બુરખા, મેંદીના વાટકા ને એવા સામાન વડે એમના દિલના હજાર હજાર ટુકડા કરી શકે એવા ધારદાર શાયરો ઊંટે ઊંટ ભરીને આવા કાફલા ત્યાં મોકલતા રહો તો વળી પાકિસ્તાન રીઝેય ખરું.

બાકી પંજાબની નદીઓનાં પાણી વહેંચવામાં ભારતે ઉદારતા દાખવી તોયે સંબંધો સુધર્યા નથી, બગડ્યા છે. ને હજુ થોડાં વર્ષો એમ બગડતા રહેશે કેમકે ત્યાંની પ્રજા જે માગે છે તે ત્યાંની રાજસત્તા આપી શકે એમ નથી, માત્ર ભારત સાથેનો ઝઘડો જ આગળ ધરી શકે એમ છે.

પાકિસ્તાનની ગણતરી એવી છે કે ભારતની નેતાગીરીમાં મહત્ત્વાકાંક્ષા નથી, કજીઆના કાયર છે, શાંતિ શાંતિની તરસવાળા છે, એટલે એમને ચટકા ભરીશું તો એ ખાટલી છોડી દે એવા છે. શેખ અબ્દુલ્લા અહીં ફરીને એ ભેદ પામી ગયા છે ને આકડે મધ જુવે પછી એ જવા દે તો—

કાશ્મીરનું કોકડું જ નથી કે એ ઉકેલવું પડે. કોકડું તો પાકિસ્તાનની આડોડાઈનું, કોમી દુરાગ્રહનું, ભારત-દ્વેષનું ને જે સત્તાવાળાઓએ પાકિસ્તાનનું સર્જન કરાવ્યું તેમની જીદનું કોકડું છે.

## જરૂર છે—ક્ષત્રિયત્વની

મેકઆર્થરમાં એક ક્ષત્રિય દેખાયો. હાર્યો ત્યારે એણે જ કહેલું કે 'એક દિવસ હું પાછો ફરીશ.' એણે પ્રશાંત મહાસાગરના ટાપુઓ ગુમાવ્યા ને પાછા પણ મેળવ્યા. જાપાનને છત્યું. કોરીઆની લડાઈમાં એને રોક્યો ના હોત તો? કોઈ આ તો જીતી લેત અને સાથે ચીનનો પ્રશ્ન પણ સહેલો કરી દેત. એણે ફોર્મોસામાં પૂરી રાખેલાં ચીની રાષ્ટ્રીય દળો ને એમની ભૂમિ પર જરૂર ઉતાર્યાં હોત.

દલાઈ લામાને આપણે તિબેટનો પ્રશ્ન જગતની સામે રજૂ કરતાં રોકી રાખ્યા છે—એમ કે રખેને સામ્યવાદી ચીનને એથી માઠું લાગે. જગતમાં દલાઈ લામાનો પક્ષ કોણ લઈ શકશે તેટલીય તપાસ રાખવાની ફિકર આપણે કરી નથી.

કોરીઆ, વીએટનામ, તિબેટ, લાઓસ—એમાં વિજય મળે તો માત્ર ક્ષત્રિયોને. આક્રમણ વિના કોઈને વિજય મળતો નથી. લડાઈના કાયરોને તો મેદાન છોડીને ભાગી જવું પડે છે.

પૂર્વ બંગાળમાંથી નિરાશ્રિતોને હદપાર કરતા રહી પાકિસ્તાને ભારત પર આક્રમણ કર્યું છે. કાશ્મીરનો મુલક કબજે લઈને તો ખુલ્લી રીતે એમ કર્યું છે. ચીનનું આક્રમણ જોઈ નેપાળ હવે ભારત સામે દાંત બતાવવા માંડ્યો છે ને સીકીમ-ભુતાન ગભરાટમાં પડ્યાં છે. એમનામાં ફરી વિશ્વાસ જગાડવો હોય તો આપણે પણ ક્ષત્રિયવટ દાખવવી પડશે.

હિંદી લશ્કરના શસ્ત્રસરંજામનો પ્રબંધ મોડો મોડો પણ થવા માંડ્યો છે. એની તૈયારી પૂરી કરતાં કેટલો સમય જોઈશે તે નક્કી થવું જોઈએ. અને એ મુદત પછી ક્ષત્રિયોને શોભે એવી વિજયની વાટે આપણાં સૈન્યોને દોરવાં જોઈશે. અશ્વોને જેમ ફરતા રાખવા પડે તેમ રણમેદાનોમાં કસાયેલા પણ રાખવા જોઈએ. અને આપણે તો પ્રતિષ્ઠાની ખાતર પણ લડાઈ લડવાની જરૂર છે. 'તસુએ તસુ જમીન'ની વાત ભુલાઈ ના જાય એટલા માટે સંરક્ષણ પ્રધાને પોતે અને પેલો શાંતિમંત્ર ગોખનારા બીજાઓને નિરાશ્રિતોની છાવણીઓમાં ફેરવવા જોઈએ. શાંતિ-સૈનિકોને તો આજે પણ નાગભળવાખેતોની પથારીમાં છૂટા મૂક્યા હોય તોયે શું ખોટું છે?

**કામરાજ યોજના કોણે નિષ્ફળ કરી ?**

વળી પાછો અવાજ ઊઠ્યો છે—'કામરાજ યોજના સફળ થઈ કે નિષ્ફળ ગઈ તેની તપાસ કરો.' આપણે ત્યાં ઘણી યોજનાઓ નિષ્ફળ જાય છે એટલે એ કુટુંબનો વળી એક છોકરો વંઠી ગયો કે શું એવી ભીતિ રહે છે. તપાસનું કારણ નિષ્ફળતા હોય કે એની શક્યતા હોય—એ કેવું માનસ બતાવે છે ? નિષ્ફળતા આપણા હાડમાં ઊતરતી જાય છે કે શું ?

કામરાજ યોજના મુજબ પ્રધાનોએ રાજસત્તા છોડી પક્ષના સમર્થનનું કામ સ્વેચ્છાએ ઊપાડી લેવાનું હતું. પદનો ત્યાગ કર્યા પછી પણ એમણે સત્તા તરફથી મોં વાળી લીધું નહીં એ દુઃખદ છે. એમણે પક્ષ તરફ જોયું હોય તો પણ સત્તાના દોર હાથમાં રાખવા કાજે. એવાના વાંકે કામરાજની યોજનાને નિષ્ફળ ઠેરવવા જઈશું તો કોઈ યોજના સફળ નહીં થાય.

કોન્ગ્રેસના પક્ષને મજબૂત કરવા જે જે નીકળ્યા એમણે 'માજી'નો ઈલકાબ વળગાડી રાખ્યો એ કેવી બેહુદી વાત છે ! એમનાથી પ્રજામાં સમાનભાવે ભળી ના શકાયું. કોન્ગ્રેસમાં સારી પ્રણાલિકાઓ ચાલુ કરી ના શકાઈ. લોકોને પ્રેરે એવું કોઈ તત્ત્વ કોન્ગ્રેસમાં લાવી ના શકાયું. અને કામરાજે આપેલી તક એળે જવા દીધી. જાણીબુજીને એમણે હાથમાં મૂકેલો દૂધનો લોટો ઢોળી નાખ્યો છે.

અત્યારે તો ભીષ્મના છેલ્લા દિવસોની જેમ કોન્ગ્રેસ બાણશય્યા પર પડી છે.

એનામાં પાછા પ્રાણ સીંચવા જેવી જેની પાસે આશા રાખી તે બધા પોતાનો પ્રાણ તાજો રાખનારા નીકળ્યા. દેશનું તો એમણે દુઃખ હર્યું નથી અને કોન્ગ્રેસનું તેજ વધાર્યું નથી. સાવ નકામા નીવડ્યા છે એ.

એમણે પક્ષના નામે જનતાને રંજાડી છે. લાયસન્સ–પરમીટ ધંધામાં મૂડી રોકાણ, આયાત–નિકાસ, આવકવેરો-એ બધા નાકાં રોકીને કોન્ગ્રેસના ઠેકેદારો થઈને ઊભા છે. એ પક્ષનાં નામ લઈ પૈસા ઓકાવે છે ઉપરથી ફૂલહાર પહેરાવવા લોકોને આમથી તેમ દોડાવે છે. પોતાનાં સ્વાગતો કરાવતાં એ શરમાતા નથી. અને પોતાની તુમાખી વધારવા જતાં કોન્ગ્રેસનું તળિયું તોડતા રહે છે ને એટલું ઓછું હોય એમ વાંક કાઢે છે કામરાજ યોજનાનો !

**લગ્નોમાં સમાજવાદી પદ્ધતિ ક્યારે ?**

હમણાં ગુજરાતે લગ્નોત્સવ માણ્યો. એમ દર વર્ષે એ માણે છે. ને દર વર્ષે ઉત્સવનો રંગ ઘેરો થતો રહે છે. અઢળક નાણું ખરચાય છે. નથી સમાજસેવકોને એનું મનદુઃખ થતું ને સર્વ પ્રવૃત્તિઓની આગેવાની લેનારી કોન્ગ્રેસની સરકારને એમાં કોઈ નવી પ્રણાલિકા શરૂ કરવાનો વિચાર કેમ નથી આવતો એ જ નવાઈ છે. કોન્ગ્રેસના આગેવાનો તો લગ્નના મોટા સમારંભોનાં નિમંત્રણોની જાણે રાહ જોઈને બેઠા હોય છે.

જો સરકાર ધારે તો લગ્નની મોસમને પ્રજાનો ઉત્સવ બનાવી શકાય. સમૂહલગ્ન રાખીને ગુજરાતમાં નવા ને સારા શિરસ્તા પાડી શકાય. કહે છે કે વૈશાખ સુદ બીજના દિવસે ગુજરાતમાં કેં નહીં તોયે પાંચ હજાર જેટલાં લગ્નો હતાં. અમુક મથકોએ એ વિષે સરકારે તજવીજ રાખી હોત અને ધૂર ગણાતાં કુટુંબોને સમૂહલગ્નમાં આકર્ષ્યાં હોત તો એ પ્રથા સમાજમાં વહેલી આદર પામત

સમાજવાદની સમાનતા લાવનારી સામાજિક પ્રકૃતિ પ્રસંગોએ જરૂર અજમાવવી જોઈએ. સમૂહલગ્નો દ્વારા લેણ દેવડની પ્રથા છોડીને, કલેશ કજીયા કાઢીને, વર અને કન્યા પક્ષ બંનેને ગરજમુક્ત કરીને, વાજબી શોભા જાળવીને પરંતુ વધારે પડતા ખરચાળ રિવાજો કાઢીને, તેમજ વ્યક્તિઓનું અહં પોષવાનું બંધ કરીને, આપણે સમાજને ઉન્નતિ તરફ વાળી શકીએ, એમનું હિત પણ જાળવી શકીએ અને આનંદ તો સહુને મળે એવું રાખી શકીએ. આ શું સમાજવાદી પદ્ધતિ નથી ? શું જાહેર ક્ષેત્રે વેપાર ઉદ્યોગો ઘસડી જવા એમાં જ સમાજવાદ સમાયો છે ?

[અનુસંધાન માટે ૧૨૭ મું પાનું જુઓ]





ધૂમકેતુ

# ફુરુદ્દિન જંજેલા

વાર્તામાં કૌતુકરસ અને અદ્ભુતરસનું મિશ્રણ હોય ત્યારે એ વાર્તાનો અંત જાણવા ઈંતેજારી વધારે હોય છે. આ વાર્તા પણ આપણા સર્વમાન્ય વાર્તાકારની એવી જ અદ્ભુત રસવાળી વાર્તા છે જે વાચકોના કૌતુકને વધુ ને વધુ સતેજ કરે...

સીમલાથી છોટાસીમલા જવા માટેનો એ ટૂંકામાં ટૂંકો માર્ગ હતો, તેથી વારંવાર હું એ માર્ગે જ નીકળતો. એ રસ્તે થોડું નીચે ઊતરવાનું આવતું. ત્યાં એક નાનું સરખું મેદાન હતું. એ મેદાન—એટલામાં આસપાસના માઈલો સુધીની જમીનનું જાણે ક્ષણે-ક્ષણે અવલોકન કરતું લાગે. નાનકડી ટેકરી સવાર થઈ ગઈ હોય એવી સુંદર એની રચના હતી. એ મેદાનમાં એક વિશાળ મહાલય જેવું મકાન ઊભું હતું. એની ચારે તરફ મોટી તોતીંગ દિવાલ હતી. જ્યારે ત્યાંથી નીકળું ત્યારે નજર અચૂક એ મહાલયના મોટા બંધ દરવાજા ઉપર જાય ને જાય. પહેલાં તો નવાઈ લાગતી, આવડું મોટું મહાયલ આંહીં ઊભું છે—અને જ્યારે જુઓ ત્યારે એ બંધ જ હોય એ શું? એકલું અટૂલું ઉદાસીન ખોખડધજ સુક્કા ઠુંઠાં વૃક્ષ સમું એ લાગે. અંદરથી કાંઈ અવાજ આવે નહિ, કોઈ કાંઈ બોલતું પણ સંભળાય નહિ. કોઈ પશુ પણ અંદર હોય ને બોલે તો જરાક જીવન જેવું લાગે—પરંતુ પશુ પણ બોલતું જણાય નહિ.

અને એટલામાં પંખીઓ પણ જાણે મૂંગા થઈ ગયાં હોય તેમ કોઈ પંખી પણ કોઈ દિવસ બોલતું સંભળાય નહિ.

મનને વારંવાર જિજ્ઞાસા થાય, નવાઈ લાગે, પણ આ એકલવાયા મહાલયનો કોઈ કહેતાં કોઈ, કાંઈ જ ઈતિહાસ પણ ન આપે. ઘણાને પૂછ્યું હતું—પણ જવાબ એક જ મળતો. 'હમકુ માલુમ નહિ ભૈયા! બોત દિન સેં યે અકેલા ખડા હૈ. ઈતની માહિતી હૈ. કભી કોઈ મરામત કરને વાલે આ જાય-તો ઉસકી પાસ કુછ પત્તા મિલે તો મિલે.'

એટલે પછી તો એ વિષેની પૃચ્છા પણ છોડી દીધી. માત્ર એ મકાન તરફ નીકળતાં દૃષ્ટિ ત્યાં જાય ને જાય. અને દરવાજા બંધ હોય એટલે ચાલતાં જ જરાક નજર ફરે. ફરવાનું, હવા ખાવાનું કામ હોય-એટલે કેવળ નજર ફેરવીને ત્યાંથી તરત જ ચાલવાનું થાય. વળી એમ પણ ખરું કે બધા મકાનના ઈતિહાસ ભેગા કરવામાં કોને ખબર છે—આખો સંસાર શૂન્ય જેવો બની જાય તો? એટલે એ ફિલસૂફીનો દોર પકડીને મનની હેતુ વિનાની જિજ્ઞાસાને પછી તો મેં બંધ પણ કરી દીધી હતી. પણ થોડા દિવસ પછી એક નવી નવાઈનો અનુભવ જાણે થવા લાગ્યો, કે પછી મારા સ્વભાવગત કાવ્યમાંથી એ ઊભો થયો. એ જે હોય તે. પણ જ્યારે ત્યાંથી નીકળું ત્યારે તરત લાગે કે કોઈ અત્યંત વેદનાભરી હવા સ્પર્શી રહી છે. ત્યાંથી નીકળતાં હવામાં જ એ ફેરફાર લાગે.

પહેલાં તો આ વાતની ઉપેક્ષા કરી. પણ પછી વારંવાર એ જ અનુભવ થવા લાગ્યો કે ચોક્કસ આટલી આ હવા તદ્દન જુદી તો છે! પછી એનું કારણ ગમે તે હોય! હવે એક દિવસ એવું બન્યું કે દરવાજાની ડોકાબારી ઉઘાડીને એક માણસને બહાર આવવું અને જોગાનુજોગ મારે ત્યાંથી નીકળવું. એક માણસને બહાર આવતો જોઈને ભારે નવાઈ લાગી. એને જોઈને હું ઊભો રહી ગયો. પેલો માણસ બહાર નીકળ્યો. મારા ઉપર એની દૃષ્ટિ પડી. અને મેં એની સામે જોયું. પણ એના ચહેરાને જોતાં ઘડીભર તો હું એને જોઈ જ રહ્યો! એ હતો તો ધોળો પૂણી જેવો તદ્દન શૂન્ય એ ચહેરો હતો કે ઘડીભર તો ભ્રાંતિ જ થઈ ગઈ કે ચોક્કસ, આ જે જોવાય છે તે કદાચ માણસનો ચહેરો જ નહિ હોય!

પણ હાથમાં 'હીલસ્ટીક' હતી. પગમાં બૂટ હતાં. બરાબર ચપોચપનો એનો સુંદર વેષ હતો. એ બધું



જોતાં મનમાં ધરપત વળી કે ના, માણસ તો એ હાથ પગવાળો માણસ જ છે. એટલે મેં એ હાથ જોડીને એને નમસ્કાર પણ કર્યા. પેલાએ પણ વિનયથી જવાબ વાળ્યો. પણ તે બધો સમય દરમ્યાન હજી દૃષ્ટિમાંથી એની નવી નવાઈની શૂન્યતાભરેલી મુખમુદ્રા ખસી શકતી ન હતી. લાગ્યું કે આ માણસ કાં તો આંહી રહીને આવો શૂન્ય થઈ ગયો હોય કે પછી ગમે તે કારણ હોય – એની સાથે સાથે ધીમે ધીમે ચાલવા માડ્યું.

*

કુતુદ્દિન જંજેલા—એવું એનું નામ સાંભળીને વધુ નવાઈ લાગી. એનો વેપ તો કોઈ સુધરેલા ભણેલાગણેલા માણસ જેવો હતો. જ્યારે નામ એનું અસલ પહાડી—અને તે પણ ભુતિયા ગણાય એવું હતું. એનો ચહેરો પણ એ જ કહેતો હતો. વાતવાતમાં રસ્તે ચાલતાં જાણી લીધું કે એ પણ છોટાસીમલા સુધી ફરવા જ જઈ રહ્યો છે. એટલે આજે જિજ્ઞાસાનો દોર છૂટો મૂકીને હું એની સાથે જ ધીમે ધીમે ચાલ્યો.

'તમે આંહી—જ્યાંથી નીકળ્યા ત્યાં—રહો છો કે શું ?'

પેલા માણસે પ્રશ્નના જવાબમાં મારી સામે જોયું. અને પછી સામો સવાલ કર્યો : 'કેમ એમ પૂછવું પડ્યું ? કોઈએ કાંઈ—' પણ તે પછી એ કાંઈ બોલ્યો નહિ. એની અધૂરી વાતમાંથી એક દોર પકડી લીધો. ચોક્કસ પેલા મહેલ વિષે કાંઈક લોકનિંદા હોય કે ગમે તે હોય —પણ આને કાંઈક છૂપાવવા જેવું છે. એટલે પહેલાં એને વિશ્વાસમાં લેવો જોઈશે. સહજ કહેતો હોઉં તેમ મેં કહ્યું : 'ના, ના, હું અમસ્તો જ પૂછતો હતો. હમેશાં અહીંથી ફરવા નીકળું, પણ કોઈ દિવસ કોઈ દેખાય નહિ અને આજે તમે મળ્યા; એટલે સહેજ જ જાણવા ખાતર પૂછ્યું.'

'હું ત્યાં રહેતો નથી,' તેણે જવાબ વાળ્યો અને પછી ઉમેર્યું : 'હું તો—આ એક દિવસ આંહી આવું છું, દર વરસે.'

'એમ ? દર વરસે એક દિવસ ? કેમ એમ ? અને તમે કહ્યું આ એક દિવસ એટલે ?'

'એ વાત એમ છે—એટલું જ. આજ આવ્યો છું અને કાલે પાછો ચાલ્યો જઈશ. અંદર કોઈ રહેતું નથી. એક ડોશી છે તે પડી રહે છે. પણ એ ત્યાં હોય ન હોય—મુડદું જોઈ લ્યો. એટલે કોઈ ત્યાં નથી. પછી તમને કોઈ ક્યાંથી દેખાય ?'

'હાં, મને પણ નવાઈ તો લાગી હતી. અને વધુ તો એટલા માટે કે અમારા ગામમાં આટલું મોટું તો નહિ પણ આવું વિશાળ એક મકાન હતું. તે પણ વર્ષો સુધી આમ જ પડ્યું રહેલું મેં જોયું હતું. એટલે સહજ જ થઈ ગયું—કે, વખતે આ પણ એવું કાંઈક હશે...' કુતુદ્દિન જંજેલા-આ વાતથી પ્રેરાયો હોય કે ગમે તેમ—જરાક વધુ બોલતો થયો; 'તમે ક્યાંના છો ?'

'હું તો ઘણે ઘણે દૂર...એક રિયાસત છે—હતી ત્યાંનો. રિયાસતનું નામ...'

હવે એણે પૃચ્છા કરી, 'તમે શું વાત કરતા હતા... પેલા મકાનની ?

'એ પણ આવું હતું એમ ? એનો કાંઈ ઇતિહાસ હતો ?'

'એના વિષે વાત ચાલતી હતી કે એ મકાનમાં બે ત્રણ આપઘાત થઈ ગયા હતા. એ જે હોય તે. પણ ત્યાંથી નીકળનારને કોઈ અંધારઘેરી ખીણમાં પોતે ઊભો હોય જે કોઈકનો અવાજ સંભળાતો હોય એવું લાગે. જો કે હવે તો એનો ખુલાસો મેં શોધી કાઢ્યો છે ! એટલે મને મળી ગયો છે !'

'એમ શું ખુલાસો મળ્યો છે ?' કુતુદ્દિને ઉતાવળે પૂછ્યું.

'તમે તો આંહીં જંગલના છો એટલે જાણતા જ હો. પણ મને અનુભવ નવો હતો. એટલે તમને કહું છું. એવું બન્યું.. કુ કુ...તમારું નામ એકદમ યાદ રહેવું મુશ્કેલ છે...'

'તમે મને મોતીરામ શર્મા કહો તો ચાલે. એ નામે જ હું વધારે ઓળખાઉં છું. કુતુદ્દિન જંજેલા તો હતો ત્યારે...પણ તમે શું કહેતા હતા ? તમને શું અનુભવ થયો...?'

એ તો એક દિવસ હું જંગલકેડીએ ચાલતો ચાલતો ઘણે દૂર નીકળી ગયો. ઘણે જ દૂર ..મજા આવી ને ચાલ્યો જ ગયો. પણ જ્યાં જોઉં છું ત્યાં તો મારી ચારે તરફ ગાઢ ભયંકર જંગલ પથરાયેલું નજરે પડ્યું. મનને થયું કે આમાં હવે ભૂલા પડ્યા તો પત્તો નહિ લાગે, માટે પાછા આવ્યા હતા તે કેડીએ જ પાછા વળીએ. ત્યાં એક ઝાડ પાસે થોડીવાર આરામ લેવા માટે હું બેસી ગયો. પણ જંગલ એવું તો ગાઢ હતું કે કેવળ દેવદારનાં વૃક્ષો જ વૃક્ષો ચારે તરફ ફેલાયેલાં નજરે પડતાં હતાં. ને વચ્ચે બધે જંગલી ગુલાબની લાંબી લાંબી વેલોના ઝૂંડ પથરાએલાં હતાં. એમાં ભૂલેચૂકે પણ જો કોઈ જઈ ચડે તો પછી એને એમાંથી નીકળતાં ભોં ભારે થઈ પડે. એટલે હું તો જરાક આરામ લઈને ભાગવા માગતો હતો. એકલો હતો. ચારે તરફ જંગલ હતું. ક્યાંય કોઈ દેખાતું ન હતું. સૂરજ પણ વાદળછાયો હતો. મારી ચારે તરફ ..કોઈ બોલી રહ્યું હોય એટલે કે ગુપચુપ ગુસપુસ વાતો કરતું હોય એવું લાગ્યું. અને હું તો વ્યગ્ર થઈ ગયો. મનમાં થયું, ચોક્કસ આંહીં જંગલીઓએ મને જોયો લાગે છે. ને મને થોડીવારમાં રહેંસી નાખશે. મૂરખાઈભરેલી રીતે કોટમાં રૂપિયા પણ સો દોઢસો રહી ગયા હતા. એટલે તો થયું કે ઝટ ભાગો નહિતર ચારે તરફ ગુસપુસ ચાલી રહ્યું છે. અને હું મૂઠીઓ વાળીને દોડ્યો... દોડ્યો પણ પેલું ગુસપુસ સ્પષ્ટ રીતે માણસનો અવાજ નહિ. પણ માણસો વાતો કરતા હોય તેવો અવાજ પણ પાછળ દોડ્યો!'

ફ્રુકુદ્દિન જંજેલા સાંભળીને હસી પાડ્યો. 'જંગલમાં ઘણી વખત આ અનુભવ થાય છે. અને માણસ હિમ્મતવાળો ન હોય તો ધ્રૂજવા માંડે છે.'

'હા. મને પણ એ અનુભવ થયો. પણ એમાંથી એક જ સત્ય મેં તારવ્યું છે. હવાઈ અવાજોનો કાંઈ જ અર્થ નથી. શંકા ને વહેમ ને ભ્રમ ને ભ્રમણા ને પડઘા ને પ્રતિશબ્દ—જે નામ આપવું હોય તે—પણ એ અર્થહીન છે...'

પણ મારું આ વાક્ય પૂરું થયું ને મોતીરામ—અથવો ફ્રુકુદ્દિન જંજેલાએ મને અચાનક જ કહ્યું: 'એમ કરજો ને આજ...તમે મારે ત્યાં...આવજો. આપણે સાથે જમીશું... આવશો ને મજા પડશે!'

એના આ અચાનકના આમંત્રણથી મને નવાઈ તો લાગી. ને જરાક મનમાં હચુપચુ પણ થયું. પણ મેં તરત જ એનો સ્વીકાર કરી લીધો. થયું કે ચોક્કસ જ કાંઈક જાણવા જેવું મળશે...

પછી તો અમે અનેક વાતો કરતા—રિયાસતોની—છેક છોટાસીમલા સુધી ફરી આવ્યા. ને તેના આમંત્રણ પ્રમાણે તેને ત્યાં હું વખતસર ઘેર ફરીને આવ્યો. અમે રાત્રે જમીને વાતો કરતા બેઠા. પણ ગમે તેમ મેં ધાર્યું હતું તેમ ફ્રુકુદ્દિન કાંઈ બહુ ખીલ્યો નહિ. એના મનમાં કાંઈક ઊંડું ઊંડું અસહ્ય દુ:ખ રમી રહ્યું હોય એમ લાગ્યું. વચ્ચેવચ્ચે એના રિવાજની વાતો ચાલી. એક ડુંગરથી બીજે ડુંગરે એમ જે લાંબી દોરીઓ મેં બંધાતી જોઈ હતી તે વિષે પૃચ્છા કરી. ભોટિયા ને બધા ડુંગરવાસીઓ ભૂતને નિવારવા માટે આ ચીંથરા લટકાવે છે. અને મરણ પછી ચાળીસ દિવસ સુધી ધર્મક્રિયાઓ કરે છે કે કોઈ પાછો ભૂત થઈને પેસી જાય નહિ. આમ આડીઅવળી વાતો ચાલતી રહી...એમ વાતોમાં ઠીક વખત ગયો, એટલામાં એની ઘડિયાળમાં બારના ટકોરા થયા—અને એ તરત જ ઝડપથી ઊઠ્યો. 'ચાલો આપણે તમારા જંગલ અનુભવ જેવો અનુભવ લઈએ...'

અને એ ઊભો થયો. મને તો થઈ ગયું આ ક્યાં લઇ જશે—પણ ત્યાં તો એણે ધીમે ધીમે પેલા મહેલ તરફ ચાલવા માડ્યું.

હું નવાઈ પામતો તેની પાછળ જ ચાલ્યો. અમે બન્ને મુખ્ય દરવાજેથી મહેલમાં પેઠા. મુખ્ય બારણું વટાવ્યું. અંદર એક મોટો ખંડ દેખાતો હતો. એના તરફ ફ્રુકુદ્દિનના પગ વળ્યા.

હું પણ કાંઈ બોલ્યાચાલ્યા વિના એની પાછળ જ

ચાલ્યો.

એ ખંડમાં આવીને કુકુદિન ઊભો રહી ગયો. હું એને કાંઈ પૂછવા જતો હતો—પણ ત્યાં તો એણે મારો હાથ પકડીને નાકે આંગળી મૂકી. મને તદ્દન શાંત રહેવાની સૂચના આપી.

એટલે હું તદ્દન શાંત ઊભો રહ્યો. ચારે તરફ ગાઢ અંધકાર નહિ-પણ અંધારું હતું. એમાં જોઈ શકાતું હતું કે આ વિશાળ ખંડ જેમ પહેલાં હશે એમ જ હજી પણ હતો. જે વસ્તુ જે જગ્યાએ તે જગ્યાએ અડયા વિનાની એમ ને એમ ત્યાં પડી રહી હોય એમ જણાતું હતું, ચારે તરફ ખુરશીઓ, ટેબલો, સોફાઓ, પલંગો પડયા હતા. ખંડના એક તરફનો ભાગ મોટી લાંબી બેઠક માટે હોય તેમ ઊંચો હતો. એના ઉપર ગાદીઓ પાથરી હતી. કુકુદિન ચકિત નજરે એ બેઠક તરફ જોઈ રહ્યો હતો. થોડીવાર થઈ, મેં જે જોયું તે જોતાં હું ચમકી ગયો, ભડકી ઊઠ્યો. ન માની શકાય એવી વાત ત્યાં બની રહી હતી. અને છતાં માનવી પડે એવી હતી, એ તાદ્રશ્ય દેખાતી હતી.

એ બેઠક ઉપર જાણે હવામાં કોઈ હવાઈ પૂતળી ઊભી રહી ગઈ હોય તેમ એક નારી ઉભેલી દેખાતી હતી.

કુકુદિન ત્યાં જોઈ રહ્યો હતો. એણે મારા હાથ ઉપર કેવળ સ્પર્શ કર્યો હતો. એક શબ્દ પણ એ બોલ્યો ન હતો. એના એ સ્પર્શ સાથે જ મેં ત્યાં વધારે સ્થિર નજરે જોયું. પણ જેવી મેં ત્યાં નજર કરી, અને હું સ્તબ્ધ અવાક જેવો થઈ ગયો. પેલી નારી ધોળાં વસ્ત્રમાં હવામાં દેખાતી જણાતી હતી—પણ એ નારીના ચહેરા ઉપર નજર ગઈ અને દુનિયામાં કોઈ દિવસ કયાંક જોવા ન મળ્યો હોય એવો વેદનાભરેલો વિષાદપૂર્ણ ચહેરો ત્યાં દેખાયો. ખૂબી એ હતી કે, એના ઉપરથી જાણે નજર ખેસવવા ધારીએ તો પણ ખસી શકે જ નહિ ! એવો વિષાદ દુનિયામાં કયાંય જોવા મળે નહિ. એ વિષાદ જોયા જ કરીએ—અને મનમાં મોટેથી એ છાનું રૂદન કર્યા કરીએ—એવી હાનો સ્પર્શ થઈ ગયો. કાંઈ કારણ વિના મેં અનુભવ્યું કે મારા દિલમાં-કોઈક મોટેથી છાનું રૂદન કરી રહ્યું છે. મારા દિલમાં એ અનુભવ નવી નવાઈનો હતો. પણ એ ત્યાં હતો. પછી એને ગમે તે નામ આપીએ. એ ભ્રમણાની ભ્રમણા હોય કે સત્યનું સત્ય હોય.

એ દ્રશ્ય રહ્યું હશે તો કેવળ ત્રણ ચાર કે પાંચ સેકંડ—પણ એટલી વારમાં એનો વિષાદ રોમેરોમમાં જાણે ઊભો થઈ ગયો હતો. લાગતું—લાગતું હતું નહિ—મન જ એવું થઈ ગયું હતું કે જાણે રૂદન કર્યા કરું !

અને જ્યાં મેં કુકુદિન જંજેલા તરફ જોયું તો એની આંખમાંથી તો આંસુ ચાલ્યા જતાં જોયાં.

કુકુદિન ઉપરથી ફરીને નજર ફેરવી પેલી હવાઈ સ્ત્રી તરફ. પણ ત્યાં કેવી સ્ત્રી ને કેવી વાત ! કાંઈ કહેતાં કાંઈ ત્યાં મળે નહિ. હું કુકુદિનને ધીમેથી પૂછવા જતો હતો. પણ ત્યાં એ કળી ગયો હોય તેમ—એણે મારા હાથ ઉપર ફરીને હાથ જરા દબાવ્યો અને હું તદ્દન શાંત થઈ ગયો. એમ તો શાંતિ ભાગ્યે જ પાંચ દસ સેકંડ નભી હશે ત્યાં હું ફરીને ચમકી ઊઠ્યો. મને હવામાં ચારે તરફથી નાનાં બાળકો રડતાં હોય એમ રૂદનના પડઘા ઊઠતા સંભળાયા. એવો આભાસ થયો. આ ?...એમ પૂછવાનું ઘણું મન થતું હતું, પણ આ પાંચ પચીસ સેકંડનો અનુભવ એ જીવનસર્વસ્વ હોય તેમ કુકુદિન એક શબ્દ પણ બોલવા માગતો ન હતો. તે વિષે મને વધારે સમજાવવા એણે ધીમેથી મારા નાક ઉપર જ આંગળી મૂકીને મને ચૂપ રહેવાનું ફરીને કહી દીધું. પણ બાલરૂદન હૃદય વિદારી નાખે એવો શોક એમાં પ્રગટ્યો હતો એ બાલરૂદન ભાગ્યે જ વીસ પચીસ સેકંડ કે અરધી મિનિટ ચાલ્યું હશે. પછી ધીમે ધીમે એ વિલીન થઈ ગયું. છતાં એ રૂદન પણ ભૂલ્યું ભૂલાતું ન હતું.

થોડીવાર પછી કુકુદિન બેઠો થયો. તે બે હાથ જોડીને જાણે કે હવાની માફી માગતો હોય તેમ એ હવાને નમ્યો. અને પછી બહાર જવા માટે એણે મને નિશાની

કરી. અમે બન્ને ત્યાંથી પાછા ફર્યા. ને એના ખોલી જેવા ખંડમાં પહોંચ્યા. ત્યાં સુધી એમાંથી કોઈ કાંઈ બોલ્યું નહિ. ખોલીમાં આવતાં તેના ચહેરા ઉપર ત્યાં બળી રહેલા ફાનસનો પ્રકાશ પડ્યો અને એને જોતાં જ હું ભડકી ઊઠ્યો.

આ પાંચ પચાસ સેકંડનો એનો અનુભવ—એની અસર હોય કે ગમે તેમ પણ જે ધોળી પૂણી જેવો અ-માનવ ચહેરો મેં જોયો હતો, એ કોણ જાણે ક્યાં અદૃશ્ય થઈ ગયો હતો. અને એને બદલે ત્યાં શોક-ભરેલો એક મનુષ્ય ચહેરો દેખાતો હતો.

કુતુદ્દિન હવે શું કહેશે એ સાંભળવા હું એના તરફ જોઈ રહ્યો હતો. હજી એ શોકમાં હતો. થોડીવાર ગઈ અને તે ધીમેથી બોલ્યો; પણ એમાંથી હજી એના દિલમાં ચાલી રહેલા રૂદનનો સ્વર સંભળાતો હતો:

'મેં તમને આ વિપેની વાત પહેલાં એ માટે ન કરી કે વખતે હું વરસમાં એકાદ દિવસ આવી કોઈ ભ્રમણાનો ભોગ થઈ પડતો હોઉં. ઘણી વખત આપણું શરીર અમુક વખતે અમુક રોગમાં સપડાય છે, એ જેમ વરસાણુ—વાર્ષિક કર જેવું થઈ પડે છે. તેમ મને પણ આવી કોઈ ભ્રમણાનો વાર્ષિક કર ભરતું હોય તો? એટલે મેં તમને વાત પહેલાં ન કરી. જેથી તમારા મનમાં આ વાત ન હોય—જે તમે પણ સ્વતંત્ર રીતે મારા જેવો જ અનુભવ કરો છો—એની ખાત્રી થાય. બોલો, તમે પેલી નારીમાં શું જોયું?'

'વિષાદ માત્ર વાંચ્યો હતો. આજે જોયો, મૂર્તિમંત વિષાદ એટલે શું—આજ એ સમજાયું.'

'તમે કહ્યું તે બરાબર છે. આપણે શોકને જાણીએ, વિષાદને ભાગ્યે જ. ત્યારે આ બતાવે છે કે આપણે બન્ને એકબીજાથી સ્વતંત્ર રીતે એક જ દૃશ્ય જોઈ રહ્યા હતા. મારા મનની વાત તમને કરી હોય—ને તમે ત્યાં આવો ને મારા જેવું જ જુઓ—તો જુઓ મારી ભ્રમણા—મેં તમારામાં સંક્રાન્તિ કરી એવી માનસક્રિયા થઈ ગણાય આ એવું ન હતું.'

'અને પેલા શિશુઓનું રૂદન?'

'જે મેં સાંભળ્યું. અને એ રૂદન હજી ભૂલાતું નથી. કદાચ ક્યારેય નહિ ભૂલાય.

'ત્યારે હવે આ રાજમહાલયની વાત તમને કહું. આ વિશાળ જે મહાલય દેખાય છે તેની એક દિવસ ઓર રોનક હતી. તે વખતે એમાં એક રાજવી રહેતા હતા. રાજ એ વખતે અંગ્રેજોનું આંહી હતું. આ રાજવીને એક કુમાર હતો, એ રાજનો વારસ હતો. તેની મા મરી ગઈ હતી. પણ પછી આ રાજવીએ જેટલી મળી તેટલી પહાડી સ્ત્રીઓને આંહી રાખી હતી. પણ એમનાં શિશુ થાય, કદાચ ખટપટ જાગે, રાજમાં ભાગ પડે, તો જેટલાં શિશુ આવે તેટલાંને વિદાય કરી દે. આ એનો નિયમ. યેન કેન પ્રકારેણ મારી જ નાખે.'

'અરરર!'

'એનું મન શંકાભરેલું હતું. કોઈ દિવસ કોઈનો વિશ્વાસ કરે નહિ અને પોતાના રાજમાં ભાગ પડે તે મરવા જેવું લાગતું. એને કામ માત્ર વિલાસ ભોગતું હતું પણ એની એવી વાત ટૂંકાવી જ દઉં. એ શિશુઓની-હૃદય વિદારી વિદાયને લીધે એના નારી જગતમાંથી પણ વારંવાર નારીઓ વિદાય થઈ જતી. આ બાળકોનો શોક ન સહેવાયાથી, કોઈ પશ્ચાત્તાપમાં બળી મરતી, કોઈ આપઘાત કરતી. કોઈ સાધ્વી થઈ જતી. અને આ માણસનું કામ નવા ચહેરા, નવી નવી નારીઓ, નવી નવી વાતો—ચાલુ રહેતી. એ જ એનું જીવન હતું. જીવન નહિ—જીવનનું જીવન હતું.

'અને એના એ કામમાં બધું કુદરતી લાગે એટલા માટે એક માણસ એને મદદ કરતો. એ એક જ એનો વિશ્વાસુ. પેલા માણસને પણ એમાં જ ઘી કેળાં દેખાય. એ બધું કુદરતી લાગે એવી કરામતો ગોઠવે.

'પણ ત્યાર પછી એક દિવસ એક પહાડી બાઈ આવી. ... એની વિદાય લેવા આવી હતી. એણે પોતાના માંડ માંડ સંતાડેલા શિશુને એના હાથમાં સોંપ્યું.' ને પોતે રાતના અંધારામાં અદૃશ્ય થઈ ગઈ.

'પણ જ્યાં જ્યાં રાજ ત્યાં ત્યાં રાજખટપટ. એ શિશુની પણ પેલા રાજવીને કોઈએ ભાળ આપી દીધી. અને પેલા રાજવીનો વિશ્વાસ પોતે ખોઈ ન બેસે માટે આ આ માણસે સગે હાથે એ બાળકને વિદાય કરી દીધો. બિચારો જીવનથી ગયો. પણ શું તે એ દિવસે રડ્યો છે?'

કુકુદ્દિન જંજેલાની આંખમાં આંસુ આવી ગયાં. તે ગદગદ થઈ ગયો. 'હવે ટૂંકાવી જ દઉં છું'. આ રાજવી એ માણસની જીવનભરની નોકરીનો જાણે બદલો આપતા હોય તેમ એને આ મહાલય એણે ભેટ આપ્યો. પછી એ તો ગયા.

'પેલો માણસ ખુશખુશ થઈ ગયો. એની આબરૂ વધી ગઈ. એની તો ગણના શ્રીમંતોમાં થવા માંડી. -

'પણ એક દિવસ એ આંહી આવેલો. અને તે દિવસે અચાનક મધરાતે ને રાજમહાલયમાં આંટો મારવા નીકળ્યો અને ત્યાં કોણ જાણે શું થયું, બીજે દિવસથી એ ફરી જ ગયો. એના પશ્ચાત્તાપનો પાર નહિ. એના શોકનો પાર નહિ. એની યાતનાનો પાર નહિ. એવી એની મનોદશા થઈ ગઈ.

'અને એ આ સ્થળ છોડીને ચાલ્યો ગયો.

'માત્ર જે દિવસે એને આ યાતના જાગી, વેદના મળી, એનો અંતરાત્મા એને ડંખ્યો—તે દિવસ યાદ કરીને એ ત્યાર પછી આંહી અચૂક આવે જ.

'એ એક દિવસ—એ એક જ દિવસ એટલી બધી વેદનાનો; પ્રાયશ્ચિતનો રૂદનનો ભંડાર પોતાના દિલમાં ભરી લે કે જાણે પછી બાર મહિના સુધી એ વેદના વડે, એ પોતાના કર્મોને નિર્મૂળ કરવા મથે. આ એની ફિલસૂફી એણે પોતે અનુભવી ને શોધી કાઢી હતી. એ સાચી હોય કે ખોટી હોય, ગમે તે હોય.

'પણ એ માણસ અચૂક એક દિવસ આ વેદનાની હવા માટે આવે જ આવે. વિષાદ જોવા. રૂદન સાંભળવા. એ આવે જ આવે.

'બીજે કોઈ દિવસ આ દૃશ્યો દેખાતાં પણ નથી. તે તો એક જ દિવસ દેખાય છે. એ દિવસ—જે દિવસ પેલો છોકરો રડ્યો હતો.

'આ માણસ—એ બીજો કોઈ નહિ તમારી સામે અત્યારે બેઠો છે—તે કુકુદ્દિન જંજેલા પોતે!' અને એ અવશની જેમ એની આંખ લોઈ રહ્યો.

'જીવનને નવેસરથી જીવવા માટે વેદના વડે સમગ્ર ભૂતકાળને નિર્મૂળ કરવા માટે હું મથું છું.' કુકુદ્દિન બોલ્યો: 'મને શ્રદ્ધા હવે ઈશ્વરમાં નથી. પ્રાર્થનામાં પણ નથી. સહન કરીને જાતને અગ્નિમાં નવરાવીને વારંવાર મતિ શુદ્ધ કરવામાં મને શ્રદ્ધા છે. એ ખોટી હશે પણ મેં એમાં સાર જોયો છે...આ વેદનાનો આ ઈતિહાસ.' બોલીને એ શાંત થઈ ગયો. જમીનને નિહાળી રહ્યો.

રાત ઘણી ગઈ હતી એટલે અમે ત્યાર પછી સૂઈ ગયા. પણ મને આખી રાત નિદ્રા આવી નહિ. સવારે થોડીવાર આંખ મળી. પણ ઊઠ્યા પછી મેં કુકુદ્દિનને શોધવા માંડ્યો તો તે ત્યાં ન હતો.

એ ચાલ્યો ગયો હતો. એણે કહ્યું હતું તે વાતની ખાત્રી કરવા હું બીજે દિવસે એ મહાલયમાં છાનોમાનો ઘૂસી ગયો. પણ કાંઈ કહેતાં કાંઈ ત્યાં હતું નહિ!

મને હજી લાગે છે કે એ વરસમાં એક જ વખત વાતો અનુભવાતી એની ભ્રમણા—એણે કહી ત્યારથી જ મારામાં અજ્ઞાત રીતે આવેલી હોય, જે એને પરિણામે મેં જે જોયું તે જોયું હોય. એની જ ભ્રમણાનો પડછાયો!

બીજે વરસે મેં તે દિવસ યાદ કરીને કુકુદ્દિનને બહુ શોધ્યો, પણ એનો પત્તો લાગ્યો નહિ. મને હવે તો ઘણી વખત થાય છે—કે કુકુદ્દિન જંજેલા—એ પોતે જ કાં તો મારી ભ્રમણા હશે!

★

મનુષ્યના શરીરની શક્તિ કરતાં તેના આત્માનું બળ ઘણું વધારે છે. આ બળ તે ધર્મનું બળ છે. તેના આત્માના મન્થનમાંથી તેને આ સત્ય સૂઝે છે. એને સમજાય છે કે ખોરાક, પાણી, મકાન કે કપડાં વગેરેથી આત્માના કોઈ ઉચ્ચ કક્ષાના જીવનનો અનુભવ થતો નથી એ અનુભવ ધર્મથી થાય છે. આવી તેના મનની સ્થિતિ થાય છે.

ઈશ્વર પેટલીકર

# દંપતી અને જાતીય જ્ઞાન

જાતીય જીવન વિષેની અજ્ઞાનતા અને એ પ્રત્યે આંખ મીંચામણાં કેટલાંય દંપતીઓના જીવનમાં કેવી ગેરસમજ, કેવી અધૂરપ ફેલાવી મૂકે છે? એ વિષે અભ્યાસસભર વિચારમાળા આ લેખમાં રજૂ થાય છે...

મનુષ્યના જીવનમાં અને તેમાંય વિશેષ દામ્પત્ય જીવનમાં એવો કયો વિષય છે કે એ ખાસ અગત્યનો હોવા છતાં એનું શૈક્ષણિક કે વ્યવહારિક જ્ઞાન બિલકુલ આપવામાં આવતું નથી? બલકે, એ વિષયની વાત કરવી કે ચર્ચા કરવી તેને અશ્લીલ ગણી કાઢવામાં આવતી હોય? સ્ત્રી–પુરુષની અંદર કુદરતે મૂકેલી કામવૃત્તિને એનો પાયાનો સ્વીકાર કરીને યુવક–યુવતી દામ્પત્ય જીવન માટે જોડાય છે અને એના જ જ્ઞાનથી એ વંચિત હોય છે!

પુખ્ત ઉંમર થતાં યુવક કે યુવતી માટે માબાપ વિવાહનો પ્રયત્ન કરે છે ત્યારે લગ્ન માટે એ ઉત્સુક હોય છે. એમને પાત્ર અનુકૂળ ન પડે અને તે વિવાહનો ઈન્કાર કરે તે જુદી વસ્તુ છે, પરંતુ અમને સંસારનો રસ નથી, અમારે લગ્ન જ નથી કરવું એવું કહેનાર કેટલાં યુવક–યુવતી નીકળે છે? યુવક–યુવતીમાં કોઈ શારીરિક ખોડખાંપણ ન હોય અને માનસિક રીતે પ્રેમમાં નિષ્ફળ જઈ એ ક્ષુબ્ધ થયેલાં ન હોય તો સૌ પોતાના મનપસંદ અપરિચિત અલ્પપરિચિત પાત્ર સાથે લગ્ન માટે ઉત્સુક હોય છે. આ દામ્પત્યના પાયામાં કામવૃત્તિ—જાતીયજીવન પડેલું છે. એ પાયા ઉપર જ પ્રસન્ન દામ્પત્યની ઈમારત ચણી આત્મૈક્યનું શિખર બાંધવાનું હોય છે.

પરંતુ આજની આપણા સમાજની સ્થિતિ શું છે? દામ્પત્યજીવનનો સ્વીકાર કરવો છે, આત્મૈક્યનો આદર્શ સિદ્ધ કરવો છે, પણ દામ્પત્યના પાયામાં પડેલી જાતીયવૃત્તિ તરફ ઘૃણાની નજરે જોવું છે. અનિવાર્ય અનિષ્ટ તરીકે એનો સ્વીકાર કરવામાં આવે છે. એટલે એના તરફ હલકો ભાવ સેવવામાં આવે છે. કોઈને હલકા માણસની સોબત હોય તો શિષ્ટ વર્ગ સમક્ષ એ છૂપાવવાની વૃત્તિ રહે છે અને પોતે એવા હલકાની સોબતમાં છે તે જાહેર થતાં પોતાનું ગૌરવભંગ થશે તેવી બીક રહે છે. એવી જ સ્થિતિ જાતીયવૃત્તિના વિષયમાં સમાજમાં પ્રવર્તતી જોવા મળે છે. શૌચક્રિયા એ દુર્ગંધવાળી ક્રિયા છે એટલે એ દુર્ગંધ બહાર ન ફેલાય તેમ જાજરૂમાં ખાનગી પતાવવાની હોય છે એવી જ રીતે કામવૃત્તિ પણ અશ્લીલ વૃત્તિ છે. એ એવી પ્રબળ છે કે એમાંથી છૂટવાનું માણસનું ગજું જ નથી એટલે જાજરૂની માફક શયનખંડમાં દમ્પતીએ ચૂપચાપ પતાવી દેવાની એ ક્રિયાની વળી ચર્ચા હોતી હશે? એ કંઈ શિક્ષણનો વિષય ગણાતો હશે? શિષ્ટ સમાજમાં એનો ઉલ્લેખ થતો હશે? તેમાંય જુવાનિયાં સમક્ષ તે વળી એની વાત કરાતી જ હશે? શૌચની ક્રિયાને જો શિક્ષણની જરૂર નથી તો કામક્રીડાને વળી શી જરૂર હોય? આજ સુધી એનું શિક્ષણ ન આપ્યું તો ય દામ્પત્યજીવન સૌ ગાળતાં આવ્યાં છે અને ગાળે છે. ક્યાં એની જરૂર પાડી છે, તે હવે એ અશ્લીલ વિષયને ગૌરવ અપાવવા ધજાગરો લઈને નીકળ્યા છો?

કામવૃત્તિને અનિવાર્ય અનિષ્ટ માનીને સ્વીકારી છે એટલે માણસ એનાથી જેટલો દૂર રહે તેટલું એનું ગૌરવ વધારે તેમ વાતાવરણ જોવા મળે છે. જે લોકો સંસારમાં પડ્યા વગર સંન્યાસી બને છે કે વૈરાગ્ય–વૃત્તિને વરીને સમાજની સેવા કરે છે તેમના પ્રત્યે સમાજનો વધુ આદરભાવ હોય છે. આથી સામે છેડેનું પગલું એ જોવા મળે છે કે કામવૃત્તિથી મનુષ્યને દૂર રાખવા સ્ત્રીપુરુષને ઉતારી પાડવાનું વલણ ચાલુ રહ્યું છે. સ્ત્રી નરકની ખાણ છે. સ્ત્રી પાપ અને પતનનું મૂળ છે. પુરુષો સમાજમાં અગ્રેસર રહ્યા છે એટલે એમની નજરે સ્ત્રીને હલકી ચીતરવાનું સવિશેષ બન્યું છે. આજે જે ન્યાયવૃત્તિ જાગ્રત થઈ છે તે



ચક્ષુ તે વખતે ઊઘડ્યાં ન હતાં એટલે આજનાં ચશ્માથી એ સ્ત્રીદ્રોહી હતા તેવો ગુનો આરોપવો ન્યાયયુક્ત નહિ ગણાય. પરંતુ એ હલકો ભાવ સ્ત્રી પ્રત્યે પેદા કરી પુરુષ એનાથી દૂર રહે અને કામવૃત્તિના પાસમાં ન ફસાય તે જ અભિપ્રેત હતું. એ જ રીતે પુરુષને પણ 'આક્રમક હિંસક પ્રાણી તરીકે વર્ણવવામાં આવેલો છે. સ્ત્રીએ એનો ભરોસો ન કરવો, એ ક્રૂર છે, એને ફસાવશે, અને શિકારને હિંસક પશુ ફાડી ખાય છે તેમ એ સ્ત્રીને ફાડી ખાશે !

આમ કામવૃત્તિને ઉતારી પાડવાના આજ સુધી સતત પ્રયત્ન ચાલુ રહ્યા છે. એના પ્રત્યે ઘૃણિતભાવ સેવાતો રહ્યો છે અને છતાં એ કામવૃત્તિનું બળ નિર્મૂળ થયું નથી. એનાથી મનુષ્યજાતિ મુક્ત થઈ અને જુવાન સ્ત્રી-પુરુષો દામ્પત્યનો સ્વીકાર કરી જાતીયજીવન ગાળે છે. છતાં એને દામ્પત્યજીવનના પાયાના દૃષ્ટિ તરીકે સ્વીકારી એનું શિક્ષણ યુવક-યુવતી માટે અનિવાર્ય છે તેમ શિક્ષણમાં સ્થાન પ્રાપ્ત થયું નથી. વડોદરા યુનિ૦ના વાઈસ ચાન્સેલરે થોડા વખત પહેલાં જાહેર કર્યું છે કે વડોદરા યુનિ૦ ઉચ્ચ શિક્ષણમાં લગ્નજીવનને સામાન્ય જ્ઞાનના વિષય તરીકે ફરજિયાત દાખલ કરવાનું વિચારે છે. મહાત્મા ગાંધીએ તેનો સ્વીકાર કરતાં જણાવ્યું છે : 'બાળકો અને બાળાઓને ગુહ્યેન્દ્રિય અને તેના વ્યાપાર વિષે જ્ઞાન આપવું કે નહિ એ પ્રશ્ન રહે છે. મને લાગે છે કે એ જ્ઞાન અમુક અંશે આવશ્યક છે. આજે ઘણાં બાળક અને બાળાઓ શુદ્ધ જ્ઞાનને અભાવે અશુદ્ધ જ્ઞાન મેળવે છે. અને તે ઇન્દ્રિયોનો દુરુપયોગ સારી પેઠે કરતાં જોવામાં આવે છે. બાળકો અને બાળાઓને ઇન્દ્રિયોના દુરુપયોગ વિષે જ્ઞાન આપવાની આવશ્યકતાનો હું સ્વીકાર કરું છું. એવું જ્ઞાન મારા હાથ તળે આવેલાં બાળકો અને બાળાઓને આપવાનો પ્રયત્ન પણ મેં કર્યો છે.'

મહાત્માજીએ આમ જાતીયજ્ઞાન આપવું જોઈએ તેનો સ્વીકાર કર્યો છે. પરંતુ કામવૃત્તિને એમણે અશ્લીલ ગણી છે. એનો સ્વીકાર એમણે બાળકોની ઉત્પત્તિ પૂરતો માન્ય રાખ્યો છે. દમ્પતીએ બાળકની ઇચ્છા હોય તો જ સંભોગ કરવો, તે સિવાયના પતિ-પત્નીના સંભોગને પણ એમણે વ્યભિચારની કક્ષામાં મૂક્યો છે

કામવૃત્તિ તરફ સમાજ જે અશ્લીલતાથી જોતો આવ્યો છે અને સંયમને એણે જે ઊંચું સ્થાન આપ્યું છે તે જોતાં મહાત્માજી એક ઊંચો આદર્શ સ્થાપે છે તેમ લાગ્યા વિના ન રહે. કુદરતનો મનુષ્યમાં કામવૃત્તિ મૂકવાનો હેતુ વંશવૃદ્ધિનો છે એમ સ્વીકાર થયેલો છે. એ ગજે માપતાં વંશવૃદ્ધિની ઇચ્છા ન હોય તો મનુષ્યે કામવૃત્તિથી દૂર રહેવું જોઈએ. પરંતુ આ આદર્શની નજરે કામવૃત્તિથી જોતી વખતે એનું બીજું કુદરતી પાસું વિસરાઈ જાય છે. જો કુદરતી રીતે જોઈને કામવૃત્તિના વર્તનના નિયમ ઘડી શકાતા હોત તો વંશવૃદ્ધિને પણ એ જ કુદરતી નજરે જોઈને કેમ વર્તવું ન જોઈએ ? જાતીય જીવનનું આકર્ષણ એ કુદરતી બળ છે. અને વંશવૃદ્ધિ એનું પરિણામ છે. પ્રાણીઓ એ બળને વશ થઈ જાતીય જીવન ગાળે છે તે વખતે એ વંશવૃદ્ધિ માટે સભાન છે તેમ એમના વિષે આરોપણ કરવું એ કેટલું વૈજ્ઞાનિક છે ? વાત્સલ્યની કુદરતી વૃત્તિ પ્રાણીમાત્રમાં મૂકેલી છે. તેથી માદા બચ્ચાનું લાલનપાલન કરે છે માટે તે હેતુએ એણે જાતીય જીવન ભોગવ્યું હતું તેમ તર્ક દોડાવવો કેટલો યોગ્ય ઠરશે ? મનુષ્યની માફક પ્રાણીઓ વારંવાર જાતીય જીવન ગાળતાં જોવા મળતાં નથી. અમુક કાળમાં એમનામાં જાતીય જીવનનું આકર્ષણ જન્મે છે. એ પરિણામમાંથી વંશવૃદ્ધિ થતી જોવા મળે છે. -આ પ્રાણીઓ વંશવૃદ્ધિ નિમિત્તે આકર્ષણ અનુભવે છે. તે ઉપરથી મનુષ્યે પણ સંતાન ઇચ્છા વિના આકર્ષણનો ભોગ ન બનવું તેમ આદર્શને કુદરતી કાયદા સાથે સંલગ્ન કરવાનું ન્યાયોચિત લાગે તેવું છે.

પરંતુ આ 'કુદરતી કાયદાને વશ વર્તવાનું વિચારીએ

# સંસ્કાર દારિદ્રય

એક વાર મુંબઈ પાછો ફરતો હતો. ડબ્બામાં બેચાર ભણેલાં— ભણતાં યુવાન–યુવતીઓ હતાં. બીજા ગામડાં ને કસબાના સામાન્ય જનો પણ હતા. પેલા સામાન્ય જનો એમની અંદર અંદર વાતો કરતા હતા. આ કોલેજિયનો જેવાં તેમની અંદર અંદર વાતો કરતા હતા. વચમાં વચમાં કોઈકની નજર એકબીજાની મંડળી પર જતી. પણ તે પણ કશા કૌતુક વિનાની ઉપરછલી. બંને ટોળા વચ્ચે પ્રત્યક્ષ અંતર એકાદ બે પાટલીનું હશે. પણ જાણે એ અલગ ગ્રહો ઉપર વસતાં હોય તેવી ઉદાસીનતા પરસ્પર માટે હતી. રેલગાડીમાં આવું અનેક વાર જોયું છે ને તે આ દેશની સૌથી મોટી વિમાસણ લાગી છે. પરસ્પરને અવલંબીને જીવતા આ ભણેલ અને અભણ, બહુ ભણેલ ને અર્ધભણેલ વર્ગોની વચ્ચે હાર્દિક અનુસંધાન નથી તે મોટામાં મોટી ચિંતા ગણાવી જોઈએ. વાંક એમાં કોઈનો નથી. પણ ચાલુ શિક્ષણને પાયામાંથી ન બદલીએ ત્યાં સુધી આ વલણ જાય કેવી રીતે તે પણ સમજાતું નથી.

પણ વાત આટલેથી પૂરી થતી નથી. એક જંકશન આવ્યું. ગાડી ધાર્યા કરતાં વધારે મોડી થઈ. બે જણ નીચે જઈને સામયિકો લઈ આવ્યાં. જોયું તો એમાં હતાં 'ચક્રમ' અને બીજાં ફિલ્મી સામયિકો. વાંચવામાં થોડીવાર મશગૂલ થઈ ગયાં. જો કે તે કદાચ ભણ્યાય હશે કે Book in running brooks and sermons in stones.

કલાનો વિકાસ ફુરસદને લીધે થયો છે અને કોઈ પ્રજા ફુરસદના સમયનો ઉપયોગ કેવી રીતે કરે છે તેના ઉપરથી તેની સંસ્કારિતાનું માપ કાઢી શકાય, તેમ સમાજશાસ્ત્રીઓનું માનવું છે. આ માપની દૃષ્ટિએ આપણા વર્તમાન પ્રવાહને માપીએ તો ઊણા ન ઊતરીએ ?

—'દર્શક'

['જન્મભૂમિ'માંથી સભાર]



તો દમ્પતીને બાળકો જોઈએ ત્યારે એ જાતીયજીવન ગાળે તે અકુદરતી વલણ બની જાય છે. મનુષ્યપ્રાણી માટે વંશવૃદ્ધિનો કાયદો ઘડ્યો છે. તે આધારે સ્ત્રી દર મહિને ઋતુવતી થાય છે. તે વંશવૃદ્ધિ માટેનું કુદરતી કહેણ છે. જ્યાં ગર્ભ રહ્યો કે ઋતુસ્રાવ બંધ થઈ જાય છે; અને બાળકના જન્મ પછી અમુક સમય પછી એ ચાલુ થાય છે એનો કુદરતી અર્થ તો એ કે વંશવૃદ્ધિનું વળી એને કહેણ આવ્યું છે. સ્ત્રી ૪૫ વર્ષની ઉમરની થાય ત્યાં સુધી મોટેભાગે વંશવૃદ્ધિની એની ફળદ્રુપતા ચાલુ રહે છે. પુરુષની એ શક્તિ વળી ઠેઠ વૃદ્ધાવસ્થા સુધી કાયમ રહે છે. પ્રાણીઓને વંશવૃદ્ધિની જરૂર નથી એવું ક્યારેય લાગતું નથી અને તેથી માદાની ફળદ્રુપતા ચાલુ રહે છે. એથી દમ્પતીને અમુક બાળક પછી સંતાનની ઇચ્છા નથી એમ સ્વીકારવું તે કુદરતી નથી. આથી પ્રાણીઓનો દાખલો નજરમાં લઈ વંશવૃદ્ધિ માટે જ કામવૃત્તિ એ આદર્શ ઊંચો લાગે તો પણ દામ્પત્ય જીવનને હિતકર—પોષક નથી.

જો વંશવૃદ્ધિ જ કુદરતનો હેતુ હોય અને સ્ત્રી ૪૫ વર્ષ સુધી સતત વંશવૃદ્ધિ કરે માટે એની ફળદ્રુપતા ટકાવી રાખવાની કુદરતની યોજના હોય તો, એને અમુક બાળકો પછી સંતાનની ઇચ્છા કેમ નથી રહેતી ? મનુષ્યે જે સમાજજીવન, કુટુંબજીવન સ્થાપ્યું છે અને જીવનનો જે સંગ્રામ એને ખેલવો પડે છે તેથી એ વધુ સંતાન નથી ઇચ્છતી એમ કહી શકાય, પરંતુ એથી પ્રકૃતિ એનો ધર્મ શી રીતે બદલે ? જાતીય જીવનનું આકર્ષણ શી રીતે લુપ્ત થઈ જાય ? જો એ આકર્ષણ કુદરતી બળ હોય અને તે ચાલુ રહેવાનું હોય તો સંતાનની ઇચ્છા વિના એ જાતીય જીવન ન ગાળે તેવો દામ્પત્યજીવનનો આદર્શ સ્થાપવામાં આવે તો એ શી રીતે એને વશ વર્તી જીવી શકશે ?

આ આદર્શ ભલે મહાત્માજીએ રજૂ કર્યો હોય, પણ તેને સમાજે સ્વીકાર્યો નથી. ખુદ જવાહરલાલજીએ

મહાત્માજીની હયાતિમાં તેનો વિરોધ કર્યો હતો. જો કે બ્રહ્મચર્ય દ્વારા સંતતિનિયમનના હિમાયતીઓ એનો પ્રચાર કરે છે. ભલે પ્રાણીઓમાંથી લીધેલો આ આદર્શ લોકો ન સ્વીકારતા હોય, પણ પ્રાણીઓને જાતીય જીવનનું કોઈ શિક્ષણ આપવા જતું નથી. કુદરતી વૃત્તિને વશ થઈ તે જાતીય જીવન જીવે છે. એ જ રીતે મનુષ્યને પણ એવા કોઈ શિક્ષણની જરૂર નથી તેમ માની જાતીય જીવન કુદરત ઉપર છોડી દેવામાં આવેલું છે. પરંતુ પ્રાણી સાથે એ બાબતમાં મનુષ્યની સરખામણી કરવી એ બરાબર નથી તેમ એ વિષયનું સંશોધન કરનારનો અભિપ્રાય છે.

પાર્સલે આ બાબતમાં જણાવે છે કે 'ઘણાંખરાં સસ્તન પ્રાણીઓમાં સંભોગનું કાર્ય સહજવૃત્તિથી ચાલ્યા કરે છે. એ માટે અનુભવ લેવાની, નકલ કરવાની કે શીખવાની જરૂર રહેતી નથી. આની ખાતરી કરવા પ્રયોગ તરીકે નરમાદાને અલગ ઉછેરી પુખ્ત વયે ભેગાં કરતાં જોવા મળ્યું કે કોઈ પણ જાતની પૂર્વતૈયારી વિના એ પ્રાણીઓ સંભોગ માટે પ્રવૃત્ત થયાં હતાં આથી ઊલટું પરિણામ વાંદરાઓ અને માણસના પ્રયોગમાં જણાયું છે. માનવ અને વાનર સહચાર, અનુભવ અને પ્રયોગ પછી સંભોગની પ્રવૃત્તિ અને તૃપ્તિનો અનુભવ કરી શકે છે. એ વર્ગમાં જાતીયવૃત્તિ કેવળ સહજ અને સ્વાભાવિક નથી, પણ બે પાત્રોનું ગૂંચવણભરેલું સંમિશ્રણ છે. દીર્ઘ તાલીમ, સગવડ, અને લાંબા સમયના પરિચય પછી સંભોગનું સુખ પ્રાપ્ત થાય છે. મતલબ કે, સફળતાપૂર્વક જાતીય જીવન ગાળવાની આવડત મનુષ્યમાં કુદરતી નથી આવતી પણ એ વિષયને શીખવો પડે છે.'

દામ્પત્યજીવન ગાળતાં અને ગાળવા માગતાં સ્ત્રી–પુરુષોએ કામવૃત્તિ અશ્લીલ છે એમ ધૃણાની નજરે એ વિષયને જોવો ન જોઈએ. વળી એ વૃત્તિ કુદરતી છે એટલે એનું જ્ઞાન મેળવવાનું હોય નહિ એ તો આપોઆપ સાધ્ય કરી શકાય તેવો વિષય છે તેમ એની ઉપેક્ષા કરવાની પણ ન હોય. લગ્નજીવનમાં કેવળ જાતીય જીવન ગાળવું તે પૂરતું નથી. પરંતુ સફળ શારીરિક મિલન એ અતિ મહત્ત્વની હકીકત છે. આપણે ત્યાં આ ક્ષેત્રે સંશોધન કરવું હોય તો પણ મુશ્કેલ કાર્ય છે. સ્ત્રી પુરુષો પોતાના જાતીય અનુભવ સંશોધકને કહેવા તૈયાર ન થાય. પરંતુ પશ્ચિમમાં એવી સ્થિતિ માર્ગારેટ સેંગર રીસર્ચ બ્યુરોએ ૮૦૦૫ સ્ત્રીઓની તપાસ પછી એનું પરિણામ જાહેર કર્યું છેઃ—

૨૦ ટકા સ્ત્રીઓને જાતીય સુખની તૃપ્તિનો અનુભવ થતો નથી.

૪૬ ટકા સ્ત્રીઓને કોઈક વખત જ એ તૃપ્તિ થાય છે.

૩૪ ટકા સ્ત્રીઓને સામાન્ય રીતે તૃપ્તિ થાય છે.

આમ ૬૬ ટકા જેટલી સ્ત્રીઓ જાતીય જીવન ગાળ્યા છતાં એનું સુખ પ્રાપ્ત કરી શકતી નથી, તેના મૂળમાં એ વિષયનું એ દંપતીઓને જ્ઞાન નથી. જો એ પ્રાપ્ત કરે તો મોટા ભાગની સ્ત્રીઓને તે સુખ પ્રાપ્ત થઈ શકે તેમ છે. ગઈ પેઢીમાં પુરુષ–ડૉક્ટરને શરીર બતાવવામાં સ્ત્રીને પોતાનું સ્ત્રીત્વ હણાતું લાગતું હતું. આજે એ સ્થિતિ નથી, અને હોય તો એને અજ્ઞાનતા માનવામાં આવે છે. પરંતુ જાતીય જીવન વિષેની અજ્ઞાનતાને આજે પણ ગૌરવ માનવામાં આવે છે. આ ખોટા ખ્યાલમાંથી દંપતીએ વહેલામાં વહેલા નીકળી જવું જોઈએ. અને તેનું જ્ઞાન અનિવાર્ય લેખાવું જોઈએ.

★

જર્મનીના ફ્રેન્કફર્ડ અને કાસેલ વચ્ચે, રસ્તા રીપેર કે બાંધકામ દરમ્યાન, ૩,૦૦૦ ફૂટ લાંબા પોલાદના રસ્તાનો ઉપયોગ થયો છે. જે જગ્યાએ રસ્તો રીપેર થતો હોય ત્યાં પોલાદના પાટાઓ વડે બનાવાયેલા આ રસ્તાનો અડધો ભાગ તેની ઉપરથી લઈ જવામાં આવે છે અને બીજો અડધો ભાગ જ્યાં રીપેરકામ ચાલતું હોય તે ભાગની સાથે જોડી દેવામાં આવે છે. આમ વ્યવહાર અટકાયા વિના જ રસ્તાનું રીપેરકામ કે બાંધકામ થઇ શકે છે. આ રસ્તો માત્ર ચોવીસ કલાકમાં નાખી કે ઉપાડી શકાય છે.





વિજયકુમાર ત્રિવેદી

# ન્યાયી ચોર !

ચોરી કરવાની આદત પડી ગઈ હોય છે તે રીઢા ચોરમાંથી તો કોઈ હિસાબે છૂટતી નથી. આમેય ખરાબ આદતો છોડતાં કે છોડાવતાં નાકે દમ તો આવી જ જાય છે. કેટલીકવાર એવા સકંજામાં માણસ સપડાઈ જાય છે ત્યારે એ ભૂલવાનો નિશ્ચય કરી બેસે છે. પણ એ નિશ્ચયનું પાલન જ્યારે કોઈક પણ કરી શકે ત્યારે...

ગોવિંદ ફાંકડો જુવાન છે. સેવાના પાઠ એ ભણ્યો નથી. પણ ગરીબોની સેવા કરવી એ તેનો જીવનમંત્ર છે. મહિનામાં એકાદ વાર તો એ મારી પાસે આવીને માગણી કરવાનો જ: 'સાહેબ, આને ગમે ત્યાં નોકરી અલાવો. બચારો ભણ્યો છે, પણ ભૂખે મરે છે' 'સાહેબ આને કાંક ટેકો કરો તો ભણે તેવો છોકરો છે.' કોઈ વખત એની માગણીમાં ઉગ્રતા પણ જોવા મળતી: 'સાહેબ, આને સીધો કરો. હવે જોયું જતું નથી.' કેટલીક વાર આવી તકરારોનો તે જાતે પણ ન્યાય કરી લેતો.

આમ એ સેવાભાવી હતો એમ નહિ, સાથે સાથે ચોરી પણ કરતો હતો. હું, તેના એ દુર્ગુણને ટોકતો ત્યારે મને હસીને કહેતો : 'મને ભગવાને જન્મ જ એટલા માટે આપ્યો છે. જેનો ન્યાય કોરટ ન કરી શકે તેનો ન્યાય હું કરું છું. કોકનો ડાંગથી ને કોકનો રાતના ફેરાથી.' અને પોતાનો બચાવ કરતાં સામો પ્રશ્ન કરતો : 'સાહેબ, મારી એક પણ અન્યાયની ચોરી બતાડો તો કહો તે સજા ખમવા તૈયાર છું,....'

હું : 'અલ્યા, ચોરીમાં વળી ન્યાય હોતો હશે? ચોરી બધી જ ખોટી. એ પાપનો જ પૈસો કહેવાય....'

વચ્ચે જ એ કહેતો : 'કોઈ ગરીબને રંજાડે, હેરાન કરે તેને કાં તો હું ઊભે બજારે ફટકારું છું, અને કાં તો તેને ઘેર ખાતર પાડું છું. બાકી સીધા માણસને મેં ક્યારેય રંજાડ્યો નથી કે એને ઘેર ચોરી કરી નથી.'

હું : 'બધાનો ન્યાય કરવાનો ઓછો તને પરમેશ્વરે ઈજારો આપ્યો છે? ન્યાય કરનારી કોરટો બેઠી છે અને બાકી ઉપરવાળો બેઠો છે.'

ગોવિંદ : 'સાહેબ, તમારી કોરટનો ન્યાય તો જોયો. આ મેં જ કેટલીય ચોરીઓ કરી છે. છતાં હજી કદી સજા થઈ નથી. કોકવાર કેસ ચાલ્યો છે પણ સારા વકીલ રોકું છું અને બંદા છૂટાના છૂટા!'

હું : 'કોરટ સજા ન કરે તેને ઉપરવાળો તો સજા કરે જ છે ને?'

ગોવિંદ : 'ઉપરવાળાને જે કરવું હોય તે મારા જેવા મારફત કરાવે છે. ઓછો એ ઉપરથી નીચે આવી સજા કરે છે!'

વાક્ચાતુર્યમાં મેં તેના જેવા બહુ થોડા માણસો જોયા છે. એને ચોરીમાંથી વાળવા દલીલો કરતો તે સાંભળી તે હસતો. તેની કેટલીક દલીલોમાં તથ્ય પણ હોય છે એટલે હું તે સાંભળી રહું, તેથી એ આગળ વધતો: 'સાહેબ, જો મારું કામ ભગવાનને ન ગમતું હોય તો મને કેમ સજા કરાવતો નથી?'

અને હું એને કહેતો કે પાપનો ઘડો ભરાશે ત્યારે એ પણ થશે. થયું પણ એમ જ. સાચી ચોરીમાં એ છૂટી જતો અને આ વખતે વગર ગુને એ ખૂન કરનારમાં તેનું નામ આપવામાં આવ્યું. ગોવિંદ આમ જેલના સળિયા પાછળ ગયો. ભગવાન કૃષ્ણની જન્મભૂમિ ભલભલાનું અભિમાન ઉતારી નાખે છે તેમ ગોવિંદનો ફાંકો પણ જેલના સળિયાએ ઉતારી નાખ્યો.

સામાન્ય રીતે ખૂનના કેસમાં કોઈને જામીન ઉપર છોડતા નથી. પરંતુ આ કામમાં ખાસ સંજોગો જોતાં મેજિસ્ટ્રેટે તેને જામીન ઉપર છોડ્યો હતો. કેસ તેના ઉપર ખોટો ગોઠવવામાં આવ્યો હતો તેમ કાગળો જોનારને તરત જણાઈ જાય તેવું હતું. અરધી રાતના ખેતરમાં ખૂન થયું અને તેનો કોઈ જોનાર સાક્ષી ન હતો. ૧૪ દિવસના જેલનિવાસ પછી જામીન ઉપર છૂટી ગોવિંદ એની પત્ની અને બાળકો સાથે મને મળવા આવ્યો ત્યારે થોડો સુકાયો હતો. હંમેશનો હસમુખો ગોવિંદ આજે શોકાતુર દેખાતો હતો. કેસ

ગમે તેવો નબળો હોય. પણ ખૂનનું નામ પડતાં આરોપીના હાજા ગગડી જાય છે. હસતાં હસતાં અનેક સાચા કેસમાં હાજર થનાર ગોવિંદ આજે ખોટા ખૂનકેસમાં સંડોવાયાથી ધ્રૂજતો હતો, અને એ ભય વ્યક્ત કરતાં એણે કહ્યું : 'ગમે તેમ કરી, સાહેબ, આ વખતે મને બચાવો.' અને કોણ જાણે કેમ પત્ની અને બાળકો તરફ જોતાં એનાથી રડી દેવાયું. મેં એની સાથે વકીલની રીતે વાત કરતાં કહ્યું : 'ગોવિંદ, જરૂર તને બચાવીશ અને તું બચીશ પણ ખરો. પરંતુ આ તો ખૂનકેસ છે એટલે તારે ભારે ફી આપવી પડશે.'

'ફી તે તમે માગતાં થાકશો. મારી આબરૂ અને જિંદગીના સવાલ છે. કેસ ખોટો છે તે તો તમે જાણો છો. આખું ગામ જાણે છે. પરંતુ કોરટના પગથિયેથી ખૂનના કામમાં તો છૂટું ત્યારે ખરો.' ગોવિંદ છૂટકારા માટે ગમે તેટલું ખર્ચ કરવા તૈયાર હતો.

મેં એને મારી રોજની શિખામણ આપતાં કહ્યું : 'જો, તારો પાપનો ઘડો ભરાયો છે, છતાં હજુ કંઈ બાકી હશે તે તું આ વખત છૂટશે. પણ ચોરી કે બીજો ગુનો કરવાનું જળ મૂકે તો જ તને છોડાવું.'

ગોવિંદનું વાક્ચાતુર્ય પાછું હાજર થઈ ગયું. 'સાહેબ, ચોરી શેં છૂટે ? ખૂનકેસમાં તમને રોકવા, તમારી ફી કેવી છે તે મને ખબર છે, પછી એ કેસનું દેવું ચોરી વિના હું શી રીતે વાળી શકું ! ઊલટો આ કેસ મને ચોરીના ધંધામાં ધકેલશે.'

મેં તેના મન ઉપર શી અસર થાય છે તે જોવાની ઇચ્છાથી કહ્યું : 'અસ્યા તું છૂટીને ચોરી જ કરવનો હોય તો તો તને સજા જ કરાવવી સારી. એટલે પાછળથી તો કોઈને હેરાન ન કરે. આ કેસમાં ભલે તું ખોટો આરોપી હો. પણ પહેલાં તેં કંઈ ઓછા ગુના કર્યા નથી.'

એની પત્ની જે અત્યાર સુધી મૂગી સાક્ષી હતી, તે જાણે હમણાં એને સજા થવાની હોય તેમ કકળી ઊઠતાં આજીજી કરીને બોલી : 'સાહેબ ગમે તેમ કરીને છોડાવો. એ ચોરી નહિ કરે. તમે કહેશો તેમ ચાલશે. હવે કોઈનું નામ નહિ દે.' પરંતુ ગોવિંદ એક અક્ષર ન બોલ્યો. મારી શરતથી એ વિચારમાં પડીગયો હતો. મેં ગોવિંદને જગાડતાં પૂછ્યું: 'કેમ તારો શો વિચાર છે ?'

ગોવિંદે મક્કમતાથી કહ્યું : 'વિચાર તો મારો છૂટવાનો છે અને તે પણ તમારા હાથે.'

હું : 'છોડાવવા તો હું તૈયાર છું જ, પણ મેં કહી તે શરતે.'

ગોવિંદે વિચાર કરી લીધો હોય તેમ કહ્યું : 'રંજાડ તો સાહેબ નહિ કરું તેની ખાતરી આપું છું. પણ ચોરીની ખાતરી તો લાચાર છું કે નહિ આપી શકું. કેસનું દેવું થાય તે ક્યાંથી ભરું ? અને બૈરી-છોકરાંને ભૂખે મારવામાં હું માનતો નથી એટલે ચોરી માટે તો મને દબાણ કરશો નહિ.'

ગોવિંદની દલીલમાં મને તથ્ય લાગ્યું. કોઈ માણસ ખોટી રીતે ગુનેગાર તરીકે સંડોવાય અને તેને ભારે ખર્ચમાં ઊતરવું પડે તેમાં તેનો શો વાંક ? આ ખરચ એ ક્યાંથી પૂરું કરે ? છતાં બનાવટી મક્કમતા દેખાડતાં મેં કહ્યું : 'ભલે ત્યારે, તને ફાવે તે કર. હું તારો વકીલ નહિ થાઉં.'

ગોવિંદ મારા ઉપર હક દાખવતાં વળગ્યો : 'એ તો ચાલવાનું જ નથી. તમારો છૂટકો નથી.'

હું : 'મારી શરત કબૂલ હોય તો જ વાત કરજે.' મારી મક્કમતા જોઈ ગોવિંદની સ્ત્રી તેને આગ્રહ કરવા લાગી કે ચોરી ન કરવાની શરત કબૂલી લો. તે મજૂરી કરી કુટુંબનું ભરણપોષણ કરવા તૈયાર હતી. પણ ગોવિંદનું મન માનતું ન હતું. હું પણ મક્કમ હતો. મને આશા હતી કે આ પ્રસંગમાંથી કંઈક એવો માર્ગ નીકળે કે એ ચોરીને રસ્તેથી બચી જઈ સારો નાગરિક બને.

થોડીવાર વિચાર કરી કોઈ નવું સત્ય જડયું હોય તેમ ગોવિંદે કહ્યું : 'કબૂલ છે, સાહેબ, જાઓ ચોરી નહિ કરું. પણ એક શરતે કે તમારે મને ખૂનના કામમાં ફી લીધા સિવાય છોડાવવો.'

ગોવિંદની શરત મારે કંઈ વિચાર કરવો પડે તેવી હતી. મેં કહ્યું: 'હું મફત શું કામ કેસ ચલાવું? મારો શો વાંક કે પૈસા જતા કરવા પડે?'

ગોવિંદે બુદ્ધિ દોડાવી કહ્યું: 'સાહેબ જો તમારી ઇચ્છા હોય કે મારે ચોરી ન કરવી, મને ઉપદેશ આપવો હોય તો તમારે ફી ન લેવી અને મારે ચોરી ન કરવી. તેમ ન હોય તો તમે તમારે કરો છાનામાના વકીલાત. હું શું કરું–ના કરું તેની ભાંજગડ શું કામ કરો છો? તમે તમારે વકીલાતને રસ્તે અને મને સૂઝે તે રંગે હું!'

ગોવિંદની ભાષામાં ભારે તત્ત્વજ્ઞાન હતું. તેની દલીલે મને મૂંઝવી નાખ્યો. મને પણ થયું કે તેની વાત સાચી. તેના કેસમાં હું મફત લડવા તૈયાર ન હોઉં તો એણે શું કરવું–ન કરવું તે કહેવા મને શો અધિકાર?

ગોવિંદ પ્રત્યે મને મમતા હતી. હું તેનામાં એક સારો સમાજસેવક જોતો હતો. તેની ચોરીની કુટેવને બાદ કરીએ તો તેની દીનદુઃખીનો પક્ષ લેવાની વૃત્તિ પ્રશંસાપાત્ર હતી. આવો એક યુવાન વગર ગુને જેલમાં જાય તે પણ ગમતું નહોતું. કેસમાંથી છૂટયા પછી પાછો ચોરીનો ધંધો ચાલુ રાખે તે પણ એટલું જ અનિચ્છનીય લાગતું હતું. ખૂનના કેસની ફી જતી કરવી એ પણ મને આકરું લાગતું હતું. પરંતુ ફીના લોભે એક નાગરિકનું પતન થવા દેવું તે પણ એટલું જ અયોગ્ય લાગતું હતું. મેં ગોવિંદની શરત સ્વીકારતાં કહ્યું: 'ભવિષ્યમાં જો કોઈ ચોરી કર્યાનું હું સાંભળીશ તો તને હું જાતે પકડાવીશ.'

ગોવિંદના આનંદનો પાર ન હતો. 'કબૂલ, સાહેબ કબૂલ'

તેની સ્ત્રીએ વિશેષમાં ખાતરી આપતાં કહ્યું: 'સાહેબ, એક વાર એને છોડાવો, પછી જો આડો ચાલે તો હું જ તેને પકડીને આપની પાસે રજૂ કરીશ.'

આજે ગોવિંદ હવે પહેલાંનો ગુનેગાર રહ્યો નથી. તેણે વચન પાળ્યું છે. ગામના લોકોને પૂછું છું તો એ પણ કબૂલ કરે છે કે ગોવિંદ હવે સુધરી ગયો છે. પરિણામે, તેને ગામમાં આગેવાન તરીકે સ્થાન મળ્યું છે. અને પહેલાંના કરતાં વધુ હકદાવે મારી પાસે બીજાને મદદ કરવાનાં કામ લઈને આવે છે.



'મીનપિયાસી'

## તે દિન

તે દિન પેલી પીંપરો કેરી ઘટામાં,
આપણે કેવાં મળ્યાં?
મારી નજર પહોંચી નહિં
જ્યાં પાંપણો સુધી હજી
ત્યાં તો સુંવાળી શરમથી,
શાં પોપચાં તારાં ઢળ્યાં?
લાલી છલી 'તી ગાલ પર,
ઝુલઝુલ વસ્યાં 'તાં બાલ પર,

આશા હતી ગઈ કાલની,
આ આજના તુજ વહાલ પર,

'શી છે ઉતાવળ?' તેં કહ્યું,
અધીરાઈના મુજ ખ્યાલ પર.

કિન્તુ કરું શું?
હૈયું મારું નાચતું 'તું
કીકીઓના તાલ પર.



વી૦ નેગોવ્સ્કી

# માનવીના મૃત્યુને પડકાર

મસાણનાં મડાંને પણ બેઠાં કરનાર આપણે ત્યાં અનેક જાણકારો ભૂતકાળમાં હતા. અપણી કેટલીય કળાઓ લુપ્ત થઈ છે તેમાંની આ પણ એક હતી. આજે વિજ્ઞાન એ કળાને પદ્ધતિસર અપનાવે છે, સમજાવીને અમલ કરે છે...

આપણા આ કાળ અગાઉ, અતિ પ્રાચીન સમયમાં, મડદાને મરણ બાદ તરત જ સજીવન કરવા તબીબો કોશિશ કરતા હતા કારણ કે, ઘા વાગવાથી, લોહી વહી જવાથી કે ગૂંગળામણ જેવા આકસ્મિક કારણોસર સાજાસમા અને મજબૂત અવયવો અચાનક નાશ પામે અને માણસ મરી જાય તે બહુ અજુગતું લાગતું.

આકસ્મિક કારણોસર માનવી મરણ પામે પણ તેના અવયવોમાં જીવનશક્તિ હોય તેવા માનવીને પુનર્જીવિત કરવાની જરૂરત વિષે તથા એ કાયદાને યોગ્ય રીતે અને વિગતવાર રજૂ કરવાનું કાર્ય, તબીબશાસ્ત્ર તથા જીવવિજ્ઞાન હાલ પ્રગતિના ઉચ્ચ સ્તરે પહોંચેલું હોઈ, આપણા આજના સમયમાં જ શક્ય બન્યું છે. મૃત્યુ સમયે વિચૂર્ણ થતા અવયવો કેવી પ્રક્રિયાઓ અનુભવે છે તે સંબંધી તેમજ ખુદ મૃત્યુ અંગે આજે વૈજ્ઞાનિક રીતે વિગતવાર સંશોધન થઈ રહ્યું છે. અવયવોમાં થતી ચેતનક્રિયાઓ કેવી રીતે ભાંગી પડે છે તેના નિયમો નક્કી કરવામાં સોવિયેત વિજ્ઞાન સહુની મોખરે છે.

અલબત્ત, આ સંશોધન હજી પૂરું થયું નથી. ખરી રીતે કહીએ તો, હજી તો આપણે આ જ્ઞાનની એક ઝલક માત્ર જ મેળવી છે પણ એ પરથી આગળ ઉપર આપણે જાણી શકીશું કે મૃત્યુની ક્રિયા શરૂ થતાં અવયવોના ગુણધર્મો તથા કાર્યોમાં જીવવિજ્ઞાનની દૃષ્ટિએ કેવી તૂટફૂટ થાય છે વળી અવયવો જીવનમાંથી મૃત્યુના માર્ગે કેવી રીતે આગળ વધે છે, મૃત્યુની પ્રાથમિક અવસ્થા તત્વતઃ કેવી હોય છે તથા અવયવોને સજીવન કરવામાં આવતા તેઓ પહેલાં કેવી સ્થિતિમાંથી પસાર થાય છે તે પણ આપણા જાણવામાં આવશે.

માનવીને સજીવન કરવાના આ આધુનિક શાસ્ત્રમાં ચાલી રહેલા સંશોધનનો હેતુ તબીબી મૃત્યુ—ક્લીનીકલ ડેથ—નો કાળ બને તેટલો લંબાવવાનો છે. રક્તાભિસરણ તથા શ્વાસોચ્છ્વાસની ક્રિયા બંધ પડતા પેશીઓના કોષો તૂટવા માંડે છે. એ સંજોગોમાં અલ્પ ઉષ્ણતામાનનો પ્રયોગ—હાઇપોથર્મીયા—સફળ નીવડ્યો છે.

એક બાબતને આપણે નિયમ તરીકે લેખી શકીએ કે, માનવીના દેહમાં જીવન ધારણ કરવાની શક્તિ બાકી રહી હોય તો, મૃત્યુ અગાઉની પાંચ છ મિનિટનો તીવ્ર વેદનાનો તબક્કો આવે છે તે દરમિયાન જ માનવીને નવજીવન બક્ષવાનું શક્ય બની શકે છે.

માનવ અવયવોને પુનર્જીવિત કરવાની એક અટપટી રીત પ્રયોગશાળામાં પરિપૂર્ણ કરવામાં આવેલી છે. તેના મુખ્ય ચાર સિદ્ધાંતો આ પ્રમાણે છેઃ—

સિદ્ધાંત પહેલો : માનવીની નસમાં લોહી ચઢાવવું.

નસોમાં લોહી ચઢાવવાની રીત સામાન્ય રીતે બહુ જાણીતી છે. ઘણા કિસ્સાઓમાં તે અતિ ઉપયોગી નીવડે છે. પરંતુ મરણોન્મુખ બનેલા દેહમાં લોહી ધમની દ્વારા હૃદય તરફ જાય તેમ ચઢાવવામાં આવે તો તે વિશેષ ફાયદાકારક નીવડે છે. એ રીતે દાખલ કરેલું લોહી હૃદયના સ્નાયુને રક્ત પૂરું પાડતી ધમનીઓમાં જાય છે અને હૃદય બંધ પડવા આવ્યું હોય યા બંધ પડ્યું હોય તેને ફરી કાર્યશીલ બનાવે છે. પમ્પ દ્વારા દાખલ કરવામાં આવતા એ લોહીમાં એડ્રેનાલીન, ગ્લુકોઝ તથા બીજી કેટલીક દવાઓ ઉમેરવામાં આવે છે.

બીજો સિદ્ધાંત કૃત્રિમ રીતે શ્વાસોચ્છ્વાસ ચાલુ કરવાનો છે. કુદરતી શ્વાસોચ્છ્વાસ બંધ થયા બાદ એકાદ બે સેકંડમાં જ કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ ચાલુ કરવો પડે છે. એ રીતનો વિકાસ કેવી રીતે થયો

તેની વિગતમાં ન ઊતરતા આપણે અત્રે એ બાબતની નોંધ લેશું કે રેસ્પીરેટર નામના યંત્રો દ્વારા ફેફસામાં હવા ફૂંકવાની રીત અત્યંત કાર્યક્ષમ પૂરવાર થઈ છે. ચિકિત્સાલયોમાં તેનો વ્યાપકપણે ઉપયોગ થાય છે.

પરંતુ કોઈ કટોકટીભર્યો કેસ હોય અને તબીબના આગમન પહેલાં જ દર્દીની શ્વસનક્રિયા ચાલુ કરવી પડે તેમ હોય તો તેની સાચી રીત એ છે કે ચિકિત્સકે પ્રથમ દર્દીનું માથું પાછળ ઢાળી તેના મોં યા નાક પર કાણાં પાડેલો રૂમાલ ઢાંકી પોતાના મુખ વડે દર્દીના મોંમાં કે નાકમાં હવા ફૂંકવી. આ રીતે દર્દીના ફેફસામાં હવા બરોબર દાખલ થાય છે. હવા દાખલ થયા બાદ ઉચ્છ્વાસની ક્રિયા મંદ ગતિએ થાય છે.

વીજળીનો આઘાત લાગવાથી અથવા હૃદયમાં તૂટફૂટ થતાં યા એવા બીજા કોઈ કારણસર દર્દીનું હૃદય કોઈ ઓર રીતે વર્તે છે. તેના ધબકારા ટૂંકા અને અનિયમિત થઈ જાય છે. પરિણામે, શરીરના સર્વ ભાગોની પેશીઓને હૃદય લોહી પહોંચતું કરી શકતું નથી. પાણીની સપાટી પર આછા આછા તરંગો થાય તેવી રીતે હૃદય કામ કરતું હોય છે. હૃદયની આ અવસ્થા તે બંધ પડી જાય તે કરતાં પણ વધારે ભયાવહ હોય છે. પરંતુ તેનોય ઉપાય મળ્યો છે. આવા અતિ દુર્બળ હૃદયમાં એક સેકંડના સોમા ભાગ જેટલા સમયમાં ચારથી પાંચ હજાર જેટલા વીજળીકસ્પંદનો ખાસ યંત્ર દ્વારા પાડવવામાં આવે છે. એનાથી હૃદયની નબળાઈ તરત દૂર થાય છે અને તે સ્વાભાવિક રીતે કામ કરતું થઈ જાય છે. ચોથો સિદ્ધાંત હૃદય પર સીધી યા આડકતરી રીતે માલિશ કરવાનો છે. સીધું માલિશ કરવા માટે સર્જન દર્દીની છાતીમાં તાત્કાલિક કાપ મૂકી હૃદયને પોતાના હાથમાં લઈ, કુદરતી રીતે સ્વાભાવિક રીતે જેમ સંકોચાય છે તેવી રીતે તેને સંકોચે છે હૃદય પર માલિશની ક્રિયા વારંવાર કર્યા બાદ તે ફરી કામ કરતું થઈ જાય છે.

હૃદયને આડકતરી રીતે માલિશ કરવાની રીતનો છેલ્લા બે વર્ષ થયા ઊંડો અભ્યાસ થઈ રહ્યો છે. એકાદ બિમાર વ્યક્તિનું વૈદકીય મૃત્યુ થયું હોય ત્યારે સર્જન તેની છાતીના નીચલા ત્રીજા ભાગને દબાવે તો છાતીના વચલા ભાગમાં જ્યાં ત્રણ કે ચાર નંબરની પાંસળી મળે છે તે, અને કેટલીકવાર તો, કરોડરજ્જુથી પાંચેક સેન્ટીમીટર દૂર આવેલો ભાગ દબાય છે જેના લીધે હૃદય કુદરતી રીતે જ સંકોચાય છે. ત્યારબાદ છાતીના મધ્ય પ્રદેશ પર મિનિટે ૫૦ થી ૬૦ પ્રેસરના હિસાબે ચોળવાનું હોય છે. એ ક્રિયા દરમિયાન દર્દીને જમીન પર, કડક કોચ પર યા એવી કોઈ કઠણ સપાટી પર સુવડાવવો. માલિશની ક્રિયા ચાલુ હોય ત્યારે દર ચાર કે પાંચ વાર ચોળ્યા બાદ, દર્દીના મધ્ય ભાગ પર દબાણ પણ કરતા રહેવું જોઈએ.

આડકતરી રીતે હૃદયને માલિશ કરવાનું તથા કૃત્રિમ રીતે શ્વસનક્રિયા કેમ ચાલુ કરાય તે પ્રત્યેક જણે જાણવું જોઈએ. ઈજા પામેલી વ્યક્તિના મિત્રો, દાક્તર આવે તે અગાઉ દર્દીના હૃદય પર આડકતરી રીતે માલિશ કરે, કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ ચાલુ કરે તથા દર્દીના મુખમાં કે નાકમાં પોતાના મુખ વડે હવા ફૂંકતા રહે તો દાક્તર આવ્યા પહેલાં દર્દીના અવયવો ફરી કામ કરતા થઈ જાય એવું અનેક કિસ્સામાં બને ખરું. કદાચિત એમ ન થાય તો પણ, દાક્તર આવે ત્યારે દર્દી મરણ ન પામ્યો હોય અને ઊલટા તેના અવયવોમાં જીવનશક્તિનો સંચાર થયો હોય તેવું તો બને કે જેથી દાક્તર વિશેષ અસરકારક ઉપાય અજમાવી તેને સાજો કરી શકે.

મૃત અવયવોને પુનર્જીવિત કરવાનું આ તબીબશાસ્ત્ર સમક્ષ તદ્દન નવો તથા ભારે અટપટો કોયડો રજૂ કરે છે. તેના ઉકેલમાં માનવતા સમાયેલી છે.

★

ઈશ્વરભાઈ પટેલ

# કલેવર—મદર્લી

એક પ્રભુનાં બાળક જેવા માનવીઓમાં પણ જ્યારે ભેદભાવ રખાતા નજરે ચડે છે ત્યારે માનવજાત કેવી નીચલી કોટિની દેખાય છે? અહીં રજૂ થતું એક કેળવણીકાવ્ય માનવ–માનવ વચ્ચેના ભેદભાવ આજે પણ દેખાય છે તેને મિટાવવા કામિયાબી પામે તેવું સચોટ છે...

એ કાષ્ટ ઝૂંપડીનાં પાટિયાં એવાં ખવાઈ ગયેલાં હતાં કે મોગ ભાગના ખીલા વિખૂટા પડી ગયા હતા, રંગની તો વાત જ ક્યાં કરવી? કટાયેલ પતરાંનું છાપરું ફ્લોરિડા (યુ. એસ. એ.) નો તાપ ખાળતું પણ ઉકળાટ વધારતું. સામાન્ય રીતે તો ઝૂંપડી બહાર જ નિરાંત પ્રાપ્ત થતી. આજુબાજુ ક્યાંય છાયો ના મળે કારણ વૃક્ષનું નામોનિશાન નહીં. ઝૂંપડીનાં પગથિયાં આગળ એક જ નાનો સરખો છોડ હતો, બાકી તો ચારેકોર ઝાંખરાં, વેલા, ખવાયેલાં ટીન, કચરો અને તૂટેલા શીશા સ્થાનની અવઝડતાની સાક્ષી પૂરતાં.

આજથી પાંત્રીસ વરસ પહેલાં ફ્લોરિડાના પશ્ચિમ કિનારે આવેલા એક નગરનું આ એક ઘર. એમાં વસે બે જોડિયા બહેનો ચીંગી અને વીની. પક્ષાઘાતથી અપંગ બનેલો એમનો સીદી બાપ એક દોદરી ખાટલીમાં ખૂણામાં પડેલો. ત્રણ પેટ ને ઘરમાં દાણો નહીં. કમાવાની કોઈની તાકાત નહીં કારણ છોકરીઓ સાત આઠ વરસની. આમ છતાં હિંમત કરી ચીંગીએ કહ્યું, 'વીની, હું તો આ ચાલી. શહેરમાં પહોંચી ક્યાંક કામ ગોતી કાઢીશ, કંઈક કમાઈશ અને બાપુજી માટે ખાવાનું અને શક્ય હશે તો આપણે માટે જોડા ખરીદી લાવીશ.'

'અરે, બહેન! આ ધોમધખતા તાપમાં તું ના જઈશ.' વીનીએ કહ્યું, 'બાપુજીની સંભાળ હું એકલી કેમ કરી રાખીશ? અને એમની તબિયત તો જો, આજે કેટલી ખરાબ છે?'

આમ કંઈ એના પિતાની તબિયત તે દિવસે ખરાબ હતી તેવું નહોતું. છેલ્લાં અઢી વરસથી, એને લકવાનો હુમલો થયો ત્યારથી જેવો હતો તેવો તે દિવસેય એ હતો. એણે વાચા ગુમાવી હતી; હાથ ને માથા સિવાય કશે હલનચલન શક્ય નહોતું. છતાં વીનીએ બહાનું આગળ ધર્યું. કારણ એના મનમાં ડર હતો કે ચીંગી ગોરા લોકોના વસવાટ તરફ પહોંચી જશે તો આફતના ડુંગર ખડકાશે. એવું કંઈ બને તો એ એકલી એના બાપુજીનું કરેય શું?

વીની કહેતી રહી ને ચીંગી દોડી તે કોટડીના બે દોધરાં પગથિયાં ઠેકતી, આગસમ બળબળતી હોળીમાંથી બચવા પગની પીંડી પર કૂદકા ભરવા લાગી. શક્ય ત્યાં ઘાસ પર જ ડગ દેતી ચીંગીએ રેલવે લાઈન પારનો રેતાળ રસ્તો ઓળંગ્યો ત્યારે ચંપાઈ જતી રેતીની કલ્પના વીની કરતી રહી. આખરે સિમેન્ટની સડકની બે બાજુનાં વૃક્ષોની શીળી છાંયમાં એ પહોંચી તે પહેલાં એ એક જ સ્થળે થોભી. એ હતી ગટરના પાણીની નીક. ઊભવાનું મુનાસિબ માન્યું. ભારે હિંમત એકત્રિત કરી, એ એક વિશાળ સફેદ મકાનનાં પગથિયાં આગળ ડોકાઈ ત્યાં તો એના કાને અવાજ અથડાયો, 'મમ્મી, મમ્મી, આપણા બાગમાં કોઈક કાળી છોકરી ભરાઈ છે!' હજુ તો એ અવાજના પડઘા કાનમાં શમે તે પહેલાં તો એક ખૂબસુરત ગોરી બાઈએ બહાર નીકળી ચીંગીને જે તતડાવી તે બિચારી મૂઠી વાળીને નાઠી!

બાજુના મહોલ્લામાં એ શ્વાસ લેવા ઊભી હતી ત્યાં બે છોકરા એના ભણી સાયકલ દોડાવી આવ્યા. એ ધ્રૂજતી છોકરીને ઓર ધ્રૂજાવવા મથતા એક છોકરાએ બૂમ પાડવા માંડી, 'કાળિયું કાળિયું' અને એના નળામાં પોતાની સાયકલ અથડાવી. વળી પાછી બીધેલા હરણની જેમ એ દોડી; તે અટકી ક્યારે, એના પગે ડગ દેવાની ના પાડી ત્યારે! એ જરાક થંભી ત્યાં તો એને ખ્યાલ આવ્યો કે એને ભૂખ લાગી છે. દસ વાગી ચૂક્યા હતા, અને સવારે પેટમાં પધરાવેલી ટાઢી બ્રેડનો ટુકડો ને રાબ, આગલા દિવ-

સના ઉપવાસને કારણે; ક્યાં ગયાં તે સમજાતું નહોતું. એ ઊભી હતી તે વાડના અંદરના ભાગના ઘાસયુક્ત ચોગાન પર પડેલાં સૂકાં તાડપત્રોને, એક ઉંમરે પહોંચેલી ગોરી બહેન વાળી રહી હતી. એને જોઈ શક્ય તેટલા વિવેકસર ચીંગીએ ટહુકો કર્યો: 'બહેનજી!' અજાણી છોકરીના સંબોધનથી આશ્ચર્યમાં ડૂબેલી એ વૃદ્ધાએ સમૃદુતા પૂછ્યું, 'તારે શું કામ છે છોકરી?'

'માજી, મને કામે રોકશો? તમારો આખો બાગ સાફ કરીશ અને ઓસરીનાં પાન પણ લણી લઈશ અને...'

'તું તો કામ માટે ઘણી નાની કહેવાય અને તને સોંપવા જેવું મારી પાસે કશું કામેય નથી. માફ કરજે, છોકરી તું ઘેર જા.'

'વારુ, માજી.'

પેલી બહેને પાનસફાઈ ચાલુ રાખી પણ પાછી અટકી ચીંગી તરફ જોઈએ બોલી: 'મેં કહ્યું ને—ઘેર જા.'

'વારુ, માજી' કહી ચીંગી તો ઊભી જ રહી. એને માટે ખસવું શક્ય નહોતું. વાડને પેલે પાર હમદર્દી હતી. એ કશું આપતી તો નહોતી, ઊલટાનું ચાલી જવા કહેતી હતી. છતાં ભય કે બીકના માર્યા નાસવું સહેલું હોય છે—હૃદય ને પગ એ માટે જ જાણે સર્જાયા છે! પણ હમદર્દીથી દૂર જવું કઠણ હોય છે—અતિ કઠણ પડે છે.

'તું તો ઘણી બધી નાની છે,' પાછું પેલી વૃદ્ધાએ ચલાવ્યું, 'પણ મારી પૌત્રી કદાચ તારે લાયક કામ શોધી શકે ખરી.' આમ કહી એણે ચીંગીને બાગમાં બોલાવી, ત્યાં થોભવા ઈશારો કર્યો ને પોતે ઘરમાં ઊપડી ટેલિફોન ઉપાડ્યો.

બહાર ઊભેલી ચીંગીના કાન પર સારીયે વાતચીત અથડાતી હતી.

'રોસી, અહીં એક સીદી છોકરી કામ શોધવા આવી છે. તું અહીં આવી જઈ એની જોડે વાત કરી લે તો?...મને લાગે છે કે એ સાત આઠ વરસની હશે ...હા, હા, મનેય ખબર છે પણ એને હડસેલી મૂકવી—ટાળવી કઠણ છે...મને લાગે છે કે તું ઠીક પડીશ...સારું ત્યારે આવજે.'

ચીંગીના ચહેરા પર પરસેવાના દોરડા જામેલા હતા. એના વાળનાં ગૂંચળાં સૂગરીના માળાશાં હતાં. એના ઉઘાડા પગે ઉઝરડા પડેલા હતા. એનાં કપડાં તો ક્યારે ધોવાયાં હશે તે રામ જાણે! એ કેવી દેખાતી હતી એની એને કશી ગતાગમ નહોતી. એ તો ત્યાં બેઠી—માત્ર રાહ જોતી, આશાવિહીન વૃત્તિથી.

એવામાં એક ભૂરી મોટી ગાડી ત્યાં આવી થોભી. એમાંથી બહાર નીકળી એક જુવાન બહેન. એના હાથ પર હતું એક ગોળમટોળ સુંદર બાળક. ચીંગીને થયું કે પોતે આવી ખૂબસૂરત બાઈ કદી જોઈ નહોતી. એ ઊંચી ને મનોરમ પોશાકમાં સજ્જ હતી. એના ચહેરા પર કુમાશ હતી અને આંખોમાંથી પ્રેમ નીતરતો હતો. ચીંગી તરફ એ ચપળતાથી ડગ ભરતી આવી પહોંચી.

'કેમ છે, બાળા? નોકરીની શોધ તું કરતી હતી?'

'હા, જી.'

'મારું નામ શ્રીમતી લી અને આ મારી નાની દીકરી બેટી, તારું નામ શું છે?'

'ચીંગી.'

'ઘણું સરસ નામ છે. તારી ઉંમર કેટલી?'

'મને લાગે છે કે નવ વરસ.'

'બહુ સરસ, બેટી. મને બીક છે કે નોકરીએ લગાડવા જેટલી તારી ઉંમર નથી. હશે પણ તું નિશાળે જતી નથી?'

'ના, બહેન. થોડોક વખત હું ગયેલી પણ હવે જતી નથી.'

'તારી માને ખબર છે કે તું નોકરી શોધવા નીકળી છું?'

'ના, જી. મારી માતા હયાત નથી. મને જન્મે એકાદ બે મિનિટ થઈ હશે ત્યારે જ એ ગુજરી ગયેલી. મને ખ્યાલ છે કે મારે એક સાવકી મા

હતી પણ એ નાસી ગઈ અને ઘરમાંથી બધું વાળી ઝૂડીને લેતી ગઈ. એ પાછી આવવાની નથી. મને લાગે છે કે હું ને વીની એને ગમતી નહોતી. એ અમને મારતી.'

'વીની કોણ છે?'

'એ મારી બહેન છે. મારા પિતા માંદા છે એમની સારવારમાં એ ઘેર રહી છે. એમનાથી ચલાતું નથી.'

'ચીંગી, તારા બાપુજી માંદા છે. તે જાણી મને ભારે દુઃખ થયું છે.'

'ઠીક.'

'તું શું પગારની અપેક્ષા રાખે છે?'

'અરે! અઠવાડીએ પચાસ સેન્ટ હશે તોય ચાલશે.'

'તું આ પૈસાનો શો ઉપયોગ કરશે?'

'મને લાગે છે કે મારે ને વીનીને બૂટ કે મોજાં નથી. તે આમાંથી ખરીદીશું.'

અગણિત સમય વીનીના મને જાતને સવાલ કર્યો છે કે આ વાતચીતના પરિણામ સ્વરૂપ શ્રીમતી લીએ જે નિર્ણય લીધો તેના કરતાં ઊલટો જ લીધો હોત તો આ બે બહેનોના જીવનનો શું ઘાટ ઊતર્યો હોત!

આખરે શ્રીમતી રોસીએ ઉત્તર વાળ્યો, 'એમ કર, તું મારી સાથે ચાલ. આપણે મારે ઘેર જઈશું.'

શ્રીમતી રોસી લીના ઠંડા, સુગંધભરપૂર ઘરમાં ચીંગીએ ડગ દીધાં ત્યારે સાશ્ચર્ય એનું મોં ખૂલી ગયું. આવા સ્વર્ગીય રહેઠાણની એણે તો કલ્પનાય કરેલી નહીં. ઘડી પહેલાં એક અછૂતની જેમ આથડતી એ નાની છોકરી ભૂત, ભવિષ્યના ખ્યાલ છોડી, તત્ક્ષણના આનંદમાં ગરકાવ બની. દિવાનખાનામાં ફરતાં ફરતાં એની ખુરશીઓ, સોફા પર હાથ ફેરવી એની સુંવાળપ માણવા લાગી.

શ્રીમતી લીએ દિવાનખાનામાં પ્રવેશ કરી, ખંડ મધ્યે શેતરંજી પર પોતાના બાળકને સુવાડ્યું અને ચીંગીને કહ્યું: 'ચાલ મારી સાથે, મને લાગે છે કે મારી પાસેનું કશુંક તને બેસતું આવી રહેશે.' આમ કહી એણે એક પટારો ખોલ્યો અને એક સુંદર ભૂરો પોશાક બહાર કાઢી ચીંગીને જણાવ્યું, 'હું તારી ઉંમરની હતી ત્યારે આ પહેરતી હતી.'

ચીંગીએ તો કૂદતેકને કપડાં લઈ લીધાં અને બોલવાં લાગી: 'કેટલા સુંદર છે....! હું પહેરી લઉં?' આટલું બોલી રોસીના જવાબની રાહ જોવા સિવાય એણે તો પુરાણું વસ્ત્ર ઉતારવા માંડ્યું. લાંબા સમયના વપરાશને કારણે જર્જરિત બનેલ એનો પોશાક ઢગલો થઈ નીચે પડી ગયો. અને એનો ગંદો દેહ ખુલ્લો થઈ ગયો, છતાં રોસીએ અણગમો કે તિરસ્કારની રેખા ચહેરા પર આવવા દીધી નહીં. ઊલટાનું ધગશથી એણે ઉમેર્યું, 'ચીંગી, તું જરા સ્નાન કરી લે તો કેવું? શરીર હળવું ફૂલ થઈ જશે ને આ પોશાકેય ઠીક લાગશે.' રોસીની એ ખૂબી હતી કે એ યોગ્ય શબ્દો પસંદ કરી શકતી જે સામા માણસના હૃદયને સ્પર્શી જતા.

ચીંગીને એ સ્નાન-ઘરમાં લઈ ગઈ, નળ કેમ ખોલવો ત્યાંથી શરૂ કરી, સાબુનો ઉપયોગ, ટબને ધોઈ સાફ કરવું વગેરે બધું એને સમજાવ્યું અને સ્નાન પછી ભૂરો પોશાક ધારણ કરવામાં સહાય કરી.

આમ તૈયાર થઈ એટલે ચીંગીએ પૂછ્યું, 'હવે હું આ બેબીને રમાડું? મને બાળકો બહુ ગમે છે.'

'હા, બેટા, પણ જો એને ઊંચકતો નહીં. જે રમકડાં એ દૂર ફેંકી દે તેને હાથવગાં કરવાનું જ તું કામ કરજે. એ ઊંઘમાં ભરાઈ છે. એની આંખ મીંચાય એટલે મને ટહુકો કરજે.'

રોસી રસોડામાં પહોંચી ને ભોજનની તૈયારીમાં પડી. ચીંગી બેબીને રમાડવા દોડી. પણ થોડી વારમાં જ 'ધબ' એવો ધડાકો થયો ને બેબીએ ચીસ પાડી. રોસી ધસી આવી ને ચીંગી બેબીને ઉથામતી હતી તે જોઈ, ઝપાટાબંધ એને પોતાના હાથમાં લઈ લેતાં બોલી, 'તેં એને ઊંચકી હતી ને?'

'ના, ના, બહેનજી,' ધ્રૂજતાં ધ્રૂજતાં ચીંગી કહેવા લાગી રોસી બેબીને શયનગૃહમાં લઈ ગઈ અને બારણું બંધ

કરી દીધું. ચીંગી ભારે વિમાસણ અને મૂંઝવણમાં ડૂબી ગઈ. એને થયું કે પોતે મૂઠીઓ વાળીને નાસી જાય. પણ એને યાદ આવ્યાં એનાં ભૂખ્યાં બાપ ને બહેન. એવામાં રેસીનો પગરવ સંભળાયો ને એણે પગ ઉપાડયો: એકાદ ડગ દીધું ને પાછું વાળી ભાળ્યું તો શ્રીમતી લીનો ચહેરો ગંભીર હતો પણ કોમળતાવિહીન નહોતો. એને ચારે કોર અંધકાર દેખાયો અને એના ગાલ પર શ્રાવણભાદરવો વહેવો શરૂ થઈ ગયો.

હંમેશની શાંતિથી રેસીએ કહ્યું, 'ચીંગી, જૂઠું બોલતી છોકરીઓ કોઈનેય ગમતી નથી. બોલ, તેં બેબીને ઊંચકી 'તી કે નહીં?'

'એ ઝોપી અને મેં...'

'પણ, મેં તને સૂચના આપી જ હતી ને કે મને બોલાવજે. સાચું બોલવું હમેશાં સારું હોય છે.'

'વારુ, બહેનજી. બેબીને ઈજા તો નથી થઈ ને?'

'ના, બેટી. એ જરા બીધી હતી. હવે ઊંઘી ગઈ છે. ચાલ, આપણે રસોડામાં જઈએ.' ચીંગી તરફ હાસ્યભરી નજર નાખતાં રેસી બોલી.

એની નવી પ્રફુલ્લિત દુનિયાની આ પહેલી કટોકટી. બીજી કટોકટી આવી ભોજન બાદ. બપોરના ભોજન માટે ઘેર આવેલા લી ચીંગીને રસોડામાં ભાળી અચંબો પામ્યા. બાજુના કમરામાં શ્રીમતી લી સાથે એ વાત કરતા હતા તે ચીંગીને કાને પડતી હતી, 'તું એવું તો ગોઠવવાની નથી ને કે એ બેબીને ગમે તેમ ગોઠવે.' પણ થોડી જ મિનિટો પછી ચીંગીને ભૂખ્યા કૂતરાની જેમ રસોડામાં ખાતી જોઈ એટલે એણે શ્રીમતીને સૂચના આપી, 'એને બીજું કશુંક ખાવાનું આપજે.' રેસીએ ચીંગીને ટેબલ પર બેસી ખવાય તેટલું ખાવાની છૂટ આપી ને એ પતિને વિદાય આપવા ઓસરીમાં પહોંચી.

રેસી પાછી ફરી ત્યારે ખાલી થયેલી થાળીઓએ એને અચંબામાં ગરકાવી દીધી. એના હાથમાં માત્ર બે જ બ્રેડના રોલ સાબૂત હતા. ચાર બીજા અદૃશ્ય થયા હતા. ઉપરાંત અર્ધો વાટકો વટાણા, બટાટા, ટામેટાં અને ખાસ્સો મોટો માંસટુકડો— આ બધું ગાયબ થયેલું. એવામાં એની નજર પડી તો ચીંગીનો પોશાક અણધાર્યો ઉપસેલો હતો, અને ત્યાં આગળ ટામેટાં કે તેલનાં રંગચાઠાં ઉપસેલાં હતાં એટલે પેલા ખવાનું સમજાઈ ગયું. રેસીએ તલાશ કરી તો ચીંગીએ કબૂલ્યું કે વીની માટે એ ખોરાક ઉઠાવ્યો હતો.

રેસીએ મીઠાશથી ઉમેર્યું, 'તેં માગ્યો હોત તો એ ખોરાક મેં તને તારી બહેન માટે આપ્યો હોત, ચીંગી, ચોરીછૂપીથી ઉઠાવનાર લોકો કોઈનેય ન ગમે. હવે ફરી આવું ન કરતી, સમજી?'

આમ એ કાગળકોથળીઓ લઈ આવી અને બધું ખાવાનું એમાં ભર્યું. પછી એનાં કપડાં સાફ કરાવી ઉમેર્યું: 'હવે તું ઘેર જાય એ જરૂરી છે. તારા બાપુજી ને બહેન તારી રાહ જોઈ રહ્યાં હશે.'

'કાલે સવારે હું આવું કે?'

ચીંગીને લાગ્યું કે શ્રીમતી લીએ ક્ષણભર હિચકીચાહટ અનુભવી અને દુનિયા આખી એને ધૂંધળી થતી ભાસી. પણ એવામાં તો એના કાને શબ્દ અથડાયા, 'હા, કાલે સવારે તું આવજે ચાલ, બેબીને દાદીને ત્યાં મૂકી, હું તને ઘેર પહોંચાડી આવું.'

એક ચળકતી નવી ગાડીને કોટડી તરફ આવતી ભાળી, વીની ગભરાટમાં પડી ગઈ. જ્યાં કદીય કોઈ ગાડીનું પૈડું ફર્યું નહોતું એવા આ વેરાનમાં ગાડી આવે એટલે એનો અર્થ આફત જ ને? થરથરતી, ધ્રૂજતી એ તો કોટડીમાં ભરાઈ બેઠી.

ત્યાં તો ચીંગી ગાડીમાંથી કૂદતીક ને બહાર નીકળી. એ ચીંગી સાવ નવી હતી. એણે સુંદર પોશાક ધારણ કર્યો હતો.

અને એની બગલમાં એક કોથળી હતી. એનો ચહેરો એના પોશાકની જેમ ચળકતો હતો. વળી એક અજાણી ગોરી બાઈ ગાડીમાંથી ઊતરી અને ચીંગી



સાથે કેબિન તરફ ડગ દેવા લાગી. એટલામાં તો ચીંગીનો મોટો અવાજ સૌના કાને પડ્યો, 'વીની, વીની, અહીં આવ. જો જોઈએ તારા માટે હું શું લાવી છું ? જો તો ખરી શ્રીમતી લીએ મને નવો પોશાકેય આપ્યો છે.'

વીની તો એવા આશ્ચર્યગર્તમાં ડૂબેલી કે ન તો એ બોલી શકી કે ન હાલીચાલી શકી. વીની ને ચીંગી —બન્ને એવાં એકરૂપ કે ઉભયને નોખાં પાડવાં મુશ્કેલ બને. ચીંગી રોસીને કહેવા લાગી, 'વીની ઘણી શરમાળ છે. કોઈ પણ અજાણી વ્યક્તિ સાથે વાત કરવી એને ભારે પડે છે.' પછી વીનીને ટહુકો કરતાં એણે ઉમેર્યું, 'વીની, વીની, જો અહીં આવ. જો તો ખરી, હું શું લાવી છું. માંસ ને વટાણા ને બટાટા ને ઘણું બધું. શ્રીમતી રોસી લીએ બધું આપ્યું છે.'

વીની કૂદતીક ને આવી પહોંચી, ખોરાક-કોથળી લઈ, પાછી ઘરમાં દોડી ગઈ. એણે તો પડીકું ઉઘાડી ખાવા જ માંડ્યું. ખાતાં ખાતાં એ ગોરી બાઈ પ્રત્યે એ ભૂખી નજરે તાકી રહી. રોસી આ બધો વખત શાંત હતી. એણે એમના પિતાને મળવાની રજા માગી.

રોસીને કોટડીમાં લઈ જતાં વીનીની જીગર ચાલતી નહોતી. કારણ એના ઘરની દિવાલો ઉધઈનો ભોગ બનેલી હતી, બારીઓના કાચને સ્થાને પીળાં પડી ગયેલાં જીર્ણ વર્તમાનપત્રના કાગળો હતા, ઉંદરો ફાવે ત્યાં ઓરડી આખીમાં દોડાદોડ કરતા હતા, એક તૂટલું ફાનસ, એવા જ જીર્ણ ટેબલ પર મૂકેલું હતું, ઘરની એકમાત્ર ખુરસીની બેઠક ગાયબ હતી અને ચીંગી-વીનીના સંયુક્ત ખાટલાનું પેટ વચ્ચેથી ઉપસેલું હતું.

ગરીબાઈના સાક્ષાત્કાર સમી આ કેબીનમાં રોસી પ્રવેશી ત્યારે અંદરના અંધકારને ટેવાવા પૂરતા એને થોભવું પડ્યું. ઘરમાંથી ઊઠતી દુર્ગંધ પણ કારણરૂપ હોય ખરી. એવામાં એને કાને પડ્યો પેલા પથારીવશ અશક્ત વૃદ્ધના ગળામાંથી પરાણે બહાર નીકળવા મથતો ઘોઘરો અવાજ અને એ પથારી તરફ વળી. મહાપ્રયત્ને અવાજમાં આનંદની છાંટ આણી એણે પૃચ્છા કરી, 'કેમ છો ?'

પેલા વૃદ્ધે મહાપરાણે એક ધ્રૂજતો હાથ જરા ઊંચો કરી, રોસીને આવકારચિહ્ન ધર્યું પણ એ ઉચ્ચારણ કરી શક્યો નહીં. રોસીએ એનો ઘરડો હાથ, પોતાના નાજુક હાથમાં પકડી, એની આંખમાં આંખ પરોવી. પેલા વૃદ્ધે પુનઃ વાચા અર્થે મથામણ અનુભવી એટલે રોસી બોલી, 'કંઈ વાંધો નહીં. બોલવા યત્ન કરતા મા. તમારે જે કહેવાનું છે તે હું સમજી ગઈ છું.' પરિસ્થિતિની સ્પષ્ટતાર્થે ચીંગીએ ઉમેર્યું, 'એ બોલી શકતા નથી.'

આમ છતાં એ વૃદ્ધે અભિવ્યંજનાર્થે મથામણ ચાલુ રાખી. એના પ્રતીકરૂપે એનું મોં આખું પહોળું—ખુલ્લું થઈ ગયું પણ વાચા આવી નહીં. બદલામાં એના વૃદ્ધ ચહેરાની કરચલીઓ પરથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. રોસીને આ દૃશ્ય હૃદયદ્રાવક નીવડ્યું. એણે આંખો બંધ કરી દીધી. એ ખૂલી ત્યારે એના ખૂણા સ્પષ્ટ સ્વરૂપે ભીના હતા.

વીની આખો વખત એની પડખે ઊભી ઊભી, રોસીની હરેક હિલચાલ નીરખતી હતી. એના ખભે હાથ મૂકી રોસીએ જણાવ્યું, 'બેટા વીની, સારું થયું કે તું અહીં જ રહી.' આ સંબોધનમાત્રે રોસી માટેની વીનીની ભડક કાયમ માટે ઓગળી ગઈ.

ચંદ મિનિટોમાં રોસી આ ખખડધજ કુટિર બહાર ચાલી ગઈ પણ સાંજના એ પાછી ફરી ત્યારે પેલા વૃદ્ધ માટે ગરમ ગરમ સેવો ને છોકરીઓ માટે ખોરાક લઈ આવી હતી. તે રાત્રે વીની પથારીમાં પડી ત્યારે જીવનમાં પ્રથમ વાર એને લાગ્યું કે પોતાનું ભવિષ્ય ઊજળું ભાસે છે.

એક વખત એવો હતો જ્યારે આ લોકો મોટા ને સારા ઘરમાં રહેતાં હતાં. ત્યારે એમના બાપુજીની તબિયત સારી હતી અને બાંધકામનો એ કારીગર

હતો. એની કમાણી પણ સારી હતી. એક દિવસ સવારે એ પથારીમાંથી ઊઠવા ગયો તો શરીર હાલે જ નહીં, વાણીય લકવાના હુમલાને કારણે અટકી ગઈ. એની આ દશા જોઈ આ છોકરીઓની સાવકી મા એક ભરાવદાર શરીરવાળી હૃષ્ટપુષ્ટ બાઈ, ઘરનું બધું હાથ આવ્યું તે લઈ પલાયન થઈ ગઈ ને ફરી કદી એનાં દર્શન થયાં નહીં. એ બાઈ ભારે ચીડિયા સ્વભાવની હતી અને છોકરીઓને તો સોટીએ ને સોટીએ મારતી. આવી નિરાધાર સ્થિતિમાં આવી પડેલી છોકરીઓ, એક સહાનુભૂતિવાળા પાડોશીની મદદથી આ ભંગાર કોટડીમાં પિતાને લઈ આવી કારણ એનું ભાડુ સપ્તાહે માત્ર પચાસ સેન્ટ હતું આમ છતાં પિતાની સંભાળ રાખવી, ખાવાનું શોધી લાવવું ને ઘરનું ભાડુ ભરવું આ બાળકીઓ માટે મુશ્કેલ હતું.

પરિણામે આ છોકરીઓ પડોશની શાકભાજીની વાડીમાં ઘૂસી જઈ, છાનું છપનું જે હાથ આવ્યું તે ઊઠાવી લાવતી. ચરામાં પહોંચી ત્યાં બોર કે એવાં જંગલી ફળ થાય તે તોડી લાવતી. ત્રણ માઈલ ચાલી એ શહેરમાં પહોંચતી અને ત્યાંની ફળનિકાસ પેઢીઓ પરથી નકામાં ગણાઈ ફેંકાયેલ ફળ વીણી લાવતી. કદીક એ માછલીકાંટા પર મકાઈનો લોટ ચોંટાડી કબૂતરનો શિકાર કરતાં.

આમ ચારેકોર હવાતિયાં મારી પેટની પૂજા કરવા યત્ન કરતાં. એમની સ્થિતિ કંઈક સુધરી ક્યારે કે જ્યારે એમને પાડોશમાં રહેલી સંધિવાથી પીડાતી ટીલર નામની વૃદ્ધાનો સંસર્ગ થયો. પડોશમાં એ રહેતી ને ઘણા દિવસ એ કલાકોના કલાકો ઘર બહાર જતી. એની ગેરહાજરીનો લાભ લઈ ચીંગી ને વીની એના ઘરમાં ઘૂસી જતાં ને એનું ખાવાનું ઊઠાવી લાવતાં. એક દિવસ એ ડોશી એમના પગથિયે આવી પહોંચી. એણે એમને પકડી પાડ્યાં હતાં. લાકડીને ટેકે, શરીરને ટેકવી, અતિ કડક ભાવસહ એ બોલી, 'છોકરાં, મારા ઘરમાંથી કોઈ કશું ચોરી જાય તે મને ગમતું નથી. તમારે કશું જોઈતું હોય તો મારી પાસે માગજો, વધારાનું હશે તો એ હું તમને આપીશ.' પાછી ફરવા એ પગ ઉપાડતી હતી ત્યાં કશુંક યાદ આવ્યું હોય તેમ પૂછ્યું, 'તમારી સાથે અહીં કોણ રહે છે?'

અને એમ એ વૃદ્ધા આ છોકરીઓના અપંગ અશક્ત પિતાને મળી ને એની દેખભાળ રાખવા લાગી. ગોરા લોક એને કપડાં ધોવા આપતા તેના બંડલ દીઠ એને પચાસ સેન્ટ ચડતા અને એનો રોગ એને કામ કરવા દે તે દિવસે એને એક ડોલર ચડતો. આમછતાં જ્યારે જ્યારે આ છોકરીઓ એના આંટાફેરા કરતી ત્યારે ત્યારે એ દરેકને દસ સેન્ટ આપતી.

એ ઘણી સારી બાઈ હતી, ધાર્મિક પણ એવી જ. જ્યારે જ્યારે આ છોકરીઓ એમની તફડંચીની કળા અજમાવતી ત્યારે ત્યારે પોતાની પુરાણી ઓકની લાકડી ધરી, ધ્રૂજતે સ્વરે ચેતવણીના સૂર કાઢતી, 'તમારી પદ્ધતિઓ સુધારશો નહીં તો ઉઘાડી આંખે બૂરા નરકમાં પડવું પડશે.' આમ કહી નરકના હુબહુ વર્ણનમાં એ લાગતી. છેવટે રવિવારે દેવળમાં આવવાની વાત કરી ઉમેરતી, 'તમે હવે સુધરી જજો. નહીં તો પ્રભુ તમારાથી કદી રાજી રહેશે નહીં.'

એક રવિવારે દેવળસભા પછી ટીલરમાશી ખુશખુશાલ વદને આ લોકોની કોટડીએ પહોંચ્યાં ને સગર્વ બોલી ઊઠ્યાં, 'જુઓ, જુઓ, આ કેટલા બધા પૈસા તમારા માટે લાવી છું. આજે લત્તામાં તમારી વાત માંડીને કરી એટલે એમણે આ આપ્યા.' આમ કહી ત્રણ પુરાણી ડોલરનોટો ધરી જણાવ્યું, 'પણ તમને આ એક સામટી હું આપવાની નથી. જેમ જેમ જરૂર પડશે તેમ તેમ આપતી રહીશ' અને એ વૃદ્ધાએ એક નોટ ચીંગીના હાથમાં મૂકી, જે એણે એક ધાગા સાથે ત્રણ ગાંઠ વાળી બાંધી દીધી જેથી ખોવાય નહીં.

પછી તો ગેલમાં આવેલી બન્ને છોકરીઓ દોડતી ઊપડી ગાંધીની દુકાને. એકાદ માઈલ ચાલી, એક ગોરા ખેડૂતની દુકાને એ પહોંચી. દુકાનદાર તે સમયે એક માસિક વાંચવામાં પાકો મગ્ન હતો, એટલે આ છોકરીઓની ઉપસ્થિતિની એણે નોંધ લીધી નહીં.

જરા રાહ જોઈ ચીંગી બોલી, 'શ્રીમાન અમારે થોડું અનાજ કરિયાણું જોઈએ છે.'

આમ છતાં પેલાએ પઢવાનું ચાલુ રાખ્યું એટલે ચીંગી એનું ધ્યાન ખેંચવા, ગલ્લાની એક બાજુએ પહોંચી. દુકાનદારે એમને થોભવા, રાહ જોવા જણાવ્યું. ઘણા વખતે એ ઊઠ્યો એટલે માશીની સૂચના મુજબ ચીંગીએ દસ દસ સેન્ટનો લોટ, માંસ, સેરવો વગેરે માગ્યું, અને ડૉલરવાળુ ચીંથરું ધરી જણાવ્યું, 'પચાસ, સેન્ટની આ ચીજો આપો ને પચાસ સેન્ટ પાછા આપો.'

'તારા એ ચીથરાને હું સ્પર્શવાનો નથી. તારા પૈસા લઈ લે' તેમ કહી દુકાનદારે અર્ધા ડૉલરની નોટ પાછી વાળતાં વાળતાં માગેલી ચીજો કાઢી આપી ડૉલરનોટને હતી ત્યાં જ રાખી, ખુરસીએ પહોંચી વાંચવામાં પડ્યો.

ઉભય છોકરીઓ પેલાએ ફેંકેલાં પડીકાં એકઠાં કરતી હતી ત્યારે વીનીની નજર પેલી ડૉલરનોટ પર જ ચોંટેલી રહી. પેલો બેધ્યાન છે એવી ખાત્રી થતાં જ એણે એ બચકીને હસ્તગત કરી લીધી ને સપાટાબંધ ત્યાંથી ખસી ચીલઝડપે દૂર દૂર પહોંચી ગઈ. ગભરાયેલી ચીંગી એની પાછળ દોડતી રહી. બે ભેગાં થયાં એટલે વીનીએ કહ્યું, 'ચાલ, ચાલ. જલદી કર. પેલી નોટ મેં પાછી ઉઠાવી લીધી છે.'

નરમ એવી ચીંગી સબીક બોલી, 'વીની હું શરત મારું છું કે એને ખબર પડી જવાની કે આપણે નોટ ચોરી ગયાં છીએ અને ફરી એની દુકાને જઈશું ત્યારે એ આપણને જેલમાં બેસાડી દેવાનો.'

'ના, ના. હું તો ફરી કદી એની દુકાને થૂંકવાની જ નહીં ને!'

'વીની, મને તો ભારે બીક લાગે છે. હું તો ખૂબ ગભરાઉં છું.'

હવે તો વીનીય ગભરાવા લાગી. એને પૈસા રાખવામાં ને પાછા આપવામાં—ઉભયમાં ભય દેખાયો. અત્યારસુધી આ છોકરીઓએ ખોરાકની ચોરી કરેલી પણ પૈસા ઉઠાવવાનો તો આ પહેલો જ પ્રસંગ. એક સપ્તાહ સુધી ખૂણાની એક ભંગાર પેટી નીચે વીનીએ નોટને છૂપાવી રાખી અને રોજ પકડાઈ જવાની બીકમાં ને બીકમાં ધ્રૂજતી રહી. ઉપરાંત પેલો ટીલરમાશીએ આપેલો બીજો ડૉલર વાપરવા ત્રણ માઈલ દૂર જવું પડ્યું!

[ ક્રમશઃ ]



'મિત્રા'

## સમર્પણ—સ્નેહ!

તુજ મંતવ્ય છે કબૂલ
કે સ્નેહ માગે સુખ-ત્યાગ!
દઈ બલિદાન જીવન તણું,
બની ભિખારી સર્વ પામવું!!
પણ એય સાચું નહીં કે
સમર્પણ અતૂટ સ્નેહ વાંછે?



[સમયનાં ક્ષીરનીર—૧૦૪ થા પેજથી ચાલુ]

### સંયમની વાત સાંભરતી નથી

લગ્નમાં સૌથી વધારે માણસો જમાડવા ઉપર પ્રતિબંધ આવ્યો પણ મોડો આવ્યો. ને ધાક ફેલાવવા માટે જ આવ્યો. એનો ભંગ તો કેટલીયે જગ્યાએ થયો હશે છતાં હાથીનાં દાંત જેવા શોભાના કાયદા કરી નાખતાં કોઈ હજી શરમાતું નથી.

અને રાજકીય પક્ષો તો લોકોને ખાંડ વધારે આપો, ગોળ વધારે આપો એની બૂમો પાડે છે—સત્યાગ્રહ કરવાની ધમકીઓ આપે છે. પ્રજાને એમ કહેવા કોઈ તૈયાર ના થયું કે ખાંડ-ગોળની દેશમાં તંગી છે માટે ચાર-છ મહિના ચલાવી લેવું જોઈએ. પ્રજા જો નારાજ થશે તો મત નહીં મળે એ ફિકર સૌની છે. નહીં તો પ્રજાને શિસ્તને માર્ગે દોરવાનો પ્રસંગ આવે ત્યારે પણ અગળ પડે. સંયમની વાત કોઈ ના કહી શકે એ નિશાની સારી નથી.

કાપડ મોંઘું છે, સિમેન્ટનું કાળું બજાર ચાલે છે, ખાંડ જોઈએ તેટલી મળે પણ મેળવતાં આવડવી જોઈએ, આવાં રોદણાં રોજ રડીએ છીએ પણ એ ચીજો એક વર્ષ સુધી ના વાપરશો એવું કહેવા કોઈ પક્ષ તૈયાર નથી થતો.

જે નીતિ સરકાર પાસે નથી દેખાતી તે વેપારીઓ ને ધંધાદારીઓ રાખે - એવું ઘણીવાર સંભળાય છે. પરંતુ એમાં કોઈને શ્રદ્ધા પડતી નથી ને કશું ઊગતું નથી.

### કૉલેજનાં રસોડાંમાંથી કમાણી

વિદ્યાર્થીઓના શિક્ષણમાં અંગ્રેજીનું સ્થાન કેવું રાખવું તે ઉપર ઠીક ઠીક ચર્ચાઓ ને આંદોલનો થયાં, દેખાય છે કે શિક્ષિતોમાં હજી આંદોલનશક્તિ રહી છે ખરી. અંગ્રેજીનો સવાલ શિક્ષણને રાજ્યો પાસેથી કેન્દ્રની સત્તા હેઠળ મૂકી દે તો શી નવાઈ!

વિદ્યાર્થીઓનું હિત જોવા ઇચ્છતા હોય એમણે કોઈ વાર કૉલેજનાં રસોડાં જોવાં જોઈએ. ત્યાં આશરે ૪૫ રૂપીઆનો માસિક ખરચ થાય છે અને પીરસાય છે રોટલી ભાતમાં વનસ્પતિનું ઘી! દૂધ પણ પાણી જેવું. હા, મિઠાઈ ને ફરસાણો પુષ્કળ મળે છે. આવો ખોરાક આપીને આપણી લોકસંસ્થાઓ એમાંથી કમાણી પણ કરે છે. એ એક સંસ્થા સમાજવાદની નવી પદ્ધતિ થઈ!

શું વિદ્યાર્થીઓને બજારની હોટેલો જેવો આહાર મળે તે વાજબી છે?

✮

'સુધાંશુ'

## મૈયારાં

ગગન ગોરીને માથે રિયાં મૈયારાં,
સહિયારાં એ સૃજને ઢળે,
સોવર ને સાગરે મળે,
પૃથવિ-રાણીને લાગ્યાં કેવાં પ્યારાં પ્યારાં,
માથે રિયાં મૈયારાં!

છલકે ખલકે હો મીઠાં મ્હારાં મૈયારાં,
એકધારાં અખંડમાં અમ ત:
ગતમાંહી મોહી અલખ સુરત
નવલખ લખોટે ઝીલ્યાં એનાં અજવાળાં;
માથે રિયાં મૈયારાં!

આરે ને કિનારે વહ્યાં મારાં મૈયારાં,
ન્યારા નિરંતરના રચા ધોધ,
ઓઘ અવિરત અસલ અમોઘ,
અખિલના ખેલ રહ્યા ખરા અને ઉજીયારા;
માથે રિયાં મૈયારાં!

✮



મધુસૂદન કંચનરાય દેસાઈ

# ખાટકી પંખીઓ

પંખીઓ અને પ્રાણીઓમાં પણ વિવિધ ક્ષેત્ર અને વિવિધ જાત એવી પડી ગઇ હોય છે કે તે જ નામથી તેમને પીછાની શકાય, ખાટકી કામમાં આવતાં પંખીઓનો અહીં આપેલો પરિચય એ પખીઓને ઓળખવામાં પૂરેપૂરો સહાયરૂપ નીવડે તેવો રસપ્રદ છે...

## દૂધિયા લટોરો

દૂધિયા લટોરો કદમાં લગભગ મેના એટલે કાબરના જેટલો હોય છે પણ કાબર કરતાં તેની પૂંછડી વધારે લાંબી રહે છે. તેનો સામાન્ય રંગ રાખોડી અને આંખ વચ્ચે કાળો લીટો આવે છે. પાંખ અને પૂંછડીનાં વચ્ચેનાં પીંછાં કાળા રંગનાં અને પાંખમાં સફેદ ડાઘા સાફ વરતાય છે. ચાંચનો રંગ કાળો અને છેડો અણીદાર વળેલો આવે છે. પેટાળ ધોળા રંગનું હોય છે. નરમાદાના રંગમાં જરાય ફરક પડતો નથી.

દૂધિયા લટોરાનો વસવાટ એકાંતવાળી કાંટ, જાળાં, ખેતર વગેરે સ્થળે છે અને જ્યાં હોય છે ત્યાં એકાકી કોઈ હરમા કે બાવળ કે થોરની વાડ ઉપર બેઠેલો જોવા આવે છે. તે ભોંયથી વધારે ઊંચે ઊડતો નથી અને સીધો ઊડે છે અને તે કર્કશ 'ક્વી રીક્ ક્વી રીક્' જેવો અવાજ કરે છે. ઘણાઓ માને છે કે તે બીજાં પંખીની સરસ નકલ કરી શકે છે પણ મારા અવલોકનમાં કોઈ વખત તેનું એવા પ્રકારનું ગળું આવ્યું નથી. તેની માદા નરથી બહુ દૂર વસતી નથી. આ પંખીને નાનાં પંખી મારી ખાવાની ટેવ છે. એટલું જ નહીં પણ તેને નરમ બનાવવા માટે કાંટાંમાં ખોસી રાખે છે.

દૂધિયો લટોરો આખા ભારતમાં જ્યાં વસે છે ત્યાં હંમેશ વસનારો છે એટલે આપણે ત્યાં તે જરૂર જોવામાં આવે છે.

બરાબર ઉનાળામાં એટલે એપ્રિલથી જૂન માસમાં તે કોઈ કાંટાવાળા વૃક્ષ એટલે બોરડી બાવળ કે હરમા ઉપર ઘાસ, મૂળિયાં, ઊન, ચીંથરાં અને એવી વસ્તુઓ વાપરી ને બહાર કાંટાવાળાં તીરખાં રાખે છે. આથી બહારથી તે માળો બહુ આકર્ષક જણાતો નથી પણ અંદર મજાનો હોય છે. આ માળામાં તે ત્રણથી ચાર ઈંડાં મૂકે છે જેનો રંગ લીલાશ પડતો ધોળો હોય છે. પણ તેમાં આછા ભૂરા અને પીળા ડાઘા રહે છે વળી તેનો સ્વભાવ એવો છે કે તે દર વરસ એક જ વૃક્ષ ઉપર માળો બનાવે છે.

દૂધિયા લટોરાનો ચારો જીવાતનો છે જેમાં ઢાલીઆં, તીડડાં, કંસારા, ભમરા, કાનખજુરા, અને ઈયળો છે. તેમાં ગરોળાં, સાપોલીયા અને નાનાં પંખીનો પણ સમાવેશ થઈ જાય છે. આ બધો ચારો તે ભોંય ઉપરથી ચાલ્યો જતો પકડે છે. આ માટે તે કોઈ જાળા કે વાડ માથે બેસીને ધ્યાન રાખે છે.

અંગ્રેજીમાં આ લટોરાને The indian greyshrike કહે છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Lanius excubitor (Linn) કહેવું જોઈએ.

## પચનક લટોરો

પચનક લટોરાનું કદ બુલબુલ જેટલું કહી શકાય અને આ પંખીનું માથું રાખોડી અને ધોળું હોય છે. કપાળ ઉપરથી આંખમાંથી નીકળી એક કાળો લીટો આવે છે. ચાકલેટ તુરી પીઠ અને ધોળું પેટાળ. કેડ ધોળી અથવા સફેદાઈ ઉપર પાંખ ઉપર ધોળા ડાઘા હોય છે. તેની પૂંછડી લાંબી અને ચડતા ઊતરતાં પીંછાંવાળી કાળી અને ધોળી રહે છે. ચાંચ વળેલી કાળી અને પગ પણ કાળા રંગના હોય છે, નરમાદા વરતાય એવાં હોતાં નથી.

પચનક લટોરાનો વસવાટ ખુલ્લા સૂકા પ્રદેશમાં છે અને આ પંખી આપણો નાનામાં નાનો લટોરો છે. અને તે જ્યાં બાવળ અને એવાં કાંટાવાળાં જાળાં હોય ત્યાં જોવામાં આવે છે. તેને બાગબગીચા કે વાડીઓમાં આવવા કોઈ રોકતું નથી. પણ રણ પ્રદેશ અને ઘાટાં વન તેને ગમતાં નથી. તેને બહુ





ખુલ્લો નહીં અને પાણી હોય એવો પ્રદેશ ગમે છે. આ પચનક લટોરો થોડી ઘણી બીજાં પંખીની નકલ કરી શકે છે. તે પોતાના ચારા માટે ખુલ્લી ડાળી ઉપર બેસીને ભોંય તરફ નજર રાખે છે અને વધારાનો ચારો કાંટામાં પરોવીને રાખી મૂકવાનો તેનો સ્વભાવ છે. તેનો સ્વભાવ જરાય શરમાળ નથી.

આખા ભારત ભરમાં ઘણા પ્રદેશમાં તેનો વસવાટ છે એટલે આપણે ત્યાં તેની વસ્તી છે.

પચનક લટોરા પોતાનો માળો ફેબ્રુઆરીથી જૂન માસમાં બાંધે છે. અને તેની જગ્યા કાંટાવાળું વૃક્ષ પછી તે બાવળ બોરડી કે હરમો હોય છે તેમાં તે ન ધારીએ એવો ઘાટ વગરનો માળો ચીંથરાં, ઘાસ, ઊન, વાળ અને મૂળીઆં વાપરી બનાવે છે. પણ વચ્ચે સરસ વાટકો હોય છે. તેમાં તે ત્રણથી પાંચ દૂધિયા લટોરા જેવા જ રંગનાં ઈંડાં મૂકે છે અને ચારો પણ દૂધિયા લટોરા જેવો જ છે. માત્ર તેમાં ગરોળાં સાપોલીઆં કે નાનાં પંખીનો સમાવેશ થતો નથી.

અંગ્રેજીમાં આ પચનક લટોરાને The bay-backedshrike કહે છે અને Linius vittatus (Velenciennes) કહેવું જોઈએ.

### કાઠીઆવાડી લટોરો

કાઠીઆવાડી લટોરાનું કદ આઠ ઈંચ કરતાં વધારે હોય છે. તેમાં પૂંછડી કંઈક લાંબી રહે છે. પીઠ ઉપર રાખોડી રંગ અને પછી નીચે જતા રતાશ પડતી. પેટાળ ધોળા રંગનું અને પડખાં રતાશ પડતાં પીળાં હોય છે. પાંખમાં ધોળાં પદમ જણાય છે. જ્યાં બેઠો હશે ત્યાં તે સીધી ટટ્ટારીમાં બેઠેલો જણાશે આ પખીનો વસવાટ કાંટ, બગીચા, વાડી અને ખુલ્લા ખેતરમાં છે. નરમાદા સરખા રંગના રહે છે. અને નાની ઉંમરનાં પંખીનો રંગ પીળાશ પડતો રાતો અને દરિયાગોજ લીટીઓ પેટાળ ઉપર અંકિત થયેલી હોય છે પણ પીઠ ઉપરના રાખોડી અને રાતા ડાઘા તો ઘેરા રંગના રહે છે. આ લટોરો પોતાના કંઠમાંથી બીજાં પંખીની નકલ કરવામાં બહુ નિષ્ણાત છે અને બાવળ કે ખીજડા ઉપર બેસી બોલતો હોય તો આ લટોરો બોલે છે એવું જણાતું નથી. આ પંખી જેટલી નકલ કરવાની શક્તિ બીજા કોઈ તેના સગામાં નથી. તે ઉપરાંત પ્રાણીઓની પણ આબાદ નકલ કરે છે.

આ લટોરો આખા ગુજરાત રાજ્યમાં થાય છે. અને કાયમ વસવાવાળો છે. તેનો આહાર દરેક પ્રકારની જીવાત, ગરોળાં, નાનાં પંખી, ઉંદરડી અને દેડકાંનો છે. મેં તેને ચકલી પકડતાં જોયો છે.

માર્ચથી ઑક્ટોબર માસમાં તે પોતાના માળા કાંટમાં વાડીઓમાં બહુ જ છુપાવેલા બનાવે છે. જેમાં તે તીરખાં મૂળીઆં, ઘાસ, વાળ, ઊન, વગેરે વસ્તુઓ વાપરી ઊંડો વાટકા જેવો બનાવે છે. અને ત્રણથી ચાર ગુલાબી સફેદ ભોંય ઉપર રતાશ પડતા કથ્થાઈ ડાઘાવાળાં ઈંડાં મૂકે છે. આમ છુપાવીને માળો બનાવતાં પંખીને માળો જોવા વારે વારે જઈએ તો છોડી દેતાં હોય છે. વળી તે કંઈક શરમાળ પણ ખરો. એટલે પણ પોતાનું ઘર તજી જાય છે.

આ કાઠીઆવાડી લટોરાને અંગ્રેજીમાં The rufous-backed shrike કહેવું જોઈએ અને વૈજ્ઞાનિક નામ છે Liniusschach (Linn) છે.

### પરદેશી લટોરો

આ લટોરો પરદેશથી આપણે ત્યાં શિયાળામાં આવે અને પોતાનું કુટુંબ તો યુરોપથી ઈરાન સુધીમાં ઉછેરે છે અને પછી શિયાળામાં આફ્રિકા અને અરબસ્તાનમાં પણ જાય છે. જ્યારે તે આપણે ત્યાં જરૂર જોવામાં આવે છે. કદમાં તો તે પચનક લટોરા જેવડો જ છે. માત્ર તેની પાંખમાં ધોળાં પદમ હોતાં નથી અને કદમાં તે પચનક લટોરા કરતાં કંઈક મોટો જણાય છે પણ એ તો હાથમાં હોય ત્યારે. સીમમાં તે મોટો જણાતો નથી. માદાના પેટાળ ઉપર અને પડખાંમાં લીટીઓ આવે છે.

પરદેશી લટોરો આખા ગુજરાત રાજ્યમાં જોવામાં



આવે છે અને જીવાતનો આહાર કરે છે.

પરદેશી લટોરાને અંગ્રેજીમાં The red-backed shrike કહે છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Linius collurio (Linn) કહેવું જોઈએ.

**રેતીઓ લટોરો**

આ રેતીઓ લટોરો પણ પચનક લટોરા જેટલા જ કદનો હોય છે. તેની પીઠ ઉપર રેતીઓ પીળો રંગ આવે છે. પાંખમાં થોડો રાખોડી રંગ ભળેલો જણાય છે. માથાની બાજુમાં ગરદન ઉપર, છાતી ઉપર અને પડખાં ઉપર આછો રતાશ પડતો પીળો રંગ આવે છે. પૂંછડીનો છેડો કાળા રંગનો અને બાકીનો રંગ રતાશ પડતો કથ્થાઈ હોય છે. દાઢી અને પેટ મેલા ધોળા રંગનાં રહે છે. ચાંચ વચ્ચે રાખોડી અને છેડો કાળા રંગનો અને પગ પણ કાળા રંગના હોય છે. બેઠકમાં તે સીધો છે. એને ખારવાળો પ્રદેશ ગમે છે અને તે પણ પાણી પાસે હોય તો વધારે પસંદ કરે છે. આપણે ત્યાં તે પ્રવાસી પંખી છે એટલે શિયાળામાં દેખાય છે. એને પણ ધોળાં પદમ પાંખમાં હોતાં નથી અને નરમાદાના રંગમાં જરાય તફાવત જણાતો નથી. ડુંગરાળ પ્રદેશમાં આવેલી જાળા ખાણ તથા ખુલ્લી ખારવાળી જગ્યાએ જોવામાં આવે છે.

પોતાના પ્રજનન માટે તે મધ્ય એશિયામાં પહોંચી જાય છે ત્યાંથી શિયાળુ પ્રવાસ ખેડીને તે આપણા ગુજરાત રાજ્યમાં આવે છે. અને તે સમયે તે સામાન્ય રીતે જોઈ શકાય છે. અને જીવાતનો ચારો કરે છે. જે જીવાત પોતાની નજીક દેખાય તેને જ ખાસ પકડે છે.

અંગ્રેજીમાં આ રેતીઆ લટોરાને The pale brown shrike કહે છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Linius isabellinus (Hemprich અને ehrenberg) કહેવું જોઈએ.

**રાખોડી અબાબીલ લટોરો**

રાખોડી અબાબીલ લટોરો કદમાં લગભગ નવ ઈંચ થતો હશે. તેની પીઠ ઉપરનો રંગ સલેટીયા રાખોડી કેડ અને પેટાળ ધોળા જેવા રંગનાં રહે છે. તેની પૂંછડી ટૂંકી અને છેડો ધોળા રંગનો હોય છે. તેની પાંખો પૂંછડીથી આગળ નીકળતી હોવાથી તેને અબાબીલ લટોરો કહ્યો છે અને બેઠો હોય ત્યારે તેના પગ પણ ટૂંકા જણાય છે. ચારો શોધવા ભોંય ઉપર ઊતરે છે અને બધી જાતની માખીઓ અને તીડડાં તથા બીજી જીવાત શોખથી ખાય છે અને વારે વારે 'ચીક્‌,ચીક્‌' કર્યાં કરે છે. એકાકી પણ હોય છે અને સમૂહમાં પણ જોવામાં આવે છે.

ભારતના ઘણા ભાગોમાં તે વસે છે અને ગુજરાતમાં પણ જોવામાં આવે છે. જ્યાં તે માર્ચથી જુલાઈ માસમાં ઘાસ, મૂળીઆં, અને એવી વસ્તુઓ વાપરી ઉડઝુડ માળો બનતાં સુધી તાડના વૃક્ષ ઉપર બાંધે છે. જેમાં તે બેથી ત્રણ લીલાશ પડતા સફેદ રંગની જમીન ઉપર કથ્થાઈ ડાઘાવાળાં ઈંડાં મૂકે છે.

અંગ્રેજીમાં રાખોડી અબાબીલ લટોરાને The ashy swallow-shrike કહે છે અને Artamus fuscus (Viellot) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

આ સાથે આપણે ત્યાં થતાં લટોરા જેને અંગ્રેજીમાં 'બુચર બર્ડ્ઝ' કહે છે તે પૂરાં થાય છે.



**'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.**





ભૂપત વડોદરિયા

# તકદીરની ટ્રીક

માણસનું મન કેવી કેવી વિચિત્રતાઓથી ભર્યું પડ્યું છે એ તો રોજ રોજ આપણે અનુભવીએ છીએ. એ વિચિત્રતાઓ ક્યારેક કોઈ ને ઉન્નતિને પંથે લઈ જાય છે, કોઇક ક્યારેક એ વિચિત્રતાઓનું ભોગ થઇને અવનતિની ઊંડી ગર્તામાં ધકેલાય છે. કલ્પના ને વાસ્તવિકતા ત્યાં જ ખુલ્લાં પડે છે. એની પ્રતીતિ આ વાર્તા કરાવશે...

રોજ સાંજે અમે છ વાગ્યે મળતાં. અમે એટલે હું, શશિન, હરીન્દ્ર અને મધુકર. અમે ચારેય સાહિત્યના રસિયા હતા અથવા તો એમ માનતા. ગુજરાતી અને અંગ્રેજી સાહિત્યના ખાં અમે અમારી જાતને ગણતા. વિવેચનના માન્ય એવા એકે સિધ્ધાંતનો હવાલો આપ્યા વિના અમે લેખકોની પ્રશંસા (જવલ્લે જ) અને આકરી ટીકા (હમેશાં) કરી શકતા.

અમે ચારેય જુનિયર બી. એ. માં હતા. કોલેજના કમ્પાઉન્ડમાં આવેલા એક લીંબડા નીચે બેસવાનું અમને વધુ પસંદ હતું. લીંબડા નીચે બેઠા બેઠા અમે વર્ગમાં બેઠેલા અમારા સહાધ્યાયીઓનું ધ્યાન ખેંચતા અમારી તરફ આકર્ષવાનો પ્રયત્ન કરતા. વર્ગ છોડીને બહાર નીકળી જવા માટે અમે એમને લલચાવતા અને લૉબીમાંથી પસાર થતી યુવતીઓને 'અકેલા રાહી'નું ગીત સંભળાવતા. અમારે માટે અઠવાડિયાના સાતેય દિવસ છુટ્ટીના જ હતા—લીંબડાની શીતળ છાયા અને કોલેજથી થોડે દૂર જર્જરિત મકાનમાં આવેલી એક હોટલનો બાંકડો—આ બે અમારા વિરામસ્થાનો.

આમ તો અમે અનેક વિષયોની તટસ્થ ચર્ચાઓ કરતા. હોસ્ટેલના ખોરાકથી માંડીને અમેરિકા આપણને ઘઉં આપશે કે નહીં ત્યાં સુધીની. પણ અમારા રસનો ખાસ વિષય તો સાહિત્ય જ – સાહિત્યમાંય ખાસ તો વાર્તા અને નવલકથા. ગુજરાતી લેખકો આરોપીઓ હોય અને અમે ન્યાયમૂર્તિ હોઈએ એ રીતે ચર્ચાનું કામકાજ લગભગ અદાલતી ઢબે ચાલતું. મારી જાતને હું ન્યાયમૂર્તિ સમજતો—જ્યારે શશિન અને હરીન્દ્ર કોઈ કોઈ વાર વકીલાતમાં પડી જતા.

શનિવારની નમતી સાંજ હતી. આવતી કાલે રજા છે એ હકીકત અમારે માટે ખૂબ જ આનંદાયક હતી. રજાનું આકર્ષણ બાળપોથીથી માંડીને ઠેઠ બી. એ. સુધી મને એવું જ રહ્યું છે. રવિવારની રજા, સોમવારે કંઈક અવનવું બની જાય, મંગળવારે એકાદ અધ્યાપક માંદા પડી જાય, બુધવારે હડતાળ પાડી દઈએ, ગુરુવારે 'માંદગીની રજા' મંગાવી લઈએ. શુક્રવારે કોઈ જાદુગર પોતાના પ્રયોગો બતાવવા કૉલેજમાં આવી ચઢે, શનિવારે કોઈની મૃત્યુતિથિ (મહાન દેશનેતાની) નીકળી પડે તો આખું અઠવાડિયું ટેસ કરીએ એવા વિચાર અમે કર્યા જ કરતા હોઈએ. આજે પણ આવી જ શુભ (?) કામનાઓ કરતા હતા, ત્યારે હરીન્દ્રએ વિષય બદલ્યો : 'પેલી વાર્તા તેં વાંચી છે ને ? તું કહેતો હતો કે અશક્ય છે—અસ્વાભાવિક છે પણ એવું જીવનમાં બને છે એ મને ગઈ કાલે જ સમજાયું.'

શશિન : 'કઈ વાર્તા ?'

હરીન્દ્ર : નઈ પેલી—એક જુવાન પોતાને અમુક કન્યા માટે વેવિશાળ કરવાની ના પાડે છે. પછી કૉલેજની કોઈ યુવતીના પ્રેમમાં પડે છે-અને તેની સાથે લગ્ન કરે છે ત્યારે ખબર પડે છે કે એ પોતાની પ્રિયતમા બીજી કોઈ નહીં પણ પિતા જે કન્યા સાથે પોતાનું વેવિશાળ કરવા માગતા હતા તે જ છે.

હું બોલી ઊઠ્યો : 'એ હોપલેસ ટ્રીક સ્ટોરી !'

મધુકર : 'પણ ક્યારેક આવું બની જાય છે ખરું.'

મેં કહ્યું : 'વૉટ ઑફ ધેટ ! જીવનમાં તો એવાં કંઈક વિચિત્ર જોગાનુજોગ થઈ જાય છે—વાર્તા તરીકે તેની કિંમત કેટલી ? ઓ હેનરીના આ વારસદારો માટે તો I have nothing but Contempt ! (એમને માટે મને તિરસ્કાર છે !)

હરીન્દ્ર : મારો કહેવાનો મતલબ એમ નથી કે એ વાર્તા સારી છે—મારો કહેવાનો મતલબ આટલો જ

છે કે આવું બની જાય છે ખરૂં.

મેં ચા સાથે ઝીણા ગાંઠિયાનો ફાકડો ભરતાં કહ્યું : ક્યાં બન્યું ? કેવી રીતે બન્યું ?

હરીન્દ્ર : મારા એક મિત્રના જીવનમાં—જો કે એમાં થોડોક નહીં પણ ઘણો ફેર છે.

શશિન : વાત માંડીને કર. એમ અધરાઅધર કશું ન સમજાય.

મેં કહ્યું : આહ, સમય પસાર કરવામાં હવે મુદ્દલ વાંધો નહીં આવે. થવા દે તું તારે.

હરીન્દ્ર : મારો એક મિત્ર છે. હકીકતમાં તો મારો એ માસિયાઈ ભાઈ છે. એનું નામ રમેશ. ગયે વર્ષે એ બી. એ. થઈ ગયો. થોડોક કવિ પણ છે. પૃથ્વી મંદાક્રાંતા, શિખરિણી એવા કેટલાક છંદ આવડે પણ છે. લાગણીપ્રધાન જુવાન છે. મારી જ ઊંચાઈનો લગભગ ૫ ફુટ પાંચ ઈંચ, વાને ઘઉંવર્ણો અને નાકેમોંએ નમણો. મારો આ માસિયાઈ ભાઈ એની કૉલેજની એક છોકરીના પ્રેમમાં પડ્યો.

શશિન : કેવી રીતે ?

હરીન્દ્ર : યુ બેડ બોય ! પ્રેમમાં પડવાનાં તે કાંઈ કારણો કે રીતો હોય ખરી ?

શશિન : પણ વાચકને આ વાત આમ તો અપ્રતી-તિકર જ લાગે ને !

હરીન્દ્ર : વાચક જાય તેલ લેવા ! હું ક્યાં વાર્તા કહું છું ! આ તો હકીકત છે હકીકત ?

મધુકર : પણ પ્રેમમાં પડવાનું ખાસ કાંઈ–

હરીન્દ્ર : અરે જુવાન માણસ પ્રેમમાં ન પડે ત્યારે ક્યાં પડે ? તમારે વાત સાંભળવી છે કે પછી...

હું : ધમકી નહીં હરીન્દ્ર–નો થીટ ! કહેવી હોય તો કહેવા માંડ !

હરીન્દ્ર : પણ વચ્ચે આવા પ્રશ્નો ન ઉઠાવો તો જ કહું.

મેં કહ્યું : ઑલ રાઈટ.

હરીન્દ્ર : હું તો રમેશ બિન્દુના પ્રેમમાં પડ્યો. પ્રેમમાં પડવાનું કારણ બીજું ખાસ કાંઈ નહીં–કૉલેજમાં પ્રગટ થતા હસ્તલેખિત ભીંતપત્રનું સંપાદન બન્ને કરતાં હતાં. એટલે પરિચય થયો અને પરિચયમાંથી પરસ્પરનું આકર્ષણ. એકબીજાએ પ્રણયનો મૂગો એકરાર કર્યો અને પછી તો સંવનન શરૂ થયું પણ અચાનક બિન્દુના પિતાની બદલી થઈ અને પરિણામે બિન્દુએ કૉલેજ બદલી. હવે બિન્દુ જે જ્ઞાતિની હતી એ જ જ્ઞાતિનો રમેશ હતો એટલે કે મારી જ જ્ઞાતિ.

મધુકર : પણ આટલા ગાઢ પરિચયમાં પણ તેઓ એક બીજા વિષે આટલું જાણતા નહોતા ?

હરીન્દ્ર : યુ બેડ બોય ! પ્રેમને સૌએ આંધળો અમથો કહ્યો છે ? વળી ઓ મૂર્ખ, બે પ્રેમીઓ એકબીજાની નાતજાત પૂછતાં હોય એવો 'નોન રૅામેન્ટીક' પ્રસંગ તેં ક્યાંય સાહિત્યમાં જોયો છે ?

મધુકર : આઇ ટૉક આફ લાઈફ—હું વાસ્તવિક જીવનની વાત કરૂં છું.

હરીન્દ્ર : વાસ્તવિક જીવનમાં પણ એવું બનતું નથી. પ્રેમમાં મસ્ત બનેલો માનવી નાતજાત પૂછવા જેવી બેવકૂફી ન જ કરે.

મેં કહ્યું : યાર જવા દો ને, બહુ શંકા ન લાવવી–સંશયથી રસ લુપ્ત થાય છે.

હરીન્દ્ર : હં તો બિન્દુ બીજી કૉલેજમાં ભણવા ગઈ. છોકરી શરમાળ ભારે અને અમારા રમેશભાઈ કવિ એટલે છેલ્લી મુલાકાતમાં લાગણીભર્યા પ્રણયો કર્યા પણ સરનામું કે પત્તો પૂછ્યો નહીં. છોકરી પણ કશું બોલી શકી નહીં. વાતને વર્ષ વીતી ગયું. હવે રમેશનાં બા તો એનું વેવિશાળ કરવા ઉતાવળાં થયાં. રમેશ બિન્દુની યાદમાં ઝૂરતો હતો. પણ નો ઍડ્રેસ !

મધુકર : તું તે અમને શું બાળક સમજે છે ? આવી રેઢિયાળ વાત કોણ માને ? આવું તે બને ?

હરીન્દ્ર : વાસ્તવિકતા કોને કહે ! તમે માની ન શકો એવું બને છે અને આમાં મારી દૃષ્ટિએ માની ન શકાય એવું કંઈ જ નથી.

મેં કહ્યું : યસ યસ, ગો ઓન–હાંકે રાખ.

હરીન્દ્ર : યુ બેડ બોય ! હાંકે રાખ એટલે શું કહેવા માગે છે ? હું શું ગપ્પા હાંકું છું ?

મેં વિનંતિ કરી : ના બાપા ના, આગળ ચલાવ.

હરીન્દ્ર : રમેશને લાગ્યું કે બિન્દુ હવે પોતાને મળે તેવી શક્યતા નથી. વિધવા માતાને દુઃખ થાય છે તો એની ઇચ્છા ખાતર એ કહે ત્યાં લગન કરી લઉં, બિન્દુની તો કોણ જાણે શી વલે થઈ હશે ! પણ એ મને ભુલી તો નહીં જ હોય ! પણ અમેય કેવા મૂર્ખ પ્રેમીઓ—વિરહમાં સળગીએ છીએ પણ એ જુદાઇની ઘડી આવી ત્યારે એકબીજાના ઠામ ઠેકાણા પણ જાણ્યા નહીં. લગનના કોલ સંભાર્યા નહીં–કંઈ નક્કી કર્યું નહીં. અમેય કેવા આળસુ પ્રેમીઓ ! પ્રેમનો નશોય ગજબનો હોય છે હોં ! માણસ પ્રેમના નશામા પ્રિયતમાનું ખૂન પણ કરી નાખે ! કેટલું વિચિત્ર ને છતાં કેટલું સાચું !

મેં કહ્યુ : ભાઈ હવે તારી ફિલસૂફી પડતી મૂકીને વાર્તા જ કહેવાનું રાખ !

મધુકર : રમણલાલની પણ આ જ કુટેવ છે !

હરીન્દ્ર : યુ બેડ બોય ! તને કેટલી વાર કહ્યું કે આ વાર્તા નથી—હકીકત છે હકીકત.

શશિન : ભાઈ હવે વાત તો પૂરી કર.

હરીન્દ્ર : રમેશનાં મા એક શહેરમાં કન્યા જોવા ગયાં. કન્યા એમને ખૂબ ગમી ગઈ. બધું રમેશના જોવા ઉપર બાકી રહ્યું. માએ રમેશને વિનંતિ કરી : બેટા, કન્યા તો કાચની પૂતળી જેવી છે, કૉલેજમાં ભણે છે. એના બાપ સારા હોદ્દે સરકારી નોકર છે. કોઈ વાતે કહેવાપણું નથી. તું કન્યા જોઈ લે એટલે કંકુમાં પાણી નાખી દઈએ. રમેશને તો બિન્દુ જ યાદ આવ્યા કરતી હતી. પણ માના વચનને ખાતર એ કન્યા જોવા ગયો.

હું : કન્યા જોઇને ભાઈનું મન પીગળી ગયું એમ ને ?

હરીન્દ્ર : સાંભળીશ કે—

મધુકર : એમ ને કે એ છોકરી બીજું કોઈ નહીં પણ બિન્દુ જ હતી !

હરીન્દ્ર : હા, એ છોકરી બીજું કોઈ નહીં પણ બિન્દુ જ હતી !

શશિન : અને એમ ને કે બને એકબીજાને ભેટી પડયાં બંનેની આંખમાં આંસુ હતા પણ હર્ષનાં.

હરીન્દ્ર : સાંભળીશ તું—

હું : અરે શું ધૂળ સાંભળે ' એ બેડ ટ્રીક સ્ટોરી ! '

હરીન્દ્ર : ઓ મૂર્ખાઓ, પૂરી વાત સાંભળો. બન્ને ભેટયા નહિ.

મધુકર : કેમ ભાઈ ?

હરીન્દ્ર : હ્યુમન સાઈકોલોજી--માનવીનું મન. બિન્દુને જોઈને એ સ્તબ્ધ બની ગયો.

હું : બંને આનંદ પામવાને બદલે છોભીલા પડી ગયાં હશે એમનો આત્મા ડંખ્યો હશે.

હરીન્દ્ર : હા કાંઈક એવું જ. અને રમેશને માના શબ્દો યાદ આવ્યા. કન્યા લગન કરવા સંમત છે – ખુશી છે એમ એમણે કહ્યું હતું. રમેશને થયું આવનાર મૂરતિયો હું નીકળ્યો એ તો એક અકસ્માત. મારે બદલે બીજો કોઈ હોત તો પણ બિન્દુ તો એની સાથે લગન કરવા તૈયાર થાત જ ને !......

હું : પણ પછી રમેશે વેવિશાળની સંમતિ આપી ?

હરીન્દ્ર : ના, એ કંઈ બોલ્યા વિના પાછો ફરી ગયો. એણે બિન્દુ સાથે પરણવાની ના પાડી.

મધુકર : ખરેખર આ સત્યઘટના છે ?

હરીન્દ્ર : સોએ સો ટકા.

શશિન : હાસ્યાસ્પદ છતાં કરુણ.

હું : એ ટ્રીક !

હરીન્દ્ર : ટ્રીક તો ખરી પણ તકદીરની.

અમે સિગારેટ સળગાવવામાં પડી ગયા–કશું બોલ્યા નહીં.



નવનીત સેવક

# પંચમાષ્ટકમ્

શિક્ષણ અને કેળવણી જેવું પવિત્ર ક્ષેત્ર પણ રાજકારણની ચુંગાલમાં અને રાજકર્તાઓની દખલથી કેવું ડહોળાઇ જાય છે એની સાબિતી ગુજરાતે આપી છે. આ 'રાજકારણ' વિષે મણમણની સાંભળવા મળે ગુજરાતની બહાર. એ પાંચમા–આઠમા વિષેની હળવી રજુઆત આ કટાક્ષ લેખમાં છે...

હમણાં હમણાંથી બજારમાં વટાણાનાં તૈયાર પેકેટ વેચાતાં થયાં છે. પેકેટમાંના વટાણા આમ તો સૂકાઈ ગયેલા જ લાગે પણ એને પાણીમાં નાખો કે તાજા ને તાજા!

ગુજરાતમાં પણ 'પાંચમા–આઠમા'નો જે પ્રશ્ન છે તે આ વટાણા જેવો જ છે. બીજા અગત્યના પ્રશ્નો છેડાતા હોય ત્યારે આ સવાલ સૂકાઈ ગયેલા જેવો જ લાગે, પણ પાછા આપણા રાજ્યપુરુષોના હાથમાં બીજું કંઈ ના રહે ત્યારે આ 'પંચમાષ્ટમ'નું પેકેટ ખોલીને કોઈ એના ઉપર નિવેદનનું પાણી છાંટે છે–ને પાછો પ્રશ્ન તાજો ને તાજો! કોઈવાર આપણને એમ લાગે કે સમાધિ લગાવીને બેઠેલા ચ્યવનઋષિની જેમ આ 'પંચમાષ્ટક' ઉપર પણ રાફડો થઈ ગયો છે ને એના અસ્તિત્વની પણ કોઈ ને જાણ નહિ રહી હોય, પણ પછી એકાએક કોઈ ઊભરો આવે અને બસ, ચારેબાજુ જ્યાં જુઓ ત્યાં 'પંચમાષ્ટક'જ દેખાવા લાગે. નિવેદનો, નિવેદનોના જવાબરૂપ નિવેદનો, એ નિવેદનોનાં જવાબરૂપ નિવેદનોના જવાબરૂપ નિવેદનો...! છાપાંઓમાં બીજું કંઈ દેખાય જ નહિ. ગુજરાતની કેળવણીનું તો શું, સમગ્ર વિશ્વનું અસ્તિત્વ જાણે આ એક જ સવાલની સાથે સંકળાયેલું હોય એમ તમને લાગે.

આ સવાલ એની મેળે આટલો ચગ્યો છે કે પડી ગયેલા પવનમાં ઠુમકા મારી મારીને ચગાવાયેલા પતંગની જેમ એને ચગાવવામાં આવ્યો છે એ વિષે પણ બે મત છે. કોઈનું માનવું એમ છે કે કેળવણીની બાબતમાં પણ રાજકારણનો પ્રવેશ થવાથી આ 'પંચમાષ્ટમ'ને એની મેળે જ પલાળેલા કઠોળની જેમ ફણગા ફૂટયા છે તો બીજા કેટલાકોનું માનવું એવું છે કે બધા દેશ-પ્રદેશોની જેમ ગુજરાતમાં પણ મહત્વની બાબતો તરફ પ્રજાનું ધ્યાન ના દોરાય એટલા માટે રાજકારણપટુઓ ઠુમકા મારી મારીને આ સવાલને ચગાવતા રહે છે.

ગમે તેમ હોય પણ આ સવાલની સાથે સાથે રાજપુરુષો જાતે પણ ચગે છે એ હકીકત છે સામસામા આક્ષેપો, રદિયાઓ, ધ્રૂજારાઓ, પુણ્યપ્રકોપો વગેરેથી આજના શુષ્ક જીવનમાં ઢસરડા ખેંચતી પ્રજાને સારા પ્રમાણમાં મનોરંજન પૂરું પાડીને 'પંચમ' કે 'અષ્ટમ' વાળાઓએ એક સારું સેવાકાર્ય ઉપાડી લીધું હોય એમ લાગે છે. છાપાંવાળા પણ આ સવાલને રાજપુરુષોને તથા લોકોને ચગાવવામાં ઘણો ફાળો આપતા રહે છે.

પાંચમાવાળાઓનું એમ માનવું છે કે આઠમાથી અંગ્રેજીને પરિણામે ગુજરાતના વિદ્યાર્થીઓનું અંગ્રેજી એટલું નબળું રહે છે કે મોટી મોટી સરકારી નોકરીઓમાં એનો પત્તો નથી ખાતો. આપણો 'અષ્ટમ' વિદ્યાર્થી ઝડપથી ગોટપીટ ગોટપીટ બોલી નથી શકતો, બે સારા માણસો અંગ્રેજીમાં વાતો કરતા હોય ત્યારે 'યસ, યસ'થી વધારે અંગ્રેજીનો ઉપયોગ નથી કરી શકતો.

આઠમાવાળાઓ—જેમાંના મોટા ભાગના સત્તાધારી પક્ષના આગેવાનો જ છે—કહે છે કે અંગ્રેજીને આધારે નોકરીઓ છે કે નોકરીઓને આધારે અંગ્રેજી છે એ પહેલાં નક્કી થવા દો. 'પાત્રાધારે ઘૃતમ કે ઘૃતાધારે પાત્રમ?' જેવા 'પાયાના' આ સવાલનો જવાબ શોધવા માટે એમણે પેલા ઘીનું વાસણ ઊંધું પાડનાર પંડિતની જેમ જ અંગ્રેજીનું વાસણ ઊંધું વાળીને વિદ્યાર્થીઓના હિસાબે ને જોખમે શિક્ષણમાં 'ધનિષ્ઠ' અભ્યાસક્રમનો એક અભૂતપૂર્વ પ્રયોગ પણ કર્યો છે.





આ 'ધનિષ્ઠ'નો પ્રયોગ પણ એવો છે કે આઈન્સ્ટાઈનના સાપેક્ષવાદની જેમ એ અમુક જ લોકોના ભેજામાં ઊતર્યો છે. હજી પણ કેટલાક આ પ્રયોગને સમજી નથી શકતા એટલે થોડાક દાખલાથી એને સમજવાનો આપણે પ્રયાસ કરીએ.

હું આજે જમું નહિ, કાલે પણ અપવાસ કરું, બીજા ત્રણ ચાર દિવસ પણ ભૂખ્યો જ રહું અને પછી એક દિવસ માત્ર જમવાનો જ 'પીરીઅડ' રાખું અને નિદ્રા, વાંચન, લેખન વગેરે બંધ કરીને પાછીના છસાત દિવસનું સાટું વાળવા બેત્રણ તપેલી ભાત, એક મોટું તપેલું દાળ, અઢી શેર શાક, અઠ્ઠાવીસથી બત્રીસ રોટલી વગેરે જમી જાઉં તો મેં 'ધનિષ્ઠ ભોજન પ્રયોગ' કર્યો કહેવાય.

હજી આ વાતને વધુ સહેલી રીતે સમજાવું.

ધારો કે તમને તાવ આવે છે અને તમે ડૉક્ટરની દવા લાવો છો પણ આળસને કારણે પીતા નથી. આવી રીતે દસબાર દિવસની દવા જુદી જુદી શીશીઓમાં ભેગી થઈ છે. પછી એક દિવસ દાઝ ચઢાવીને તમે તાવ ઉતારવાના, પેટ સાફ લાવવાના વગેરે અનેક જાતના મિશ્રણયુક્ત એ બધી જ દવા એકસામટી પી જાવ તો એને 'ધનિષ્ઠ દવાપ્રયોગ'નું નામ તમે પ્રેમથી આપી શકો. (જો નામ આપવા જીવતા રહ્યા હો તો.)

રાજકર્તા પક્ષે આવો જ 'ધનિષ્ઠ અંગ્રેજી શિક્ષણ'નો પ્રયોગ શરૂ કરીને જગતભરના શિક્ષણક્ષેત્રે ક્રાંતિ કરી છે, પણ 'પંચમ'વાળા એને સમજી શકતા નથી, એને બદલે આટલા દિવસ ખામોશી રાખીને હવે એ લોકો 'ધનિષ્ઠ આંદોલન'નો નવો પ્રયોગ શરૂ કરવાની પણ વિચારણા કરે છે.

આઠમાથી અંગ્રેજીની ભલામણ કરનારાઓમાં કેટલાક મુરબ્બીઓ એવા છે કે જે પાંચમાથી કે આઠમાથી એક પણ પદ્ધતિથી અંગ્રેજી ભણ્યા જ નથી. કોઈ કદાચ એવો સવાલ પણ કરે કે જો એમ હોય તો પછી શિક્ષણની બાબતમાં એ લોકો કેવી રીતે આવી શકે? આવો સવાલ ઘણાને થાય છે પણ આ વાત સમજવાનું કામ ઘણું સહેલું છે. દારૂબંધીની વાતમાં અભિપ્રાય આપવા માટે લોકો કંઈ બાટલી ચઢાવીને બેસતા નથી તો પછી અંગ્રેજીની વાતમાં અભિપ્રાય આપવા માટે માણસ ભણેલો જ શા માટે હોવો જોઈએ? અત્યારે જો નાણાંપ્રધાન થવા માટે નાણાંશાસ્ત્રી થવાની જરૂર ના હોય, કાયદામંત્રી થવા માટે જો કાયદાશાસ્ત્રી થવાની જરૂર ના હોય તો પછી શિક્ષણની વાતમાં માત્ર અભિપ્રાય આપવા માટે માણસે શિક્ષણશાસ્ત્રી હોવાનું શા માટે જરૂરી ગણવું જોઈએ? શારીરિક રીતે પોતાના દેહનું પણ રક્ષણ કરી ન શકે એવા મનુષ્યો આખા દેશના સંરક્ષણપ્રધાન નથી થતા? માણસને માત્ર નેતા થતાં આવડતું હોય તો એનામાં બધી જ કુશળતા અને બધું જ જ્ઞાન આવી ગયું એમ ગણી નાખવાનું હોય છે. અને નેતા થવા માટે પણ પાછો હવે તો ધનિષ્ઠ સેવા'નો કાર્યક્રમ છે. જો તમે દાંડીકૂચમાં ન જોડાયા હો, બ્રિટીશ અમલ વખતે સત્યાગ્રહની લડતમાં ભાગ ન લીધો હોય, જેલમાં ન ગયા હો કે લાઠી પણ ન ખાધી હોય તો કંઈ નહિ, મોટા નેતાઓને ટેકો આપવાનો, વોટ મેળવી લાવવાનો, જૂથ જમાવવાનો અને એવો જ 'ધનિષ્ઠ સેવા'નો પ્રયોગ સફળતાથી કરી શકો તો તમે નેતા બની જાવ!

પણ આ બધી ચર્ચાને બાજુએ મૂકીએ તોપણ એ તો હવે સામાન્ય સત્ય છે કે રાજપુરુષો સર્વ શાસ્ત્રોમાં પોતાનો અભિપ્રાય આપી શકે છે. એટલું જ નહિ, સ્વીકારાવી પણ શકે છે કોઈ ડૉક્ટર કાયદાની બાબતમાં સલાહ નહિ આપી શકે કે કોઈ વકીલ દવાની બાબતમાં વજનદાર અભિપ્રાય નહિ દઈ શકે પણ રાજપુરુષો એ બે કામ કરી શકશે. 'અષ્ટમ' વાળાઓ પણ આ રીતે ભણેલા હોય કે ન હોય પણ મોટેભાગે રાજપુરુષો છે એટલે એ કહે તેને પ્રજાએ સત્ય તરીકે માની લેવું જોઈએ. 'અંગ્રેજી ભણ્યા વિના પણ ઉદ્ધાર થાય છે' એ વાત તો એમણે પોતે જ સાબિત કરેલી હોઈને પ્રજાએ વિના દલીલે સ્વીકારી લેવી જોઈએ.

'પંચમ'વાળા એવી દલીલ કરે છે કે આઠમાથી અંગ્રેજીની પદ્ધતિને પરિણામે બાળકેનું અંગ્રેજી કાચું રહે છે એટલે એમને માટે સારી નોકરીઓની તક નથી રહેતી આવી દલીલ કરનારાઓ એક મોટી ભૂલ કરે છે. ગુજરાતીઓને મન વળી નોકરીનું મહત્ત્વ જ ક્યાં છે ? એકવાર એક શેઠજીએ વાતવાતમાં અભિમાનથી કહેલું. 'હું તો માટલાં ફોડવામાંય ફેલ થયો હતો પણ મારે ત્યાં આજે આઠ ગ્રેજ્યુએટો કારકુની કરે છે.'

બસ અહીં જ આઠમાવાળાઓના મુદ્દાની સચ્ચાઈ રહેલી છે. તમારા દીકરાઓ નોકરી કરે એવી ઇચ્છા જ શું કામ રાખો છો ? પાંચમાથીય નથી ભણાવવા ને આઠમાથીય નથી ભણાવવા. શરૂ કરાવી દો ને એક પેઢી જ કે ડબલ ગ્રેજ્યુએટો એમને ત્યાં કારકુની કરવા આવે ! ને એય જો ના થઈ શકે એવું હોય તો પછી એક બગલથેલો ખભે ભેરવી દઈને ખુલ્લે પગે પદયાત્રા કરવા મોકલો એટલે થઈ જશે નેતા ! શરૂઆતમાં અમે એને મૂંગા લોકસેવક તરીકે જાહેર કરીશું પછી ભલે બોલતો લોકસેવક થઈ જાય ! રાજકારણ તો એવું છે કે લંગડા દોડતા થઈ જાય છે—અરે છાપમાં ફરતા થઈ જાય છે ને મૂંગા બોલતા થઈ જાય છે. પેલું કહે છે ને કે 'મૂકમ્ કરોતિ વાચાલમ્...!'

પણ 'પંચમ'વાળાઓને ગળે આ દલીલ ઝટ ઊતરતી નથી. મોટામોટા શિક્ષણશાસ્ત્રીઓ ડૉક્ટરો, વેપારીઓ, વકીલો આચાર્યો, શિક્ષણશાસ્ત્રીઓ વગેરે 'પંચમ' પક્ષના છે. એમણે સભાઓ ભરી, ભાષણો કર્યાં, આંદોલનો કર્યાં સુધીની વાત કરી પણ 'અષ્ટમ'વાળાઓ એમની વાતમાંથી એક ઇંચ તો શું એક સેન્ટીમીટર પણ હટવા તૈયાર નથી. પંચતંત્રની વાતમાં આવે છે તેમ પેલા ગાવાના શોખવાળા પ્રાણીએ જેમ 'ના હું તો ગાઈશ'ની વાતને જેમ કોઈ પણ જાતની બાંધછોડ વિના જ સંપૂર્ણ ધ્યેયનિષ્ઠાથી પકડી રાખી હતી એમ ગુજરાતના 'અષ્ટમ'વાળાઓ પણ એમની વાતને કોઈપણ જાતની બાંધછોડ વિના અને સંપૂર્ણ ધ્યેયનિષ્ઠાથી વળગીને બેઠા છે. 'પંચતંત્ર'ના એ પ્રાણીને પણ પોતાના સત્યાગ્રહને કારણે ખેતરમાલિકના દંડુકાને સહી લેવો પડ્યો હતો એ જ રીતે રાજપક્ષના 'અષ્ટમ' વિભાગના મોવડીઓ પણ એમના અષ્ટમ સંગીતને કારણે જે કંઈ પડશે તે સહી લેવા તૈયાર હોય એવું લાગે છે. 'પંચતંત્ર'ના સંગીતશોખીન પ્રાણીએ જેમ ખેતરવાળાના 'ધનિષ્ઠ' પ્રહારો સહી લીધા હતા તેવા જ પ્રકારની હિંમત રાખીને 'અષ્ટમ' વાળાઓ પણ સઘળાં આંદોલનો અને વિરોધનો 'ધનિષ્ઠ' સામનો કરવા તૈયાર હોય એમ દેખાય છે.

અને આ અષ્ટમ' પક્ષવાળાઓમાં બધા કંઈ સત્તાસ્થાનો ઉપર નથી બેઠેલા, એમાંથી કેટલાક તો 'ખુરસી દોડ'ની રમતમાંથી નીકળી ગયેલાઓ પણ છે. એકવાર એક ભિખારીએ એની પુત્રી બીજા ભિખારી સાથે પરણાવીને જમાઈને કહેલું 'દાયજામાં આખું બોરીવલી તને આપ્યું. આ શબ્દોનો અર્થ તે વેળા મને નહિ સમજાયેલો. પણ પછીથી કોઈએ કહ્યું કે ભિખારીઓની જમાતમાં બોરીવલીમાં માગી ખાવાનો જે હક્ક હતો તે સસરાએ જમાઈને આપી દીધો...!

બસ, આવી જ રીતે ખુરસીદોડમાં પાછળ રહી ગયેલા કેટલાક નેતાઓને કોઈએ 'જાવ, પાંચમા–આઠમાનો સવાલ તમને આપ્યો.' કહ્યું હોય એમ લાગે છે, નહિ તો પેલા જમાઈએ જેટલા ઉત્સાહથી બોરીવલીમાં પોતાના હક્કનો ભોગવટો શરૂ કરેલો એટલા જ ઉત્સાહથી આ ખુરસીવિહોણા રાજપુરુષો આઠમાના સવાલમાં બોલવાના પોતાના હક્કનો ભોગવટો કરતા ન દેખાતા હોત ! 'બોલવું' એ મારો જન્મસિદ્ધ હક્ક છે'ની માન્યતાવાળા રાજપુરુષો જ્યારે ગોળ-ખાંડની તંગીની, રોજેરોજ વધતી જતી મોંઘવારીની, પરદેશીઓએ પચાવી પાડેલા પ્રદેશની, બેકારીની, કે એવી જ મહત્ત્વની બાબતોમાં બોલવાનું મૂકીને 'પંચમાષ્ટમ'ની બાબતમાં જ રોજેરોજ બોલતા થાય ત્યારે એવી ચોક્કસ શંકા જાય કે આ સવાલ એમને પણ ક્યાંકથી દાયજામાં જ મળેલો છે !







નારીનો વ્યવસાય-પ્રશ્ન આજે પણ મુંઝવી રહ્યો છે. સ્ત્રી-સમોવડીની વાતો ખૂબ જ વહેતી મૂકાઈ છે, ભારત સ્વતંત્ર થયું ત્યારથી સ્ત્રીઓ કંઈક વધુ હક્કો ભોગવતી આવી છે એવું બધું કહેવાય છે ઘણું ઘણું; પરંતુ તેવું તો ઘણું બોલવા અને દેખાડવા માટેનું લાગે છે.

સ્ત્રી બધાં જ ક્ષેત્રમાં પુરુષ જેટલું જ કામ આપી શકે છે--એન્જીનિયરીંગ જેવા આકરા ક્ષેત્રે પણ સ્ત્રી નિષ્ણાત બનીને વ્યવસાયે સ્વતંત્ર બન્યાનો દાખલો તાજો જ છે. પુરુષ કરતાં તે બુદ્ધિ અને કાર્યદક્ષતામાં ઊતરતી નથી તે પણ પૂરવાર થયેલું છે. છતાં સ્ત્રીઓને નોકરીએ રાખવાથી કામની પ્રગતિ મંદ પડે છે એવું આજે સરકારના માણસો જાહેર કરે છે એ નવાઈ પમાડે છે. જે જગ્યાને માટેનો આ પ્રશ્ન ઉપસ્થિત કરેલો છે ત્યાં માત્ર સ્ત્રીઓની કાર્યદક્ષતાની મોજણી થઈ અને સાથે કામ કરતા પુરુષોની કેમ નહિ થઈ હોય તે સમજવામાં નથી આવ્યું. કારણ એ પ્રશ્ન ઘણો મોટો છે કે કોણ કોને આળસુ બનાવવામાં વધુ મદદ કરે છે અગર તેની પાછળનાં કયાં કારણો છે જેને કારણે આ પરિસ્થિતિ ઊભી થઈ છે, તેની માનસશાસ્ત્રીય રીતે છણાવટ થવી જોઈએ. માત્ર એક અહેવાલ રજૂ કરી આખી જ્ઞાતને એક પલ્લામાં મૂકી દેવું હિતકર નથી. સરકાર એક બાજુ સ્ત્રીઓના હિતમાં, સમાન હક્ક અને આર્થિક-માનસિક સ્વતંત્રતામાં સ્ત્રીને મદદરૂપ થવાનો દાવો કરે અને બીજી બાજુ આવી રજૂઆતો કરે છે.

સરકાર પોતે જાણે છે કે કેટલાંક ક્ષેત્રોમાં તો સ્ત્રીઓની જ જરૂર છે અને તેમના વગર કામ અટકીને ઊભું રહે છે. દરેક વસ્તુને બે પાસાં હોય છે. એટલે જ સૌને એક ત્રાજવે તોળવાં તે યોગ્ય નથી. જેવું જેવું વાતાવરણ. અમુક જ સ્થળે બધી જ બહેનોની કાર્યદક્ષતા નીચી હોવાનું કોઈ કારણ તો હશે જ ને ! એવું પણ કેટલીક જગ્યાએ જોવામાં આવ્યું છે કે કામની પાછળ જ મસ્ત રહેતી વ્યક્તિને વેદીયાનું બિરુદ આપવામાં આવે છે. કારણ આજે sinciariety રહી નથી. સાથે સાથે મન દઈને કામ કરનારની કદર નથી, વિશ્વાસ નથી. કહેનારા તો કહે છે કે sincere થવાનો આ જમાનો નથી. જો આપણે પણ રાજકારણ ન શીખીએ તો ફેંકાઈ જઈએ કામ કઢાવી લેતાં અને મીઠાશથી બોલતાં આવડવું જોઈએ. અને તેમાંય ખુશામત તો સૌને પ્યારી હોય છે.

એટલે જ આવાં વિધાનોનો અમલ જેને ખૂબ જ જરૂર છે એવી બહેનોને માટે થશે તો એમની સ્થિતિ ખરેખર કફોડી થઈ પડશે. માત્ર વખત પસાર કરવા અથવા દેખાવ ખાતર જ જેઓ નોકરી કરે છે તેની અહીં વાત નથી. આજના મોંઘવારીના જમાનામાં જો સ્ત્રીનો પણ આર્થિક ક્ષેત્રે ટેકો ન હોય તો ઘર ચલાવવું ખૂબ જ મુશ્કેલ પડે છે. કેટલાંય કુટુંબો પિતા અગર પતિને અભાવે એક સ્ત્રીની જ રોજી પર નભતાં હોય છે. એવી સ્ત્રીને જ્યારે નોકરી માટે ફાંફાં મારતી જોવામાં આવે છે ત્યારે તો દિલ દ્રવી જાય છે. એટલે જ કોઈપણ એક વ્યક્તિનો જો થોડો પણ દોષ હોય તો તેની આખી જાતિને એક પલ્લામાં નહિ મૂકતાં વ્યક્તિગત કાર્યદક્ષતા ઉપર વિચાર કરવો જરૂરી છે.

# સ્ત્રીનો વ્યવસાય

[ વ્યવસાય ક્ષેત્રે પોતાના વિચારો દર્શાવતી બહેનો વાતચીત કરતી હતી. ]

નીતા : એસ એસ. સી. પાસ થઈ ત્યારથી આગળ શું કરીશું તે વિચારતી આવી છું પણ ચોક્કસ ન જ કરી શકી અને છેવટે આજે બી.એ. થઈ ગઈ. જો કે મને ગમતી લાઈન હતી એટલે ઊંચો બીજો વર્ગ પણ મેળવી શકી. હવે શિક્ષિકાની નોકરી કરવી છે. ટ્રેઈન્ડ શિક્ષકોની ખૂબ જરૂર છે અને પગાર પણ સારો મળે એટલે નોકરી સાથે બનશે તો એક વર્ષનો બી. એડ.નો કોર્સ કરી નાખીશ એટલે કાયમનું સુખ.

કલ્પના : મને ભણાવવામાં બહુ રસ નથી. મારો વિચાર તો લાયબ્રેરીનો એક વર્ષનો કોર્સ કરવાનો છે. પછી કોઈપણ સંસ્થામાં સારી નોકરી મળી રહે. અને ચોપડીઓના સંસર્ગમાં પણ રહેવાય. મારી મુશ્કેલી એટલી કે નીતાને જે ' વેકેશન 'નો ફાયદો મળશે તે મને નહિ મળે.

નીતા : રજાઓનો આનંદ અને વિદ્યાર્થીઓના સંપર્કમાં રહેતાં સતત વિદ્યાર્થીજીવન માણવાનો આનંદ ચાલુ રહે એ જ મોટું આકર્ષણ મને શિક્ષિકા બનવા માટેનું છે; અને આ નોકરી લગ્ન પછી પણ ચાલુ રાખવી હોય તો વાંધો ન આવે.

વિભા : મારો તો વિષય જ મનગમતો છે એટલે એટલું જ વિચારવાનું બાકી રહે છે કે શિક્ષક તરીકે જવું કે કોઈ જાણીતા આર્ટીસ્ટના હાથ નીચે કામ કરવું ! આર્ટીસ્ટના હાથ નીચે જ શીખીશ. એટલે ભવિષ્યમાં સ્વતંત્ર કોમર્શિયલ આર્ટનો ધંધો ઘેર બેઠાં જ થઈ શકે.

સન્મિત્રા : આપણે બધાં જ જુદા જુદા ક્ષેત્રે વહેંચાઈ જવાનાં. એટલે અત્યાર જેમ મળવાનું અસંભવિત તો ખરું જ. મને તો સામાજિક કાર્યમાં વધુ રસ છે. આજે કાર્યકરોની પણ ખૂબ જરૂર છે. તેમાં વેતન સાથે અને વેતન વગર બન્ને જાતનું કામ હોય છે. મૂંઝવતા કૌટુંબિક પ્રશ્નોને પતાવવા સહેલું તો નથી જ. પરંતુ હિંમત, શ્રદ્ધા અને અનુભવથી સારું પરિણામ આવે. પછી જો શક્ય હશે તો સામાજિક કાર્યકરનો ડીપ્લોમા કોર્સ કરી નાખીશ એટલે પદ્ધતિસરનું કામ થઈ શકે.

મીતા : આજનો પ્રશ્ન આપણે એસ. એસ. સી. પછી તુરત વિચાર્યો હોત તો ઘણો ફરક પડત. જો કે હવે ' એસ. એસ. સી. પછી શું ? ' ચોપડી ગાઈડન્સ માટે બહાર પડી છે એટલે ઘણી જલદી માહિતી મેળવી ક્ષેત્રની પસંદગી કરી શકાય. મારી ઈચ્છા રેડિયો પર કામ કરવાની છે. અને મારા અવાજને કારણે મારી પસંદગી પણ થશે તેવું હું માનું છું.

અચલા : મીતા, રેડિયોની નોકરીમાં બદલી પણ થવાની તે તો તને ખ્યાલ છે ને ? અને તારા ઘેરથી તે મંજૂર કરશે ખરાં ?

મીતા : એ સમયે થઈ પડશે. સમજાવી લઈશું તો વાંધો નહિ આવે.

અચલા : મને તો નોકરી કરવાની જ ના પાડે છે. અને હું પણ માનું છું કે જરૂર ન હોય તો નોકરી ના કરવી. અમારા ઘરના જ ધંધામાં રસ લેતા થવું છે અને વચ્ચે સમય કાઢી સામાજિક સંસ્થાઓમાં રસ લઈને મદદરૂપ થવાની ઈચ્છા છે. જેને માટે મને રજા પણ મળી છે.

નયના : ટાઈપીસ્ટ, સ્ટેનોગ્રાફર, સેલ્સમેન, કેન્વાસર વગેરેની પણ ઘણી જરૂરી છે. નોકરી મેળવવામાં પણ કુશળતા છે. અને જેને જરૂર છે. તેને મેળવવામાં મદદ-વગેરેની પણ ઘણી જરૂર છે. અત્યારે મધ્યમવર્ગની બહેનોને એટલી બધી જરૂરિયાત છે કે મને થોડો સહકાર મળે તો બહેનોની રોજી પૂરતું કોઈક કામ હાથમાં લેવું છે. પૈસાની મદદ મારા પિતાજી આપવા તૈયાર છે નિષ્ણાત અને વફાદાર વ્યક્તિની શોધમાં છું.

કલ્પના : નયનાનો વિચાર ખરેખર સારો છે. એ મોટું સેવાભાવી કામ થશે અને ધંધો પણ ગણાશે.

આપણે તો બધાં ખરેખર બહેનોનો એક મોટો પ્રશ્ન ઉકેલવા મંડી પડયાં. એના નક્કર પરિણામની આશાએ વિખરાઈએ.

## બાળકને વાળીએ તેમ વળે

'છેલ્લા ચાર પાંચ દિવસથી અક્ષય અનિયમિત થઈ ગયો છે. રોજ શાળાએથી વહેલો જતો રહે છે. તે બાબત ખુલાસો કરવા આપ રૂબરૂ મળી જશો તો આભારી થઈશ.'

શાળાનો પટાવાળો વર્ગ-શિક્ષકે લખેલી ચિઠ્ઠી આપી ગયો ત્યારે અક્ષય તો ઘેર નહોતો. એની માતા પલ્લવીને ખૂબ નવાઈ લાગી. પતિ ઘેર નહોતા એટલે એણે જ નિશાળે જઈ આવવા વિચાર્યું.

પલ્લવી નિશાળે પહોંચી ત્યારે તેને ખબર પડી કે અક્ષયે આજે પણ રજા માગી હતી. તેને રજા ન મળી છતાં પણ તે કહ્યા વગર ચાલ્યો ગયો છે, છેલ્લા થોડા દિવસથી બે કલાક વહેલો રજા લઈને તે જતો રહેતો. શરૂઆતમાં શિક્ષકે આનાકાની નહિ કરી પછી તેને ઘેરથી ચિઠ્ઠી લઈ આવવાનું કહેવામાં આવ્યું. પણ તે કોઈને કોઈ બહાનું કાઢીને રજા લેવામાં સફળતા મેળવતો.

'તે ઘેર પણ નથી આવતો તો જાય છે કયાં?' પલ્લવી ગુસ્સાથી લાલ થઈ ગઈ.

શિક્ષકે તેને ગુસ્સે નહિ થતા કળથી કામ લેવા કહ્યું. હજી શરૂઆત છે. ભણવામાં અક્ષય ધ્યાન કેંદ્રિત નથી કરી શકતો છતાં પણ તે ગેરહાજર ભાગ્યે જ રહેતો. એનો જીવ કયાંક બીજે ચોંટયો લાગે છે એટલે ધીમેથી કામ લેવાથી બાળક સુધરી જશે.

પલ્લવી શિક્ષકને તો શું કહી શકે? છોકરો હાથથી ગયો છે, કોની સોબતમાં પડી ગયો હશે વગેરે વિચારતી અને આજુબાજુ તપાસ કરતી તે ઘેર પહોંચી. નિશાળ છૂટવાના રોજના સમયે અક્ષય ઘેર આવી ગયો. અને રોજની માફક નાસ્તો કરવા બેસી ગયો. પલ્લવી ગુસ્સે થયેલી હોવા છતાં ધીરજ ધરીને કળથી કામ લીધું.

નાસ્તો કરીને અક્ષય રમવા જવા તૈયાર થયો પણ પલ્લવીએ પાસે બેસાડીને કહ્યું કે આજે આપણે બહાર જવાનું છે, તું આવીશ ને? તારું નિશાળનું લેસન પહેલાં પૂરું કરી લે. એમ કરતાં એના દરેક વિષયનું લેસન પૂછી લીધું. છેલ્લા બે વિષયોમાં તેણે ગલ્લા તલ્લા કરવા માંડયા.

પલ્લવીએ થોડી ઉતાવળ કરી નાખી: 'અક્ષય હું તારી નિશાળે આજે આવી હતી. તું કયાં ગયો હતો?' અક્ષયને ખૂબ જ આશ્ચર્ય થયું. મમ્મી કોઈ દિવસ નહિ ને આજે નિશાળે કેમ ગયેલી. તે જરા ગૂંચવાયો પણ તરત જ કહ્યું કે 'ફ્રી પીરિયડ વખતે તું આવી હોઈશ. હું મિત્રને ઘેર નજીકમાં ગયેલો.'

આડા અવળા ઘણા સવાલો પછી તેણે કબૂલ કર્યું કે તે અમુક છોકરાઓ સાથે જુદી જુદી જગ્યાએ બહાર રમવા જતો રહેતો. પલ્લવીએ ગુસ્સે નહિ થવાની અને પપ્પાને નહિ કહેવાની ખાત્રી આપી ત્યારે તેણે આ બધું કબૂલ્યું.

અક્ષયને પોતે ખોટું કરી રહ્યો છે તે ખ્યાલ આવેલો પણ તેના પિતાના અતિ ક્રોધી સ્વભાવને કારણે તે બિલકુલ મનગમતું કરી શકતો નહિ. વારંવાર તેને ટોકટોક કરવાથી તે થોડો નફ્ફટ પણ થવા માંડયો હતો. ઘરમાં બે જ ભાંડુઓ હતાં તેમાં તેને ઠોઠ નિશાળિયાનું બિરૂદ મળેલું હતું. બાળ અહં એટલું બધું ઘવાયેલું હતું કે બીજા છોકરાઓ પાસે તેની આવડત પોષાતી તે તેને ગમતું. ઘરમાં બે બાજુ હતી. પિતા ગુસ્સાથી કામ લે અને માતા તેને છૂટ આપતી. આમ અક્ષય અર્ધો લાડમાં ખોવાયેલો રહેતાં માતાને પટલાવી શકતો પણ પિતા પાસે તેનું કંઈ જ ચાલતું નહોતું.

શિક્ષકની સમજાવટથી પલ્લવીએ કળથી કામ લીધું, અને અક્ષયને નીચે પડતાં અટકાવી લીધો. શિક્ષકે ઘરની વિગત જાણી. તેના પિતાને સમજાવ્યું કે 'અતિશય ગુસ્સો બાળકને ગુમાવવા વખત લાવે છે'

# સ્ત્રીનો વ્યવસાય

[ વ્યવસાય ક્ષેત્રે પોતાના વિચારો દર્શાવતી બહેનો વાતચીત કરતી હતી. ]

નીતા : એસ એસ. સી. પાસ થઈ ત્યારથી આગળ શું કરીશું તે વિચારતી આવી છું પણ ચોક્કસ ન જ કરી શકી અને છેવટે આજે બી.એ. થઈ ગઈ. જો કે મને ગમતી લાઈન હતી એટલે ઊંચો બીજો વર્ગ પણ મેળવી શકી. હવે શિક્ષિકાની નોકરી કરવી છે. ટ્રેઈન્ડ શિક્ષકોની ખૂબ જરૂર છે અને પગાર પણ સારો મળે એટલે નોકરી સાથે બનશે તો એક વર્ષનો બી. એડ.નો કોર્સ કરી નાખીશ એટલે કાયમનું સુખ.

કલ્પના : મને ભણાવવામાં બહુ રસ નથી. મારો વિચાર તો લાયબ્રેરીનો એક વર્ષનો કોર્સ કરવાનો છે. પછી કોઈપણ સંસ્થામાં સારી નોકરી મળી રહે. અને ચોપડીઓના સંસર્ગમાં પણ રહેવાય. મારી મુશ્કેલી એટલી કે નીતાને જે 'વેકેશન'નો ફાયદો મળશે તે મને નહિ મળે.

નીતા : રજાઓનો આનંદ અને વિદ્યાર્થીઓના સંપર્કમાં રહેતાં સતત વિદ્યાર્થીજીવન માણવાનો આનંદ ચાલુ રહે એ જ મોટું આકર્ષણ મને શિક્ષિકા બનવા માટેનું છે; અને આ નોકરી લગ્ન પછી પણ ચાલુ રાખવી હોય તો વાંધો ન આવે.

વિભા : મારો તો વિષય જ મનગમતો છે એટલે એટલું જ વિચારવાનું બાકી રહે છે કે શિક્ષક તરીકે જવું કે કોઈ જાણીતા આર્ટીસ્ટના હાથ નીચે કામ કરવું ! આર્ટીસ્ટના હાથ નીચે જ શીખીશ. એટલે ભવિષ્યમાં સ્વતંત્ર કોમર્શિયલ આર્ટનો ધંધો ઘેર બેઠાં જ થઈ શકે.

સન્મિત્રા : આપણે બધાં જ જુદા જુદા ક્ષેત્રે વહેંચાઈ જવાનાં. એટલે અત્યાર જેમ મળવાનું અસંભવિત તો ખરું જ. મને તો સામાજિક કાર્યમાં વધુ રસ છે. આજે કાર્યકરોની પણ ખૂબ જરૂર છે. તેમાં વેતન સાથે અને વેતન વગર બન્ને જાતનું કામ હોય છે. મુંઝવતા કૌટુંબિક પ્રશ્નોને પતાવવા સહેલું તો નથી જ. પરંતુ હિંમત, શ્રદ્ધા અને અનુભવથી સારું પરિણામ આવે. પછી જો શકય હશે તો સામાજિક કાર્યકરનો ડીપ્લોમા કોર્સ કરી નાખીશ એટલે પદ્ધતિસરનું કામ થઈ શકે.

મીતા : આજનો પ્રશ્ન આપણે એસ. એસ. સી. પછી તુરત વિચાર્યો હોત તો ઘણો ફરક પડત. જો કે હવે 'એસ. એસ. સી. પછી શું ?' ચોપડી ગાઈડન્સ માટે બહાર પડી છે એટલે ઘણી જલદી માહિતી મેળવી ક્ષેત્રની પસંદગી કરી શકાય. મારી ઈચ્છા રેડિયો પર કામ કરવાની છે. અને મારા અવાજને કારણે મારી પસંદગી પણ થશે તેવું હું માનું છું.

અચલા : મીતા, રેડિયોની નોકરીમાં બદલી પણ થવાની તે તો તને ખ્યાલ છે ને ? અને તારા ઘેરથી તે મંજૂર કરશે ખરાં ?

મીતા : એ સમયે થઈ પડશે. સમજાવી લઈશું તો વાંધો નહિ આવે.

અચલા : મને તો નોકરી કરવાની જ ના પાડે છે. અને હું પણ માનું છું કે જરૂર ન હોય તો નોકરી ના કરવી. અમારા ઘરના જ ધંધામાં રસ લેતા થવું છે અને વચ્ચે સમય કાઢી સામાજિક સંસ્થાઓમાં રસ લઈને મદદરૂપ થવાની ઇચ્છા છે. જેને માટે મને રજા પણ મળી છે.

નયના : ટાઈપીસ્ટ, સ્ટેનોગ્રાફર, સેલ્સમેન, કેન્વાસર વગેરેની પણ ઘણી જરૂરી છે. નોકરી મેળવવામાં પણ કુશળતા છે. અને જેને જરૂર છે. તેને મેળવવામાં મદદ-વગેરેની પણ ઘણી જરૂર છે. અત્યારે મધ્યમવર્ગની બહેનોને એટલી બધી જરૂરિયાત છે કે મને થોડો સહકાર મળે તો બહેનોની રોજી પૂરતું કોઈક કામ હાથમાં લેવું છે. પૈસાની મદદ મારા પિતાજી આપવા તૈયાર છે નિષ્ણાત અને વફાદાર વ્યક્તિની શોધમાં છું.

કલ્પના : નયનાનો વિચાર ખરેખર સારો છે. એ મોટું સેવાભાવી કામ થશે અને ધંધો પણ ગણાશે.

આપણે તો બધાં ખરેખર બહેનોનો એક મોટો પ્રશ્ન ઉકેલવા મંડી પડયાં. એના નક્કર પરિણામની આશાએ નિખરાઈએ.

## બાળકને વાળીએ તેમ વળે

'છેલ્લા ચાર પાંચ દિવસથી અક્ષય અનિયમિત થઈ ગયો છે. રોજ શાળાએથી વહેલો જતો રહે છે. તે બાબત ખુલાસો કરવા આપ રૂબરૂ મળી જશો તો આભારી થઈશ.'

શાળાનો પટાવાળો વર્ગ–શિક્ષકે લખેલી ચિઠ્ઠી આપી ગયો ત્યારે અક્ષય તો ઘેર નહોતો. એની માતા પલ્લવીને ખૂબ નવાઈ લાગી. પતિ ઘેર નહોતા એટલે એણે જ નિશાળે જઈ આવવા વિચાર્યું.

પલ્લવી નિશાળે પહોંચી ત્યારે તેને ખબર પડી કે અક્ષયે આજે પણ રજા માગી હતી. તેને રજા ન મળી છતાં પણ તે રજા વગર ચાલ્યો ગયો છે, છેલ્લા થોડા દિવસથી બે કલાક વહેલો રજા લઈને તે જતો રહેતો. શરૂઆતમાં શિક્ષકે આનાકાની નહિ કરી પછી તેને ઘેરથી ચિઠ્ઠી લઈ આવવાનું કહેવામાં આવ્યું. પણ તે કોઈને કોઈ બહાનું કાઢીને રજા લેવામાં સફળતા મેળવતો.

'તે ઘેર પણ નથી આવતો તો જાય છે ક્યાં?' પલ્લવી ગુસ્સાથી લાલ થઈ ગઈ.

શિક્ષકે તેને ગુસ્સે નહિ થતા કળથી કામ લેવા કહ્યું. હજી શરૂઆત છે. ભણવામાં અક્ષય ધ્યાન કેંદ્રિત નથી કરી શકતો છતાં પણ તે ગેરહાજર ભાગ્યે જ રહેતો. એનો જીવ ક્યાંક બીજે ચોંટયો લાગે છે એટલે ધીમેથી કામ લેવાથી બાળક સુધરી જશે.

પલ્લવી શિક્ષકને તો શું કહી શકે? છોકરો હાથથી ગયો છે, કોની સોબતમાં પડી ગયો હશે વગેરે વિચારતી અને આજુબાજુ તપાસ કરતી તે ઘેર પહોંચી. નિશાળ છૂટવાના રોજના સમયે અક્ષય ઘેર આવી ગયો. અને રોજની માફક નાસ્તો કરવા બેસી ગયો. પલ્લવી ગુસ્સે થયેલી હોવા છતાં ધીરજ ધરીને કળથી કામ લીધું.

નાસ્તો કરીને અક્ષય રમવા જવા તૈયાર થયો પણ પલ્લવીએ પાસે બેસાડીને કહ્યું કે આજે આપણે બહાર જવાનું છે, તું આવીશ ને? તારું નિશાળનું લેસન પહેલાં પૂરું કરી લે. એમ કરતાં એના દરેક વિષયનું લેસન પૂછી લીધું. છેલ્લા બે વિષયોમાં તેણે ગલ્લા તલ્લા કરવા માંડયા.

પલ્લવીએ થોડી ઉતાવળ કરી નાખી: 'અક્ષય હું તારી નિશાળે આજે આવી હતી. તું કયાં ગયો હતો?' અક્ષયને ખૂબ જ આશ્ચર્ય થયું. મમ્મી કોઈ દિવસ નહિ ને આજે નિશાળે કેમ ગયેલી. તે જરા ગૂંચવાયો પણ તરત જ કહ્યું કે 'ફ્રી પીરિયડ વખતે તું આવી હોઈશ. હું મિત્રને ઘેર નજીકમાં ગયેલો.'

આડા અવળા ઘણા સવાલો પછી તેણે કબૂલ કર્યું કે તે અમુક છોકરાઓ સાથે જુદી જુદી જગ્યાએ બહાર રમવા જતો રહેતો. પલ્લવીએ ગુસ્સે નહિ થવાની અને પપ્પાને નહિ કહેવાની ખાત્રી આપી ત્યારે તેણે આ બધું કબૂલ્યું.

અક્ષયને પોતે ખોટું કરી રહ્યો છે તે ખ્યાલ આવેલો પણ તેના પિતાના અતિ ક્રોધી સ્વભાવને કારણે તે બિલકુલ મનગમતું કરી શકતો નહિ. વારંવાર તેને ટોકટોક કરવાથી તે થોડો નફ્ફટ પણ થવા માંડયો હતો. ઘરમાં બે જ ભાંડુઓ હતાં તેમાં તેને ઠોઠ નિશાળિયાનું બિરૂદ મળેલું હતું. બાળ અહં એટલું બધું ઘવાયેલું હતું કે બીજા છોકરાઓ પાસે તેની આવડત પોષાતી તે તેને ગમતું. ઘરમાં બે બાજુ હતી. પિતા ગુસ્સાથી કામ લે અને માતા તેને છૂટ આપતી. આમ અક્ષય અર્ધો લાડમાં ખોવાયેલો રહેતાં માતાને પટાવી શકતો પણ પિતા પાસે તેનું કંઈ જ ચાલતું નહોતું.

શિક્ષકની સમજાવટથી પલ્લવીએ કળથી કામ લીધું, અને અક્ષયને નીચે પડતાં અટકાવી લીધો. શિક્ષકે ઘરની વિગત જાણી. તેના પિતાને સમજાવ્યું કે 'અતિશય ગુસ્સો બાળકને ગુમાવવા વખત લાવે છે'

તેમને ગળે માંડ માંડ આ વાત ઊતરી અને અક્ષયના રમતના શોખ પોષવામાં પણ તે મદદરૂપ નીવડ્યા. આગળ જતાં અક્ષયને ભણવામાં પણ આથી સફળતા મળી.

## ભરતીમાં ઓટ

સોળ વર્ષની કોડીલી કન્યા ઉમંગની છોળો સાથે ખેલતી, અનાથ મંદા પતિને ઘેર જઈ પોતાનું ઘર સજાવવાના વિચારોમાં હતી. મા–બાપ વગરની, પ્રેમવિહોણી, ક્ષણે ક્ષણ પ્રેમને માટે તલખતી આ કન્યકા બહાવરી બની હતી. સુખની કલ્પના પણ એ નાનકડા જીવમાં અનેરી હતી, તે ઇચ્છતી હતી તેવું સુખ જાણે હવે નજદીકમાં જ આવી ઊભું છે એમ એની કલ્પનાઓ આનંદમાં વિહરતી.

અને મંદાએ અભ્યાસ અધૂરો રાખીને રાહ જોતી પળને હર્ષભેર વધાવી લીધી. મંદા સ્વભાવે શાંત છતાં તીખી હતી. પોતાનું કોઈ ન હોવાને કારણે થોડી વધુ આઝાદ પણ થઈ ગઈ હતી. છતાં તે કામમાં એક્કો હતી. ધારે તો ઘણું કરી શકતી. પ્રેમની ભૂખી મંદા પ્રેમ શોધવામાં ઘેલી બની હતી. મા વિહોણી પોતે છે એ ઓછપને કેમેય કરી ભૂલી શકતી નહિ. માની ખોટ એટલી બધી એને સાલતી કે વાત વાતમાં તેને ઓછું આવી જતું. એ જ કારણે અભ્યાસમાં તે ઓછું ધ્યાન આપી શકી. એ આશ્રમમાં રહેતી. આશ્રમના વહીવટકારોની તે માનીતી હતી. પણ તેમની ઇચ્છા તેનો અભ્યાસ પૂર્ણ કરાવવાની હતી. પણ મંદાને આ જીવનથી સંતોષ નહોતો, આનંદ નહોતો. સાત ચોપડીનો અભ્યાસ પૂરો થયો ત્યાં એને પરણાવવી પડી.

વર્ષોથી રહેલી તે માતૃસંસ્થાને વિદાય આપી કાયમના પોતાના ઘરમાં મંદા આવી પહોંચી. નાનકડા કુટુંબને શણગારવામાં તે ખોવાઈ ગઇ. અને એનાથીય વધુ કુટુંબની દરેક વ્યક્તિનો પ્રેમ સંપાદન કરવામાં પડી. દુનિયાદારીના કશાય ભાન વિનાની આ અબૂધ બાળા કયારેક ખૂબ મુંઝાઈ જતી. કેટલીક અણઆવડતને કારણે પતિનો મીજાજ સહન કરતાં કરતાં ઓછું પણ આવી જતું.

કારખાનામાં નોકરી કરતા પતિના મિજાજથી બરોબર ટેવાય તે પહેલાં અકસ્માત તેના પતિનું પ્રાણપંખેરૂ ખરી પડ્યું. એક વર્ષનું લગ્નજીવન માંડ પૂરું થયું ત્યાં તો હંમેશને માટે પ્રેમવિહોણી બની ગઈ. ઝંખના ઝંખના બની રહી. દુ:ખના તો જાણે ડુંગરા જ અનુભવવાના હોય તેમ વજ્રઘાત એ નાનકડા દિલ પર થયો. આશાઓ કડડભૂસ કરતી તૂટી ગઈ.

હવે શું? માત્ર નિરાશા...... ‘મારા જીવનમાંથી જ પ્રેમ ઝૂંટવી લેવાયો છે. હવે હું વલખાં મારું તે શા કામનાં, નસીબને જ રડવાનું રહ્યું. ન ભણ્યાનો સંતાપ હવે થાય છે છતાં જ્યાં કંઈ મળી રહે ત્યાંથી પેટપૂરતું મેળવીને આપકમાઈ પર જીવીશ, કોઈની ઓશિયાળી નહિ થાઉં.’

અને મંદાએ ઘેર રહી સિલાઈકામ શરૂ કર્યું જેમાંથી તે પોતાનો નિભાવ ખુશીથી કરી શકતી હતી.

મંદાનું ઊગતું જીવન, ઊગતી જુવાની–તેને આમ વેડફી શે નંખાય! તેને ફરીથી લગ્ન કરવા બધાંએ ખૂબ સમજાવી. આજે તેને કદાચ દુ:ખમાં ન સમજાય કે પછી સમાજના બંધનને કારણે તે વિરોધ કરે પણ એની યુવાની એને ભાવિમાં ભૂલાવામાં ન પાડે એ કારણે પણ એને સમજાવીને પરણાવી. ફરીથી એનું મન સ્થિર કર્યું. પણ હવે તે પહેલાં જેવા ઉલ્લાસમાં નહોતી, આશાસભર નહોતી, પ્રેમઘેલી હોવા છતાં જાણે ઘરાઈ ગયેલી જેવી લાગતી હતી. એના સુખી જીવનને સુખી વાંચ્છતી હતી. એ સિવાય એના જીવનમાં કોઈ ઉત્સાહ ઉમંગ કે રસ રહ્યાં નહોતાં.









**પરાધીન ગુજરાત :**

[ લે૦ ધૂમકેતુ. પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય : રૂ. ૭/૨૫ ]

ચૌલુક્ય નવલકથાવલિનું એક વધુ પુસ્તક, પણ વાચનના ક્રમમાં સૌથી પહેલું આવતું 'પરાધીન ગુજરાત' અણહિલપુર પાટણની સ્થાપનાની આખી નવલકથા કહી જાય છે. ઐતિહાસિક નવલકથાઓ અને આખા યુગને રજૂ કરનાર એ નવલકથાવલિઓમાંની ચૌલુક્ય નવલકથાવલિનાં આ પહેલાનાં ચૌદેક પુસ્તકો ખૂબ જાણીતાં છે જ. ઇતિહાસ વાંચવો અભ્યાસ કરતી વેળા ગમે. પણ ઇતિહાસને નવલકથામાં ગૂંથાતો વાંચવો તો સદા સર્વદા ગમે. અને અધિકારી લેખકની કલમ હોય પછી તો પૂછવું જ શું ?

'પરાધીન ગુજરાત' એવી જ આપણા સિદ્ધહસ્ત લેખકની નવલકથાવલિનો એક નવો મણકો છે. ચૌલુક્ય નવલકથાવલિની આ પહેલાંની બધી નવલકથાઓ વાંચનારને તો આ વાંચવી ગમશે જ. સ્વતંત્ર રીતે પણ આ નવલકથા એટલી જ વાચનક્ષમ બની શકી છે. ગુજરાતની વાત, એ વખતના ગુજરાતના પાટનગર પાટણની વાત, ચાપોત્કટ વંશની સ્થાપનાના પ્રાણવાન પ્રસંગની વાત. સાડા ચારસો ઉપરાંત પાનાંના વિશાળ ફલક પર પથરાયેલી આ લાંબી નવલકથા ઐતિહાસિક મૂલ્યોની તો આંકણી કરે જ છે, સાથે સાથે આપણા સાહિત્યમાં ઊંચું સ્થાન પણ જમાવતી જાય છે. ઐતિહાસિક દૃષ્ટિ અને ઇતિહાસના ઊંડા અભ્યાસુ એવા આપણા પીઢ લેખકની આ કલમ-પ્રસાદી આપણા સાહિત્યમાં ચિરંજીવ સ્થાન પામશે જ એ વિશે શંકા નથી. ઇતિહાસની ઉજ્જ્વળતા સાથે યુગમૂર્તિ વાર્તાકારની કલ્પના ભળે એટલે એમાંથી નીપજતા સર્જનની કામિયાબી પૂરેપૂરી ઝળકી ઊઠે. ઇતિહાસને લીધે આવી નવલકથાઓનું ચિરંતનપણું પણ હોવાનું જ.

સ્વાધીન ભારતના નાગરિકોને ગુજરાતની પરાધીનતાનું મૂળ જાણવાની ઇચ્છા આ ઐતિહાસિક નવલકથા પૂરી પાડશે જ એ વિશે બે મત નથી.

**મહેક :**

[ લે. ગની દહીંવાળા. પ્રકા. હરિહર પુસ્તકાલય, સુરત. મૂલ્ય : રૂ. ૨ ]

ચોરાણું ગીતો અને ગઝલોનો આ સંગ્રહ શ્રી. ગની દહીંવાળાના પહેલા સંગ્રહ 'ગાતાં ઝરણાં' પછી આઠ વરસે પ્રગટ થાય છે ત્યારે તેમની હથોટીમાં પ્રૌઢી અને ચીવટાઈ આવેલી નજરે ચડ્યા વિના રહેતી નથી. ગીતો કરતાંય વધુ ખીલી શક્યા છે ગઝલોમાં. શ્રી. દહીંવાળાની ગઝલોનું પણ ગુજરાતમાં મોટું આકર્ષણ છે. તેમાંય કોઈ મુશાયરામાં કે કવિસંમેલનમાં કવિ એમના હલકભર્યા બુલંદ કંઠે ગાતા સાંભળવા એ પણ એક લહાવો છે.

આ સંગ્રહના આમુખમાં શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ 'ઓછું ભણતર અને આછી આર્થિક પરિસ્થિતિના કેટલાક ગુજરાતી લેખકો જાણીતા થયા છે' એમાં શ્રી ગની દહીંવાળાને મૂક્યા છે એ તેમના જ કહેવા મુજબ 'સિસૃક્ષા અને લગનીને' લીધે જ. કોઈના આવકાર અને ઉત્તેજનોની પરવા કર્યા વિના આવી ખુમારીથી પોતાની જાતને આગવી રીતે ઊંચે આણનારા કવિઓમાંના શ્રી

તેમને ગળે માંડ માંડ આ વાત ઊતરી અને અક્ષયના રમતના શોખ પોષવામાં પણ તે મદદરૂપ નીવડયા. આગળ જતાં અક્ષયને ભણવામાં પણ આથી સફ-ળતા મળી.

## ભરતીમાં ઓટ

સોળ વર્ષની કોડીલી કન્યા ઉમંગની છોળો સાથે ખેલતી, અનાથ મંદા પતિને ઘેર જઈ પોતાનું ઘર સજાવવાના વિચારોમાં હતી. મા-બાપ વગરની, પ્રેમવિહોણી, ક્ષણે ક્ષણ પ્રેમને માટે તલખતી આ કન્યકા બહાવરી બની હતી. સુખની કલ્પના પણ એ નાનકડા જીવમાં અનેરી હતી, તે ઇચ્છતી હતી તેવું સુખ જાણે હવે નજદીકમાં જ આવી ઊભું છે એમ એની કલ્પનાઓ આનંદમાં વિહરતી.

અને મંદાએ અભ્યાસ અધૂરો રાખીને રાહ જોતી પળને હર્ષભેર વધાવી લીધી. મંદા સ્વભાવે શાંત છતાં તીખી હતી. પોતાનું કોઈ ન હોવાને કારણે થોડી વધુ આઝાદ પણ થઈ ગઈ હતી. છતાં તે કામમાં એક્કો હતી. ધારે તો ઘણું કરી શકતી. પ્રેમની ભૂખી મંદા પ્રેમ શોધવામાં ઘેલી બની હતી. મા વિહોણી પોતે છે એ ઓછપને કેમેય કરી ભૂલી શકતી નહિ. માની ખોટ એટલી બધી એને સાલતી કે વાત વાતમાં તેને ઓછું આવી જતું. એ જ કારણે અભ્યાસમાં તે ઓછું ધ્યાન આપી શકી. એ આશ્રમમાં રહેતી. આશ્રમના વહીવટકારોની તે માનીતી હતી. પણ તેમની ઇચ્છા તેનો અભ્યાસ પૂર્ણ કરાવ-વાની હતી. પણ મંદાને આ જીવનથી સંતોષ નહોતો, આનંદ નહોતો. સાત ચોપડીનો અભ્યાસ પૂરો થયો ત્યાં એને પરણાવવી પડી.

વર્ષોથી રહેલી તે માતૃસંસ્થાને વિદાય આપી કાયમના પોતાના ઘરમાં મંદા આવી પહોંચી. નાનકડા કુટુંબને શણગારવામાં તે ખોવાઈ ગઈ. અને એનાથીય વધુ કુટુંબની દરેક વ્યક્તિનો પ્રેમ સંપાદન કરવામાં પડી. દુનિયાદારીના કશાય ભાન વિનાની આ અબૂધ બાળા ક્યારેક ખૂબ મુંઝાઈ જતી. કેટલીક અણઆવડતને કારણે પતિનો મીજાજ સહન કરતાં કરતાં ઓછું પણ આવી જતું.

કારખાનામાં નોકરી કરતા પતિના મિજાજથી બરોબર ટેવાય તે પહેલાં અકસ્માત તેના પતિનું પ્રાણપંખેરૂ ખરી પડ્યું. એક વર્ષનું લગ્નજીવન માંડ પૂરું થયું ત્યાં તો હંમેશને માટે પ્રેમવિહોણી બની ગઈ. ઝંખના ઝંખના બની રહી. દુઃખના તો જાણે ડુંગરા જ અનુભવવાના હોય તેમ વજ્રાઘાત એ નાનકડા દિલ પર થયો. આશાઓ કડડભૂસ કરતી તૂટી ગઈ.

હવે શું? માત્ર નિરાશા...... 'મારા જીવનમાંથી જ પ્રેમ ઝૂંટવી લેવાયો છે. હવે હું વલખાં મારું તે શા કામનાં, નસીબને જ રડવાનું રહ્યું. ન ભણ્યાનો સંતાપ હવે થાય છે છતાં જ્યાં કંઈ મળી રહે ત્યાંથી પેટપૂરતું મેળવીને આપકમાઈ પર જીવીશ, કોઈની ઓશિયાળી નહિ થાઉં.'

અને મંદાએ ઘેર રહી સિલાઈકામ શરૂ કર્યું જેમાંથી તે પોતાનો નિભાવ ખુશીથી કરી શકતી હતી.

મંદાનું ઊગતું જીવન, ઊગતી જુવાની-તેને આમ વેડફી શે નંખાય! તેને ફરીથી લગન કરવા બધાંએ ખૂબ સમજાવી. આજે તેને કદાચ દુઃખમાં ન સમજાય કે પછી સમાજના બંધનને કારણે તે વિરોધ કરે પણ એની યુવાની એને ભાવિમાં ભૂલાવામાં ન પાડે એ કારણે પણ એને સમજાવીને પરણાવી. ફરીથી એનું મન સ્થિર કર્યું. પણ હવે તે પહેલાં જેવા ઉલ્લાસમાં નહોતી, આશાસભર નહોતી, પ્રેમઘેલી હોવા છતાં જાણે ધરાઈ ગયેલી જેવી લાગતી હતી. એના સુખી જીવનને સુખી વાંચ્છતી હતી. એ સિવાય એના જીવ-નમાં કોઈ ઉત્સાહ ઉમંગ કે રસ રહ્યાં નહોતાં.







# સર્જનને રાહે



### પરાધીન ગુજરાત :

[ લે૦ ધૂમકેતુ. પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય : રૂ. ૭/૨૫ ]

ચૌલુકય નવલકથાવલિનું એક વધુ પુસ્તક, પણ વાચનના ક્રમમાં સૌથી પહેલું આવતું 'પરાધીન ગુજરાત' અણહિલપુર પાટણની સ્થાપનાની આખી નવલકથા કહી જાય છે. ઐતિહાસિક નવલકથાઓ અને આખા યુગને રજૂ કરનાર એ નવલકથાવલિઓમાંની ચૌલુકય નવલકથાવલિનાં આ પહેલાનાં ચૌદેક પુસ્તકો ખૂબ જાણીતાં છે જ. ઇતિહાસ વાંચવો અભ્યાસ કરતી વેળા ગમે. પણ ઇતિહાસને નવલકથામાં ગૂંથાતો વાંચવો તો સદા સર્વદા ગમે. અને અધિકારી લેખકની કલમ હોય પછી તો પૂછવું જ શું ?

'પરાધીન ગુજરાત' એવી જ આપણા સિદ્ધહસ્ત લેખકની નવલકથાવલિનો એક નવો મણકો છે. ચૌલુકય નવલકથાવલિની આ પહેલાંની બધી નવલકથાઓ વાંચનારને તો આ વાંચવી ગમશે જ. સ્વતંત્ર રીતે પણ આ નવલકથા એટલી જ વાચનક્ષમ બની શકી છે. ગુજરાતની વાત, એ વખતના ગુજરાતના પાટનગર પાટણની વાત, ચાપોત્કટ વંશની સ્થાપનાના પ્રાણવાન પ્રસંગની વાત. સાડા ચારસો ઉપરાંત પાનાંના વિશાળ ફલક પર પથરાયેલી આ લાંબી નવલકથા ઐતિહાસિક મૂલ્યોની તો આંકણી કરે જ છે, સાથે સાથે આપણા સાહિત્યમાં ઊંચું સ્થાન પણ જમાવતી જાય છે. ઐતિહાસિક દૃષ્ટિ અને ઇતિહાસના ઊંડા અભ્યાસુ એવા આપણા પીઢ લેખકની આ કલમ-પ્રસાદી આપણા સાહિત્યમાં ચિરંજીવ સ્થાન પામશે જ એ વિશે શંકા નથી. ઇતિહાસની ઉજ્જવળતા સાથે યુગમૂર્તિ વાર્તાકારની કલ્પના ભળે એટલે એમાંથી નીપજતા સર્જનની કામિયાબી પૂરેપૂરી ઝળહળી ઊઠે. ઇતિહાસને લીધે આવી નવલકથાઓનું ચિરંતનપણું પણ હોવાનું જ.

સ્વાધીન ભારતના નાગરિકોને ગુજરાતની પરાધીનતાનું મૂળ જાણવાની ઇચ્છા આ ઐતિહાસિક નવલકથા પૂરી પાડશે જ એ વિશે બે મત નથી.

### મહેક :

[ લે. ગની દહીંવાળા. પ્રકા. હરિહર પુસ્તકાલય, સૂરત. મૂલ્ય : રૂ. ૨ ]

ચોરાણું ગીતો અને ગઝલોનો આ સંગ્રહ શ્રી. ગની દહીંવાળાના પહેલા સંગ્રહ 'ગાતાં ઝરણાં' પછી આઠ વરસે પ્રગટ થાય છે ત્યારે તેમની હથોટીમાં પ્રૌઢી અને ચીવટાઈ આવેલી નજરે ચડ્યા વિના રહેતી નથી. ગીતો કરતાય વધુ ખીલી શક્યા છે ગઝલોમાં. શ્રી. દહીંવાળાની ગઝલોનું પણ ગુજરાતમાં મોટું આકર્ષણ છે. તેમાંય કોઈ મુશાયરામાં કે કવિ-સંમેલનમાં કવિ એમના દર્દભર્યા બુલંદ કંઠે ગાતા સાંભળવા એ પણ એક લહાવો છે.

આ સંગ્રહના આમુખમાં શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ 'ઓછું ભણતર અને આછી આર્થિક પરિસ્થિતિના કેટલાક ગુજરાતી લેખકો જાણીતા થયા છે' એમાં શ્રી ગની દહીંવાળાને મૂક્યા છે એ તેમના જ કહેવા મુજબ 'સિસૃક્ષા અને લગની'ને લીધે જ. કોઈના આવકાર અને ઉત્તેજનોની પરવા કર્યા વિના આવી ખુમારીથી પોતાની જાતને આગવી રીતે ઊંચે આણનારા કવિઓમાંના શ્રી

ગની દહીંવાળા એક છે. નિસર્ગદીધી તેમની કવિત્વ-સઝ તેમનાં ગીતો અને ગઝલોને શબ્દે શબ્દે નીતરે છે. એમાંથી ક્યારેક જીવનની વિષમતા છતી થાય છે, ક્યારેક ઉલ્લાસ થનગને છે, ક્યારેક ભીંસમાં પીસાતો કચવાટ અને ક્યારેક ખુમારી ઊંચકાઈ આવે છે. આ સંગ્રહના પ્રાગટ્ય પછી ભારતે અનુભવેલ ચીનના યુદ્ધ પણ શ્રી. ગની દહીંવાળા પાસે દેશદાઝનાં ગીતો અને ગઝલો લખાવ્યાં છે એ જ તેમની સાચી કવિતાને છતી કરે છે.

'મહેક'નો આમુખ શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ અને અભ્યાસુ પ્રસ્તાવના શ્રી ઉશનસે લખેલ છે જે આ સંગ્રહને સમજવામાં સાચી દૃષ્ટિ પૂરી પાડે છે. શ્રી ઉશનસ્ તેમના આ સંગ્રહને આવકારતાં લખે છે કે 'ગાતાં ઝરણાંથી બંધાયેલી એમની કવિશાખ 'મહેક' માં એવી જ જળવાઈ રહે છે એ એક સુખદ ઘટના છે.'

ભાઈશ્રી ગની દહીંવાળા તેમની કાવ્ય સર્જનની અવિરત સરવાણી એટલી જ જોર શોરથી ચાલુ રાખે એવી અપેક્ષા ગુજરાત તેમની પાસે રાખે એ સહજ છે. અને 'ગાતાં ઝરણાં' અને 'મહેક' જેવા બીજા સંગ્રહો પણ ગુજરાતને આપે એવી અભિલાષા જ તેમને સાચા અભિનંદન ગણાય.

### વિનાશને પંથે :

[ લે. ધીરુબહેન પટેલ, પ્રકા૦ એન. એમ. ત્રિપાઠી પ્રા૦ લિ૦, મુંબાઈ ૨ મૂલ્ય : રૂ. ૨/—. ]

પૂર્વ અને પશ્ચિમની સમાજવ્યવસ્થાના વિચારે અને આડશે ઊભેલું આ ત્રિઅંકી નાટક એક એવો ગંભીર પ્રશ્ન રજૂ કરે છે ખરું, પણ એનો ઉકેલ તો વાચકોએ જ શોધવાનો છે. લેખિકાની આ નાટ્યકાર તરીકેની ખુબી ગણાય.

સંયુક્ત કુટુંબોની વિભિન્નતાની સાથે સાથે આપણા સમાજમાં વૃદ્ધો માટે પણ પ્રશ્ન ઊભો થયો છે. છોકરાઓ પરણે, જુદા થાય અને વૃદ્ધો એમની પાછલી અવસ્થામાં સાવ એકાકી બની જાય, સાજે માંદે કોઈ પાસે પણ ન હોય. પશ્ચિમમાં આવાં વૃદ્ધો માટે વૃદ્ધાશ્રમો છે. આપણે ત્યાં પણ વિભક્ત કુટુંબ-પ્રથા સાથે કોઈ કોઈ ઠેકાણે આવા આશ્રમો દેખા દે છે. પણ આપણી સંયુક્ત કુટુંબપ્રથામાં રાચતું માનસ એ વૃદ્ધો શી રીતે બદલી શકે? પોતાનાંની ઝંખનામાં જ એ વૃદ્ધો કેટલીય માનસિક યાતનાઓથી વૃદ્ધાશ્રમમાં પીડાતાં રીબાતાં હોય છે.

આવી એક સામાજિક સમસ્યા રજૂ કરવામાં આ ત્રિઅંકી નાટકમાં તેનાં લેખિકા સફળતાને વર્યાં છે. શ્રી ધીરુબહેન પટેલની હથોટીથી ગુજરાત પરિચિત છે. વાર્તાઓ, નવલકથા અને એકાંકીનાં સફળ લેખિકા તરીકે ગુજરાતી વાંચકો તેમને પીછાને છે. આ નાનકડું ત્રિઅંકી નાટક પણ એમની જ કલમની પ્રસાદી છે એટલે ભજવનારાંઓ માટે એક મહત્ત્વનું આકર્ષણ બનશે. સામાજિક અને રાજકીય ઉત્ક્રાંતિકાળમાં આ નાટિકા એક સાચી અને વિચારપૂર્વકની સમસ્યા રજૂ કરી જાય છે એ આનંદની વાત છે.

### ત્રિવેણી સંગમ :

[ સંપા૦ મુકુલભાઈ કલાર્થી. પ્રકા૦ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ ૧૪. મૂલ્ય : રૂ. ૧/૫૦. ]

ગાંધીજી, સરદાર અને મહાદેવભાઈ એ ત્રણ મહાનુભાવોનું સંગમ એટલે ત્રિવેણીસંગમ. અને તે પણ ૧૯૩૨માં યરવડા જેલમાં. મહાન ગણાતા માણસોના જીવનમાં પણ હળવાશ હોય છે, હાસ્ય હોય છે, મજાક હોય છે એનું જીવંત દૃષ્ટાંત આ પુસ્તક પૂરું પાડે છે. મહાદેવભાઈ દેસાઈએ ડાયરી એવી નિયમિત રાખેલી કે એ ડાયરીઓમાંથી મુકુલભાઈએ આવા સુંદર દોઢસો પ્રસંગો વીણીને આ નાનકડી ચોપડીમાં સંકલિત કર્યા છે. ગાંધીજી તો ઠીક ઠીક મજાક કરી જાણતા, વિનોદ તેમને ગમતો, તેમનું મુક્ત હાસ્ય તો જાણીતું છે જ. એ બધું શબ્દબદ્ધ થઈને વાંચવા મળે ત્યારે તો આપણુંય એ વિનોદ સાથે વહેવાનું મન થઈ જાય.

લોખંડી પુરુષ તરીકે સરદાર વલ્લભભાઈ કોઈથી અજાણ્યા નહોતા. ચરોતરી પાટીદારની એ આખા-

બોલી ભાષા ક્યારેક કોઈને દિલ સોંસરી ઊતરી જતી. તો ક્યારેક એવો નિર્દોષ આનંદ પણ વહેતો મૂકતી. મહાદેવભાઈ જેવા એ વહેણને વાળનાર, વહેવડાવનાર મળે પછી તો આપણને સરદારશ્રીનું રજકણ પણ ગજ થયેલું લાગે.

આ બન્ને મહાનુભાવોની ધ્યાની દિનચર્યાને મહાદેવભાઈએ શબ્દસ્થ કરી છે તે ડાયરીઓમાંથી વીણેલા આ પ્રસંગોમાં તેના અધિકારી સંપાદક શ્રી મુકુલભાઈએ જે વિવેક રાખ્યો છે તે આ પ્રસંગો વાંચતાં જોવા મળે છે. આપણી ઉછરતી પેઢીને આમાંથી નિર્દોષ વાચન રસ અને બુદ્ધિને તેજ કરે એવી રમ્ય મજાકો મળી રહેશે એ નિર્વિવાદ છે.

**સંતનું બહારવટું :**

[ લે૦ સુભદ્રા ગાંધી. પ્રકા૦ યજ્ઞ પ્રકાશન, હુઝરાત પાગા, વડોદરા. મૂલ્ય : ૮૦ પૈસા ]

વિંધ્ય પર્વતમાળામાંથી ઉગમ પામેલી ચંબલ નદીનો ઉત્તરપ્રદેશમાં યમુના સાથે સંગમ થાય છે ત્યાં સુધીનો એ ગાંડીતુર નદીનાં કોતરોનો પ્રદેશ એ જ ચંબલ પ્રદેશ. એ ચંબલના કોતરોના બહારવટિયા ખૂબ પ્રખ્યાત હતા. આજે પણ એના અવશેષ છે. ૧૯૬૦માં વિનોબા પદયાત્રાએ કશ્મીરથી પાછા ફરતા હતા ત્યારે આ પ્રદેશમાં પ્રવેશ્યા. ત્યાં આ સંત પુરુષની પુનિત ભાવનાએ આ બંડખોરોને આકર્ષ્યા અને શસ્ત્રસંન્યાસીઓ બનેલા એ બાગીઓને સરકારે કેદ કરી લીધા. સર્વોદય કાર્યકરોએ એમના હૃદય પરિવર્તનને લક્ષમાં રાખીને એમના બચાવ માટે મફત વકીલાત કરાવી. અને એમાંથી કેટલાક બંડખોરોને છોડાવ્યા. તેમને નવો ધંધો-રોજગાર શોધી આપ્યો અને સાદી રીતે જીવતા થયા.

માણસમાં આવું પરિવર્તન આવે છે એ શ્રી. ઝવેરચંદ મેઘાણીએ આપણને 'માણસાઈના દીવા'માં બતાવ્યું છે. વિનોબાજીએ આણેલા આવા જ પરિવર્તનની વાતો 'સંતનું બહારવટું'માં રજૂ થાય છે. આ પુસ્તિકાનાં લેખિકાની સીધી સાદી શૈલી પુસ્તકની રજૂઆતમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. એટલે જ બહારવટિયાઓને પણ અંકુશમાં, પ્રેમથી વશમાં લાવનાર, હૃદય પરિવર્તન કરાવનાર વિનોબાના આ કાર્યને બહારવટા સાથે સરખાવીને પુસ્તકનું નામ 'સંતનું બહારવટું' રાખવામાં આવ્યું લાગે છે.

વાર્તારસ સાથે સાથે સત્યને જ રજૂ કરતી આ પ્રેરક પ્રસંગ કથાઓમાં પલટાયેલા માનસનાં પ્રાયશ્ચિતો અને પશ્ચાત્તાપો રજૂ થાય છે. ચંબલ પ્રદેશની આ વાતો રસથી વંચાશે.

**સારંગ દેવ : ( પૂર્વાર્ધ-ઉત્તરાર્ધ )**

[ લે. ગુણવંતરાય આચાર્ય. પ્રકા૦ આર. આર શેઠની કંપની, મુંબઈ ૨ મૂલ્ય : રૂ. ૧૦/—. ]

વાચેલા યુગ ગ્રંથાવલિનું ચોથું-પાંચમું પુસ્તક સારંગ દેવ બે ભાગમાં પ્રગટ થાય છે અને ગુજરાતના ઈતિહાસના વિજય કરતાં પરાજયનાં કારણોની છણાવટ એમાં રજૂ થઈ છે. ઈતિહાસ એટલે ભૂતકાળના પરાજયોને સોચી-સમજી-વિચારીને એ બીજીવાર ન પ્રવેશે તેની કાળજી રાખવી. એવી કાળજી આપણને ઈતિહાસ રાખવા પ્રેરે છે. શ્રી. ગુણવંતરાય આચાર્યની નવલકથાઓ આવા ઈતિહાસને મૂર્તિમંત કરવામાં મહત્ત્વનો ફાળો આપે છે. ઈતિહાસની ભૂલો માણસને ચેતતા રાખે છે. ભૂતકાળમાં થયેલી ભૂલોનું પુનરાવર્તન ન થાય એના ચીવટ રાખે છે. ગુજરાતના તેમજ કોઈપણ પ્રદેશનો ઈતિહાસ આ વાત કહી જાય છે. ભારતની સ્વાધીનતા પછી એનો ઈતિહાસ ઉકેલવો વધુ સરળ છે.

વાચેલા યુગ ગ્રંથાવલિના છેલ્લાં આ બે પુસ્તકોમાં ગુજરાતમાં ક્ષત્રિયોની પડતી અને એમને ઝબ્બે કરી જનાર તુરકણો શી રીતે ફાવ્યા, મહારાજ સારંગદેવ પછી દસ વરસમાં જ રાજપુતોની રાજપુતી કયા કારણોએ છીનવાઈ ગઈ વગેરે રજૂ થાય છે

ઐતિહાસિક નવલકથાઓ ઈતિહાસની સાથે સાથે જે વાતાવરણ ખડું કરે છે તેમાં પાવરધા લેખક શ્રી. ગુણવંતરાય આચાર્ય આ બન્ને ભાગમાં પણ એટલી જ સફળતાને વર્યા છે. નવલકથા અને ઈતિહાસના આશક વાચકો માટે આ બન્ને ભાગમાં વહેંચાયેલી નવલકથા એટલી જ આકર્ષક બનશે.

☆

મુદ્રક · દીપક પ્રિન્ટરી · અમદાવાદ

જુલાઈ ૧૯૬૪

## 'મીનપિયાસી'

### આવ્યો અષાઢ

સૂતો હતો નીંદરમાં પ્રગાઢ,
ત્યાં ગીરનો કો વનકેસરી શું.
પાડી રહ્યો હોય ન ભવ્ય ત્રાડ
એવો કડાકો જબરો થયો ને
જાણ્યું અહો! આજ ચડ્યો અષાઢ.

ને વીજશાં ઉજ્જ્વલ રમ્ય હાસ્યે,
આ મેઘરાજ મલકી મધુરું,
વસુન્ધરાશી વધૂને હવેથી,
લડાવશે લાટમલાટ લાડ
એવો અહો! આજ ચડ્યો અષાઢ.



અષાઢ આવ્યો...

ચિત્રકાર : સી. નરે

અંક ૪ : જુલાઈ '૬૪ — 'ઊર્મિ' : વર્ષ ૩૫
સળંગ અંક ૪૧૨ — 'નવરચના' : વર્ષ ૨૯
સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક



## ક્રમ



## સૂચના


* લવાજમ વરસનું: **સાડાસાત** રૂપિયા. વિદેશમા **દશ** રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમા એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી પી થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેર ખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું:—

**'ઊર્મિ-નવરચના'**
ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ૦
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ : અમદાવાદ, ૧


પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઇ પટેલે માલિક : ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ. વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર




## . . . . . ધોરી માર્ગની કેડી

અણદીઠા પંથ ખેડવા અને અમાપ ઊંડાણો માપવા માટેની ધગશ અને જિજ્ઞાસા જ્યારે ખૂબ પ્રબળ રીતે આપણે અનુભવીએ છીએ ત્યારે એક જુદી જ દૃષ્ટિ આપણને મળે છે. કોઈ કુંવારી ભોમકા ઉપર પગ મૂકતાં માનવીને જે તૃપ્તિ થાય છે એના ઓડકારની સીમા જ નથી હોતી. માણસમાં આવી જાતનું તરેહતરેહનું એક યા બીજે સ્વરૂપે સાહસ પડ્યું જ હોય છે. ધગશ અને તમન્નાઓ તેને જુદી જુદી રીતે ઘડે છે ત્યારે સિદ્ધિની ટોચ દેખાય છે.

કોલંબસ અને વાસ્કોડીગામા, સિકંદર અને નેપોલિયન, શિવાજી અને રાણો પ્રતાપ, તેનસિંગ અને વેલેન્ટીના—એ બધાંમાં સાહસ તો ભર્યું પડેલું જ છે. ઉપરાંત ધગશ, તમન્ના, સિદ્ધિની ઊંચી અને સાચી દૃષ્ટિ, જિજ્ઞાસા અને આ બધાંથી પણ બે વેંત ચડે એવું તત્ત્વ, જિંદગીને જીવી જવાની ચીવટ વધુ દેખાય છે. મોતને મુઠ્ઠીમાં રાખીને ફરતાં આવાં માનવોને જીવનમાંથી ઘણું બધું જાણવા મળે છે એની સાથે સાથે જિંદગીને પણ એ ઘણું ઘણું શીખવી જાય છે. માનવી તો દરેક વખતે, દરેક કાળે એક જ જાતની પ્રબળતાઓ અને મર્યાદાઓથી અંકિત થયેલ હોય છે. પણ એ પ્રબળતાને કેળવવાની, મર્યાદાઓની પાર નીકળી જવાની સાચી દૃષ્ટિ જે ક્યારેક જ લાધે છે તે આવે વખતે કામ લાગી જાય છે. અને ત્યારે ક્ષિતિજોને પણ આંબી જવાની તાકાત એનામાં ઊતરી આવે છે.

અંતરિક્ષની યાત્રા કે ચંદ્રલોક તરફનું ઉડ્ડયન અહીં જ સુતરું બની જાય છે. માનવમાં જાગેલી અને જન્મેલી પ્રગતિની ઝંખના તેને પ્રેરણારૂપ બને છે. એ પ્રેરણા જ એને નવા ચીલા ચીંધે છે, નવા રાહ ભણી દોટ મુકાવે છે, અણદીઠા પંથે અને અમાપ ઊંડાણે લઈ જાય છે. માનવજાતની આ સાચી કામિયાબી ગણાવી જોઈએ. એ ધગશ અને તમન્ના તેની સાથે સદા રહે તો આજે દેખાતી કેટલીય નિર્બળતાઓનો લોપ થઈ જાય.

ઘણી વખત કુદરતી શક્તિને વિકસાવવા, તેને સાચે રસ્તે વાળવા માટે જે પ્રયત્નો કરવાના હોય છે તેમાંનો આ પણ એક પ્રયત્ન જ છે. બીજા કેટલાય ખોટા પ્રયત્નો પાછળ દોટ મૂકનાર આજના માનવ–સમુદાયનો મોટો ભાગ આ સમજશે ત્યારે જ પ્રગતિની સાચી કેડી નજરે ચડશે. કેડી તો હમેશાં પાડવાની હોય છે; એમાંથી જ ધોરી માર્ગો બની શકે.

*



'રાજહંસ'

# સમયના શોર-નોર

### ભીડ અને આંસુ

નેહરુ પછીના ભારતે કદાચ છેલ્લી વાર શોકનો મહાપ્રયોગ કરી લીધો. પ્રજાના હાડમાં શોક ઘણો ઊંડે ઊતરી ગયો છે, હજાર વર્ષથી એના ઉપર ઊછર્યો છે, એ મોટું તત્ત્વજ્ઞાન બની ગયો છે. જીવન પ્રત્યેની નફાર ને ભડક પ્રજાના શરીરમાં એવાં તો પેસી ગયાં છે કે ગ્લાનિના પ્રસંગે આ દેશનો આત્મા: સત્વર રડી ઊઠે છે. એની ઘેરી છાયામાંથી વહેલા છૂટી શકાતું પણ નથી.

અવસાન, અગ્નિદાહ ને અસ્થિવિસર્જન—એમ આ દેશે ત્રિવિધ શોક કર્યો. એમાં ઘણી ભીડ થઈ ને ઘણાં આંસુ વહ્યાં. જણાયું કે દેશનો એક સ્વજન ચાલ્યો ગયો છે, સૂનકાર વ્યાપ્યો છે, સૌ અનાથ થઈ બેઠા છે. આ અનાથતા લાંબો કાળ રહેવાની, એવો ભાવ હજી ભૂંસાયો નથી.

શોકનું પણ એક બળ હોય પરંતુ મહાશોક પછીયે એ બળ આવ્યું નથી. જેમ ભીડ વીખરાઈ જાય છે તેમ આંસુ સુકાઈ જાય છે. અગર કોઈ તરસ રહે છે તો શોક ઝીલનારાની, પરસ્પર મળીને શોકની ચાદર જીવન ઉપર તંગ કરનારાની, આ શોકમાં સંયમ નથી દેખાતો, બળ તો આઘે રહ્યું.

નવાઈ છે કે દેશના સર્વે પક્ષોએ શોક દાખવ્યો છે —વિવેકનો જ નહીં, પેલી અનાથતાનો. 'પ્રકાશ જતો રહ્યો' એમ માનીને ડૂસકે ચઢેલું રાષ્ટ્ર હતું તેથીયે વધારે નિર્માલ્ય બન્યું છે. આત્માની અમરતા વિષેના શ્લોકો અને ભજન કે ધૂન ઘણાંને ભાવ્યાં, ઘણાંનાં હૈયાં દ્રવી ગયાં. બસ, એટલું આ દેશને રુચે છે. પણ શોકને બજાર વચ્ચે રગદોળીને બે ઘડી દિલ બહેલાવવું એ કોઈ પણ રાષ્ટ્રના હિતમાં નથી, એમાં એનું નાનપણ ખુલ્લું થઈ જાય છે.

### શાંતિની ગોઠવણ જ થઇ છે

શોક પછી આ દેશે શાંતિની ઝંખના કરીને સર્વાનુમતે શાસ્ત્રીને ચૂંટ્યા. પરદેશોમાં આ સંપની છાપ પડી. પરંતુ, એ જીતની પાછળ મંથન નથી. લાગે છે કે એક ગોઠવણ જ થઈ છે, ઘર્ષણને ટાળ્યું છે. એમાં શાણપણ તો છે જ, પરંતુ આગેવાની જણાતી નથી. શાસ્ત્રીને નેતા બનાવ્યા ભલે, એ થયા નથી.

એ નેતા નહીં જ થાય એવું તો કેમ કહી શકાય? એ સંજોગો ઉપર નભી શકે એમ જણાય છે. એમનું પ્રધાનમંડળ જોઈને લાગે છે કે એ ચલાવી લેનાર માણસ છે, પોતાનો આગ્રહ કરનાર નથી. સલામતી ને પ્રગતિવાળા બે માર્ગોમાંથી એમણે પહેલો માર્ગ પસંદ કરી લીધો છે. ને એ માર્ગે ક્રાંતિ તો જતી નથી.

શાસ્ત્રીએ સંયુક્ત જવાબદારી લીધી છે—ને એમાં પ્રતિભાના ચમકારા ના હોય, એમાં નિર્બળતા રહેવાની. આ વિશાળ દેશ ઉપર એવું શાસન ઝાઝીવાર ના ટકી શકે—શાણપણ દાખવે તોયે લાગે છે તો એવું કે શાસ્ત્રીએ બીજાને રીઝવતા રહેવું જોઈશે. એમને રીઝવવા જેટલી ફિકર બીજા નહીં કરે.

### 'સર્વોચ્ચ'ની મર્યાદા

આમ એમણે મોરારજીને નથી રીઝવ્યા. એમને બહાર રાખ્યા તે એક રીતે શાસ્ત્રીનું બળ પણ ખરું. પરંતુ એમાંયે અમુક 'ગોઠવણે' ભાગ ભજવ્યા છે. માનો તો મોરારજીએ પોતે બહિષ્કાર માગીને મેળવ્યો છે.





ગુજરાતમાં એમની ટેવ ઘણા જાણે છે. ઘણાને એમણે કૉન્ગ્રેસની બહાર હાંકી કાઢ્યા છે, જાણે એમને કોઈના સાથની જરૂર નથી. એમની પાસે સૌ કોઈએ 'હાકારભાઈ' થઈને રહેવું પડે ને એમની ઢોલકી વગાડવી પડે. હવે એ પદ્ધતિમાં પલટો આવ્યો છે.

નવાઈ છે કે કેન્દ્રપ્રધાનમાં ગુજરાતના એક બાહોશ પ્રતિનિધિ ના આવી શક્યા તેનો ગુજરાતે રંજ કર્યો નથી, ઘણાને તો આ રકાસથી હસવું આવ્યું છે. લોકો જાણે છે કે આ પતન પછીયે ખટપટ ચાલુ રહેવાની ને પ્રાંતિક સમિતિની ગાદલી આ સુલેમાન હાંકે એમ ગબડતી જવાની. એ શિસ્ત નથી, શિસ્તનું કનિષ્ઠ રૂપ છે.

મોરારજી પાસે નેતાની કડકાઈ છે પણ લોકાદરની છત નથી. કેમકે એમની પાસે પ્રગતિનું કોઈ સ્વપ્ન નથી. એમની પ્રવૃત્તિઓ નવજુવાનોને પ્રેરતી નથી, સમૃદ્ધોને સલામતી નથી આપતી, દિશા વિના, માત્ર લંગર નાખીને—ખલાસીઓને રજા આપીને વહાણ ચલાવે તે કેમ ચાલે? મોરારજીનું વહાણ આગળ ચાલે તો તે ખટપટના જોરે, બીજાની કનડગત કરીને. એમની આવડતની આ મર્યાદા છે, એમને સર્વોચ્ચ ગણો તો પણ.

### આગેવાની કૉન્ગ્રેસ પાસે રહેશે

ત્યારે દેશમાં આગેવાની ક્યાં છે?

શું વિનોબા કે સર્વોદયનેતા જયપ્રકાશ દેશને દોરી શકે ખરા? એમણે દેશનો ઘણો પ્રવાસ ખેડ્યો છે, દેશ પાસે ઘણો ત્યાગ કરાવ્યો છે. લોકો હાથ જોડી, ગળગળા થઈ, એમને નમ્યા છે. પણ જોયું છે કે ગ્રામદાનથી ખેતી સુધરતી નથી. ખોરાકના પ્રશ્ન સાથે આ તબક્કે એમણે ચેડાં કર્યાં છે. એમનું આંદોલન બીજાં પંદર વર્ષ પછી આવવું જોઈતું હતું—અન્નસ્વાવલંબન જ નહીં પણ અન્નનિકાસની ઊંચી કક્ષાએ પહોંચી ગયા પછી ભૂમિહીનની વાત આગળ ધરવા જેવી હતી. હમણાં તો કારખાનું ચાલે નહીં ને મજૂરોને બોનસ—એવી વાત કદી વિનોબાએ કોઈનોય વિશ્વાસ નથી મેળવ્યો. એમનો સંઘ કાશીએ પહોંચે એવું કોઈ માનતું નથી.

ત્યારે શું રાજાજીનો સ્વતંત્ર પક્ષ મેદાનમાં મોખરે આવી શકશે? પહેલાં તો એવી આશા ઊપજી હતી, સામ્યવાદની સામે મોરચો થાય એવી દેશમાં ઇચ્છા તો જરૂર હતાં જ. પરંતુ, સ્વતંત્ર પક્ષ સ્વચ્છંદી બન્યો. એમણે સિદ્ધાંત સાચવી હાર ખમવી જોઈતી હતી, પણ તક પારખી જીત વહાલી કરી. એમનાં ઘણાં ખરાં સમાધાન નૈતિક નહીં, રાજદ્વારી કક્ષાનાં ને ચાલાકીવાળાં થયાં. એથી એમનાં પાણી ચઢવાં તો આઘે રહ્યાં, ઊતરી ગયાં. કૉન્ગ્રેસની ક્ષતિઓ ઉપર એમણે જે પાયો ચણવા માંડ્યો તેમાં એમનું માપ નીકળી ગયું.

પછી રહ્યો સામ્યવાદી પક્ષ: બિચારાના મોંમાં ચીને ફાચર મારી આપી છે. હવે એ કૉન્ગ્રેસને ટેકો આપતો પક્ષ થયો છે. એમને માટેય કોઈ પ્રાંતિક સમિતિનાં પાછલાં બારણાં ઉઘાડશે ને સમાજવાદીઓની જેમ એ પણ કૉન્ગ્રેસની લૂંટબાજીમાં ભળી જશે, બધા પિતરાઈઓ જ છે ને!

આપણો આગેવાન—નેહરુ પછીનો આગેવાન—પ્રજાને ખીલવે, હસાડે, રમાડે, પ્રેરે, એમની કસોટી લે, એમને ગૌરવ આપે, એમની મહત્ત્વાકાંક્ષા જગાડે એવો જોઈએ. એની ભૂલો થાય તો પ્રજા ભૂલી શકશે, પણ ભૂલ જ ન કરે એવો શાણો હશે તો એ ઓળખાશે પણ નહીં.

દેશમાં કૉન્ગ્રેસ પક્ષની બહુમતી છે ને એ ટકી રહેવાની એમાં શક નથી. એ પક્ષ પાસે શાસ્ત્રી જેવા નિર્માની ધૈર્યવાળા સેવકો છે ત્યાં સુધી એ સલામત છે.

### પરદેશમાં વધારે તકેદારી જોઈએ

શાસ્ત્રીએ હમણાં પરદેશખાતું પોતાની પાસે રાખ્યું છે. એ ખાતું અશોક મહેતા કે ઇન્દિરા ગાંધીને ફાળે જાય એવું સંભળાય છે. પરંતુ એ પદ માટે

શેખ અબ્દુલ્લા શું ખોટા છે? એમના બોલમાં અવાર નવાર બિનજવાબદારી જણાય છે ખરી, પરંતુ માથે બોજો આવ્યા પછી જબાન ઉપર પણ લગામ આવે જ છે ને.

હિંદી લઘુમતી કોમ વતી અબ્દુલ્લાને પરદેશોમાં બોલવાની તક આપવી જોઈએ. કદાચ એમ જ કાશ્મીરની ગાંઠ ઉકલી જશે.

પરંતુ એ પદ પર જે હોય તે—તિબેટની આરઝી હકૂમત આડે જે પ્રતિબંધ હતા તે હવે ઉઠાવી લેવા જોઈએ. એ માટે ચીનને જણાવી દેવું હોય તો તેમ, ને નહીં તો આપણી સરહદે એક જ મિત્ર રાજ્ય રાખવાની તક આપણે હાથે કરીને ફેંકી દઈશું.

બ્રહ્મદેશે હિંદીઓને રીતસર હાંકી કાઢ્યા અને આફ્રિકામાં એવી સ્થિતિ ક્યારથી શરૂ થઈ ચૂકી છે, તો પણ આપણી પાસે એને પહોંચી વળવા કોઈ ઈલાજ નથી. આપણે દંડ દેવા ના નીકળીએ, પણ બીજા કોઈ ઉપાય જ નથી શું? બ્રર્મા ચીન તરફી વલણ રાખે છે એનો ભેદ શો? અગ્નિએશિયામાં ચીન જે તાપણું સળગાવી રહ્યું છે એ તરફ આપણું ધ્યાન કેટલુંક જાય છે? ચીનને ત્યાં રોકી રાખવા આપણે શું કરી શકીએ એમ છીએ?

પરદેશોમાં જ્યાં હિંદીઓ વસ્યા હોય એવા પ્રદેશો જુજ છે. નવા પ્રદેશોમાં આપણે પ્રવેશ પામવાના પણ નથી. જ્યાં વસ્યા હોય એમને ટકાવી રાખવા આપણાથી બને તેટલું કરી છૂટવું જોઈએ. નહીં તો જે હિંદીઓ પાછા ફરશે તેમનો ભાર તો ઉઠાવીશું અને વધારામાં ખાલી કરાયેલા પ્રદેશોમાં દેશની અવળી છાપ ઊભી કરીશું. એ કડવાશ ના થાય તે માટે કદાચ કિંમત ચૂકવવી પડે. તો પણ ભલેને મોડું થશે તો પાછળથી એવું કૈં પગલું ભરવાની શકયતા પણ નહીં રહે.

## બિનસરકારી વાટાઘાટો

પાકિસ્તાન–ચીન સાથે જે ઝઘડા છે તેનો ઉકેલ સહેલ નથી. એ ઉકેલમાં લશ્કરી તાકાત એકલી ખપ નહીં લાગે, એની સંગાથે દુરંદેશી રાજકીય પગલાં પણ લેવાં જોઈશે. પાકિસ્તાનની વાટાઘાટોમાં અહીંની મુસ્લીમ વસ્તીનો અવાજ ઉમેરાવો જોઈએ, અને ચીન સાથે ગોપાલને કે નાંબુદ્રીપાદે વાત કરવી જોઈએ. કટ્ટર કોમવાદી ને કટ્ટર સામ્યવાદી ઉપર રાષ્ટ્રીય રંગ ચઢાવવાનો આ અવસર છે. એમની દ્વારા જાહેર કરવું જોઈએ કે અહીં કોમી શાંતિ છે તે ટકવા દો, અને અહીં રાજ્યકક્ષાએ સામ્યવાદ આવ્યો છે તેને સ્થિર કરવા દો. હમણાં હિંદી મુસ્લીમોનું પ્રતિનિધિ મંડળ ઈસ્લામી દેશોમાં જઈ આવ્યું ત્યારે પરિસ્થિતિ શી છે તેની ખબર એ દેશોમાં પહોંચી શકી. હવે પોતાનાં હિત ને પ્રવૃત્તિ જાળવવા બિનસરકારી મંડળોને યત્ન કરી જોવા દો. એમ લાગશે કે પ્રજા–પ્રજા વચ્ચે જે સીધી ચર્ચા થાય છે તે વહેલી અસરકારક બને છે.

## તંગીઓનું કૌભાંડ

કેન્દ્રપ્રધાનો ભાવવધારા સામે ઉકળાટ બતાવે છે. કહે છે કે વેપારીઓ નફાખોરી કરે છે. વેપારીઓ નહીં સમજે તો એમના વેપાર કબજે કરવાની સરકારે ધમકી બહાર પાડી છે.

આનું એક દૃષ્ટાંત છે. વરુએ ઘેટાને કહ્યું: 'મારે પીવાનું પાણી કેમ ડહોળી નાખે છે? હું તને ખાઈ જઈશ.' ઘેટાંનો બચાવ તો હતો પણ એ કહે તોયે સાંભળે કોણ? વેપારીઓ ઘણું કહે કે વાયદાના વેપારથી ભાવ નથી વધતા, પણ બહાર રહીને મોરારજીએ સુદ્ધાં કહી નાખ્યું કે વાયદાના વેપાર ચાલે એ દિવસો હવે ગણતરીના સમજવા.

સરકાર કેમ ભૂલી જાય છે કે ભાવ વધારવાનું કામ મુખ્યત્વે એમણે જ હાથમાં રાખ્યું છે. સરકારી ઉદ્યોગોમાંથી પ્રજાને માલ મળતો નથી, મળે તો ખૂબ તકલીફ પડે છે, ભાવ તો દરેક ચીજના વધારે છે, કહો કે નફાખોરીનો આદર્શ સરકારે જ પ્રજા સામે ધરી રાખ્યો છે.

અનાજની વહેંચણી ઉપર સરકારનો અમલ ઘણો છે, આમ છતાં એથી સરકારને ધરપત વળતી નથી. એમને હવે એ વેપાર પડાવી લેવો છે. પડાવી લીધા પછી એમના મામામાસીના એમાં પેસી જશે, ભારે પગારો લેશે અને મોટરોમાં ફરતા થઈ જશે. અને પેલા ભાવ તો અચૂક વધશે—વધતા જ રહેશે.

વધારે સત્તા મેળવવા કૃત્રિમ તંગીઓ ઊભી કરી, પોતાના જ વહીવટના દોષ વેપારીઓને માથે નાખી, સરકાર જુદાં જુદાં ક્ષેત્રોમાં વખતોવખત દખલ કરે છે. ઘડીમાં ખાંડની તંગી થઈ જાય છે, ને ઘડીમાં એનો અંકુશ ઉઠાવી લેવાની વાત ચાલે છે. આ કૌભાંડનો હવે અંત આવવો જોઈએ. પણ બિલાડીને ગળે ઘંટડી બાંધવા કોણ નીકળે ? એ માટે કોઈ તૈયાર નથી કેમ કે કાતરી ખાનારા ઉંદરોનો ભાગ ભજવવા સૌ કોઈ આતુર છે.

**અંદર અંદરની સમજૂતી કે પ્રજાનો દ્રોહ ?**

રસિકલાલ સામેનું પ્રકરણ બીનું સંકેલાયું એ દુઃખદ છે. એક વાર આક્ષેપોની તપાસ ચાલી પછી એ પક્ષની બિના ના ગણાય, પ્રજાહિતની વાત ગણાય. પક્ષકારો પ્રજાના સેવકો જ હતા ને ! એમણે ઘરમેળે કુલડીમાં ભલે ગોળ ભાંગી લીધો, હવે સરકારે ન્યાયની ખાતર ગુનો કોનો ને સજા શી—એ જાહેર કરવું જોઈએ, કેમ કે કોઈનીયે ભૂલ કે ગુનો આખરે તો પ્રજાનું જ અહિત કરનારાં હોય છે.

આવું કેરોનનું બન્યું છે. ઘણા આક્ષેપોની લાંબી તપાસ પછી એ પોતે રાજીનામું આપી દે ને છૂટા થાય તે વાજબી નથી. એમને બરતરફ કરવા જોઈએ અને ગુનાઓની સજા જાહેર રીતે મળવી જોઈએ.

લાંચરુશ્વતને ડામવા જે વચનો અપાય છે તે કારગત કરવાં હોય તો આ કિસ્સાઓ બારણા આગળ જ પડ્યા છે—દેખી શકાય એવા છે. પરંતુ ટ્રામના જૂના રદ કરેલા બે લાખની કિંમતના પાટા ઉખેડવા આઠ દશ લાખ ભલે ખરચ થાય એવું માનસ હશે, વચમાં જમી લેવાનું ને જમાડી લેવાનું ચાલ્યા કરતું હશે, બીનું સંકેલી લેવાનું હશે ત્યાં લગી પ્રધાનોનાં વચનોને કોણ માનવાનું હતું !



દેવજી રા૦ મોઢા

## શું કહીએ ઝાઝું !

તું સમા સમજુને ક્હાન, શું કહીએ ઝાઝું !
એક તારું ગાયે છે ગાન મારા મનનું વાજું !
કાલે કુંવારકા હું હરણી શી ઠેકતી,
ઘરમાં બહાર બધે ફૂલશી મહેકતી,
ગાયું ગોવાળ છોરુ વાછરુને લેખતી,
—ના કોને ઉવેખતી;
આજ તારું એકલાનું ચિતર આલેખતી :
તું આવે તો નેહથી નવાજું
હો ક્હાન, શું કહીએ ઝાઝું !
આજ સુણું વાયરામાં વાંસળીના સૂર હું;
જમુનાના ઘુઘવાટે પ્રેમ તણાં પૂર હું;
દિવસ ને રાત તારે સોણે ચકચૂર હું !
—વનરા ઘેઘૂર હું !
આષાઢી મેહુલાને મળવા આતુર હું.
જેઠ તણી ઝાળ મહીં દાઝું !
હો ક્હાન, શું કહીએ ઝાઝું !
આભ મહીં ચંદર ને રોયણની બેલડી !
ડુંગરને ઢાળ ઓલ્યાં મોરલો ને ઢેલડી !
અહીંયાં વીંટાઈ વળી ત્રાંવરને વેલડી !
—ત્યારે એકલડી
ગોકુલની ગલીઉંમાં ઘૂમું હું ઘેલડી
કરતી લીલામ મારી લાજું !
હો ક્હાન, શું કહીએ ઝાઝું !



પન્નાલાલ પટેલ

# એંસી પૈસાની ખીચડી

ઈમાન અને ઈન્સાનિયત આદમીની કસોટી કરવામાં બાકી નથી રાખતી. એટલે જ એ પંથની કઠોરતા અનેકને એ પંથેથી ચળાવે છે. પણ સાચી જિંદગી એ વિના નથી એ આ વાર્તામાં જાણીતા વાર્તાકાર વાચકોને બતાવે છે......

'કુઈ બી કરો તુરૂચાચા, એક દોઢશેરૂ ખીચડી તોલ દો.' જુવાન ઉસ્માને ઘરાકમાંથી નવરા પડતા દુકાનદાર આગળ વળી પાછી અરજ ગુજારી.

'ના બોલ, કહું છું! દોઢશેર ક્યા દોઢ પાશેર બી. નઈ તોલું. પહેલાંના પચ્ચીસ રૂપિયા ધરી દે ને પછી તું જા. દોઢશેરને બદલે દોઢ મણ દઉંગા—નામે લીખકર.'

ઉસ્માન ખડખડ કરતો હસી પડ્યો: 'ઉસમે ક્યા તુમારા રંધાયા? પચ્ચીસ તો યું બી બાકી ને યું બી બાકી!'

'વેપાર કી બાત મેં તેરે કુ સમજ ન પડે ભલે આદમી!' ને તુરૂચાચાએ એક છોકરી ઘરાકને બે આનાનો સાણુ આપી નવરા પડતાં ઉસ્માનને જાણે સમજ પાડી 'પે'લે કે પચ્ચીસ પુરાતે હૈ ને અબ કે નગે હૈ?...તુને કાયકુ પુરાના ધંધા છોડ દિયા ઔર ઔરત લાકર ભૂખે મરને કા નયા ધંધા કિયા?'

ઉસ્માનને સમજ ન પડી. આ બૂઢા સરખા મિયાંને કેવી રીતે પ્યારની વાત સમજાવવી? કહ્યું, 'ઉસ બાત કી તમકુ સમજ ન પડે તુરૂચાચા'—લાગલું જ ઉમેર્યું, 'ઇસ ઉમ્મર મેં.'

'અરે સબ સમજ પડતી હૈ મિયાં! હમને બી શાદી નહિ કરી હશે તો જાનમેં બી ગયા હઈશું.' ને કોણ જાણે કે એ તો પેલી ચોખા લેવા આવેલી વાંધરણ બાઈને જોવાથી કે પછી—ગમે તેમ પણ ત્રાજુડિયો સાથે ઊભાં થતાં તુરૂચાચાએ કહી નાખ્યું: 'અબે, દિલ લગા ગધી સે તો પરી ક્યા ચીજ હૈ! એવી વાત તારે બી બની છે. હું કંઈ નથી સમજતો? બોલ? સચ હૈ કે જૂઠ?'

'બાત તો સચ હૈ, જૂઠ કૈસે બોલું! . લો ભેગાભેગી મેરે કુ બી તોલ દો ને સેર ભાઈસાબ, એક સેર ચાવલ ઓર આધા સેર દાલ...કિયા ના સાંજ પડતે જો આજકી ખીચડી કે પૈસે ન દઉં તો અલ્લા કસમ બસ.'

'અબે, અલ્લા તો કભી મરતા જ નથી' કહી ઘરાક બાઈના ખોળામાં ત્રાજુડી ઠાલવી પૈસા ગલ્લામાં નાખી, કાથી ભરેલા કોથળાની ફાટીતૂટી ગાદી ઉપર બેસવાને બદલે તુરૂચાચા ઊભા રહી ગયા. કાબરચીતરી દાઢીને મૂઠીમાં લેતાં આંખોને શિકારી કરી ઉસ્માન સામે તાકતાં કહ્યું, 'દેખ અલ્લા કસમ બલ્લા કસમ કંઈ બી નહિ. આજ મગરિબની વખતે દોઢ શેર ખીચડી

એંસી નયા પૈસા આજ મગરિબ પે'લે ન દિયે તો તેરી બીબી કો મેરે ઘર આજ રાત સે હી ભેજના પડેગા કામ કરને કો સમજા?' ઉમેર્યું, 'ઓર જબ તક પે'લે વાલે બાકી બી નહિ દેગા તબ તક ઉસ્કો બરતન પુંજા કરના હોગા.' ને બેસી ગયા, 'વિચાર હોવે તો કર કબૂલ, તોલ દું દોઢ શેર ખીચડી.'

અલબત્ત ઉસ્માન આ શરતમાં સુધારો કરી શક્યો હોત: 'મેરી બીબી નહિ તો મેં આઉંગા, જાઓ!' પણ એ તુરૂમિયાંના આવા ધંધાથી વાકેફ હતો. વળી બીબીની આબરૂ પોતે સાચવરા જાય છે એ જાણીને તો આ બૂઢો ઉલટાની એની આગલા જીવનની ઠેકડી કરે એમાં કંઈ પણ ભૂલ નહિ. તુરૂમિયાંને ખબર હતી—અરે પોતે જ એમની વાતોમાં આવીને વાત કરી દીધી હતી, બલકે ઉધાર મંડાવવાની બાબતમાં ભેદની વાત કરવી પડી હતી: ક્યાંથી એ આ બીબીને ઉઠાવી લાવ્યો હતો.

એટલે કોણ જાણે એ તો કોઈ શ્રદ્ધાથી કે પછી આ શરત અત્યારે માન્યા વગર છૂટકો નો'તો એમ ગણીને કે ગમે તેમ જુવાન ઉસ્માને બીલ્લીની આંખો સરખી બની રહેલી આંખોને બદલે તુરૂચાચાની શરત સાંભળી

ચિત્તાની આંખો પેઠે ચમકી ઊઠેલી પોતાની આંખો ઉપર કાબૂ રાખતાં સાથેસાથ પોતે જાણે મોકલવાનો જ હોય એ રીતે સવાલ કર્યો : 'એંસી પૈસે મેં તુરૂમિયાં ?!'

'ઔર પે'લે વાલે ?' તુરૂમિયાંએ આંખો કાઢી. 'આના ભેગા વસૂલ ન કરું તો ક્યારે કરું તું જ બોલ ને !'

ને ઉસ્માને જાણે આ પાર કે પેલે પાર એવા કોઈ વિચાર સાથે તુરૂમિયાંની શર્તનો સ્વીકાર કર્યો : 'અચ્છા જાઓ. .આજ મગરિબ કો આજ કે પૈસે ન દઉં તો બીબી તમારે ઘેર કામ કરવા આવશે !'

'મશ્કરી નથી કરતો મિયાં ! આજ રાત સે હી ભેજના પડેગા ? મેરે કુ તુમ પહેચાનતે નહિ ! આબરૂ પાડુંગા ?'

ઉસ્માનની જીભે આવ્યું : 'આવી દાનત છે એટલે જ તો બીબી વગર કુટાતે હો મિયાં !'. પણ એણે તો સામો ઊલટો સવાલ કર્યો : 'આજ કે એંસી પૈસા ન મીલે તો ને ? તોલ દો ચલો...નહિ દઉંગા તો મેરે હાથ સે તુમારે ઘેર બીબી કુ રખ જાઉંગાં !... અબ તો બસ ?'

તુરૂમિયાંની ખૂટી આંખોમાં ઉસ્માનની પેલી પરી સરખી નવી બીબી ચમકી ઊઠી હોય તો બનવાજોગ હતું...

ઉસ્માનની ટોપીમાં ખીચડી ઠાલવતાં પૂછ્યા વગર ન રહી શક્યા, 'અબે કીધર ભી નોકરી નહિ મીલતી ?'

'નહિ મિયાં નહિ. કોઈ ભી નહિ કે'તા હૈ નોકરી, નહિ તો—અરે કોઈ કે'વે કે શેર પકડના હૈ ઉસ્માન તો જાનના જોખમેય પકડ લાતા !'

'ઔર કોઈ કે'વે કે'—ને હાથનો અભિનય કરતા તુરૂચાચાએ કહ્યું : 'પોલીસ કો ખિસ્સા...તો ?'

'પોલીસ લોકનાં ખિસ્સાં કાપવા કાબીલ છે જ ક્યાં ચાચા ? ને કાટકર ભી મીલે ક્યા ?' પછી પગ ઉપાડવા જતાં ચમકભરી આંખે ઉસ્માને ઉમેર્યું : 'હા પ્રધાન કા કાટ લાઉ !'

'ફીર ?...ભૂખે કાયકુ મરતા હૈ ?'

'એ જ તો મુસીબત છે ને ?' ઉસ્માનના મોં ઉપર ભારોભાર લાચારી હતી : 'ઈધર ઉધર કુચ કરવા જાઉં ને પકડાઈ જાઉં તો ?!'

'હાં...?' તુરૂમિયાંના મગજ આડેથી વાદળભર્યું આકાશ એકાએક જાણે ઊઘડી ગયું. બોલ્યા : 'આયા સમજ મેં !' ને ઉસ્માન સામે જોતાં કહ્યું : 'યું કે ને કે બીબી લાવીને આફત કરી છે !'

'આફત તો અલ્લા જાણે. પણ હાથપગ તો બંધાઈ ગયા છે હોં ચાચા !' ને ચાલતો થયો—તુરૂમિયાંની ચેતવણીમાં સૂર પૂરાવતો : 'કીધર સે ભી. આકાશ ફાડ કે ભી લાઉંગા ..ઈન્શાઅલ્લા તો પે'લેવાલે પચ્ચીસ ભી ચૂકતે કરુંગા. દેખોને તુમ !'

ને ખાંચામાં અદૃશ્ય થતાં મનમાં મનમાં બબડી રહ્યો, જા કર એક દફે દો દિન કી ભૂખ ભાંગવા દો. ફીર દેખા જાયગા...મારી ભૂખનું તો ઠીક છે મગર રમઝુ મેરી દો દિન સે ભૂખી હૈ !...

પછી તો સંસારપોથીનો પેલો પાઠ યાદ કરતો હોય એ રીતે પોતાની જાતને પઢાવવા પણ લાગ્યો : 'અબ તો મિયાં ઉસ્માન બીબીવાલે બને હો તો આ બે વાતો યાદ રખ્ખો : 'ઘર કા કિરાયા ઔર પેટકા ભાડા,' ઈસકા જોગ સબસે પે'લે—અરે દોઢા જોગ રખના પડેગા. 'આટા તોલ કે હંડી જલતી હૈ' એ મિયાંભાઈવાળી જૂની વાતો હવે નહિ ચાલે !

પરંતુ દોઢી સગવડ રાખવી કેવી રીતે એ ઉસ્માન માટે મૂંઝવણભર્યો પ્રશ્ન હતો !

અલબત્ત, અઠ્ઠાવીસેકની ઉંમરમાં ધંધા તો એણે ઘણા કર્યા હતા એ બધા ધંધા હાથે પણ સરસ રીતે ચઢી ગયા હતા. પરંતુ રમઝુ સાથે જીવન જોડતાં પે'લો જ એથી કોલ કર્યો હતો : 'ઈન્સાનિયત અને ઈમાનદારીથી જીવન જીવવું...'

અને આમ ઈન્સાનિયત અને ઈમાનના બંધનમાં પડેલો ઉસ્માન કોઈ વાર અકળાઈ પણ ઊઠતો હતો : 'ક્યાં આ દલિતમાં પડ્યા ! ન કોઈ જવાબદારી

થી, ન કદી રોટીનીય ચિંતા હતી ને મોજમાં આવે એ રીતે ફર્યા કરતા હતા ત્યાં'—

અરે રમઝુની આ ઈલ્લતેય વડોદરામાં મોજ મારવા ગયો હતો ત્યાંથી વાત વાતમાં જાણે વળગી હતી! એક મુસાફરનું છસ્સોએકનું ખિસ્સું હળવું કરી પોતાનું ખિસ્સું તર બનતાં એ વડોદરા જરા હળવો થવા સાથે સાથે પોલીસની તપાસમાંથી છટકવા પણ ઊપડી ગયો હતો. દિવસ હોટલોમાં, સમી સાંજે સિનેમામાં ને પછી આખી રાત પેલી સાર્વજનિક સાસરીમાં ગુજારતો હતો. એક સામટા સો રૂપિયા આપીને એક ઉત્તર હિંદુસ્તાનની રૂપવતી એણે રીઝર્વ પણ પાંચ રાત માટે કરી રાખી હતી...

ને ત્રીજી રાતે કમબખ્ત રમઝુએ કોણ જાણે ક્યાંથી એલફેલ—પેલી વાતો કરવી પડતી મૂકી સવાલ પૂછ્યો: 'આપકો બીબી નહિ ઉસ્માન મિયાં?'

'તું મેરી બીબી જ હૈ ને?' ઉસ્માને રમઝુને અડપલું કરતાં કહ્યું.

'હું મગર દો પહર કી!' રમઝુએ શરાબની પ્યાલી જેવી આંખોમાં પ્રેમ છલકાવતાં કહ્યું હતું.

'બસ તો. બીબીનું કામ બે પહોર. કંઈ આખો દિવસ ઓઢી એને ગળે લગાડીને ફરાય છે?'

'ગળે નહીં અહીં. મગર દિલ કો તો વો ચોવીસેય ઘન્ટો લગી રહતી હૈં સમજે દોસ્ત!' અને એ તો છેલ્લા બે શબ્દો વખતે રમઝુએ ઉલાળેલાં ભવાંમાંથી કંઈક ઊડીને ઉસ્માનના હૈયા સોંસરું નીકળી ગયું કે પછી એણીએ મારેલી ગાલ ઉપરની પેલી ટપલીમાં કંઈક જાદુ હતું કે જાણે ગમે તેમ તે હોય—બાકી ઉસ્માન એવો તો ઘાયલ થઈ ગયો હતો કે...

રમઝુના પેલાં શરાબી અંગોને બથ ભરતાં એણે કહ્યું પણ ખરું, 'મગર વો તો તારા જેવી બીબી મલે તો ને રમઝુ!'

'મીલે ભી...કયોં ન મીલે?'

'સચ?' ઉસ્માનને તો એવું લાગ્યું કે સ્વર્ગ જાણે પોતા તરફ ઊતરી આવવા માગતું હતું. સાટે રમઝુનું તોફાની મોં એવું તો ગંભીર બન્યું—વર્ષા પહેલાંનું આભલું જાણે! બોલી: 'દેખો ઉસ્માન યહ સવાલ અપને આપકુ પહેલે પૂછો ઔર બાદ મેં ફીર હમસે પૂછો.'

ઉસ્માનના મનને ભ્રમ થયો: 'જાદુઈ ચિરાગની આ કોઈ ફિલ્મ તો નથી?' શરાબ પીધો હોત તો પણ એ પોતાની જાતને મનાવી શકત કે કેફને લીધે આવું એને દેખાય છે ને સંભળાય છે. પણ શરાબ તો એને હરામ હતો.

એટલેંજ તો એ પણ પોતાની કોઈ ક્રૂર મશ્કરી કરી રહ્યું હોય એ રીતે ગંભીર બનતાં રમઝુને ચેતવી રહ્યો ને?

'મશ્કરી નહિ હોં રેમઝુ.'

રમઝુને ઉસ્માનની એ આંખો અને મોં ઉપરના ગંભીર ભાવો એવા તો ગમી ગયા?!...અરે આ જુવાનની એને જાણે દયા આવતી હોય એ રીતે પોતાનાં અંગો ઉપર ખેંચતાં એનાથી એક નિશ્વાસ પણ નંખાઈ ગયો. બોલી તે પણ સ્વગત જાણે: 'નહિ નહિ ઉસ્માન? કોઈ ઔરત કો બીબી બના કર ઘર મેં બૈઠાના બચ્ચોંકા ખેલ હૈ ક્યા?...તુમ્હારા યહ કામ ભી નહિ?'

ઉસ્માનનું દિલ નાસીપાસી તરફ એવી રીતે ઢળવા લાગ્યું કેમ જાણે પેલો જાદુઈ ચિરાગ હાથમાં આવેલો સરકી ન રહ્યો હોય! રમઝુના માખણ સરખા હાથોને પાછા ઠેલતાં કહ્યુ: 'ઐસા નહિ રમઝુ! બાત અબ બદલ નહિ!...સચ બતા, બનના હૈ બીબી!'

'ફીર?' રમઝુની આંખોમાં ઊંડે ઊંડે સમણાં જાણે થીજી રહેલાં લાગતાં હતાં.

'ફીર કયા? યહાં સે અમદાવાદ. વહાં પહોંચા ફીર તો મેં રાજા હું.'

'તો તો ફીર રાજાજીકો રહને કા મકાન ભી હોગા!'

'બધું જ છે. અભી મેં રહતા હું વહ ખોલી અચ્છી હૈ!'

'કોન હૈ વહ ખોલીમેં?'

'મેં અકેલા.'



'ફીર ?' રમઝુએ પેલા જ ભાવમાં પ્રશ્ન કર્યો.

'ફીર ક્યા ?...તેરે કુ કુછ દુઃખ પડે તો કે'ના ?'

રમઝુ હસી. બોલી : 'દુઃખ કા તો ઠીક હૈ.' ને ઉસ્માન સામે જોઈ સવાલ કર્યો : 'કીસ બાત કા દુઃખ ?'

'ખાવા પીવાનું પણ પડે ભાઈ. આપણી પાસે કંઈ પૈસા નથી.' ઉસ્માન પાછો ઢીલો પડતો જતો હતો.

'વો તો મેં જાનતી હું. વો બી ખબર હૈ, તુમકો કોઈ નોકરી નહિ.'

'પણ એ તો મળી જાય રમઝુ. નોકરીની તું ફીકર મત કર. પૈસા તો મેં કૈસે ભી...'

રમઝુ વચ્ચે બોલી : 'નહિ ભાઈ નહિ. કૈસે વૈસે કુચ ભી નહિ. મરને દો બીબી કી બાત. મેં તો મશ્કરી કરતી હું !'

ઉસ્માન સમજી ગયો. રમઝુને બીબી થવાનું મન તો ઘણું છે પણ કશાકનો એને ડર લાગે છે. પૂછ્યું : 'સચ બતા...ક્યા મરને દો ?!'

રમઝુ ગંભીરતામાંથી બહાર નીકળી ગઈ હોય ને સામે જ પોતે મશ્કરી કરતી હોય એ રીતે લહેરમાં આવી બોલવા લાગી, 'અરે મિયાં, બીબીવાલે બનના કુચ બચ્ચોં કા ખેલ હૈ ક્યા ?...

'ક્યોં ?'

'ઘર બસાના પડે...'

ઉસ્માને વચ્ચે જ એનો રદિયો આપ્યો, 'ઉસમેં ક્યા બડી બાત. મેરી પાસ અભી તીનસો રૂપિયા બાકી હૈ !'

રમઝુએ આગળ કહ્યું : 'લોગો મેં આબરૂ કમાના પડે...'

'વો બી—તું આવીશ, બીબીવાળો બનીશ પછી આબરૂ જ છે ને !'

રમઝુએ જાણે ભોળા સરખા ઉસ્માનને એક ટપલી મારી કહ્યું : 'ઔર આપકો સાથ ઇન્સાન બી બનના પડે.'

'યા ને ?'

'ઈતના નહિ સમજતા ઉસ્માન ! તેરી યે બદચાલ—જિસસે કાટને કી ઓર તફડંચી કરને કી સબ છોડના પડે. ભલે આદમી બન કર ઈમાન કી રોટી કમાના પડે.' છેલ્લા શબ્દો બોલતાં વળી પેલો રંજ ધસી આવ્યો હતો.

ઉસ્માનને હવે જ ખબર પડી આબરૂ કમાવાનો ને ઈન્સાન બનવાનો શો અર્થ થતો હતો !–

પછી તો એણે જ પોતે કબૂલ કર્યું. અરે આંખ ઊઘડી હોય એ રીતે એણે જ ગણી દેખાડ્યું : 'અબ મેં સમઝા કીસ બાત કા દુઃખ ?...હું કદી પકડાઈ જાઉં તો તારા શા હાલ થાય એની તને ફિકર.'—

રમઝુએ રંજભરી આંખોને તીરછી કરતાં સવાલ કર્યો : 'વો બી હૈ તો સહી ના ?' તાકી રહી.

ઉસ્માન થોડીક વાર ચૂપ થઈ ગયો...

અને પછી પોતે આ ધંધાને તિલાંજલી આપવાનો પાકો નિર્ણય કર્યો હોય એ રીતે બોલ્યો : 'અચ્છા ભાઈ ઈમાન કી રોટી કમાઉંગા. ફીર ?' ઉસ્માનની આંખોમાંથી છલકી રહેલી મક્કમતાએ રમઝુની આંખોમાં જ નહિ અંગોમાં પણ એણે પોતાના જીવને હજીય જાણે બાંધી રાખ્યો. કહ્યું : 'ખાઓ કસમ ?'

'તેરી કસમ બસ !' કહેતાં ઉસ્માને એનો હાથ પોતાના હાથમાં લીધો, નજરમાં નજર માંડી તાકી રહ્યો. સવાલ કર્યો, 'નહિ આતા યકીન ?'

'યકીન ન આતા તો તેરે કુ મેં ભાગ છૂટને કી બાત ભી કરતી ઉસ્માન ! મગર—'

'મગર ફગર અબ કુછ નહિ, રમઝુ. અબ તો યે સોચો, કેસી રીતે અહીંથી ભાગી છૂટવું...'

અને મોડી રાત સુધી સંતલસ કરી નક્કી કર્યું કે આવતી કાલે પેલી બુઢ્ઢી પાસેથી ફોટો પડાવવા સ્ટુડિયોમાં જવાની ઉસ્માને માગણી કરવી અને પછી સ્ટુડિયો આગળથી પોતાના જ એક ઘરાકની ટેક્સીમાં નડિયાદ ને નડિયાદથી પછી બીજા સાધનમાં .

...કે ક્યાં ગઈ એનો પેલા ટેક્સીવાળાનેય પત્તો જ ન પડે...

ને આ રીતે વડોદરાથી લાપત્તા થયા ને અમદાવાદના ખૂણામાં આવી વસ્યા ને ચારેક મહિના થઈ ગયા હતા. ઉસ્માન પાસે પેલા ત્રણસોએક રૂપિયા હતા એમાંથી કપડાં અને તપેલીઓ તથા સૂવાનાં ગોદડાં વગેરે વસાવતાં અત્યાર સુધી દાળ રોટી પણ ચાલી હતી. દરમ્યાન ઉસ્માન નોકરી માટે ચારે બાજુ પ્રયત્ન કરી રહ્યો હતો. એના પેલા જૂના ભાઈબંધોની દોસ્તી પણ એણે તોડી નાખી હતી. અને તે એટલી હદે કે અત્યારે એ લોકોને ઓળખતો પણ જાણે બંધ પડી ગયો હતો.

હા કોઈ કોઈ દિવસ છૂટક મજૂરી મળી આવતી હતી. પણ હજુ સુધી એને કોઈએય નો'તું કહ્યું, 'હા ભાઈ નોકરી છે' અરે કોઈ એમ પણ નો'તું પૂછતું : 'શું કામ કરીશ બોલ ?' ..

છતાંય ઉસ્માને હજી સુધી ઈમાનદારી નો'તી તજી...

પણ આજ હવે : 'કતલ કી રાત હૈ મિયાં !' એ જ પોતે ખોલી તરફ વળતાં બબડી પડ્યો...

પછી તો જુવાન બીબીએ ડુંગળી નાખીને બનાવેલી ખીચડી ઝાપટી, દસ વાગતાના સુમારે એ પ્રેમાળ બીબીના આશીર્વાદ (ચૂંબનમાં રતો) લઈને ધંધાની શોધમાં નીકળી પડેલો. ઉસ્માન જાણે અજાણેય કોઈ ધાપ મારવાના વિચારમાં આંખોને ફેરવવા લાગ્યો...

અને એ તો એણે સ્વીકારેલી ઈમાનદારીમાંથી ડગાવવા માટે કોઈ વિરોધી શક્તિઓનો પ્રપંચ હતો કે ગમે તેમ; પણ ઉસ્માનને જાણે પૈસા તફડાવવાના ઠેર ઠેર મોકા મળવા લાગ્યા. બસમાં ચઢતા ઉતારૂઓ, તો સિનેમાનાં સહેલાણીઓ. અરે એક ઠેકાણે તો દુકાનમાં પેસતાં ટેબલ ઉપર પર્સ મૂકી કાપડનાં પોત જોતી ને રંગ પારખતી સ્ત્રીઓનાં એ રેઢાં પાકીટ એવાં લલચાવવા લાગ્યાં !...

પણ આખર તો ઉસ્માનને એક નિશ્વાસ જ નાખવો પડ્યો : 'નહિ નહિ દોસ્ત, જેલમેં જાને જૈસા કોઈ ભી કામ તુમારે લીયે અબ હરામ હૈ......અબ તો તુમ રમઝુ કી દો હાથોં કી જેલ મેં ઐસે ફસે હો કી—'

અને જાણે રમઝુના એ મુલાયમ પાશનાં મદીલાં ઝેર રોમ રોમ ફરી વળ્યાં હોય એ રીતે ડોકું હલાવતાં વળી પાછો મક્કમ બન્યો. બોલી ઊઠ્યો : 'નહિ નહિ દોસ્ત. અબ તો રમઝુ કે' છે એ જ વાત : 'ઘર મેં બીઠાઈ હૈ તો ઈમાનદારી સે જીના પડેગા ......,ઈજ્જત કમાના પડેગા......,ઈન્સાન બનના પડેગા !...તો તો શાદી નહિ બરબાદી !'—

ને રમઝુના આ શબ્દો જુવાન ઉસ્માનના લોહીમાં જાણે બળ સીંચતા હોય એ રીતના ઉત્સાહ સાથે મનોમન વળી બબડ્યો : 'ખુદાને પરીયાં તો દુનિયામે બહુત ભી બનાઈ હૈ મગર રમઝુ જેવી શ્યાની તો...! દેખો ને ? મેરે જેસા હેવાન કો ઉસને યે ચાર મહિનોમેં ઈન્સાન બના હી દિયા હૈ ના ?...ઔર વો ભી ભૂખે મારતા હું તો ભી !'

અને આમ રમઝુએ આપેલા પ્રેમની યાદમાં રોજની જેમ આજે પણ જાણે ઝબકી ઝબકીને જાગ્યા કરતો ઉસ્માન, કેઈ રસ્તે રઝળતી રોજગારીની શોધમાં ફરતો હોય એ રીતે શહેરની એ ધમાલમાં આગળ અને આગળ પગ માંડી રહ્યો...

સાથે જ એ ઈમાનદારીથી જીવવા માટે આજકાલ કરતાં ચચ્ચાર માસથી ફાંફાં મારી રહ્યો હતો. દુકાને દુકાને પૂછતો હતો કોઈ નોકરી શેઠ ..કોઈ મજૂરી સાહેબ...'

પણ કેમ જાણે કે આ આર્થિક તંત્રે પોતાની આસપાસ કોટ ચણી લીધો હોય ને ઉસ્માનને એમાં પેસવા દેવા ન માગતું હોય એ રીતે—

અરે સાચેસાચો કોટ' હોત તો પણ ઉસ્માન એને જીવને જોખમેય ચઢી ઊતરત ! ભલે ને પછી ગમે તેટલો ઊંચો હોત ને કાચના કકડા મથાળે ઠાંસેલા હોત !





પણ આ તો કોઈ જાદુથી ચણેલો એવો તો કોટ હતો કે ઉસ્માન એમાં હરતો ફરતો હતો ને નજરે પણ પૈસાની રેલમછેલ જોતો હતો પણ—

એટલું જ નહિ પોતે પોતાનો ઈલિમ વાપરવા ઈચ્છતો હોત તો—

'આ પેલો ગામડાગામનો વેપારી ! હજીરામાંથી કાપડની ખરીદી કરીને એ ચૂકવે બીલના પૈસા...એ એણે બીલ ચૂકવી નોટોથી ભરેલું અડધું પાકીટ, કોટ ઊંચો કરી ખમીસ નીચે હાથ નાખી અંદરની બંડીના ખિસ્સામાં છેક તળિયા સુધી હાથ. જરા દઈને બરાબરનું મૂકી દીધું. કપડાં ઠીક કરીને એ ઊભો થયો ને બેફીકર થઈને એ પેઠો ગાંધીરોડમાં ઠલવાઈ રહેલી સાયકલોની ને માનવોની મેદનીમાં—

ઉસ્માનને તો હસવું પણ આવી ગયું : 'વો બિચારા યું સમજતા હૈ કે મૈંને અંદરની બંડીમાં પાકીટ મૂકીને પેટમાં પૈસા ઉતારી દીધા છે ! મગર ..માથે પર સે પઘડી પડી કે કામ ખલાસ !—

પરંતુ ઉસ્માને ભારે એક નિશ્વાસ નાખતાં આગળ વધતા વિચારોને એટલે જ અટકાવી દીધા : 'જાને દે ને યાર ! જે રસ્તે જવું નથી ઉસકા ફીર વિચાર કાયકું !'...

કંઈ નહિ કંઈ તો પણ આજેય એણે પાંચ છ ઠેકાણે કામની અને નોકરીની માગણી કરી જોઈ. પણ એકેય ઠેકાણે—અરે કેટલાક તો સામું સુદ્ધાં નો'તા જોતા ને કહી દેતા : 'ના ભાઈ ના જીવ ન ખા !...'

અલબત્ત, એક ઠેકાણે અંદરની મારકીટમાંથી એક મોટું તપેલું રસ્તા ઉપર લાવવા માટે બે આનાની મજૂરી મલી હતી. પણ તેય પૈસા મજૂરને, 'અમે શું કરીશું ?' એમ કહી આંખો કાઢી દમ ભરાવ્યો ત્યારે વળી.

એને સમજ ન પડી—બલકે નવાઈ લાગી : કેવી રીતે આટલા બધા લોકોને નોકરી મળી ગઈ હશે ?...

અને આ નોકરી મેળવવાનો ઈલિમ ક્યાંકથી શીખે તો પણ કોની પાસે શીખે ? જે નોકર રાખે એવા હતા એ તો પૂરું સાંભળતા પણ ન હતા. તો નોકરીએ પણ—'કોણ કીસકુ શિખાને બેઠતા હોગા ?'...

તો પેલા લારી ફેરવનારાઓને જોઈને તો નોકરી કરતાં ફેરીનો આ ધંધો જ એને ગમી ગયો. કોઈની પાસે ન નોકરી માગવી કે ન કોઈનો હુકમ ઉઠાવવો . ધંધો તો શીખી લેવાય. એમ તો પોતે છ ચોપડી ગુજરાતી ભણેલો પણ હતો. સામે પેલી વાઘરણને શાક વેચતી જોઈને હાસ્ય સાથે એ બબડી પણ ઊઠયો : 'યે વાઘરણ કુ વેપાર કરને આતા હૈ તો તેરે કુ નહિ આવડેગા ?'

ને અહીં એણે પોતાની જ ઉમ્મરના એક ફ્રૂટ વેચી રહેલા લારીવાળાની ઓળખાણ સાધી. એની પાસેથી માચીસ માગતાં ને એક બીડી એની સામે ધરતાં સવાલ કર્યો : 'યે લારી કી કીતની કિંમત પડતી હશે બિરાદર ?'

'નવી લો તો ચારસો ખરા.'

'સેકન્ડહેન્ડ ભી મલે તો ખરી ને ?'

'મલે ભંગારવાળાને ત્યાં !'

'કમસેકમ કેટલા પડે ?'

'બસો તો પડે હોં.' ને લારીને એણે આગળ ચલાવી.—

ઉસ્માન એની પીઠ પાછળ તાકી રહ્યો. બોલવાનો એનો અવાજ અને લહેકો પણ પકડતો હતો : 'કેલા, મલાઈ કેલા !...ચીકુ મધની વાડીઓના !... મેવા સસ્તા લૂંટાઈ હેંડયા !'...

એ જ વખતે બીજો એક રમકડાંની લારીવાળો પસાર થયો. 'બબ્બે આના હરેક ચીજ...ઉઠાવ, બે આના,...કોઈ બી લો બે આના,...પાવલીનાં બે આપ્યાં !'...

ઉસ્માન બબડયો : 'યે અચ્છા, વધેઘટે તો બી સડે તો નહિ !...ખાનેકા દિલ હોવે તો બી કયા ઈસમેં

ખાવે. ફળફળાદિ તો મેરે જેસા ભૂખા હોવે તો ભી ખા ભી જાય ને ખોટ ભી આવે.'—

ત્યાં જ એને ખ્યાલ આવ્યો. ને ખ્યાલ આવતાં જ બબડી પડ્યો : 'અરે મિયાં ! વો દિન કહાં કે મિયાં કે પાઉં મે જૂતી ! આજ કે વો એંસી પૈસે તો નહિ મીલે ઔર—'

ને દિવસ આથમવા ગયો છે એ વાતનો ખ્યાલ આવતાં જ બબડી પડ્યો : 'જલ્દી કરો મિયાં ઉસ્માન !...કુચ ભી કરો મગર પૈસા નહિ મળે તો તુરુચાચા બીજું કંઈ નહિ તો રમઝુકા અપમાન તો કરેગા—અરે કે'ગા ! તારે ધણીએ આ:જ રાતે તને મારે ઘેર મૂકી જવાનું કહ્યું છે !' બીબી કુચ બોલને જાવેગી તો તુરુચાચા છે પણ એવો-–રંડી કહીને પોતે બોલે ને મેરે સે ફીર સુના જાયગા ઓછા ? સાલેકા ગળાહી ઘોંટ દુંગા !'—

ઉસ્માનને એવી તો દાઝ ચઢી—તુરુચાચા ઉપર નહિ પોતાની જાત ઉપર. ઉસને તો કહા મગર તુંને કયું કહા કે હું ખુદ તારે ઘેર મૂકી જઈશ !

જવાબ મલ્યો : 'દો દિનકી કડકી થી કુચ ખબર હૈ મિયા. એક બે રોજ બીજા ભૂખમાં નીકળતા તો' —એને પોતાને જ સમજ ન પડી પોતે તથા રમઝુ શું કરત ને શું ન કરત !—

ને બાજુમાંથી પસાર થતા એક જણના બુશકોટના ખિસ્સામાં દસની નોટોને હસતી જોઈને ઉસ્માનનો પેલો જૂનો જીવ એવો તો લલચાઈ ઊઠ્યો કે— થયું પણ ખરું : 'એક જ દફા ધાપ મારી હોત તો પછી તો લારી ફેરવતો થઈ જતો ! અને એવી નજરે પેલી નોટો તરફ તાકી રહ્યો કે—

વડોદરામાં રૂપજીવીનો ધંધો કરતી રમઝુને છજામાં ઊભે ઊભે પોતા તરફ દમભર એવાં નયનાં નચાવતી જોઈ હતી ત્યારે પણ એના પ્રાણમાં મોહનાં પાણી આટલી હદે નો'તાં ઊમટયાં.

બ્લેડની પણ જરૂર નો'તી. એની બાજુમાંથી પસાર થતા કોઈ માણસને એના ઉપર જ માર્યો ધક્કો કે બાજુમાં જોઈ ઉપર પડનારથી દાદાગીરી કરે, એટલામાં તો—

અને એ એવી નજરે, બસ સ્ટેન્ડના કયુમાં ઊભતા એ નોટોવાળા માણસને જોઈ રહ્યો કે—

સામે જ પાંજરામાં પડેલો ઊંદર પકડવા બિલાડી માસી જે રીતનાં હવાતિયાં મારે, એવી રીતે ઉસ્માનનું મન પણ ખિસ્સામાંથી હસી રહેલા એ પૈસા તરફ તાકતું તરફડી રહ્યું હતું !...

મહામુસીબતે એણે પોતાની જાતને બીજી દિશામાં ચાલતી કરી : 'ઔર તો કંઈ ભી નહિ દોસ્ત— જ્યારથી રમઝુ આવી છે ત્યારથી મુસીબત ખડી થઈ છે ને કાં તો પકડાઈ જઈએ તો—તેરે કુ કયા ? બા'ર એવો જ જેલમાં ! મગર'—

એનાથી એક નિશ્વાસ નખાઈ ગયો. 'બિચ્ચારી રમઝુ ! તું જેલમાં જાય તો ઉસકા કોન બિચારી કા ! અરે આ તુરુચાચા જ એને સપડાવે ને પોલીસમાં પકડાવવાના કે વડોદરા જઈ ચાડી ખાવાની ધમકી આપીને—હૈ ભી સાલા ખવીસ જેસા ! કોન બિચારીને બચાવે ને કોન એની દાદ સાંભળે ! રે'વા દે ને હવે પોલીસની વાત ! એ જ કાં તો'...

ઉસ્માનની આંખના ખૂણા ભીના થયા. 'કીત્તી બડી ઉમ્મીદ કે સાથ બીબી બન કર આઈ થી !—'

ત્યાં તો દિવસ આથમ્યો. શહેરના છેડા સરખું ભદ્ર પણ આવી લાગ્યું. ઉસ્માન ઘડીભર મંદિર આગળની ભીડાભીડને જોઈ રહ્યો.

પણ બળ કરીને વળી એણે પોતાની જાતને ઘર તરફ વાળી લીધી. ભૂખ પણ ખૂબ લાગી હતી. પોતાના ભૂખ્યા પેટને ઠપકો આપતો હોય એ રીતે યાદ આવતાં બબડ્યો : 'દસ બજે તો ખીચડી ખાઈ હૈ-પોણી તપેલી !'

પણ એવો જ સામો જવાબ મલ્યો : 'આખર તો ખીચડી જ ને ? એક ઘડી મેં હજમ ! કમસેકમ બીસ માઈલ ચલા હોઉંગા.'

પાસે પેલા બે આના હતા. પણ આટલી મૂડી ખર્ચી

નાખીને ચા પીવાની એની હિંમત નો'તી ચાલતી. અરે બીડી જ ખલ્લાસ થઈ હતી. પછી ચાની ક્યા બાત !

પણ એય એણે—બીડીની દુકાન તરફ વળેલા પગમાં રમઝુના નામની આંટી નાખીને થંભાવી દીધા: 'રમઝુને પાન છોડ દિયા તો તેરેસે ક્યા બીડી નહિ છૂટતી ?'

પણ કાગડાના બચ્ચા પર બિલાડી નજર નાખે ને જે રીતે પેલો કાગડો કાળો કકળાટ કરી મૂકે એ રીતે ઉસ્માનનું મન કકળી ઊઠ્યું: 'બીડી ભી નહિ ?! બીડી તો ભાઈ નહિ છૂટેગી...નહિ મલે તો રસ્તા ઉપરનાં આ ઠૂંઠાં છેવટ—

ત્યાં તો એને પોતાની જાત ઉપર તિરસ્કાર આવ્યો, ને મક્કમ બલકે કઠોર બનતાં નિર્ણય કર્યો: 'ઐસા કરું. બારા પૈસેમેંસે પાંચ કા રમઝુ કે લિયે મસાલાવાલા બઢિયા પાન ઔર મેરે લિયે એક ચારમિનાર (સિગારેટ). રમઝુ પાન ચબાયગી ઔર મેં પિયુંગા સિગારેટ. દોનો ફીર એક દુસરે કી કસમ ખા કર છોડ દેંગે.'

ને બાજુની દુકાનેથી પાનસીગારેટ ખરીદી ખિસ્સામાં મૂકતાં વધેલા ત્રણ પૈસા પાટલુનના ખિસ્સામાં સેરવી દીધા. હાસ્યનો એક દપકો કરતાં: 'કોઈ યું ન કે'વે કે નોટો કી નોટો રખને વાલા ઉસ્માન કે ખિસ્સે મેં એક નયા પૈસા ભી નહિ હૈ !'

પરંતુ ઘર તરફ ડગ ભરતાં વળી પાછો હૈયામાં ધ્રાસકો ઊઠ્યો. નજર સામે તુરુચાચા, મગરિબનો વાયદો, ભૂખી રમઝુ તો—પોતે પણ કંઈ ઓછો ભૂખ્યો નો'તો થયો !

ને ઘરઢાળા થતાં થતાં મનને વળી પાછા થવા લાગ્યું: સાંજના વખતે હોટલ–દુકાનોના છલકી ઊઠેલા ગલ્લામાંથી ઝાપટ લગા કર હો જાઉં છૂ...! પકડો... પકડો...વો...જાય. જાય ઔર ગલી કુંચિયોમેં ગાયબ !...

ને કોણ જાણે આવા કોઈ ઈરાદા ઉપર વિચાર કરવા માટે કે પછી રતનપોળ આગળના ગાંધીમાર્ગ ઉપરની એ ગીરદીને લીધે કે ગમે તેમ નાકા ઉપર ઉસ્માન થંભી ગયો. સાયકલો, રીક્ષાઓ, સ્કૂટરો ને મોટરો વગેરેનું પણ પાસેથી ઢાળ ચઢતું વહેણુ જોતો તો પડખામાંથી પાતળાં વહેણને રતનપોળમાં વહેતું નીરખતો.

એક મોટરને પગ આગળથી પસાર થતી જોઈને એવી તો ઉસ્માનને એની ઉપર દાઝ—

પણ એવી જ બીજી સુંદર મોટર એની પાછળ આવી રહેલી જોતાં તો ઉસ્માનના મોં ઉપરની પેલી દાઝ–દાઝ તો એ જ પણ દિશા જાણે બદલાઈ ગઈ હતી બહારને બદલે અંદરની પા ગતિ કરતી...

ત્યાં જ બરાબર ગાંધી માર્ગના એ ખીચોખીચ રસ્તા ઉપર ભીડ ચીરતી હોય એવી બે ચીસો ઊઠી. એક હતી બ્રેકની તો બીજી 'આ' માણસની હતી !–

કમનસીબ ઉસ્માન પોતે જ ધડ ફૂટપાથ ઉપર તો પગ એના પંખા નીચે ને જાણે છેલ્લા દમ બોલાવતો હતો: 'મર ગ્યા રે...મર ગ્યા !'...

આખુંય એ ભરચક બજાર અદ્ધરશ્વાસે થંભી ગયું. વાહનો પણ !

ભયનું માર્યું ચિરરર કરતું વાંદરીનું બચ્ચું પોતાની માને વળગી પડ્યું હોય એ રીતે સડક સાથે જડાઈ ગયેલી એ પ્લેમાઉથમાંથી આ તરફનું બારણું ખોલી મોટર હાંકનાર શેઠ પોતે ફટ કરતોકને બહાર નીકળ્યો. ઉસ્માનના ચહેરા કરતાંય પહેલાં એણે પંખા નીચેના પગ જોયા. એક પગ ઠીક ઠીક છોલાઈ ગયો હતો. અંદરથી લોહી પણ જાણે ઝમવા લાગ્યું હતું ! ઝટ એ ઉસ્માન તરફ ફર્યા. કહ્યું: 'ખાસ કંઈ નથી વાગ્યું દોસ્ત. બોલ કે'તો હોય તો દવાના પૈસા'– ઉસ્માને દર્દનું માર્યું વિકૃત બનેલું પોતાનું મોં નકારમાં માથું હલાવતાં ફેરવી લીધું.

શેઠે વળી કહ્યું: 'બોલ નહિ તો આ પેલી પોલીસ આવે. કાગળિયે કેસ ચઢશે તો પછી—બાકી જો તું માની જાય તો બે દિવસેય દવાખાનામાં નહિ રહેવું

પડે ને મટી જશે. આપું પૈસા ?'

પાટલુનના પાછલા ખિસ્સામાંથી પાકીટ કાઢવા હાથ પણ નાખ્યો.

ઠઠ વળેલા લોકોમાંથી કેટલાકનો મૂંગો ગુસ્સો આંખો વાટે શેઠ ઉપર ઊછળી રહ્યો હતો. પણ શેઠને એની પરવા ન હતી. પેલાને જ પૂછતા, 'બોલ નહિ તો પછતાઈશ. મારે તારા ગરીબ માણસના નિસાસા'— એમાં વળી ઉસ્માને જોયું તો પોલીસ જ શેઠને સલામ કરતો હતો!

અને એ સમજી ગયો. કણસતાં કણસતાં બેઠો થયો. ગરીબ લોકોનો હિસાબ ન ગણનાર શેઠ ઉપર થોડોક ગુસ્સો વેરી લાગલો જ સવાલ કર્યો:

'શું આપો છો બોલો ?'

'તું કહે એ ?'

ઉસ્માનને થયું. માગું પાંચસો. પણ અંતર એનું ના પાડી ઊઠયું. મન પણ કહેતું હતું એટલા બધા તો ઠીક છે પણ—

ને શેઠને જ કહેલું: 'આપી દો તો દવાના થાય એટલા—ઔર કયા.' આ સાથે જ 'અહીં! કેવું મઝાનું પોતાને યાદ આવી ગયું!' અરે આ યાદ ખુદ એની રમઝુ હતી એ વિચાર પણ મનમાં મનમાં આવી ગયો. ને લાગલું જ એણે સ્વગત બોલતો હોય એ રીતે શેઠને કહ્યું: 'કમસેકમ એક મહિનો તો... નોકરી ઉપરથી ગેરહાજર રે'વું પડશે...જો હાડકું-બાડકું નહિ તૂટયું હોય તો!'

ને પંખા નીચેથી પગ કાઢતાં એવો તો એ 'આહ! '...આહ—!'...નાં કણસાટ કરવા માંડયાં કે...

પછી દર્દભરી આંખો શેઠ સામે માંડતાં બોલ્યો: 'ફીર ભી નોકરી તો જાવેગી ને શેઠ!'

'કયા નોકરી હૈ ?'

સરસ્વતી દેવી ઉસ્માનની મદદમાં હતાં. બોલ્યો: 'તુરુચાયા કર કે એક પરચુરણ વેપારી કે વહાં... આહ!...મર ગયા રે...' રડમસ અવાજે ઉમેર્યું. 'વો કુચ પગાર બગાર કે રજા બજા દેવે નહિ સા'બ!...આહ!...આહ!...નોકરી તો જવાની!'

'ઠીક હૈ. લે યે દવા કે પૈસે, ઔર મીટ જાવે ઉસ્કે બાદ જો નોકરી તૂટ જાવે તો લે યે સરનામા, મેરે કુ મીલના. નોકરી ભી મીલ જાયગી!'

ઉસ્માને અંતરમાંથી ઊઠતી આનંદની કિલકારીને મહા મુસીબતે રોકી પાડી તો પણ અડધોપડધો આનંદ તો પેલી દર્દિલી 'આહ'માં ભળી જ ગયો હતો. 'આહ!... આહ!'...

શેઠે આપેલા પૈસા લેતા (દસની નોટોમાંથી પાંચેક શેઠે ગણી હતી એ એણે જોયું હતું.) બોલ્યો: 'કયા કરૂં શેઠ! દુસરા હોતા તો...મગર મેરે કુ રીક્ષા...ઘર તો પહોંચાઓ શેઠ અબ હોને વાલા તો...આહ...આહ...'

રીક્ષાવાળો પણ એકસીડન્ટનો આ તમાસો જોતો બાજુમાં જ ઊભો હતો. ફટ એણે ઉઠાવવાનો પ્રયત્ન કરતા ઉસ્માનને બાવડે ઝાલ્યો. 'વો'ખડી ચલ.'

અને પછી કયાં રહે છે એ પૂછી લઈને બીજા હાથે શેઠ પાસેથી બે રૂપિયાનો ફેરો પણ ખિસ્સામાં મૂકી દીધો. રીક્ષામાં લઈ ચાલ્યો.

ને લંગડાતા ઉસ્માને આખાય બજારને દયા ખાતું મૂકીને તો પોલીસને પોતાનું નામઠામ લખાવીને 'આહ..આહ...' કરતાં રીક્ષામાં જાણે પછડતું નાખ્યું. અરે પલંગમાં જાણે પોઢતો હોય એ રીતે લંબાવી દીધું. રીક્ષાવાળાને સૂચના આપતાં: 'આસ્તે ચલાના દોસ્ત ખૂબ જ આસ્તે! જાણે બરાત નીકલી!'...

રીક્ષાવાળો પણ આટલા દર્દમાં રમુજ કરનાર ઉસ્માન ઉપર ખુશ થયો. બોલ્યો: 'ફિકર ન કર, પેટમાંનું પાણીય નહિ હાલવા દઉં!...'

ને ધીમી ગતિએ જઈ રહેલી ઉસ્માનની રીક્ષા પાછળ ચાલવા લાગેલો પેલો ટ્રાફીક પણ એવો લાગ્યો: સાચે જ જાણે બરાત ચાલી!...

*

બિચ્ચારી રમઝુ! રીક્ષામાં આવેલા ઉસ્માનને રીક્ષા-વાળાની મદદથી બહાર નીકળતો જોઈને એવી તો ચીસ પાડી ઊઠી: 'હાય અલ્લા!' દોડી આવી. ઉસ્માનને બાવડે ઝાલતાં જાણે વળગી પડી: 'ક્યા હુવા ઉસ્માન?!'

'કે'તા હું...જરા પાની પીલા?'

પણ પાણી લાવી, ને ઉસ્માન એ પીવા લાગ્યો એ દરમિયાન પંજાબી લેબાસમાં હુર જેવી લાગતી રમઝુનો જીવ એવો તો તાળવે ચોંટી રહ્યો કે—

એમાં વળી ગ્લાસ ખાલી કરી બારણામાં જ લાંબા થતાં ઉસ્માને નિરાંતનો બલકે મૂક્તિનો કોઈ આહલાદક ચિત્કાર કર્યો: 'આહ!' ને આંખો મીંચી મરક મરક એવો તો હસી રહ્યો કે—

'પાગલ તો નહિ હુવા?' રમઝુનો ફાળભર્યો અવાજ છાતી બેસી જાય એવો હતો.

ને ઉસ્માને એને પાસે ખેંચી બલકે આધી એવી છાતીએ ગાળી એવી તો કાનમાં વાત કરી કે—

ઊલટાની રમઝુ ઓર મૂંઝાઈ. પૂછવા લાગી 'પાગલ તો નહિ હુવા? જાનબુઝ કર મોટર મેં કોઈ આતા!' ઉસ્માને એના મોં ઉપર હાથ મૂકી ચૂપ કરી દીધી.

ખિસ્સામાંથી પેલી નોટો કાઢી ખરા પસીનાના ત્રણ પૈસા રમઝુના હાથમાં આપતાં બોલ્યો: 'લે સબસે પહેલા યે તીન પૈસે કી અગરબત્તી લે આ ઔર સામને વાલી પીરકી દરગાહ ઉપર જલા આ!... બોલના તેરી રહમ ઔર રમઝુકા પ્યારસે મેરે કુ. આજ નોકરી ભી'—

કૃતજ્ઞતાનો ભર્યો ઉસ્માનનો અવાજ ગળામાં જ અટકી ગયો...

તો રમઝુનો પેલો ખૂબસુરત ચહેરો પણ—

ખરું પૂછો તો મૂંઝવણમાં જ પડી ગઈ હતી દુઃખી થવું કે ખુશી મનાવવી, બોલી પણ ખરી: 'જાન બુઝકર મોટરમેં આયા ઔર પૈર કુ કુચ હુવા તો?'—

ઉસ્માને રમઝુના ગોરા ગાલને પસવારતાં કહ્યું: 'કુચ બી નહિ હોગા. યકિન રખ. તેરે હાથ સે લગી હુઈ હલ્દી, તૂટી હુઈ હડ્ડી કો બી સાંધ દેગી! જા, એક દફે અગરબતી લગા આ, ઔર લે નુરુચાચા કુચ કે'વે તો યે ત્રીસ રૂપયે બી લેતી જા'...

ને નુરુચાચાને આપવાના પૈસાની વિગત સાથે ચાલી જતી રમઝુ તરફ તાકતો ઉસ્માન એવો હસી રહ્યો. નુરુચાચાની દયા ખાતો: 'નોટો દેખ કર બિચારા વો બોલતા બી બંધ હો જાયગા!...ક્યા દુનિયા હૈ! એંશી પૈસે કી ખીચડી મેં...'



'મિત્રા'

## ન આવતો તું

આ જિંદગીમાં થાકી પ્રતીક્ષા કરી
તો યે તું ન આવ્યો પ્રિય કદી.
આવવું, ન આવવું એ છે તારી મરજી,
ખેંચું શી રીતે જે તાંતણે ન બાંધી શકી?

આવવું જ જો ન હોય તો પ્રિયે,
કદીય ન આવજે તું મુજ સમીપે
ને આવે તો પછી ન આવ એ સમે
જ્યારે મિલન ઝંખના થીજી ગઈ હશે.



ઈશ્વર પેટલીકર

# કામેચ્છાનાં ભરતી–ઓટ

જાતીય જ્ઞાનની અજ્ઞાનતાને લીધે કેટલાંય દંપતીઓ જ્ઞાનતંતુઓનાં દર્દથી પીડાય છે. દુનિયાની ઝીણામાં ઝીણી વાત જાણવા આપણે ચીવટ રાખીએ છીએ પણ જીવનની મહત્વની આ વાત પ્રત્યે કેમ આમ?......

આ સામાજિક કુરૂઢિનો ભોગ મુખ્યત્વે કરીને સ્ત્રીને બનવું પડ્યું છે, તેમ જાતીયજીવનની કુરૂઢિનો ભોગ પણ એને થવું પડ્યું છે. જાતીયજીવનના જ્ઞાનને અશ્લીલ માનીને તે વિષે અજ્ઞાન રહેવામાં સંસ્કારિતા મનાઈ છે. ઘણી માતાઓ એમની દીકરી પ્રથમ પુષ્પવતી થઈ ત્યારે એ જ અજ્ઞાનને લીધે લોહી જોઈ કેવી ગભરાઈ ગઈ હતી તે પ્રસંગ બીજાઓ સમક્ષ વર્ણવવામાં ગૌરવ માને છે. માતા તરીકેનો એ ધર્મ ચૂકતાં હતાં અને દીકરીને તે જ્ઞાન આપવું જોઈતું હતું તેમ એમને પસ્તાવો થતો નથી. જાતીયજીવનનું જ્ઞાન નવજુવાનોને પ્રકૃતિ દ્વારા મળી રહેશે તેમ માની નથી માબાપો આપતાં, નથી શિક્ષણમાં તે વિષયનો સમાવેશ થતો કે નથી તેવાં પુસ્તકો દ્વારા મેળવી લેવાની આવશ્યકતાની સમજણ અપાતી. ઊલટું, એ વિષે એ જેટલાં અજ્ઞાન તેટલાં નિર્દોષ તેમ મનાય છે. સ્નાતક થયેલ નવદંપતી જાતીય જ્ઞાન અંગે મોટે ભાગે અભણ દંપતી જેટલાં અણસમજુ હોય છે.

છતાં એવાં અણસમજુને સંસાર ભોગવવામાં મુશ્કેલી આવતી નથી. એમને એ અજ્ઞાનતા સાલતી હોય તેમ જોવા મળતું નથી. યથાકાળે એ માબાપ બને છે અને સુખેથી જીવતાં હોય છે. એમને કોઈ પ્રકારની ફરિયાદ નથી. આ સ્થિતિ જોતાં સહેજે સવાલ થાય કે આ વિષયના અભ્યાસની જરૂર શી છે? આ વિજ્ઞાનના જ્ઞાન અંગેની ઉપેક્ષાનું આ એક કારણ છે, તો બીજું એ જ્ઞાન અંગે ભય પણ છે. આજનાં સિનેમાનાં પ્રેમલા–પ્રેમલીનાં દશ્યો એવાં ઉઘાડાં આવે છે કે જુવાનોને તે બગાડી મૂકે છે. જુવાનીમાં કુદરતે જાતીય આવેગ પ્રબળ મૂક્યો હોય છે. અને તેને ઉશ્કેરે તેવાં ચિત્રપટો જુએ એટલે વાંદરાને દારૂ પાયા જેવી સ્થિતિ થઈ રહી છે. જાતીયજ્ઞાન અંગે પણ આવી કંઈક સમજ પ્રવર્તે છે. જાતીયવૃત્તિને તાબે થવું એ કંઈ વિકાસનું લક્ષણ નથી. આરોગ્ય સારું કરવા માટે આરોગ્યના જ્ઞાનની જરૂર છે, બાળકોનો સારો ઉછેર કરવા બાળઉછેરના જ્ઞાનની જરૂર છે, પણ જાતીયવૃત્તિનો એવી રીતે કંઈ વિકાસ સાધવા જેવો નથી, બને ત્યાં સુધી એ ઉપર સંયમ મેળવવાનો છે. જાતીય વૃત્તિ સંતોષવાનું જ્ઞાન મેળવવાથી સંયમને નુકસાન પહોંચવાનું છે એમ માની એ જ્ઞાનના અજ્ઞાન દ્વારા સંયમ વધુ સાધ્ય થાય તેવી સમજ છે. જાણે આ જ્ઞાન સંયમનું વિરોધી હોય અને અજ્ઞાન સંયમનું પોષક હોય તેમ શાહમૃગવૃત્તિ રાખીને સમાજે અજ્ઞાનતા એ આશીર્વાદરૂપ છે તેવો સંતોષ માન્યો છે. વળી અજ્ઞાન દંપતીને લગ્નજીવન ગાળવામાં એ અજ્ઞાનતા આડે આવતી નથી તેવી સમજ એને પોષણ આપે છે.

આ સમજ કેવળ સમાજમાં પ્રવર્તે છે એટલું જ નહિ ખુદ નવદંપતીમાં પણ પ્રવર્તે છે. એ અજ્ઞાની હોવા છતાં લગ્નસુખનો આનંદ ભોગવી શકે છે. પરંતુ આ સુખ શાને આભારી છે તે એ વિષયની અજ્ઞાનતાને લીધે સમજી શકતાં નથી. સૌ તંદુરસ્ત નવજુવાન જાતીય આકર્ષણ અનુભવે છે અને તે પ્રાપ્ત કરવાનો ધર્મમય માર્ગ સમાજે લગ્ન દ્વારા સ્વીકારેલો, એટલે જેમને પરસ્પર પરિચયમાં આવી પ્રેમભાવ જાગ્યા પછી લગ્નની અનુકૂળતા છે તે પ્રેમલગ્નથી જોડાય છે. જે સમાજમાં એ સ્થિતિ નથી, પરંતુ જુવાનોની પસંદગીનો સ્વીકાર થયો છે તે મુલાકાત દ્વારા અરસપરસની પસંદગીથી જોડાય છે. અને જે સમાજમાં માબાપ પાસે જ લગ્નનાં સૂત્રો છે તે માબાપની પસંદગી પ્રમાણે જોડાય છે. આ બધા પ્રકારથી જોડાયેલાં નવદંપતી જુવાનીને લીધે જાતીય





આકર્ષણ અનુભવે છે. લગ્નની શરૂઆતમાં જાતીય સુખ નવું નવું પ્રાપ્ત થયું હોય છે. એટલે દંપતીને આનંદ પ્રાપ્ત થાય છે અને લગ્નની ઝંખનાની ઉત્કટતાને લીધે જાતીય સુખના આનંદમાં ભરતી હોય છે. આથી નવદંપતીને જાતીય અજ્ઞાનતા સાલતી નથી અને તે જ્ઞાનની જરૂર છે તેવો ખ્યાલ પણ આવતો નથી. ઊલટું એવી ગેરસમજમાં જણાય છે કે અમે જાતીયસુખમાં એકબીજાને સમજીએ છીએ અને અમારું એ બાબતમાં સજ્જેડું છે.

પરંતુ આ નાવીન્યતા જ્યાં ઓસરવા માંડે છે ત્યાં જાતીયસુખમાં ઓટ આવે છે. આ વિષયના અજ્ઞાનને લીધે મોટે ભાગે દંપતીને ખ્યાલ નથી આવતો કે એમના ઉપર જે માનસિક અસરો પડી રહી છે તે જાતીયસુખના ઓટનું કારણ છે. એમણે ભરતી જોયેલી છે એટલે ઓટ આવે તેનો એમને ખ્યાલ આવતો નથી—વિચાર આવતો નથી. બંનેમાં જે પરિવર્તન દેખાય છે તેનું મૂળ એ બીજે શોધવા નીકળે છે. કોણ જાણે કેમ પણ પત્નીનો સ્વભાવ પહેલાં કરતાં બગડી ગયો છે! એ ચીડિયણ થઈ ગઈ છે! અને જો એ માતા બની હશે તો એ પતિને વીસરીને બાળક પ્રત્યે ઢળી છે તેથી એ કામાવેગમાં ઠંડી પડી છે તેમ માની લેવામાં આવશે. એ ઠંડાપણું પતિના સુખમાં અંતરાયરૂપ છે અને પતિ એથી નાખુશ પણ થાય છે, છતાં ઊંડે ઊંડે એ અજ્ઞાનતાને લીધે ગૌરવ લે છે કે પત્નીમાં બાળક પ્રત્યે કેટલું ઉત્કૃષ્ટ વાત્સલ્ય છે કે તેનો કામાવેગ પણ ઓસરી ગયો! બીજી બાજુ પુરુષ પત્નીમાં પહેલાં કરતાં રસ ઓછો લેવા લાગે છે. એટલે પુરુષ વિષેની જે પૂર્વગ્રહની ગ્રંથિ સ્ત્રીમાં બંધાએલી ચાલી આવે છે તેનાથી એનો પતિ પણ મુક્ત નથી—ચંચળ પ્રકૃતિનો, ભ્રમરવૃત્તિનો પતિને માની લઈ એને અવિશ્વાસની નજરે જુએ છે અને કોઈ કોઈ વખત કલ્પી ન શકાય તે હદ સુધીનો પત્ની પતિ ઉપર આક્ષેપ કરે છે.

ચાર વર્ષના કોલેજજીવનના પરિચય પછી પ્રેમને વશ થઈ એક યુવતી માબાપની વિરુદ્ધ જઈ પ્રેમી યુવક સાથે લગ્ન કરે છે. યુવક સોહામણો છે. તંદુરસ્ત છે. એની સાથેના ગ્રેજ્યુએટ યુવકો કમાઈ શકે તેના પ્રમાણમાં સારું કમાય છે. શહેરમાં બંને સ્વતંત્ર રીતે રહે છે. એક બાળકનાં માબાપ થયાં છે. પરણ્યાં ત્યારે એમને સ્વર્ગ ચાર આંગળ પણ દૂર ન હતું. હવે? વાસણો ખખડે ત્યાં સુધી તો ઠીક. પણ ખખડાટ કોઈ વખત એવો પરાકાષ્ઠાએ પહોંચી જાય છે કે એક ગ્રેજ્યુએટ યુવતી પતિ ઉપર આટલી હદનો આક્ષેપ કરે તે કલ્પનામાં આવતું નથી. સ્ત્રી નાવલિયા ઉપર અવિશ્વાસ લાવી નણંદ સાથેના અઘટિત સંબંધનો આક્ષેપ કરી બેસે છે. તે પ્રકારનો કિસ્સો અગાઉ મારી સમક્ષ આવ્યો હતો. પરંતુ આમાં તો પત્નીએ પતિ ઉપર મા સાથેના અઘટિત સંબંધનો આક્ષેપ કર્યો હતો. સગી મા! સાસુના ખોળામાં પણ વહુના બાળક જેવડું બાળક ધાવતું હતું. એણે પતિને એ તમારા સંબંધથી થયેલું છે તેટલી હદનો આક્ષેપ મૂક્યો હતો! આવી યુવતીને એના આ વર્તન બદલ આપણે જંગલી માની લઈએ અને તેના તરફથી મોં ફેરવી લઈએ તેથી કંઈ આવી સ્થિતિનો ઉકેલ નીકળશે નહિ. પરંતુ ગ્રેજ્યુએટ થયેલી પ્રેમલગ્નથી પરણેલી અને પ્રેમી માટે માબાપ ત્યજીને આવેલી યુવતીના આ માનસિક દર્દનું પગેરું કાઢવામાં આવે તો જાતીયજીવનના અસંતોષમાં નીકળે તો નવાઈ નહિ.

બીજા એક નવજુવાન દંપતી પણ પ્રેમલગ્નથી પરણ્યાં હતાં. અને ત્રણ વર્ષે લગ્નની ભરતી શમી ગયા પછી બંને વચ્ચે ચાલતા ખટરાગમાંથી માર્ગ શોધવા મારી પાસે સ્કૂટર ઉપર બેસીને આવ્યાં હતાં. એ યુવકે પત્નીની હાજરીમાં એના પ્રત્યે એને કેટલો તિરસ્કાર છે તે વ્યક્ત કરતાં કહ્યું—અમે સ્કૂટર પર બેસીને નીકળીએ છીએ ત્યારે અમને જોઈ લોકને થતું હશે કે આ કેટલાંય સુખી હશે! પરંતુ સાચું પૂછો તો એ મારી કેડે હાથ વીંટાળીને બેઠી હોય છે ત્યારે નાગણ



મને ચૂડ ભરતી હોય તેમ લાગે છે.

પત્ની પ્રત્યેના આ તિરસ્કાર પાછળ જાતીય જીવન પડેલું હતું તે પણ એણે તેની હાજરીમાં જણાવ્યું: 'એ એવી કામાતુર છે કે નફ્ટાઈપૂર્વક મને કહે છે કે જો તમે મને નહિ સંતોષો તો હું ગમે તે પુરુષ પાસે જઈશ.'

એ યુવતીએ તેનો ઈન્કાર કર્યો ન હતો, પરંતુ પોતાને પક્ષેથી બચાવ કરતાં કહ્યું હતું: 'એ મારો દોષ કાઢે છે, પણ એમનાં લક્ષણ કેમ છૂપાવે છે? પરોઢિયે દૂધવાળો આવે ત્યારે એ દૂધ લેવા ઊઠતા. મેં જાણ્યું કે મારી દયા ખાય છે. પરંતુ એનો ભેદ તો પાડોશી છોકરી તે વખતે દૂધ લેવા નીકળતી તેનો સહચાર સાધવાની તક ઝડપી લેવા ઊઠતા હતા. મેં પકડી પાડ્યું અને હવે હું જ દૂધ લેવા ઊઠું છું.'

યુવકે તેનો ઈન્કાર કરતાં કહ્યું: 'આ એનો ગુનો હલકો કરવા મને એના જેવો માને છે. એમાં કંઈ તથ્ય નથી.'

એમાં તથ્ય છે કે નહિ તે અહીં મુદ્દો નથી. પરંતુ પ્રેમલગ્નથી પરણેલાં આ દંપતી જાતીય જીવનમાં ભારે અસંતોષ ભોગવે છે. અને તેના કારણે એકબીજાને ન વેઠી શકાય તેવી સ્થિતિ ઊભી થઈ છે.

ત્રીજા દંપતીના દાખલામાં પણ બંનેએ પ્રેમલગ્ન કરેલું છે. પરંતુ પત્નીમાં દિવસે દિવસે બે બાળકોની માતા બનતાં સુધીમાં જાતીય જીવનમાં એટલું બધું ઠંડાપણું આવ્યું છે કે મહિનામાં એક વખત પણ તે પતિના જાતીય-સુખની ઇચ્છા સંતોષવામાં ઉમળકો બતાવતી નથી. પુરુષને બળાત્કાર કરવા જેવી સ્થિતિમાં મુકાઈ જવું પડે છે. એ બને તેટલો સંયમ પાળવા પ્રયત્ન કરે છે. પણ એ આવેગ કાબૂમાં નથી રહેતો ત્યારે બળાત્કાર જેવા સંભોગથી દૂર રહી શકતો નથી, એથી એને પૂરો આનંદ ક્યાંથી મળે? શિક્ષિત અને નાજુક લાગણીઓને સમજે તેવો સંવેદનશીલ પતિ છે એટલે પત્ની ઉપર બળાત્કાર જેવી સ્થિતિ ગુજારતાં એ હીણાપણું અનુભવે છે. પોતાની જાત ઉપર તિરસ્કાર આવે છે. પત્ની ઉપર તો તિરસ્કાર જાગ્યા વિના ન રહે. આથી યુવકનો સમાજમાં જે દરજ્જો છે તે કારણે અને સમાજના જે થરમાંથી આવે છે તેને લીધે બીજી સ્ત્રીઓ સાથે મૈત્રીસંબંધ કેળવાય તેમ છે. પરંતુ એ સમજીને એવી મૈત્રીથી દૂર રહે છે, એ પોતાની જાત ઉપર વિશ્વાસ મૂકતાં ડરે છે કે એ જાતીયસુખથી વંચિત છે તે કારણ અઘટિત સંબંધમાં ખેંચાઈ જાય તો?

સમાજમાં આવા દાખલાઓ ઓછા જોવા મળતા હોય અગર આવા કારણે અઘટિત સંબંધો જે જોવા મળે છે તે પણ ઓછા પ્રમાણમાં બનતા હોય તેથી મોટા ભાગનાં દંપતી જાતીયજીવનથી સુખી રહે છે તેમ માની લેવાની જરૂર નથી. પશ્ચિમમાં માર્ગારેટ સેંગર સેન્ટરે સરવે કરી તેમાં ૬૬ ટકા સ્ત્રીઓ જાતીય સુખની પરાકાષ્ટા અનુભવી શકતી નથી, તેમ આ દેશની જો સરવે કરવામાં આવે અને દંપતીઓ નિઃસંકોચ પોતાના દિલની વાત કરે તો એ ટકાવારી ઓછી ન નીકળે તેમ આ વિષયનું અજ્ઞાન જોતાં અનુમાન કરવાનું રહે છે.

આ અજ્ઞાન ઉપરાંત સ્ત્રી જાતિમાં આ વિષય અંગે જે રૂઢ માન્યતા ચાલી આવે છે તે પણ એ કરુણતામાં વધારો કરે છે. પુરુષ ભોક્તા છે અને સ્ત્રી ભોગ્ય છે એ માનસને વશ થઈ પુરુષ ભોક્તા તરીકે એક કરતાં વધુ સ્ત્રીઓને ભોગ્ય તરીકે પરણતો હતો અને શ્રીમંતોમાં ભોગ્ય તરીકે ઉપવસ્ત્ર—રખાત રાખવામાં મોટાઈ-શોભા મનાતી હતી! સ્ત્રીની સમાનતાના હક્ક સ્વીકારાઈને હવે અનેક પત્નીને બદલે એક પત્ની-વ્રતનો આદર્શ સ્વીકાર પામ્યો છે.

પરંતુ એ સમાનતા જાતીયજીવનના ક્ષેત્રે બંને સરખા જ ભોક્તા અને ભોગ્ય છે તે સમજ સ્ત્રીમાં ખીલેલી જોવા મળતી નથી. પરિણામે, જાતીયસુખના વ્યવહારમાં સ્ત્રીએ પુરુષના સમાન દરજ્જે ભાગ લેવો જોઈએ તે બનતું નથી. કામાવેગ એ હલકી સ્ત્રીનું લક્ષણ છે એવી વૃત્તિને વશ થઈ પત્ની પોતાનો એ આવેગ છૂપાવે છે, એથી ઊલટું એનામાં જાતીય





આવેગનું ઠંડાપણું હોય તો તે એને ખામીને બદલે સદ્‌ગુણ સમજે છે. પવિત્રતાની માત્રા એટલી વિશેષ પ્રમાણમાં છે તેમ રાચે છે. પુરુષમાં જો જાતીય સુખ ભોગવવાની ખામી હોય તો એ વસ્તુ એને માટે પુરુષત્વના પડકાર સમી બની જાય છે. એવા ખામી-વાળા પુરુષની સમાજમાં બેઆબરૂ થાય છે. પુરુષની નિંદા થાય છે. અને એ વિષય લઈને નાટક-વાર્તામાં એની મજાક પણ ઉડાવવામાં આવે છે. અને પુરુષે પણ એને એટલું હીણું માન્યું છે કે એવા પુરુષોએ દુ:ખની લાગણીમાં આપઘાત સુદ્ધાં કર્યાં છે. ત્યારે એવી જાતીય સુખની લાગણી ન અનુભવી શકતી ઠંડી સ્ત્રીને એમાં એના સ્ત્રીત્વની ખામી દેખાતી નથી ! ઊલટું, એમાં એ સદ્‌ગુણ પવિત્રતાનાં દર્શન કરે છે, પછી એવી સ્ત્રીએ આપઘાત કર્યો હોય તેવું તો બને જ કયાંથી ?

સ્ત્રીમાં શરમ અને લજ્જાના સમાજે એવા ઊંડા સંસ્કાર નાખ્યા છે કે પતિને પણ પોતાને અસંતુષ્ટ કહેતાં લજ્જા અનુભવે છે. લજ્જા ઉપરાંત સ્ત્રીની સામાજિક સ્થિતિ પણ એમાં ભાગ ભજવે છે. સ્ત્રી આર્થિક રીતે અને સામાજિક રીતે દબાયલી છે અને તેથી પોતાની ઇચ્છાને જતી કરી પુરુષની ઇચ્છા પ્રમાણે રોજિંદા જીવનમાં વર્તે છે. જાતીય-જીવનની બાબતમાં પણ એવું જ ઓશિયાળાપણું ભોગવે છે. તે પોતાના અતૃપ્ત જાતીય આવેગ સંતાડી રાખે છે. પરિણામે એ કુંઠિત કે વિકૃત રૂપ લે છે.

ગૃહિણી તરીકે સ્ત્રીનો જે એકાંગી-વિશિષ્ટ તરીકે બિરદાવાતો સ્ત્રૈણ વિકાસ થયો છે તેથી પતિ પ્રત્યેની ફરજો બજાવવા માટે એ ટેવાઈ ગઈ છે. એ ફરજોમાં જ સ્ત્રી-જીવનની ચરમ સિદ્ધિ સધાઈ જાય છે તેવા સંસ્કાર દૃઢ થયેલા છે. આથી પત્ની તરીકે શયન-ખંડમાં પતિને પોતાની જાત સોંપી દેવાની એ ફરજ સમજતી આવી છે. પતિ પ્રત્યે એને અન્ય જવાબ-દારીઓ અદા કરવાની છે તેમ આ પણ એવી જ ફરજ છે. એ પોતાને પતિના ઉપભોગની વસ્તુ સમજે છે, અને પોતાને જાતીય સુખની ઇચ્છા ન જન્મી હોય અને તે સંબંધમાં એ આનંદ પ્રાપ્ત ન કરી શકતી હોય તો પણ પતિને તાબે થવાનું હોય છે. તેમ એ જવાબદારીઓ અદા કરે છે. પુરુષ પણ એટલો જ આ વિષયનો અજ્ઞાન છે. એટલે પોતાના સુખમાં સ્ત્રીના સુખની સમાપ્તિ માને છે. અને સ્ત્રી અસંતોષ છુપાવે છે; એટલે તે સુખી છે તેવા ભ્રમમાં પતિ રહે છે.

પરંતુ એ અજ્ઞાનનો- અસંતોષ—સુખનો અભાવ સ્ત્રીને દંડે છે. સ્ત્રી જે જ્ઞાનતંતુઓના દર્દનો ભોગ બને છે તેનાં મૂળ જાતીય ભૂખમરામાં હોય છે તેમ હજુ લોકોને વસ્યું નથી એટલે આ વિષયની અજ્ઞાનતા આશીર્વાદ-રૂપ છે તેથી સમાજને આંચ આવી નથી. પરંતુ જે વખતે એની જાણકારી થશે ત્યારે એ વિષયના જ્ઞાનની આવશ્યકતા સ્વીકાર પામશે. જગતના રાજકારણને જાણવા આપણે પ્રયત્ન કરીએ છીએ, વિજ્ઞાનની આગે-કૂચમાં ચંદ્ર સુધી પહોંચવાના પ્રયત્નમાં ગૌરવ લઈએ અને લાગણીઓ આપણે અનુભવીએ છીએ તે કામે-ચ્છાનાં ભરતી-ઓટ પુનરાવર્તનના અભ્યાસ સામે આપણે આંખ મીંચી જઈએ છીએ તે કેટલું વિચિત્ર છે !

☆





## ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# જ્ઞાનતંત્ર

આપણા શરીરનો જે મુખ્ય આધાર છે એવું જ્ઞાનતંત્ર શી શી કરામતો અને ખૂબીઓથી ભરેલું છે તે જાણવા માટે ખૂબ ધગશ અને ઊંડા અભ્યાસની જરૂર છે. પણ એ બધું થોડાક શબ્દોમાં ઊર્મિનાં વાચકો માટે જાણીતા દાક્તર-લેખકે આ લેખમાં તૈયાર કરી આપ્યું છે જે દરેકને ઉપયોગી અને માહિતીભર લાગશે......

પરભાષામાં શરીરવ્યાપારવિદ્યાશાખામાં એકલા જ્ઞાનતંત્ર ઉપર મહાગ્રન્થો લખાયેલા છે. આ વિષય એટલો વિસ્તીર્ણ અને જટિલ છે કે તેને એક નાનકડા લેખમાં સમાવવો મુશ્કેલ છે. છતાંય જ્ઞાનેપ્સુ વાચકોને ખાતર તેની સારગ્રાહી માહિતી આપવી યોગ્ય છે કારણ કે શરીરમાં જ્ઞાનતંત્ર વિના આપણો ચેતનાહીન, દૃષ્ટિહીન, અવાજ-વિહીન, ગતિ વગરના પણ વૃદ્ધિ પામતા જીવરસનો ઢગલો હોત. શરીર વૃક્ષની જેમ નિષ્ક્રિય કે સ્થિર રહેત. વૃક્ષ નથી તો ગતિ કરી શકતું કે નથી તેને સ્પર્શનું જ્ઞાન. નિકટની પરિસ્થિતિના રાસાયનિક અને પ્રાકૃતિક ફેરફારો મુજબ તેની જીવનક્રિયા નભે છે. જ્ઞાનતંત્ર દ્વારા આપણો દુનિયા સાથેનો સંસર્ગ વ્યવહાર જળવાય છે, આટલું જ નહિ પણ આ સંસર્ગો સાથે મેળ કે કુમેળ અનુસાર વર્તન દાખવાય છે. કોઈ રહસ્યભરી રીતે જીવન દરમિયાન થયેલા દરેક સંબંધો, દરેક વેદના અને દરેક આનંદનું આપણને જ્ઞાન થાય છે. વેદના અને આનંદ જોડાયેલાં છે. એક જ પ્રકારના જીવરસમાં તે સંઘરાયેલાં છે. એક વિના બીજું હોઈ પણ ના શકે.

જ્ઞાનતંત્રનું સવિસ્તર વર્ણન આપવું અશક્ય હોઈ એના મુખ્ય વ્યાપારોનું સારભાગ દર્શન યથાયોગ્ય નીવડશે. પ્રથમ તો એ જાણવું જરૂરી છે કે જ્ઞાનતંત્રની કામગીરી એ પરાવૃત્ત વ્યાપારોની પરંપરા છે. ઇન્દ્રિયજન્ય જ્ઞાનના પ્રત્યુત્તરમાં પરાવૃત્ત વ્યાપારો થાય છે. ત્યારે ઇન્દ્રિજન્ય જ્ઞાન એટલે શું ? આ જાણવા આપણે જ્ઞાનતંત્રના વ્યાપારોથી શરૂ કરીશું.

દૂર સુદૂર પ્રદેશોના તાર અને ટેલિફોન સંદેશા વ્યવહારોથી આપણે ચકીત થઈએ છીએ પણ એના કરતાંય વધારે સંકીર્ણ અને અપૂર્વ એવી આપણા શરીર વિષેની આવી વ્યવસ્થા વિષે અજ્ઞાનતા ધરાવીએ છીએ. દિવસ અને રાત જ્ઞાનતંત્રના અબજો કોષોમાંથી લાખો સંદેશાઓ છૂટે છે, જેના પરિણામે હૃદયના ધબકારા, શ્વાસોચ્છ્વાસની ક્રિયા અને આવી બધી અગણિત ક્રિયાઓથી દેહની ચેતના જળવાય છે. અરે, ઉનાળામાં ઠંડા પાણીનો પ્યાલો પીવામાં જ્ઞાનતંત્ર કેટકેટલી કામગીરી ઉપાડે છે તે જાણવું બસ થશે. ગળા અને મોઢાની આંતરત્વચાના સંવેદથી આપણને તરસનો ખ્યાલ આવે છે. આંગળીના સ્પર્શ તંતુઓથી પ્યાલો ઠંડોગાર હોવાનું ભાન થાય છે. હાથના ગતિતંતુઓની ક્રિયાથી હોઠ આગળ પ્યાલો ધરાય છે. જીભ અને ગળાના જ્ઞાનતંતુઓના હુકમથી માંસપેશીઓ હાલવાથી પીવાની અટપટી ક્રિયા થાય છે. એક પાણી પીવાની સાદી ક્રિયામાં થતા જ્ઞાનતંત્રના સંદેશાઓ ઉપરથી આખું જીવનતંત્ર નિભાવવામાં કેટકેટલા સંદેશાઓનો વ્યવહાર થતો હશે એ કલ્પનાતીત બાબત બને છે.

ઉપર કહી તે ગતિતંતુની વાત છે. વળી વાનગીનો સ્વાદ, અવાજની મધુરતા અને દૃશ્યની ભવ્યતા દર્શાવનાર સંજ્ઞાવાહી તંતુઓની વાત તો અનોખી છે. આપણી જીભમાં જ ત્રણ હજાર સ્વાદ કલિકાઓ છે. દરેક મગજ સાથે જ્ઞાનતંતુથી જોડાયેલી છે. ખોરાક જીભ ઉપરની સ્વાદકલિકાના સંબંધમાં આવે કે તુર્ત જ મગજમાં વિદ્યુકીય સંવેદ જાય છે. મગજ આનો અર્થ ઘટાવે તે મુજબ આપણને વાનગીનો સ્વાદ સમજાય છે.

બન્ને કાનમાં લાખની સંખ્યામાં શ્રવણતંતુઓ છે. અંદરનો કાનના સૂક્ષ્મ જ્ઞાનતંતુઓના છેડાઓ અવાજનાં આંદોલનો ઝડપી લઈ, પવનના ઝપાટે ઘાસની પત્તીઓ હાલે તેમ સ્વંદન પામે છે. અતિમંદ વિદ્યુકીય પ્રવાહ પેદા થઈ મગજમાં જાય છે; જ્યાં



અવાજની પરખ થવાથી તે સંગીતના મીઠા સૂરો રૂપે કે કૂતરાનું ભસવું બાળકની કીકિયારી કે પરિચીત અવાજ રૂપે સમજાય છે. આમ આપણે સાંભળીએ છીએ કાનથી પણ તે સંભળાય છે તો મગજમાં.

દરેક આંખમાં તેરસો લાખ પ્રકાશ ધારકો છે, જે મગજમાં સમુહ-છાપો મોકલે છે. કાનની જેમ આંખ માત્ર દૃશ્ય ઝીલે છે, બાકી તે જુએ છે તો મગજ. મગજમાં જ નૈસર્ગિક દૃશ્યનાં પરખ અને આહ્લાદ પેદા થાય છે. કદીક અંધારામાં ભીંત કે થાંભલા સાથે માથું ભટકાતાં આપણને પ્રકાશનો ઝબકારો કે તારાનું તેજ ચમકતું અનુભવાય છે. આ શું હશે? માથું પછડાતાં શ્રવણતંતુના વિદ્યુતીય સંવેદને મગજે પ્રકાશના ઝબકારાનો અર્થ તારવ્યાનું આ પરિણામ છે. આવું જ કંઈ અસ્થિર મગજના આદમીને અવાજના ભણકારા વાગવાનું કે દારૂડિયાને હાથી ને સાપોલિયાં જોવાનું થાય છે. અસ્વસ્થ જ્ઞાનતંત્રનાં નિરંકુશ સંવેદોનું આ પરિણામ છે.

બહારની દુનિયા સાથે મગજને સંપર્કમાં રાખનાર ચામડીમાં પથરાયેલા ધારકોનાં વિપુલ જાળાં છે. આમાં ગરમી ઠંડી અને સ્પર્શનું ભાન કરાવનારા ધારકો છે. વર્ષાદિના ઝાપટામાં પલળતાં મગજમાં ઠંડીના સંદેશાની ઝડી વરસે છે. શરીર ધ્રુજવા માંડે છે. ચામડીની ધમનીઓ સંકોચાય છે, જેથી ચામડીની સપાટી ઉપર ઓછું લોહી આવતાં શરીરમાંથી થોડી ગરમી હવામાં વહી જાય છે. ગરમી વખતે મગજમાં સંદેશા જતાં ચામડીમાં આવેલી ત્રીસ લાખ પ્રસ્વેદ-ગ્રંથિઓમાંથી પરસેવાની ઠંડક પેદા થાય છે.




સમસ્ત દેશમાં પથરાયેલાં નદીનાળાં-ની જેમ શરીરમાં લોહીના નળીઓ પથરાયેલી છે તો કોઈ મોટા શહેર-માં તાર-ટેલિફોનના આડાં અવળાં અને ઉપરાઉપરી નંખાયેલ તારનાં દોરડાં કરતાં ય અતિ સંકીર્ણ અને અનેકાનેક શાખા પ્રશાખાઓમાં વિસ્તરેલા જ્ઞાનતંતુઓ શરીરમાં પથ-રાયેલા છે.

એ પણ ખરું કે મગજ અમુક સંદેશાઓ ઝીલતું પણ નથી. ગરમ સોળ ચામડી ઉપર ચંપાતાં બહુ બેચેની ઉપજતી નથી પણ સોળ જેટલી જ ગરમ થયેલી ઈસ્ત્રી ચંપાતાં બળ્યાની રાડો ફાટે છે. આ કારણે જ બાળકને નવડાવ-વાના પાણીની ગરમી આંગળી બોળી માપવી એ ખોટું છે. આપણી આંગળીને પાણી વધારે ગરમ ના પણ લાગે પણ જ્યારે તે શરીર ઉપર રેડાય ત્યારે તો આખા શરીર ઉપરના જ્ઞાનતંતુઓ ઉપર તે ઝીલાતાં દઝાય એટલું ગરમ લાગતાં બાળક રડે પણ ખરું.

વળી અતિ ઉત્તેજનાથી ધારકો મંદ-જડ પણ બને છે. સફાઈનું કામ કરનાર હરિજન કામદારને મળની દુર્ગંધ નથી સતાવતી. આવી રીતે બોઇલરમાં કામ કરનારને અવાજની ઘરેરાટી કંટાળો કે બેચેની નથી ઉપજાવતી. જ્ઞાન-તંત્રના આવા અનુવર્તનની શ્રેણી જાણકારી છે. જ્ઞાનતંતુઓની બીજી કરામતોનો ઘણાને અનુભવ ક્યાં નથી થતો? પલાંઠી વાળીને બેઠા બાદ પગ ખોટો ઠૂંઠ બની જાય છે. જાણે કે આપણા શરીરનો તે ભાગ જ ના હોય તેમ ખાલી થતાં અને ચાલતાં ખડંખડું થઈ જવાય છે. આ

થવાનું કારણ એ છે કે પગના મુખ્ય જ્ઞાનતંતુ ઉપર દબાણ થવાથી સંવેદો બંધ પડવાથી સંદેશા-વ્યવહાર ખોટકાય છે. જ્ઞાનતંતુ કામ કરતો નથી પણ દબાણ હઠ્યા બાદ જ્ઞાનતંતુના સંવેદો શરૂ થતાં પગમાં ચેતના આવે છે.

જ્ઞાનતંતુઓનું મુખ્ય કામ માંસપેશીઓને કામમાં જોતરવાનું છે. આ કામને રોકવાનો પણ તેમની કોઈ રહસ્યભરી તાકાત છે. નહીં તો પગલું ભરવા જ્યારે પગ ઊંચકીએ છીએ તો તે ફુટબોલને લાત મારતા હોઈએ તેમ ઊંચકાયા જ કરે છે. ડી. રેટકલીફ લખે છે કે આખા મગજમાં વ્યાપતી આ રોકવાની અસર ઊંઘ દરમિયાન પ્રભાવી બને છે. જેના પરિણામે સ્વપ્નામાં વાઘ પાછળ પડ્યા હોય તો પણ આપણા સુસ્ત પગો કેમે કરી ચાલતા જ નથી એવો ભયનો પક્ષાઘાત કે ઝઝૂમતા ભય સામે બૂમ પાડવાની અશક્તિ આપણે અનુભવીએ છીએ.

મકાન જેમ ઈંટોનું બનેલું છે તેમ આપણું શરીર અસંખ્ય બારીક કોષોનું બનેલું છે. આ કોષો એક સરખા નહિ પણ શરીરના જુદા જુદા ભાગોની કામગીરીને અનુરૂપ પ્રકાર તથા આકૃતિના હોય છે. આમાં જ્ઞાનતંતુના કોષોની નવીનતા છે. બીજા કોષોનું કદ એક ઈંચના સોમા ભાગથી માંડી હજારમા ભાગ જેટલું હોય છે. પણ જ્ઞાનકોષને મોટું માથું અને લાંબી પૂંછડીનો ઘાટ છે. પૂંછડી સૂક્ષ્મથી માંડી ત્રણ ફૂટની લંબાઈની હોય છે. જ્ઞાનકોષનાં હજારોની સંખ્યામાં એકઠાં મળી કાં તો પાતળા તાંતણા જેવાં કે અંગૂઠા જેવાં જાડા જ્ઞાનતંતુનાં દોરડાં બને છે. જ્ઞાનકોષનાં માથાં કાં તો મગજમાં કે કરોડરજ્જુમાં રહે છે અને તેના તાંતણાઓ માથાથી તે પગના અંગૂઠાં સુધી શરીરમાં સર્વત્ર પથરાય છે.

કદ અને ઘાટની જેમ જ્ઞાનકોષો બીજી રીતે પણ અનોખા છે. બીજા કોષો વિભાજનથી પુનરૂત્પાદન થાય છે. આંગળીના ટેરવાં ઉપર પડેલો ઘા કોષોના પુનરૂત્પાદનથી રુઝાય છે. વાળ અને નખ પણ તે કાપવા છતાં આ રીતે વધે છે. આખું શરીર આવી રીતે સતત પુનર્જિવીત થાય છે.

આમાં અપવાદરૂપ માત્ર જ્ઞાનતંતુના કોષો છે. જન્મ વખતે આપણને તેનો જીવનભરનો પુરવઠો મળે છે. એક વાર એનો નાશ થયા પછી તેનું પુનરૂત્પાદન થતું નથી. હા, તાંતણો કપાય કે ઈજા પામે તો તેની પુનરૂત્પત્તિ થાય છે.

આપણા શરીરની કેટલીક કામગીરીઓ જેવી કે હૃદયનું ધબકવું, ખોરાકનું પાચન, શ્વસનક્રિયા વગેરે સ્વયંગતિક છે. આ કામગીરીઓ સ્વયંગતિક જ્ઞાનતંત્રનો કાબૂ છે. આના બે વિભાગ છે. સિમ્પેથેટિક જ્ઞાનતંત્રથી કામગીરી ઉત્તેજાય છે, પેરાસિમ્પેથેટિકથી મંદગતિ થાય છે. આ બન્ને જ્ઞાનતંત્ર હરપળે સંપૂર્ણ સહનિયમનથી કામ ઉપાડે છે. જો માત્ર પહેલા જ્ઞાનતંત્રનો કાબૂ થાય તો હૃદય જોસભેર ધબક્યા કરે, જો બીજાનો કાબૂ હોય તો ધબકવાનું બંધ થાય. હા, ઝડપી તાકાતની જરૂર સમયે સિમ્પેથેટિકનો અમલ શરૂ થતાં ઓજની સ્થિતિને પહોંચી વળવા હૃદય અને ફેફસાં વેગથી કામ ઉપાડે છે. ઊંઘ દરમિયાન પેરાસિમ્પેથેટિકનો કાબૂ હોવાથી શરીરની બધી કામગીરીઓ મંદ પડે છે.

જ્ઞાનતંત્રના આ બે વિભાગોની નાજુક કામગીરી શી રીતે થતી હશે ? એ થવામાં કોઈ વિદ્યુતીય પ્રવાહ કામ કરતો નથી પણ એક રાસાયણિક પ્રક્રિયા છે, પેરાસિમ્પેથેટિક જ્ઞાનતંત્રમાંથી એસિટાઈલ કોલિન દ્રવ્ય પેદા થાય છે તો સિમ્પેથેટિક જ્ઞાનતંત્રમાંથી નોરએડ્રેનલિન. એક સેકન્ડના હજારમા ભાગમાં આ દ્રવ્ય પેદા થઈ માંસપેશી સંકોચાવાની ક્રિયા થયા બાદ તે નાશ પામે છે. દરેક હૃદયના ધબકારે અરે, આંખના પલકારે આ અદ્‌ભુત સંકીર્ણ ક્રિયા થાય છે. આ બે દ્રવ્યોના અતિસૂક્ષ્મ પ્રમાણથી આપણે જીવતા અને આરોગ્યસભર રહીએ છીએ. ઉત્તેજવાનું કે વેગક્ષીણતાનું કામ પૂરું થયા બાદ તરત જ આ દ્રવ્યોનો નાશ થાય છે.

બોલવું ચાલવું વગેરે ઐચ્છિક ક્રિયાઓ છે. આ





ક્રિયાઓ જ્ઞાનતંત્રના ગતિતંતુઓ દ્વારા થાય છે. મગજમાંથી હાથ ઊંચકવાનો હુકમ છૂટે તે વખતે મગજમાંથી ગતિતંતુમાં સૂક્ષ્મ વિદ્યુતીય પ્રવાહ શરૂ થાય છે. આંખના પલકારામાં બનતા આ બનાવના સંદેશાના સંચારણની ઝડપનો ખ્યાલ રાખવા જેવો છે. એક કલાકના બસોથી ત્રણસો માઈલની ઝડપે સંદેશાનું વહન થાય છે.

જ્ઞાનતંતુઓ જો કે સંદેશાવહનનું જ કામ ઉપાડે છે પણ આ કામગીરીમાં પણ હોજરીનું ચાંદું કે લોહીના ઊંચા દબાણની રોગદશા આવી પડે છે. જો કે આ દશાના મૂળમાં તો મગજની ઊર્મિઓનો સંઘર્ષ રહેલો છે. વ્યથિત મગજના વિદ્યુતીય સંવેદના કારણે હોજરીમાં વધારે એસિડ સ્રવવાથી હોજરીનું ચાંદું થાય છે કે લોહીની નળીઓની માંસપેશીઓ સંકોચાવાથી લોહીનું દબાણ ઊંચું જાય છે. શ્વસન જ્ઞાનતંતુની ઉત્તેજનાથી હેડકીનો ત્રાસ આવી પડે છે તો સંજ્ઞાવાહી જ્ઞાનતંતુના ચેપ કે દાહથી ચામડી ઉપર વેદનાભરી ફોલ્લીઓ (હરપીસ ઝોસ્ટર) થાય છે.

જ્ઞાનતંત્ર સંબંધી હજુ ઘણું રહસ્ય ઉકેલાયું નથી. ગલીપચી થવાનું કારણ હજી સમજાયું નથી. આના કરતાંય જન્મ સાથે જ બાળકના ધાવવા માટે હોઠ લંબાવવા કે મૂઠી વાળી શકવાના પરાવૃત્ત વ્યાપારોની ક્રિયા હજુ અગમ્ય રહેલી છે. વિશેષ રહસ્ય તો આખા શરીરની ઐચ્છિક અને અનૈચ્છિક બધી ક્રિયાઓનું સંચાલન અને સદ્નિયમન કરવાની ત્રણ રતલ વજનના મગજની અગાધ અને અનુપમ શક્તિનું છે.



જેઠાલાલ ત્રિવેદી

## વેણુ વાગી

હું તો ગઈ'તી માધવને મેળે, મધુરી ત્યાં વેણુ વાગી;
સૂતી હૈયે કો સાપણી જાગે, મધુરી શી વેણુ વાગી,
હું તો ગઈ'તી માધવને મેળે૦

વેણુ વાગી માધવને મેળે, છોગાળાની વેણુ વાગી,
મારા દેવને રુવે રુવે, કંટક કેરી ફાંસ લાગી;
હું તો ગઈ'તી માધવને મેળે૦

વેણુ વાગે ને મનડું મહેકે, કે ગિરિમાં મોર ગહેકે,
સખી આજ મોરી ઉરની કુંજે ભ્રમરલાલ ગીત ગુંજે,
હું તો ગઈ'તી માધવને મેળે૦

આજ સૂની સંસારની ક્યારી સહિયર મોરી લાગે પ્યારી,
કૈંક સૂતેલાં સમણાં જાગે, વાલમ કેરી વેણુ વાગે;
હું તો ગઈ'તી માધવને મેળે૦

સખી, નહિ સાંભળેલી એવી અજબ આજ વેણુ વાગી,
મારું મનડાનું મોતી વિંધાણું, જોબનિયે લાહ્ય લાગી.
હું તો ગઈ'તી માધવને મેળે૦





ફ્રાન્સીસ ટોનર

# રોમાંચક કૉફી

વિશ્વવ્યાપી થઈ ગયેલું પીણું કૉફી આજે તો કોઈથી અજાણ્યું નથી. એની ઉત્પત્તિ અને પ્રચાર કઇ રીતે, કયા સંજોગોમાં થયાં એ પણ એક રસપ્રદ વિષય છે. અહીં ટૂંકામાં આપેલી એવી માહિતી આપણને ઠીક ઠીક ઉપયોગી અને રસપ્રદ નીવડશે...

આજે ઘણા દેશોમાં કૉફી એ સામાજિક પીણું બની ગયું છે. પરંતુ કૉફીના સાચા ઉદ્‌ભવ વિષે બહુ જ ઓછા જાણતા હોય છે. આ રસિક પીણા વિષે અનેક દંતકથાઓ પ્રચલિત છે.

જો કે કૉફી ખૂબ પ્રમાણમાં આફ્રિકામાં થાય છે છતાં એમ કહેવાય છે કે કૉફીનું મૂળ ઇથિયોપિયામાં છે. સૌ પ્રથમ તે ઈથિયોપિયામાં કફા ખાતે પીવામાં આવતી હતી.

એક દંતકથામાં એક અરબી ગોવાળની વાત આપવામાં આવી છે. એનું નામ છે કાલદી. એકવાર તે બકરાંને સીમમાં ચરાવતો હતો ત્યારે તેના બકરાં કાંઈક વિચિત્ર વર્તન કરતાં જણાયાં હતાં. તે નાચતાં પણ હતાં. ચરતાં ચરતાં આ ક્રિયા થતી જોઈ એને થયું કે જે વનસ્પતિ તે ખાતાં હતાં તેનાથી તો તેમના વર્તનમાં ફેર પડ્યો નહીં હોય! તેણે પણ તેનો સ્વાદ ચાખ્યો અને તે પણ ગેલમાં આવી ગયો. નાચતો-કૂદતો ગામમાં પાછો ફર્યો અને પોતાની શોધની લોકોને વાત કરી.

દરેક લોકોએ પણ તે વનસ્પતિનો સ્વાદ માણવો શરૂ કર્યો અને તે વનસ્પતિ લોકપ્રિય થઈ પડી.

આ સાચું હોય કે ખોટું. એટલું તો લાગે છે કે કૉફીના છોડને ઈથિયોપિયામાંથી ૧૪ મી સદીમાં અરેબિયા લઈ જવામાં આવ્યો હતો. એ શબ્દ કદાચ અરેબિક શબ્દ 'કહવાહ' જેનો અર્થ શક્તિ થાય છે તેના ઉપરથી આવ્યો હશે. ભક્તિના લાંબા સમયમાં જાગૃત રહેવા માટે કૉફી આરબોને ખૂબ ઉપયોગી થઈ પડતી હતી. એમ જણાય છે કે મુસ્લીમ ફકીરોએ મુસ્લીમ વિશ્વમાં કૉફીનો ફેલાવો કર્યો હતો અને તેનાં મૂળ નાખ્યાં હતાં.

એમ પણ લાગે છે કે આ સમય સુધી કૉફી પીણા તરીકે પ્રચલિત થઈ ન હતી. અત્યાર સુધી તે વનસ્પતિ તરીકે ચાવીને લેવાતી હતી.

સોળમી સદીના ઉતરાર્ધ સુધી યુરોપમાં કૉફી પ્રચલિત થઈ ન હતી. એ સમય પછી પહેલી જ વાર કૉન્સ્ટેન્ટિનોપલ (હાલનું ઈસ્તંબુલ) અને વેનિસમાં કૉફી-ગૃહો શરૂ થયાં હતાં ત્યાંથી કૉફીની લોકપ્રિયતા વધી હતી.

સન ૧૬૫૦માં ડેનિયલ એડવર્ઝ નામનો વેપારી પહેલી વાર બ્રિટનમાં તુર્કસ્તાનથી કૉફી લાવ્યો હતો. એ જ વર્ષે ઑક્સફર્ડમાં જેકોબ નામના ઈસમે પહેલું કૉફીગૃહ ખોલ્યું હતું. તેના એક ગ્રીક નોકર પાસ્કવા રોસીની કૉફી ખૂબ લોકપ્રિય થઈ પડી હતી. કોર્નહિલ ખાતેનું તેનું કૉફીગૃહ 'પાસ્કવાઝ હેડ' પ્રખ્યાત કૉફીગૃહ બની ગયું હતું.

દિન પ્રતિ દિન કૉફીની લોકપ્રિયતા વધી રહી હતી એટલે એ પછી ઊભાં થયેલાં ઇતર કૉફીગૃહો પણ પણ લોકપ્રિયતા મેળવતાં ગયાં હતાં. અને તે સંસ્કાર-કેન્દ્રો સમા બની ગયાં હતાં. તે વખતના જાણીતા ફિલસૂફો, લેખકો અને કલાકારો આ કૉફીગૃહોમાં જ કૉફીના મેજ ઉપર તેમના પ્રશ્નોની ચર્ચા માટે મળતા હતા.

આ પ્રવૃત્તિએ એટલું વ્યાપક સ્વરૂપ લીધું હતું કે રાજા ચાર્લ્સ બીજાને એવો વહેમ ભરાઈ ગયો હતો કે કૉફીગૃહોમાં તાજ સામે કાવતરા કરવાની બાજીઓ રચાતી હતી. તેણે તે બંધ કરવા પ્રયાસ કર્યો હતો પરંતુ સામાજિક સંસ્થાઓ તરીકે તેનાં ઊંડા મૂળ નંખાઈ ગયાં હતાં અને તેથી તેના પ્રયાસ નિષ્ફળ ગયા હતા.

ઈંગ્લેન્ડમાંથી કૉફીની લોકપ્રિયતા વિશ્વભરમાં પ્રસરી હતી. ઘણા લાંબા સમય સુધી બ્રિટનમાં યેમેનથી કૉફી આવતી હતી પરંતુ ડચ ખલાસીઓએ ૧૭ અને

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# થડચડ અને રામચકલી

થડ ઉપર ચડવાવાળાં પંખીઓ અને રામચકલીની વિવિધ જાતોનો સામાન્ય પંખી-પ્રેમીઓને ખ્યાલ આવે એવી રસપ્રદ માહિતી આ લેખમાં તેના અભ્યાસુ અને વિશારદ લેખક અહીં આપે છે જે સર્વપ્રિય થાય......

## રાખોડી થડચડ

ચકલી કરતાં પણ નાના કદના થડચડની પીઠ ઉપર કાળા અને ધોળા ટપકાં અને લીટા આવે છે. નેણ બહુ સાફ વરતાય એવા ધોળા રંગના હોય છે. અને આંખનો લીટો કાળા રંગનો રહે છે. ગળું પણ ધોળા રંગનું અને પેટાળ રતાશ પડતું અથવા તજીઆ રંગનું પણ તેમાં કાળી લીટીઓ આવે છે. ચાંચ લાંબી અને વળેલી અને કાળા રંગની હોય છે. પૂંછડીનાં પીંછાં બહુ કડક હોય છે. નરમાદા સરખા રંગના આવે છે. જો કે ગુજરાતમાં તે ભાગ્યે જ જોવામાં આવે છે. પણ ક્યારેક માઉન્ટ આબુમાં તે દેખાય છે. જ્યાં વસે છે ત્યાં કાયમી છે.

બહુ જ ભાગ્યે જ વરતાય એવું પંખી હોવાથી તેના ચાળા વગેરે કાંઈ જોઈ શકાયું નથી.

થડચડને અંગ્રેજીમાં The spotted grey creeper કહે છે અને salpornis spilonotus એ એનું વૈજ્ઞાનિક નામ છે.

## કથ્થાઈ પેટ થડચડ

ચકલી કરતાં નાના કદનું આ થડચડ પીઠ ઉપર સલેટીઆ ભૂરૂં અને પેટાળમાં ઘેરા ચેસ્ટનટ રંગવાળું છે. જ્યારે માદાનું પેટ એટલું ઘેરૂં આવતું નથી. નાની ચોરસ પૂંછડી જેનો ઉપયોગ તે ટેકો આપવામાં ખાસ કરતું જણાતું નથી. અને ચાંચ કંઈક ભારે, લાંબી અને અણીદાર હોય છે. સ્વભાવે શરમાળ હોવાને કારણે તરત જ થડની પાછળ સંતાવા ચાલ્યું જાય છે પણ દૂરથી જોતાં તે આગળ પાછળ પડખે બધે ફરતાં અથવા ચડતાં જોવામાં આવે છે. અને થડ ઉપર ચાંચ પછાડે છે આથી તેની છાલમાં ભરાએલાં જીવડાં તે શોધીને ખાય છે તે ઉપરાંત બિયાં, અને કડક ફળો પણ તોડીને ખાય છે. પોતાનો ચારો શોધવા માટે આ પંખી ઝટકા સાથે ગોળ ફરતું ચડે છે જેમાં તે પોતાનો એક પગ આગળ રાખે છે અને વૃક્ષના મૂળ પાસેથી ચડવાનું શરૂ કરી ઠેઠ ઉપર જાય છે.

તેનો વસવાટ ઘાટાં વનમાં છે છતાં વનરાજીવાળો પ્રદેશ પણ તે પસંદ કરે છે અને આંબાવાડીઓમાં તે ખાસ જોવામાં આવે છે. આ પંખીમાં લક્કડખોદ અને રામચકલી બંનેની થોડી થોડી ખાસિયત જોવામાં આવે છે. કારણ કે લક્કડખોદ થડમાંથી સંતાએલી જીવાત શોધી લે છે અને રામચકલી ડાળોમાં ફરીને જીવાત શોધે છે એમ આ પંખી બંને પંખી માફક

---

૧૮મી સદીમાં દક્ષિણ અમેરિકા, સીલોન અને જાવામાં તેનો ફેલાવો કર્યો હતો. ઘણાં વર્ષો સુધી આ વિસ્તારો કોફીના મુખ્ય વિસ્તારો તરીકે ગણાતા હતા. આજે કોફીનું વિશ્વનું અડધા કરતાં વધુ ઉત્પાદન બ્રાઝિલમાં થાય છે.

નવાઈની વાત તો એ છે કે બ્રિટિશરો એક વાર કોફીના શોખીનો હતા તે હવે વધુ ચા પીએ છે. જ્યારે બીજી બાજુએ અમેરિકનો મૂળ ચાના શોખીનો હતા તે હવે વધુ પ્રમાણમાં કોફી પીએ છે ઇંગ્લેન્ડે અમેરિકામાં અપ્રિય ચા-કર નાખ્યો હતો ત્યારથી તેઓ કોફી તરફ વળ્યા હતા અને એ જ તેમના સ્વાતંત્ર્ય યુદ્ધનું એક મુખ્ય કારણ બન્યું હતું.

આજે બ્રિટનમાં કોફી ઉત્પન્ન થતી નથી પરંતુ તેનો મોટો વેપાર તે કરે છે. સન ૧૯૬૨માં પાઉન્ડ ૧, ૬૨૬, ૩૨૬ કિંમતની કોફી અને તેની બનાવટોની બ્રિટનમાંથી નિકાસ થઈ હતી.

પેટ ભરે છે. વળી જો તે દેખાઈ આવ્યું હોય તો ઘડીભર વૃક્ષવાસી ઉંદરની યાદ આપી દે છે કારણ કે તે તેની જેમ જ ઊંધે માથે પણ થઈ શકે છે અને બોલી પણ ઉંદરના ચીકૂ જેવી જ છે. વળી સમૂહચારી છે. કરોળીઆ, કીડા અને બીજાં ફરતાં જીવડાં જે વૃક્ષની છાલમાં રહે છે તે તેનો ચારો છે. કડક જંગલી ફળો તોડવા માટે તે ફળને બરાબર બેલાખામાં ભરાવે છે પછી તેની ચાંચથી તેના ઉપર પ્રહાર કરીને તેને તોડે છે.

ભારતમાં ઘણે ઠેકાણે આ પંખી વસે છે. ઘાટા વનમાં તે વસતું હોવાથી કચ્છ અને સૌરાષ્ટ્રનો સૂકો પ્રદેશ તેને ગમતો નથી અને ગુજરાતમાં પણ ઘાટી વનરાજીવાળાં વનમાં જ તે જોવામાં આવે છે.

તેના માળા ફેબ્રુઆરીથી જૂન માસમાં હોય છે જેમાં તે વૃક્ષમાં થયેલાં કુદરતી કાણામાં પાંદડાં, લીલ જેવી વનસ્પતિ, ઊન, પીંછાં અને થડના રેસા ભરીને માળો બનાવે છે. આ માળા માટે જે કાણું પસંદ કર્યું હોય અને તેનું દ્વાર મોટું હોય તો તેને માટીથી ચણી લઈને માત્ર આવી જઈ શકાય એવડું જ કાણું રાખે છે તે આવા માળામાં એથી ૭ ધોળી ભોંય ઉપર રાતા ડાઘાવાળાં ઈંડાં મૂકે છે.

કથ્થાઈ પેટ થડચડને અંગ્રેજીમાં The chestnut bellied nuthatch કહે છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવું હોય તો Sitta ( nropaea (Linn) એમ કહેવું જોઈએ.

### મખમલી ઝાડચડ

ચકલી કરતાં નાના કદનો ઝાડચડ તેના કાળા કપાળ અને આંખ આગળના ભાગ અને જાંબુડીઆ ભૂરી પીઠ તથા નારંગી ચાંચથી તરત ઓળખાઈ આવે છે જ્યારે પેટાળનો રંગ ઝાંખો ભૂરો હોય છે. નરનો આંખ ઉપરનો કાળો પટ્ટો બોડ સુધી આવે છે. બાકી તો તેની તમામ ખાસિયત આગળના થડચડ જેવી જ છે.

હિમાલયથી નીલગીરી સુધી આ પંખી વસે છે. મેં તેને નીલગીરીમાં જોયાં છે. તે ઉપરાંત પૂર્વ ઘાટમાં પણ થાય છે. દક્ષિણ ગુજરાત અને ડાંગનાં વનમાં પણ તેની વસ્તી છે.

તે ફેબ્રુઆરીથી જૂન માસ સુધીમાં અને પહેલા થડચડ જેમ જ ઊંચે કે નીચે કુદરતી કાણામાં માળો બનાવે છે અને ચારથી ૭ ઈંડાં પણ પહેલા થડચડ જેવા જ રંગનાં મૂકે છે.

### રામચકલી

ચકલી જેટલા કદની આ રામચકલીના માથાનો રંગ કાળો પણ તેમાં ગાલ ધોળા આવે છે. પીઠનો રંગ રાખોડી અને પાંખમાં આછો ધોળો તથા ઘેરા રંગના પાંખ ઉપર પટ્ટા આવે છે. પેટાળ ધોળાશ ઉપર હોય છે પણ તેની દાઢીથી ઠેઠ પેટ સુધી પહોંચતો કાળો લીટો આવે છે. ચાંચ અને પગ કાળા રંગના રહે છે. આ બધો રંગ માદાને પણ એવો જ રહે છે. સ્વભાવે આ રામચકલી બહુ તરવરાટી છે એટલે એક ડાળી ઉપરથી બીજી ડાળી ઉપર જતાં વખત બગાડતી નથી. તેનો વસવાટ ઘાટી વનરાજી હોય ત્યાં છે અને જોડીમાં ફરે છે. નર 'વીચીચી' જેવો અવાજ કરતો રહે છે. પોતાનો આહાર શોધવા તે વૃક્ષનું એકે એક પાંદડું જોઈ લઈ તરત જ બીજા વૃક્ષ ઉપર ઊડી જાય છે. પોતાના સાથીદારનો સંપર્ક 'વીચરરર' કરતાં શબ્દોચ્ચાર રાખતાં હોય છે. હમણાં હમણાં તેની વસ્તી પહેલાં જેટલી જોવામાં આવતી નથી.

રામચકલીનો વસવાટ આખા ભારતમાં એટલે સૌરાષ્ટ્ર ગુજરાત અને કચ્છમાં તે જોવામાં આવે છે.

તેનો પ્રજનનનો સમય જૂનથી ઓગસ્ટ માસમાં હોય છે. અને માળા માટે કુદરતી વૃક્ષમાં પડેલી બખોલ અથવા તો એવી કોઈ જગ્યા પસંદ કરે છે જેમાં તે ઘાસ, રેસા, પાંદડાં અને ઝીણાં મૂળીઆંનો માળો વચ્ચે બારીક વાળ અને ઘાસ નાખી સુંવાળો રાખે છે અને ત્રણથી પાંચ ધોળી ભોંય ઉપર રતાશ પડતાં ડાઘાવાળાં ઈંડાં મૂકે છે. તે પોતાનાં બચ્ચાંને ઝીણી જીવાત અને ઇયળો ઉપર નભાવી મોટાં કરે છે. અને તે શોધવા પાંદડાંની નીચે ઉપર લટકાઈ ઊંધે





માથે થઈ થડ ઉપર ચોટી પણ ચારો શોધે છે.

રામચકલીને અંગ્રેજીમાં The grey tit કહે છે અને તેને વૈજ્ઞાનિક નામથી ઓળખવા માટે Parus major stupae (Linn) કહેવું જોઈએ.

### કાબરી રામચકલી

આગળ જોઈ ગયા તેટલા જ કદની આ કાબરી રામચકલીનો રંગ કાળો અને ધોળો છે. પાંખમાં ધોળા લીટા રહે છે જે ઊડે છે ત્યારે ખાસ જોવામાં આવે છે. અને પૂંછડીનાં બહાર આવતાં પીંછાંનો રંગ પણ ધોળો હોય છે. આ પંખી કચ્છ, ઉત્તર ગુજરાતમાં જ્યાં વસે છે ત્યાં હંમેશ જોવામાં આવે છે પણ તેના વસવાટ માટે કાંટ અને બાવળની ઝાડી અને આછાં વન જોઈએ.

કાબરી રામચકલી જૂનથી ઑગસ્ટ માસમાં કુટુંબનો ઉછેર કરે છે અને રામચકલી માફક જ કુદરતી કાણાં અને પોલનો માળો બનાવવા ઉપયોગ કરે છે. ઈંડાં પણ એવા જ રંગનાં હોય ત્રણથી પાંચ ઈંડાં મૂકે છે. અંગ્રેજીમાં કાબરી રામચકલીને The white-winged blacktit કહેવાય છે અને Parus nuchalis (જર્ડોન) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### પીળી ચોટીલી રામચકલી

એ જ કદની આ રામચકલીના માથા ઉપર ચોટી રહે છે જેનો રંગ કાળો હોય છે. અને ગાલ પીળા અને બાજૂ પણ એ જ રંગની એક પીળી લીટી આંખથી ઓટ સુધી જાય છે. પીઠ લીલાશ પડતી અને છાતી વચ્ચે કાળી લીટી આવે છે. માદા નર જેવા જ રંગની હોય છે.

આ પીળી ચોટીની રામચકલીનો વસવાટ ડુંગરાળ વનરાજીમાં છે. જેમાં જોડીમાં કે સમૂહમાં ફરતાં દેખાય છે પણ સ્વભાવમાં તો તરવરાટ જ છે. એક બીજાનો સંપર્ક પોતાની બોલી કરતાં રાખે છે. કચ્છમાં આ રામચકલી દેખાતી નથી પણ ગુજરાતમાં તે વસે છે. સૌરાષ્ટ્રમાં પણ તે ક્યારેય દેખાઈ નથી એટલે મારા જોવામાં આવી નથી.

વનના નેસ પાસે વૃક્ષમાં પડેલા કુદરતી કાણાં કે પોલમાં, છાપરાનાં કાણાં કે ભીતનાં ધ્રાંતમાં તેના કુટુંબ જેવો જ માળો અને ઈંડાંનો રંગ પણ એવો જ હોય અને સંખ્યા પણ એટલી હોય છે.

પીળી ચોટીલી રામચકલીને અંગ્રેજીમાં The yellow-cheeked tit કહે છે અને વૈજ્ઞાનિક નામ છે Parus xanthogenys (vigors).



'મધુરમ'

## પ્રેમ

અજબ રસાયણ પ્રેમ

કથીરના કણ કંચન થાયે જ્યાં સ્પર્શે પારસ પ્રેમ,
અજબ રસાયણ પ્રેમ.

કુરૂપતા સુંદરતા થાયે, કુટિર દિસે બસ મહેલ,
અંગારા બસ ફૂલડાં લાગે જીવન બનશે સહેલ,
આગ લાગશે ફાગ સમોવડ–સળગી જશે વહેમ,
અજબ રસાયણ પ્રેમ.

એના વિણ શાના ન ઝરશે, મહેલ ભાસશે જેલ,
સુંદર ચાંદો આગ વરસશે, અમૃત ઝેરની હેલ,
ઈર્ષા તણખા, દ્વેષ ફરકશે સુખની ખોશો હેમ,
અજબ રસાયણ પ્રેમ.

નજરે આંજો પ્રેમનું અંજન નિરખો રૂપની રેલ,
શંકા જાશે, આશા ફરશે હરખતણી બસ હેલ,
સઘળે સુંદર રૂપની સૃષ્ટિ એ સફળ જીવનનીનેમ,
અજબ રસાયણ પ્રેમ.

કંકર સમ શંકર થઈ જાયે કંટક કુસુમો જેમ,
સંકટમાં સુખ મીઠું લાગે દર્દ મધુરતા જેમ,
વિકટતામાં વૈભવ રાજે કુંદન–નંદન જેમ,
અજબ રસાયણ પ્રેમ.



ઇશ્વરભાઈ પટેલ

# કલેવર-બદલી [ ૨ ]

અંગ્રેજી ઉપરથી તૈયાર કરેલું એક અચ્છું કેળવણી કાવ્ય આ અંકમાં આગળ ધપે છે ત્યારે સંસ્કાર અને શિક્ષણની ઉચ્ચ સુવાસ ફેલાવવાની ધગશ બતાવતી જે ઉચ્ચ પ્રક્રિયા બતાવાય છે તે દરેકને માટે અનુકરણીય બને તો ?......

એ રેલો ડૉલર આ છોકરીઓએ બિસ્કીટ, કેળાં વગેરે ખાદ્ય પદાર્થો પાછળ ખર્ચી કાઢયો અને એને ગળે ઉતારતાં ઉતારતાં ભારે ગુનાલાગણી અનુભવી. બાકીના પૈસાય જોતજોતામાં વપરાઈ ગયા ને છોકરીઓને પાછી ખેતર બાગની ચોરી પર ખોરાક માટે અવલંબવું પડ્યું. ચીંગી શ્રીમતી રોસીલીને મળી ત્યારે આ બે ગભરુ બાળાઓની શારીરિક અને નૈતિક હાલત આ પ્રકારે હતી.

વળતે દિવસે ટીલર માશી એમના બાપુજીની પડખે, વેળા આખી, બેઠાં એટલે વીનીને લઈ ચીંગી રોસીને ત્યાં પહોંચી. વીનીએ રોસીના ઘરના સૌંદર્યની વાત ચીંગીને મુખે સાંભળેલી છતાંય જ્યારે એણે આ નજરોનજર જોયું ત્યારે એની આંખો એ માનવા તૈયાર નહોતી. જીવનમાં સર્વ પ્રથમ એણે રેડિયો, વિમાનો, બુક કેસ વગેરે જોયાં. નજરો નજર ભાળ્યાં !

શ્રીમતી લીને કલ્પનામાં નહીં કે ચીંગી સાથે વીની આવી પહોંચશે છતાં એણે એનુંય સસ્મિત સ્વાગત કર્યું. એ તો ગઈ કાલથી ભારે ધમાલમાં પડી ગઈ હતી. આ છોકરીઓ માટે એણે નવો પોશાક તૈયાર કર્યો, એમના માટે નવાં મોજાં ખરીદ્યાં અને જેવી આ છોકરીઓ પહોંચી તેવી જ એમને નવા પોશાકમાં સજ્જ કરી દીધી. બપોરિયામાં શ્રી. લી ઘરે આવ્યા ત્યારે એક જ સરખી આકૃતિ અને એક જ સરખા પોશાકવાળી બે છોકરીઓને રસોડામાં ભાળી મરક મરક હસ્યા.

ગોઠવણ એવી થઈ કે એક દિવસ ચીંગી ને એક દિવસ વીની કામે જાય ને બીજી બહેન બાપુજીની સારસંભાળ રાખે. આખું સપ્તાહ આ છોકરીઓના મનમાં પોતાના સાપ્તાહિક દરમાયાની રકમે કુતુહલ–મિશ્રિત ગડભાંજ જન્માવ્યે રાખી. એમને લાગ્યું કે વધુમાં વધુ પચાસ સેન્ટની આશા રાખી શકાય. એ પચાસ સેન્ટના વિનિમયે પણ ઉભય બહેનો વચ્ચે એક મીઠો સંઘર્ષ ઊભો કર્યો. વીનીને થોડાક પૈસા અંગત ખર્ચ માટે જોઈતા હતા, ચીંગી ઘરભાડું ચૂકવવાની તરફેણ કરતી હતી, કારણ ચાર સપ્તાહનું ભાડું ચઢી ચૂક્યું હતું.

એમના અચંબા વચ્ચે શનિવારે પગાર થયો ત્યારે શ્રીમતી લીએ દરેક બહેનને એકએક ડૉલર આપ્યો અને ઉપરાંત થોડું અનાજ વગેરે તથા બે બાટલી દૂધ. છોકરીઓએ દોડતી ઘેર પહોંચી પથારીવશ પિતાને આ બધું સાનંદ બતાવ્યું ત્યારે એ વૃદ્ધના ચહેરા પર સંતોષનો ચમકારો ફરકી ઊઠયો અને એના હાવભાવ પરથી એવું વરતાયું કે પ્રભુએ મોકલેલ આ સંભાળદૂત બદલ જાણે એનો આભાર ન માનતો હોય !

એ અશક્ત પિતાની, છોકરીઓના ભાવિ અંગેની, ફીકર ચિંતા નિર્મૂળ કરે તેવો પ્રસંગ થોડા દિવસ પછી બન્યો. ચીંગીનો તે દિવસે વારો હતો ને રોસીને ત્યાં એ કામે લાગી હતી. અચાનક વાવાઝોડાના રેડિયો સમાચાર સાંભળી રોસીએ ચીંગીને ઘર ભણી સવેળા વિદાય કરી દીધી. આજુબાજુનાં બધાં ઝૂંપડાવાસી તો નજદીકના કોઈ પાકા મકાનને આશરે પહોંચી ગયાં પણ અશક્ત પિતાના કારણે ચીંગી–વીની પોતાની ઝૂંપડીમાં જ બેઠાં રહ્યાં.

તૂફાને તે રાત્રે માઝા મૂકી. પવનની ચીસો હરકોઈને ગભરાવી દે તેવી હતી. કલાકો સુધી એમની નરસિંહ મહેતાની વહેલશી ઝૂંપડી, પવનના સૂસવાટા સાથે ચીચવાડા પાડતી રહી. વહેલી પ્રભાતે ઝંઝાવાતનો ઘોર કાન ફાડી નાખે તેવો થયો અને એક ઝાટકા સહ આ ગરીબની ઝૂંપડી છાપરા સહ ઊંચકાઈ,

ક્યાંની ક્યાં ફેંકાઈ ગઈ! પવન સાથે વરસાદે જોર પકડ્યું ને આ ઉભયની ડમરીઓમાં કંઈ કંઈ નાની મોટી ચીજો ફંગોળાવા લાગી. બન્ને છોકરીઓના હોશકોશ ઊડી ગયા ને ઊડીઊડીને અથડાતી ચીજોથી બચવા, એમણે પિતાના ખાટલાનું છત્ર શોધ્યું.

વાવાઝોડુ શમ્યું ત્યારે એમની કેબીનના ચોગાનમાં ખાસ્સું તળાવ ભરાયું હતું અને એમાં ઢેર ઢેર ભંગાર તરતો હતો. ઓરડીમાંની એમની સઘળી ઘરવખરી પાણીથી તરબતર થઈ હતી. એ બધાંય ભીનાંભદ હતાં, સદ્‌ભાગ્યે કોઈને ઈજા પહોંચી નહોતી અને એમની કોટડીની દિવાલો ખડી હતી. દિવસ વધતો ચાલ્યો અને આમની ખબર કાઢવા યા મદદ કરવા ચકલુંય ફરક્યું નહીં. એટલે જીવતા હોવા છતાં એમના મનમાં એક નવી બીક પ્રવેશી—રોસી આવી નહીં—એને તો ઈજા નહીં થઈ હોય—એ મૃત્યુ પામી તો નહીં હોય ને!

વળતી સવારે પાણીનાં પૂર ઓસર્યાં ત્યારે રોસી આવી પહોંચી: એ જ હસમુખી, શાંત રોસી. એ લાવી હતી ખોરાક ભરપૂર એક ટોકરી અને ઊનો ઊનો સેરવો. તે જ દિવસે સાંજની એ પુનઃ પધારી ત્યારે એ ગોદડાં ચાદર લઈ આવી ને સાથે તેડી લાવી એક ડૉક્ટરને. ડૉક્ટરે પેલા વૃદ્ધને તપાસી જણાવ્યું કે વર્ષા કે તોફાને એની પરિસ્થિતિમાં કશો ફરક પાડ્યો નથી.

શ્રીમતી લીએ એક કારીગરને રોકી, આ લોકોનું છાપરું ઠીકઠાક કરાવી લીધું, ભોંયતળિયે પથ્થરો નંખાવ્યા, બારીબારણાં સમરાવી લીધાં, ચૂલો કામ કરતો કર્યો અને અગાઉની એ જીર્ણશીર્ણ કોટડીને નવતર ઘાટ આપી દીધો.

આ પત્યું એટલે રોસીએ પોતાના ઘરની બધી સામગ્રી જોઈ તપાસી, પોતાને માટે નિરુપયોગી, પણ આ લોકોને ચાલે તે બધી વસ્તુઓ મોકલાવી આપી ડોસાને તથા છોકરીઓને નવા ખાટલા પેટીઓ મળી અને લખવા વાંચવા એક ઢાળિયું મળ્યું. ઘરની આટલી સજાવટ થઈ એટલે છોકરીઓ કામે લાગી. એમણે દૂરના કૂવેથી પાણી લાવી આખું ઘર ધોઈ વીંછળી સાફ કર્યું, પોતાની કમાણીમાંથી કાપડ ખરીદી બારીઓએ પડદા ટીંગાડ્યા. ઓરડીએ પહોંચવાની પગથી કરી, એ પગથીની બે બાજુએ, અહીં તહીં પડેલી શીશીઓ વીણી લાવી, અવળમસ્તકે દાટી, શણગાર હરોળ ઊભી કરી અને એને અડીને એ વિસ્તારમાં થતાં ફૂલઝાડ રોપ્યાં. આમ એમની કોટડી નવી સજાવટને કારણે, આ વિસ્તારની એક સુંદર કૉટેજ બની.

આ છોકરીઓનું ઘર માત્ર બદલાતું નહોતું, એમનું સારું જીવન; અરે એમનું પોતાનું સમગ્ર કલેવર—શારીરિક, માનસિક, આધ્યાત્મિક—પલટો લેતું હતું, નવો આકાર પામતું હતું. શ્રીમતી લીએ પ્રારંભથી જ આમની સાથે ચોખવટ કરી હતી કે સચ્ચાઈ ને પ્રામાણિકતા, દરેક પ્રસંગે, દરેક સમયે, એમના વર્તનમાં કાયમ હોવાં જોઈશે. શ્રીમતી લી સાથેના વ્યવહારમાં આ સદ્‌ગુણોની સાચવણી એ એક વાત હતી ને આપ નિભાવ સ્વટકાવ અર્થે આ છોકરીઓએ વિકસાવેલી અન્ય દુનિયા સાથેની ટાળવૃત્તિ એ બીજી વાત હતી. વળી આ નાની છોકરીઓને, એમની ઉંમરનાં અન્ય બાળકોની જેમ, વડેરાંની કેટલીક વડાઈ અવ્યવહારુ ભાસતી. આમ છતાં વર્તણૂકનું એક ધોરણ એ લોકો ઊભું કરી શક્યાં અને ચાંગી વીની એને પાળવા લાગ્યાં.

પાનખરમાં શ્રીમતી લીના આગ્રહને વશ વર્તી, બન્ને છોકરીઓ શાળામાં દાખલ થઈ ગઈ. આ છોકરીઓએ વાંધા રજૂ કર્યા કે બીજાં છોકરાં, ત્વચા રંગ વા અધૂરિયા પોશાક વગેરેને કારણે ખીજ પાડે છે ત્યારે શ્રીમતી લીએ એટલી જ સ્પષ્ટતા કરી કે હવે એમનો પોશાક ઠીક હતો ને ઉઘાડા પગ બૂટથી ઢંકાયા હતા. ઉપરાંત એમણે શાળાના આચાર્ય પાસેથી એવી પરવાનગી મેળવી કે એક દિવસ ચાંગી નિશાળે જાય ને એક દિવસ વીની. જેથી એમનું ઉપાર્જન ને

પિતા-સારવારનું કાર્ય અવિરત ચાલતું રહે અને ઉભય બહેનો એક બીજાને ગૃહપાઠમાં સહાય કરે, વર્ગ સાથેની પોતાની પ્રગતિ ટકાવી રાખે.

શ્યામવર્ણીય બાળકોને રંગને કારણે વેઠવી પડતી મુશ્કેલીઓથી પરિચિત શ્રીમતી લીએ એનો માર્ગ પણ સૂક્ષ્મ રીતે કરવા માંડયો હતો અને આ છોકરીઓની આ અંગેની માનસિક તૈયારી એ આવી રીતે કરતી હતી. એક વખત ચીંગીના મુખમાંથી એવો ઉદ્‌ગાર નીકળ્યો કે પોતે ગોરી હોત તો કેવું સારું ! એ તકનો લાભ લઈ રોસીએ પૂછ્યું, 'તું એક દિવસ કહેતી હતી કે મારા બાગનાં ફૂલ તને ગમે છે ખરું ને ? અને બાગમાં રંગ બેરંગી ફૂલ છે. ખરું કે નહીં ? એવું જ આ દુનિયાનું છે. માનવી ફૂલ જેવો છે—તરેહ તરેહની જાત ને રંગ એમાં છે. આપણે જે નથી તે હોવાની ઇચ્છા કદી કરીએ નહીં. આપણને જેવાં બનાવવાની ઈચ્છા હશે તે પ્રકારે પ્રભુએ આપણને ઘડયાં હશે ને ! એને ગોરી છોકરીઓય જોઈતી હશે અને ઘઉવર્ણી તેમજ કાળીય. ગોરાં કે કાળાં ગમે તે હોઈએ તો ય આપણે જાતે સ્વચ્છ, પ્રેમાળ અને સદ્‌વર્તનશીલ બની એની દૃષ્ટિમાં સુંદર બની શકીએ છીએ.'

બન્ને છોકરીઓએ આ કેટલાય વખત વાગોળ્યા કર્યું.

શ્રીમતી લી આ છોકરીઓ માટે જે કંઈ કરતી હતી તે આજુબાજુની સૌ વસ્તી—ગોરી, કાળી માટે વાતનો વિષય બની હતી. એક વખત વીની રોસીના બાગમાં કામ કરતી હતી ત્યાં બે ગોરી બાઈઓ ત્યાં રહી નીકળી. એકે બીજીને કહ્યું, 'આ શ્રીમતી લી જે કાળી છોકરીઓને નવા વિચારે રંગવા માગે છે તે છોકરીઓમાંની એક આ કામ કરે.'

સાથેસાથ રોસી, આ છોકરીઓને, ચારિત્ર, સત્ય અને સન્માનના નવા વિચારોની દેન કરતી જ હતી ને !

એવામાં આ છોકરીઓના બાપની તબિયત કથળતી ચાલી. રોજિંદી આ બિમારીને કારણે છોકરીઓના ધ્યાને એની તબિયતનો વત્તોઓછો બગાડ ભાગ્યે જ ચઢતો પણ એક દિવસ એણે કશુંક બોલવા ભારે મથામણ કરી ત્યારે વીની ભડકી ઊઠી. તરત જ એ ટીલર માશીને બોલાવી લાવી અને પછી દોડી લીને ત્યાં. ચીંગી પણ ત્યાં જ હતી. આ એમના પરિચયનું બીજું વરસ, ઉભયને લઈ રોસી દોડી આવી, અને પેલા વૃદ્ધનો જડતા ધારણ કરતો ચહેરો જોઈ બોલી, 'હું ડાકટરને બોલાવી આવું.'

પણ ટીલર માશી ત્યાં તો બોલી ઊઠયાં, 'કશાથી હવે વળે તેમ નથી. એ રામશરણ થાય છે.'

શ્રીમતી લીએ બન્ને બાળકીઓને નજદીક ખેંચી, ચિંતા ન કરવા આશ્વાસનાત્મક ઉચ્ચારણ કર્યાં તે પેલા વૃદ્ધને કાને પડયાં. એણે અવાજ ઓળખ્યો ને વાણી અર્થે અથાગ વૃથા પ્રયત્ન કર્યો એકદમ એના શરીરે એક અમળાટ અનુભવ્યો ને એનું પ્રાણપંખેરું ઊડી ગયું.

શ્રીમતી લી બન્ને છોકરીઓને તે રાત્રે ઘેર લઈ ગઈ ને ઓસરીમાં એમને સૂવાડી. સવારે સ્મશાન માટેનો સફેદ પોશાક તૈયાર કરી એ છોકરીઓને લઈ કબરગૃહે પહોંચી અને શબવાહિનીના ભૂવાસ સમયે, છોકરીઓને પકડી ઊભી રહી. એક સપ્તાહ આખું બન્નેને પોતાને ત્યાં રાખ્યા પછી જ ઘેર મોકલી રહેવા દીધી. હવે તો ચીંગી ને વીની બેઉ સાથે શાળાએ જવા લાગ્યાં ને શાળામાંથી છૂટી શ્રીમતી લીનું ઘરકામ પતાવી, રાત્રે પોતાનું કામ અને ગૃહકાર્ય કરતાં. ચીંગીને ગૃહકાર્ય કરતાં ઘરકામ વિશેષ ગમતું ને વીનીને ગૃહકાર્ય (અભ્યાસ) વિશેષ.

આ બન્ને છોકરીઓને આપવા જેટલું કામ રોસીને ઘેર નહોતું અને આ છોકરીઓ આમ કાયમ ભેગી ને ભેગી રહે તેમ ઠીક નહીં એમ એને લાગ્યું હશે એટલે એણે ચીંગી માટે પોતાની બહેન શ્રીમતી પોર્ટરને ત્યાં કામ ગોઠવ્યું. ચીંગીની પસંદગી એણે એના ઓછા શરમાળપણાને કારણે કરી હશે પણ ચીંગીએ તો 'પોતાની' રોસીને છોડી બીજે ક્યાંય જવાની ઘસીને ના પાડી દીધી.

ચીંગીને સમજાવતાં અતિ ગંભીર સ્વરે રોસી બોલી : '.આ દુનિયામાં ઘણા બધા લોકો વસે છે. તમારે આપમેળે કંઈક માર્ગ કરવો પડશે ને બીજાઓ સાથે કામ લેવું પડશે. તમારે ભવિષ્યનો—હાયસ્કૂલ, કદાચ કૉલેજ ને પછી ભરણ પોપણનો વિચાર કરવો પડશે...' આમ બોલતાં બોલતાં એની વાણી અટકી ગઈ. સહેજ થંભી ચીંગીની આંખમાં આંખ પરોવી એણે કહ્યું: 'બેટી, હું તો તને સહાય કરવા જ યત્ન કરું છું.'

વીનીએય એને વિનવણી કરી એટલે એ બોલી, 'મને જવા કહેશો તો હું જઈશ, રોસી.'

'ના, મારા ખાતર નહીં. હું ઈચ્છું છું એટલેય નહીં.' રોસીએ ઉમેર્યું.

ત્વરાથી સસ્મિત સબહાદુર ચીંગીએ ઉમેર્યું, 'મારે જવું છે ને હું જઈશ.'

વીનીને ખાસી રાહત અનુભવી, કારણ એવું મનેય સાફ નહોતું, શ્રીમતી લીને છોડવા એય રાજી નહોતી. ને રોસી કોની શોધ એ બે બહેનો વચ્ચે તકરારનો વિષય હતો.

વળતા સોમવારે ચીંગી શ્રીમતી પોર્ટરને ત્યાં કામે ગઈ અને એનેય વીનીની જેમ સપ્તાહે બે ડૉલર મળ્યા. આમ એમની આવક બેવડાઈ અને આ નવી સમૃદ્ધિમાં એ રાચવા લાગી.

શ્રીમતી પોર્ટર એની બહેન જેવી જ હતી એટલે સપ્તાહમાં ચીંગીને ત્યાં કામ ચાલુ રાખવાની ઈચ્છા વણમાગી વ્યકત કરી દીધી એટલે ચીંગી વીનીની દુનિયામાં પાછી શાંતિ ફેલાઈ.

એમના પિતાના મૃત્યુ પછી એકાદ વર્ષે વીની ત્રિદોષથી પટકાઈ પડી. શરૂઆતમાં તો એ લવરીએ ચઢેલી પણ સારેય દિવસમાં બે વાર રોસી એની ખબર કાઢી આવતી. એના કપાળે એ હાથ મૂકી આશ્વાસનના બે શબ્દો કહેતી ત્યારે વીનીને લાગતું કે પોતે સહીસલામત છે. એનો દવાખાનાનો સમગ્ર ખર્ચ રોસીએ ઉપાડયો અને તાવ ઊતર્યો એટલે તો એના મનની પ્રફુલ્લિતતા ટકાવી રાખવા એ લાંબો સમય વીનીને ખાટલે વીતાવવા લાગી. હાયસ્કૂલ અને કૉલેજની કલ્પનાય એણે વીનીના મગજમાં ઉતારી દીધી. પરિણામે એ પાછી નિશાળે કામે લાગી ત્યારે એણે ભારે ધ્યાનપૂર્વક અભ્યાસ આદર્યો. સત્રના અંતે એમનો અભ્યાસ લક્ષમાં લઈ એક આખી ચોપડી—એક ધોરણ—કૂદાવવાનું શક્ય બન્યું !

એ વરસના ગ્રીષ્મમાં બન્ને બહેનોએ આ છોકરીઓનો દરમાયો વધારી સાપ્તાહિક ત્રણ ડૉલર કર્યો. બન્ને હવે તો મોટી થઈ હતી ને વિશેષ કામમાં આવે એવી હતી. હવે તો એમને રાંધણ, સફાઈ, પીરસણ તથા બાળસંભાળ બધું આવડ્યું હતું ને વગર ચીંધ્યેય વીની ઘણું ઘરકામ આટોપતી. શ્રી અને શ્રીમતી લી પાસેથી એ પિયાનો વગાડતાં, ચિત્રકામ કરતાં અને શુદ્ધ અંગ્રેજી બોલતાં શીખી. હવે એમને મિત્ર પણ સાંપડયાં ને કદીક કદીક તો એમની કુટિરની પરસાળ, આ મંડળીના હાસ્ય ને વાત અવાજથી ગાજી ઊઠતી. હવે તો એમને એકલવાયાપણુંય લાગતું નહીં. કયાં બે વરસ અગાઉની ગંદી ગોબરી, દરેકથી હડધૂત થતી એ અનાથ શ્યામવર્ણી છોકરીઓ ને કયાં આજની સ્વચ્છ, સુઘડ પોશાક ધારણ કરતી, ટાપટીપથી સવિવેક બોલી જાણતી, એક ગોરી બહેનની માનીતી એવી બે અભ્યાસપ્રવૃત્ત વિદ્યાર્થિનીઓ !

ઉપલા વર્ગના પહેલે જ દિવસે એમના જીવનમાં એક નવો ફેરફાર પ્રવેશ્યો. આજસુધી બન્ને બહેનો એક જ વર્ગમાં ભણતી. આ હાયસ્કૂલમાં એમને જુદા જુદા વર્ગમાં બેસવાનું થયું ને ઉભય બહેનો છૂટી પડી. એમના દરેક કદમની નિયામક રોસીએ એમની ફરિયાદમાં કશું વજૂદ ન જોયું. ઉલટાનું અલગ વર્ગની વાતને એણે સમર્થન આપ્યું. કામમાં જેમ સ્વતંત્ર સ્વીકૃત બન્યો હતો તેમ આ વર્ગફેર પણ સ્વીકારાયો. આસ્તે આસ્તે ઉભયના પંથ અલગ થવા લાગ્યા. બન્ને અભ્યાસ સાથે

કરતાં છતાં ચીંગી કરતાં વીનીનું ચિત્ત અભ્યાસમાં સવિશેષ પરોવાતું. હવે બન્ને રાત્રિમિલનોમાં જવા લાગ્યાં. બન્નેને અલગ અલગ મિત્રજૂથોય ઊભાં થયાં. થોડા જ વખતમાં ચીંગીની રાત્રિમુલાકાતો વધી પડી ને એક દિવસ એણે પોતાના એક પુરુષ મિત્રનો પરિચય વીનીને કરાવ્યો. એ મિત્રનું નામ સેમ. એ શાળાએ જતો વિદ્યાર્થી નહોતો કે નહોતો સમવયસ્ક. ચીંગી કરતાં એ ૧૧-૧૨ વર્ષે મોટો હતો ને રેલ્વેમાં કામ કરતો. એની દેહયષ્ટિ હતી એકલડી અને નીચા ઘાટની. ચીંગી ને સેમનાં મિલનો વધતાં ચાલ્યાં પણ વીનીનું ચિત્ત તો પોતાના અભ્યાસ સ્વપ્નમાં મગ્ન હતું. એણે રોસીની પુત્રી એડીને મૂળાક્ષર ને આકૃતિઓ, નિશાળે જતાં અગાઉ, શીખવાડવા માંડી અને પોતે મનોમન શિક્ષક થવાનો મનસૂબો ઘડ્યો. આ વાત ચીંગીને કહેવાનું એને ઘણી વખત મન થયું પણ હરેક વખત એને લાગ્યું કે શાળા શિક્ષણના જરૂરી પૈસા મળતા નથી તો કૉલેજનો ખર્ચ તો લાવવો જ ક્યાંથી? અને કૉલેજમાં ગયા સિવાય શિક્ષક થવાય શી રીતે? આ હીચકીચાટીમાં એણે ચીંગીને પોતાના મનમનોરથ જણાવ્યા નહીં છતાં ઘણી વખત એને રાત્રે સ્વપ્ન આવતાં અને રોસીના મુખમાંથી સરતો મીઠો શબ્દ 'કૉલેજ' એના કર્ણને ગલીપચી કરી જતો. ત્યારે એને થતું કે આ મનરહસ્યનો સ્ફોટ કદીક ચીંગીને કરીશું.

દરમિયાન ચીંગીય એના સેમ સાથેના સંવનનની વાત પોતાના જ મનમાં સંઘરતી હતી. નવેમ્બરની એક ખુશનુમા સવારે બન્ને શાળા પ્રતિ ડગ માંડી રહી અને ચીંગીએ વાતવાતમાં જણાવ્યું કે પોતે સેમ સાથે પ્રભુતામાં પગલાં માંડવાની છે ત્યારે વીનીને આભ તૂટ્યા જેવું લાગ્યું.

એણે એથી ભારે અસ્વસ્થતા અનુભવી કે શાળામાં એ માંડ એક પિરિયડ બેસી શકી. પિરિયડ બદલીને બેલ પડતાં જ એ દોડી તે રોસીને ત્યાં. એ ઘર બહાર ગયેલી એટલે એની પ્રતીક્ષા કરતી વીની બેઠી રહી. જેવો એનો આગમન અવાજ સંભળાયો તેવી જ ધસીને વીની ફરિયાદાત્મક અવાજે ને સાશ્રુ બોલી ઊઠી, 'અરે રોસી,-રોસી, આ ચીંગી તો પરણવાની વાત કરે છે! કોઈ ઉપાયે એને એમ કરવા દેશો નહીં!'

રોસીએ શાંતિથી પોતાનો સરસામાન યોગ્ય સ્થાને ગોઠવ્યો અને ખુરશી પર બેસી નિરાંતે વીનીને કહ્યું, 'જો, આમાં કશું આંસુ સારવા જેવું નથી. હું બધું જાણું છું. એણે મને આખી વાત કહેલી છે.' જરા અટકી એણે ઉમેર્યું, 'અમે લંબાણપૂર્વક ચર્ચા કરી છે. ચીંગી પ્રેમમાં પડી છે ને પેલો જુવાન સારો છે. એને પરણવું છે ને પોતાનું કુટુંબ ઉછેરવું છે. મને એમાં વચ્ચે પડવા જેવું લાગતું નથી. કોઈ છોકરીને પરણવું હોય ત્યારે રોકીએ તો કદીક ભારે ભૂલ થઈ જાય.'

'હા, હા, પણ હું તો એટલું જ ઇચ્છું છું કે એ એનું શાળાશિક્ષણ પૂરું કરી લે.'

'બરાબર છે, મેં પણ એ વાત એને યાદ દેવડાવેલી. પણ એને શું કરવું છે તેની એને પાકી ખબર છે, વીની, ધાર કે તને આવી ઇચ્છા થઈ હોય ને હું ના પાડું તો તને કેવું લાગે?'

'મારી ઇચ્છા જ નથી, ગ્રેજ્યુએટ ન થાઉં ત્યાં સુધી. અને ચીંગીએ પણ પરણવું જોઈએ નહીં. હજુ તો એ માંડ ચૌદ વરસની છે.'

'વીની, ને ચીંગી છો તો જોડકી બહેનો પણ કેટલીક બાબતોમાં તારા કરતાં ચીંગી મોટી છે. એનો દેહ વિકસેલ છે. એણે સ્ત્રીત્વ પ્રાપ્ત કર્યું છે. પુરુષો ઘણી વખત એકલી સ્ત્રીઓનો દુરુપયોગ કરે છે. ધણી હોય તો આપોઆપ રક્ષણ મળે. તમે અપરિણીત રહી તકલીફમાં મૂકાવ તેના કરતાં તમે બન્ને વહેલાં પરણો એ મને તો ગમે.'

'હા, હા, એ તો ખરું પણ...'

'પણ બણ કશુંય નહીં. ટૂંકી ને ટચ વાત એટલી કે ચીંગીને પરણવું છે એટલે તો એનો જ ખ્યાલ

કરવો ઘટે. આપણે શુભેચ્છા રાખીએ કે એ સુખી થાય.'

ચીંગી પરણીને સોએક માઈલ દૂર સરોવર પ્રદેશમાં રહેવા ગઈ તે પછી મહિનાઓ સુધી વીનીની દુનિયા સાવ અંધારિયા ને શુષ્ક રહી. વર્ગમાંય એ બેધ્યાન રહેવા લાગી. શિક્ષક એને સવાલ પૂછે ત્યારે એ માંડ ઊભી થાય. જવાબ આપવા જતાં જીભ તોતડાય યા મગજ સાવ ખાલી ભાસે, વર્ગ હસે ને શિક્ષક ગુસ્સે ભરાય. કેટલાક દિવસ તો એ શાળાએ ગઈ જ નહીં. પિંજરમાં પુરાયેલ પ્રાણી જેવી એ હતી. એ પિંજર એના પોતાના મનોદુઃખનું સર્જન હતું. ચીંગીના, ચીંગીના લગ્નના એના એ વિચારો એના મને વગોળવા માંડ્યા. એને લાગતું હતું કે ચૌદ વરસે ચીંગી સ્ત્રી કેવી રીતે બને? એ તો એની જોડકી બહેન હતી! એને મૂકીને એ પરણી કેવી રીતે શકે? એને પરણવું હતું તો સવેળા એને કહ્યું કેમ નહીં? પાછું એનું મન એને ઠપકો આપતું— તેંય ક્યાં તારા મનની વાત—કૉલેજનાં અરમાનો—ચીંગીને કરી છે. કૉલેજની ચિત્તાકર્ષક વાત એને કરી હોત તો એણે કદાચ પરણવાનું માંડી વાળ્યું હોત.

એક દી આવા વિચારવંટોળમાં એ ગૂંચાઈ હતી ત્યાં મોટરના ભૂંગળાનો અવાજ એને કાને પડ્યો. મોટરના એ અવાજે એની સ્મૃતિમાં ઝબકારો થયો કે એ રોસીને ત્યાંય જવાનું વિસરી ગઈ હતી. આમ છતાં એ ઊઠી નહીં કે બહાર ડોકાઈ પણ નહીં. રોસી એના કમરામાં આવી તો વીનીને એના ખાટલામાં ટૂંટિયું વાળી પડેલી ભાળી

વીની, ઘેર કેમ આવી નથી? હું તો તારી રાહ જોઈ જોઈ થાકી.' ચારેકોર અસ્તવ્યસ્ત પડેલી ઓરડીમાં નજર નાખતાં એણે કહ્યું, 'નિશાળે ગઈ થી કે શું?'

'ના, જી.'

'કેમ?'

ઉત્તર તો હતો જ નહીં. એટલે જરા કડક અવાજે રોસીએ ચલાવ્યું, 'જો, વીની, તારા માર્ક પહેલાં કરતાં પચાસ ટકાય આવતા નથી—ઘણી વખત તું નિશાળેય જતી નથી. વિનાકારણ તું ઘેર પડી રહે છે. મેં વળી તને સારી કેળવણી મળે ને માટે આ બધી જફા વહોરી ત્યારે તું તો જો ગોદડીમાં મોઢું ઘાલી આંસુ સારે છે.' જરાક થોભી એણે આગળ ચલાવ્યું, 'એક વખત તું કહેતી હતી કે તારા બાપુજીએ કહેલું કે તારી બાએ મરતાં મરતાં પ્રભુના આશીર્વાદ તમારા પર ઊતરે એવી શુભેચ્છા વ્યક્ત કરેલી. એના આશીર્વાદ તમારા બેઉ પર ઊતર્યા છે. બોલ, વીની, ખરું કે નહીં?' આમ કહી એણે વીનીની આંખમાં આંખ પરોવી. એ જાણે કહી રહી હતી, 'વીની, વીની, તારા માટે શું કરું તે સમજાતું નથી...'

એકાએક ઘેર સ્વપ્નમાંથી જાગતી હોય તેમ વીનીની આંખ ખૂલી, ચારેકોરની અસ્તવ્યસ્ત દશા એની નજરે ચડી ને એણે શરમ અનુભવી. ના, શરમ નહીં. એના દિલને ઘેરી વળેલી ખટાશ અને હલકટપણું એને સમજાયું. રોસી જે ધીરજથી એની સાથે કામ કરતી હતી તેની કદરદાની જાગી અને પોતા વિશે એના દિલમાં ભારે દર્દ દુઃખની લાગણી પેદા થઈ.

પશ્ચાત્તાપના આ અગ્નિ સાથે રોસીને ચીંગી માટે એના દિલમાં પ્રેમનો હિલોળો ઊછળ્યો. ખાટલામાંથી ફૂદકીને એ ઊભી થઈ અને બોલી, 'મને હવે કશું નથી. બધું બરાબર થઈ ગયું છે. કાલે શાળાએથી સીધી તમારે ત્યાં હાજર થઈ જઈશ.'

રોસીએ વિદાય લેતાં, ગાડીમાંથી એને હાથ હલાવી રામ રામ કર્યા એટલે એ દોડી ને ઝાડઝૂપટ કરવા લાગી. ઘરને ટીકટાક કરી એ પઢવા બેસી ગઈ.

એ સત્રની પરીક્ષામાં એ વર્ગમાં બીજે નંબરે આવી. રોસીનેય ભારે આનંદ થયો. વીનીનો પગાર હવે અઠવાડિયે પાંચ ડૉલર થયો ને શ્રી. ડીનના કહેવાથી બેંકમાં એનું ખાતું ખોલ્યું. વીનીની અથક ખંતની ચાલી. પરગણાના મેળામાં, સુખડી બનાવવામાં,

ભરતકામમાં, ટોપલીકામમાં તથા ચિત્રમાં એને અઢાર ડૉલરનાં ઈનામ મળ્યાં, અને શાળામાં વક્તવ્ય સ્પર્ધામાં દસ ડૉલર જીતી ગઈ.

ચીંગીનું જીવન ધાર્યા પ્રમાણે સુખી નહોતું જતું. રજાઓમાં વીની ત્યાં પહોંચી ત્યારે ચીંગી માતા બનવાની હતી. બાળકના વિચારે એ ખુશખુશાલ ફરતી હતી પણ સેમ બધો વખત મૂંગો ફરતો હતો. ચીંગીની ખુશીમાં કૃત્રિમતાનો પડછાયો ઊડતો હતો. આ બધું ભાળી વીનીએ ગભરાટ અનુભવ્યો.

એમની પ્રથમ લગ્ન સંવત્સરી પહેલાં થોડા દિવસે ચીગીએ બાબાને જન્મ આપ્યો. તે પછી થોડા દિવસે એ વીનીને ત્યા આવી ત્યારે સૌને સમજાયું કે એમનું ગાડુ ઘાંચમાં પડેલું હતું. પેલો બાબો ભારે ચીડિયો થઈ ગયો હતો. એને જોઈ શ્રી ને શ્રીમતી લીએ પૃચ્છા કરી કે ડૉકટરે શું અભિપ્રાય આપ્યો છે ત્યારે સમજ પડી કે સેમને એને ડાકટરને બતાવવાની જરૂર જ લ ગતી નહોતી! ડૉક્ટરે નિદાન કર્યું કે એને દમ છે અને ઈલાજ શરૂ થયા પણ ચીગીનો સૌથી મોટો કોયડો કોઈથી ઉકલે તેમ નહોતો.

સેમ ને ચીંગીનું લગ્નજીવન બીજું દોઢેક વરસ નભ્યું. છેવટે ચીંગી કાયમને માટે ઘેર આવી ત્યારે એનો બાબો એએક વરસનો હતો ને બેબી છ માસની. વીનીએ વારંવાર ચીંગીને છૂટાછેડા લેવા જણાવેલું પણ જયારે ચીંગી એ પતાવી ઘેર આવી ત્યારે એના મને સવાલ કરવા માંડ્યો કે પોતે ખરેખર યોગ્ય સલાહ આપી હતી કે કેમ.

શ્રીમતી લીને તો એમાં પહેલેથી જ ડહાપણ દેખાતું નહોતું. એક વખત ચીંગીને મળી, વીની આવી ત્યારે એણે રોસીને વિનતી કરેલી કે એ ચીગીને છૂટાછેડા લેવા સમજાવે. એ વખતે રોસીએ એની આંખમાં આંખ પરોવી આ જવાબ વાળેલો, 'વીની, લગ્ન એટલે શું તે સમજવા જેટલી મોટી તું હવે થઈ છે એ એવો સંબંધ છે જેના પર ઘણા બધા સંબંધનો આધાર છે. એનું વિચ્છેદન કરો કે એને તોડવા જેટલો હળવો લેખો એટલે ખેલ ખલાસ. હું જાણું છું કે ઘણા બધા—અરે! સમાજમાં ઉચ્ચ ગણાતા લોકોય—એની ગંભીરતા ઉવેખે છે. પણ આવા દૃષ્ટાંતોથી સામાન્ય માણસોએ દોરવાવું જોઈએ નહીં—ખાસ કરીને ચીંગી ને સેમે તો નહીં જ.'

એના શબ્દોના રણકારમાંથી ઊઠતો ધ્વનિ તો શ્યામવર્ણી લોકોમાં લગ્નજીવન વિશે પ્રવર્તતી બિનજવાબદારી વિશે હતો. ચીંગીના ગૃહાગમન પછી કેટલીય વાર આ છૂટાછેડાના સમર્થનમાં આ બહેનોએ વાત કે ટેકો બંધાવ્યો હશે છતાં રોસીએ કદી એને પૂરતા કારણ તરીકે સ્વીકારેલું નહી. એને ઊ ડે ઊ ડે આશા ખરી કે સેમ ને ચીંગી પાછાં જોડાશે. એ બન્યું નહીં એનું દુ:ખ સ્વાભાવિક રીતે જ રોસીના દિલમાં રહી ગયું છતાં એણે એ વાતનું વારંવારોચ્ચારણ કર્યું નહીં યા ન તો ક્રોધ દાખવ્યો કે ન કડવાશ. એણે કદી એ છોકરીઓને લાગવાય ન દીધું કે એના મનમાથી આ વાતનો અણગમો નાબૂદ થયો નથી.

ચીગી વીનીનું ઘર પહેલાંની જેમ ગોઠવાઈ ગયું. ચીગી બાળકોને લઈ ઘેર રહેતી ને વીની રોસીને ત્યાં સાંજના કામ કરતી ને સવારે શાળાએ જતી. એવામા રોસીએ બાબાને જન્મ આપ્યો ને ઘર આખું નવા ચેતન ને નવી પ્રવૃત્તિથી ભર્યું ભર્યું થઈ ગયું. હવે તો ચીગી એના બે દીકરાને લઈ રોસીને ત્યાં જતી તો ત્રણે છોકરાં રમવા લાગી જતાં. કદીક કદીક રોસી એના સોનીને લઈ આ લોકોને ઘેર આવતી ત્યારેય ત્રણેય બાળકો વર્ણભેદ જાણ્યા સિવાય એકબીજાને ગેલ કરવામા પ્રવૃત્ત થતાં. સોની આ લોકોના પડોશથી એટલો જ પરિચિત થયો તેટલો એ પોતાના ગૌરવર્ણ પડોશથી હતો.

દરમિયાન વીનીનું કૉલેજ સ્વપ્ન એના મનનો સમગ્રતયા કબજો લેવા લાગ્યું. એના શાળાંત વર્ષમાં એમણે યોજનાઓ ઘડવા માંડી. શાળા પૂરી કરી

વીની એક વરસ રોસીને ત્યાં પૂરો વખત કામ કરી પૈસા બચાવવાનું ગોઠવતી હતી. કૉલેજમાંય કશાક ઉત્પાદક કામની એ આશા કરતી હતી. વીની કૉલેજમાં જાય ત્યારે ટીલી માશી છોકરાં સાચવે અને ચીંગી રોસીને ત્યાં પૂરો સમય કામ કરી પોતાનું ને છોકરાનું ભરણપોષણ કરે. આવી કંઈક યોજના આ બે બહેનોના મનમાં આકાર લેતી હતી.

વીનીના મનમાં એક જ દહેશત હજુ ઊભી હતી. તે હતી ચીંગીનો અભ્યાસ. એક દિવસ જરા અચકાતા સ્વરે એણે આ વાત છેડી, 'ચીંગી, શાળાએ જવાનું શું કરીશું ?...હું કહેતી હતી કે તારેય અભ્યાસ તો કરવો છે ને ?...તો એનું શું...?'

'વીની, તું એની ચિંતા કરતી મા. હું એક દિવસ એ પૂરો કરીશ. તું એકવાર પૂરૂં કરી લે એટલે હું તારી પાછળ પહોંચી જઈશ. જો તો ખરી !'

પછી તો વીનીનું સ્વપ્ન સ્વપ્ન ન રહ્યું. એ બની વ્યવહારુ યોજના. જરૂર હતી હવે રોસીને એ જણાવી એની સંમતિ લેવાની. જો કે એમને ગળાબૂડ શ્રદ્ધા હતી કે રોસી તો એનાથી બનતું બધું એમની સહાય અર્થે કરી છૂટવાની.

પણ વીનીએ જ એક દી એની આ તકના જાણે ચૂરેચૂરા ઉડાડી દીધા !

એના વર્ગની ત્રણ સહાધ્યાયિનીઓની માતાઓ એની પાછળ પાછળ, એક દી, આવતી હતી. એનો પોશાક, તે દી ખાસ્સો અપટુડેટ હતો.

એનો આ ઠઠારો ભાળી પેલી બહેનોએ માંડી માંડી ટીકાઓ આદરી, 'ગોરા લોકોએ આપેલાં કપડાં પહેરી પેલી ચાલે છે તે તો જુઓ. જાણે આખી દુનિયા એને ઘેર વેચાઈ ન ગઈ હોય !'

'હા, એને તો ચગાવી મારી છે પેલી રોસીએ. એને એમ લાગે છે કે આ બધાં ગોરા લોકની બરાબરી કરે તેવાં છે !'

એમની આવી કડવી ટીકા, અને તેય રોસી વિશેની —સાંભળી વીની તજે ઉપર થઈ ગઈ. એમનું દુઃખ તો એવું હતું કે રોસી એમને મદદ કરતી તેમાં ગોરા ને કાળા બધાય લોક એમની ટીકા કર્યા કરતા.

પેલી વાતો આગળ ચાલી, 'આ, એની બહેન છે ને એ તો કોઈની સાથે ભાગી ગયેલી. બે છોકરાં લઈ પાછી આવી છે ! બેઉ સાત મહિનાની છે, સાતની !'

'અરે, જવા દો ને ! વાત જ ના કરશો. એ તો બેઉ વંઠેલ છે.'

વીની ધગધગી ઊઠી. બોલી તો નહીં પણ પરસેવો પરસેવો થઈ ગઈ. દોડતી'કને ઘેર પહોંચી ને રોસી વિશેની ટીકા ચીંગીને કહી બતાવી. ચીંગી વિશેનાં જૂઠાણાં એણે જણાવ્યાં નહીં.

વાયરે વાતો ચાલી ને આ છોકરીઓ સૌની ટીકાનો ભોગ બની. ઊડતી ઊડતી આ વાતો ટીલર માશીને કાને પહોંચી અને ભારે ચિંતામાં ગરકાવ થયેલ રોસીએ જણાવ્યું કે એમની એક મિત્ર જ આ વાતોનું મૂળ લાગે છે.

વીનીને થયું કે એ એને ત્યાં જઈ ખુલાસો કરી આવે પણ ચીંગીએ ના પાડી એટલે એક દિવસ ચીંગી નિદ્રાવશ થઈ એટલે કલમ કાગળ પકડી એણે એક અતિ કડવાશભર્યો પત્ર લખવા માંડ્યો. કલમે ગતિ પકડી તેમ એના વિવેકે એનો ત્યાગ કર્યો. એ બહાવરી બની અને એણે અતિ ગંદો બિભત્સતા ભરપૂર પત્ર ખેંચી કાઢ્યો. પત્ર પૂરો કરી એ સાથે જ ટપાલ કરી આવી. પણ ટપાલ કરી પાછા ફરતાં જ એને સમજાવા લાગ્યું કે એણે ભારે ક્ષતિ કરી છે. ઘરે પહોંચતાં જ એણે ચીંગીને ઉઠાડીને આખી વાત કરી દીધી, એને ભારે પસ્તાવો થયો પણ થાય શું ?

ટપાલીએ કાગળ પહોંચાડ્યો ને પેલા લોકોએ એ પોસ્ટ માસ્તરના ધ્યાન પર આણ્યો. પોસ્ટ માસ્તર આ છોકરીઓને ઘેર આવ્યો ને કહેવા લાગ્યો, 'તમને ખબર છે કે યુનાઈટેડ સ્ટેટ્સની ટપાલ દ્વારા આવો કાગળ મોકલી તમે ગુનાને પાત્ર ઠર્યાં છો ? ગુનાની આ કલમ અનુસાર ૫૦૦૦ ડૉલર દંડ કે પાંચ વરસની સજા થાય !'

ધ્રૂજતાં ધ્રૂજતાં વીનીએ સવાલ કર્યો, 'મારે જેલમાં જવું પડશે ?'

'શું થશે તે હું કહી શકું નહીં.' એમ જણાવી પોસ્ટ માસ્તર હંકારી ગયા.

ચીંગીએ આ વાર્તાલાપ સાંભળ્યો એટલે એણે જણાવ્યું, 'વીની, આ બધું રોસીને કહી દેવું જોઈએ, તું જલદી જા.'

'મારી જીભ નહિ ઊપડે, તું જા.'

'સારું હું જાઉં છું, આ ચાલી.'

[ ક્રમશઃ ]



'મીનપિયાસી'

## સ્વ. શ્રી. નેહરુને

આંખ મીંચી ગયા, એ જ સારૂં કર્યું,
હોત જો ખુલ્લી તો, કોઈને જ્ઞાન ના થાત કૈં ધર્મનું,
રાષ્ટ્રના કર્મનું;
સૌ હવે જાગશું, કામમાં લાગશું,
પ્રાણ સીંચી ગયા ભારતી માતને,
જેમ આપી ગયા માનવી જાતને,
આપનું આ યુગે કાર્ય પૂરું થયું,
આંખ મીંચી ગયા એ જ સારૂં કર્યું.
કેમ કે.... જ્ઞાનીઓ તો કહે,
સર્વ સત્પુરુષે, માનહાનિ થતાં દૂર જાવું ઘટે,
આપની કૈં ટીકાઓ અમે તો કરી,
આપ કૈં ચિત્તમાં એ ન લાવ્યા જરી,
હિંદથી દૂર કૈં આપ તો જાત નૈં,
તેમ નિશ્ચિંત આરામ શું લેત કૈં ?
કેમ કે આપનાં સ્ફટિક શા અંતરે,
કામનું ભાન તો એટલું સ્પષ્ટ કે,
'હું નહીં જો કરૂં.... કેમ તો આ થશે ?'
એ જ તો આપને નિત્ય ચિંતા રહે,
તો પછી.... વર્ષ સિત્તેર ને ચારના,
નવજવાનીભર્યા દેહનો વાંક શો ?
અર્ધ સૈકા સુધી શી મજૂરી કરી ?
વર્ષ સત્તર મહીં એ થકી આકરી,
શ્વાસ છેલ્લા સુધી જંપિયા ના જરી,
સેંકડો વર્ષથી જ્યાં ગુલામી હતી,
એ જ આ દેશને, સર્વની મોખરે,
દોઢ આ દાયકામાં જ મૂકી ગયા,
ગાંધી કેનેડીને ગોળીએ વીંધિયા–
એ અમે માનવી.
આપના મૃત્યુમાં નિષ્કલંકી રહ્યા–
ભાગ્યશાળી દશા એ રહી જાણવી,
કિન્તુ એ ગોળીઓથી વધુ કારમી,
વેદના આપને ઉર ચાંપી અમે,
બહારના હૂમલાથી નહીં એટલી,
ઘેર સંઘર્ષ જોતાં વધી જે હતી,
આપનો કૈં જ બોજો ન ઓછો કર્યો,
જે બન્યો તે વધાર્યે ગયા સૌ અમે,
ને હસીને ઉપાડચે ગયા એ તમે,
જે હવે લૈશું તો,... ના ગમે કે ગમે,
આંખ મીંચો ગયા, એ થકી શું થયું ?
દેહ છોડચો ભલે,.... દેશ છોડચો નથી.
કેમ છોડી શકો ? ભારતી ભોમના માનવીથી વધુ,
સ્વર્ગ વહાલું કદી આપને હોય શું ?
આપ તો વ્યાપ્ત છો સર્વના અંતરે,
માત્ર ના ભારતે, વિશ્વમાંયે ખરે,
વિશ્વમાં અમર કીર્તિ વરીને ગયા,
એ થકી અંજલિ આપવી શું હવે,
કેમ કે,... માત્ર ના ભારતી ભોમનું,
કિન્તુ આ, માનવી જાતનું–
આજ હૈયું દ્રવે.



કૃષ્ણ ગુજરાલ

# સૂર્યમાં ઉથલપાથલ

વિજ્ઞાનની પ્રગતિ અસીમ દોટ કરી રહી છે. નક્ષત્રો અને ચંદ્રનો અભ્યાસ થઈ રહેવા આવ્યો છે અને સૂર્યભણી પણ વિજ્ઞાન મીટ માંડી રહ્યું છે. સૂર્યનો અભ્યાસ બીજા ગ્રહો જેટલો સુતરો નથી છતાં એ એ માટેની ધગશ અને વૈજ્ઞાનિકોની તૈયારીએ આજે કમર કસી છે......

અમેરિકી ખગોળવેત્તા ડોનાલ્ડ એચ. મેન્ઝેલના જણાવવા મુજબ સૂર્ય એક વફાદાર પતિ જેવો છે. જેની ભાગ્યે જ કદર થાય છે. તેની નિયમિતતા જ તેને ઉપેક્ષિત બનાવે છે.

ખગોળશાસ્ત્ર માનવીએ વિકસાવેલી જૂનામાં જૂની વિદ્યા છે. છતાં સૂર્યને તો અભિષેકને યોગ્ય ગણીને તેના પ્રત્યે ગંભીર લક્ષ ભાગ્યે જ અપાયું છે. વર્તમાન સમયમાં, જો કે, આ સ્થિતિ બદલાઈ છે.

સૂર્યના અભ્યાસનો પહેલવહેલો સંયોજિત માનવપ્રયાસ ૧૯૫૭–૫૮માં આંતર–રાષ્ટ્રીય ભૂ–ભૌતિક વરસ દરમ્યાન હાથ ધરાયો હતો. તે વેળા સૂર્યમાંની ઉથલપાથલ બસો વરસમાં સૌથી મોટી હતી.

હવે આવો બીજો પ્રયાસ હાથ ધરાયો છે અને તેને આંતરરાષ્ટ્રીય શાંત સૂર્ય વરસ (આઈ. ક્યુ. એસ. વાય.) એવું નામ આપવમાં આવ્યું છે. જાન્યુઆરીથી તે શરૂ થયું છે અને ૧૯૬૪–૬૫ દરમિયાન ચાલુ રહેશે. આ સમયે સૂર્યમાંની હલચલ ઓછી હશે.

ભૂ–ભૌતિક વરસ દરમિયાન કેટલીક નોંધપાત્ર સિદ્ધિઓ પ્રાપ્ત થઈ હતી. આ લાભોને સંઘટિત બનાવવાનો આ શાંત સૂર્ય વરસમાં પ્રયાસ થશે. આ બંને નોંધપાત્ર આંતરરાષ્ટ્રીય પ્રયોગો સૂર્ય અને તેના ગ્રહમંડળ વચ્ચેના સંબંધો સમજવામાં જે કડીઓ ખૂટે છે તે પૂરી પાડશે એવી આશા રખાય છે.

આંતરરાષ્ટ્રીય શાંત સૂર્ય વરસની એક મુખ્ય નેમ, લાંબાં અંતરના રેડિયો સંદેશવ્યવહારને ખોરવી નાખતા સૂર્યમાં થતા સ્ફોટો વિશે ચોકસાઈપૂર્વક અને વિના વિલંબે આગાહી કરી શકાય એવી સ્થિતિ નિર્માણ કરવાની રહી છે. ચન્દ્રઆરોહણ માટે જતા અવકાશયાત્રીઓ સાથે અસ્ખલિત સંપર્ક જાળવવાની દિશામાં આ મહત્વનું પગલું હશે.

સૂર્ય આમ તો કરોડો તારકો પૈકીનો એક તારક છે. પૃથ્વીથી તે નવ કરોડ ત્રીસ લાખ માઈલ દૂર છે. તેના ગર્ભસ્થાનની ગરમી દોઢ કરોડ અંશ સેન્ટિગ્રેડ જેટલી છે.

સૂર્યમાં આથી હમેશાં ઉથલપાથલ ચાલ્યા કરે છે. સૂર્યમાંના ડાઘ તરીકે આપણે જેને ઓળખીએ છીએ એ એના દૃશ્ય નિર્દેશો છે. શ્યામ વમળોની જેમ સૂર્યની સપાટી પર એ ઘૂમે છે.

એ કેમ સર્જાય છે તે કોઈ જાણતું નથી. એની ગતિ જો કે લયબદ્ધ જણાય છે દર અગિયાર વરસે એ ડાઘ વધુમાં વધુ હોય છે.

સૂર્યમાં થતી આ ઉથલપાથલ દરમિયાન તેમાંથી કિરણોત્સર્ગ, ખાસ કરીને ક્ષ-કિરણો મોટા પ્રમાણમાં ફેંકાય છે પૃથ્વીના વાતાવરણ સાથે તે મળતાં અરુણ–પ્રકાશ અને ચુંબકીય તોફાનો સરજાય છે અને રેડિયો વ્યવહાર ખોરવાઈ જાય છે.

આવા સૂર્યસ્ફોટ સદા ચાલ્યા કરતા હોય છે. ક્યારેક અડધી કલાક તો ક્યારેક કલાક સુધી તે ચાલે છે. પણ તે અંગે આગાહી કરવાનું હજી શક્ય બન્યું નથી જો કે ક્ષ-કિરણોની અસર તરત જણાતી હોઈને તેને આધારે જગત-ભરમાં ચેતવણી આપી દેવામાં આવે છે અને ચોવીસ કલાકમાં જ ચુંબકીય અને અયનમંડળનાં તોફાનો આવી પહોંચે છે.

પૃથ્વી પરથી થતાં નિરીક્ષણોમાં વિલંબ લાગતો હોઈને અમેરિકાએ તાજેતરમાં એક ઉપગ્રહ છોડ્યો છે જે ચોવીસે કલાક સૂર્યનું નિરીક્ષણ કરતો રહીને અવકાશી ચોકિયાતની ફરજ બજાવે છે.

અગિયારમી જાન્યુઆરીએ છોડાયેલો ચોવીસ ઇંચ વ્યાસનો આ ઉપગ્રહ સૂર્ય સ્ફોટ પહેલાંની અને સ્ફોટ



દરમિયાનની સ્થિતિનું નિરીક્ષણ કરે છે.
આ યોજનામાં ભારત સહિત સોળ રાષ્ટ્રો અમેરિકાને સહકાર આપી રહ્યા છે. આ દેશમાં ઉપગ્રહ તરફથી સતત મળ્યા કરતી વિગતો ઝીલવા માટે 'નાસા' તરફથી પૂરી પાડવામાં આવેલી ખાસ યંત્રસામગ્રી સાથેનાં નિરીક્ષણ કેન્દ્રો સ્થપાયાં છે. ભારતમાં આવું નિરીક્ષણકેન્દ્ર અમદાવાદની ફિઝિકલ રિસર્ચ લેબોરેટરી ખાતે આવેલું છે.



વિજયશંકર કામદાર

## આવ્યો તને વહી જવા

ઊભી હતી સાગરનાં જળે હું,
ત્યાં લોક આવી ચૂમીને વળી ગયા;
સખ્યાર્થ આવ્યા સહુ લોક એ હતા.

તપ્યો હતો દિવસ ખૂબ તાતો,
ને ઊર્મિઓ સાગરની કૂદી કૂદી
ચૂમી વળી નર્તત પાદ મારા.
ન્હોતી હવે લહર સાગરના સમીરે
આરોહી તોયે અતિ ક્ષુબ્ધ અબ્ધિ
ચૂમી ગઈ લહર વાયુની રમ્ય કેવી !

ત્યાં તો મળ્યાં કૈં નર-નારી સામટાં,
જેની પિછાન મુજને ચિર કાળથી રૂડી;
એકેક ચૂમી વળી નીકળ્યા એ
મૈત્રી તણા ગાઢ-પ્રગાઢ દાવે.

ચૂમી મને અધરપે, આલિંગી ગાઢ
દોરી ગયા ઢીંચણપૂર નીરે,
ઊછાળી છાંટી જળના ફુવારા
કલ્લોલતી મૈત્રી-જળે મૂકી વળ્યાં.

સંધ્યા સમે કોક અજાણ આવ્યો,
સાથે લઈ નાવડી હંસલી શી !

એણે લીધી નાવ વિશે મને, ને
ઉછંગ લૈ ચૂમી ચૂમી ફરીથી,
ન્હોતી છતાં મૈત્રીની મ્હેક એમાં.

કેવી હતી ચારુ સુરંગી સંધ્યા !
આલિંગી એણે કરમાં રમાડી.
ન્હોતી છતાં સખ્યની ત્યાં સુવાસ.

ઉર્વી પરેથી શીળી એક લેરખી
મ્હેકંત આવી સુરભીથી મત્ત:
એના શિરે કમલનો ફૂલ-મોડ સોહે,
ને હાથમાં કમળની ફૂલ-માળ મ્હેકે;
જ્યારે ચૂમી અધરપે આશ્લેષ ગાઢે
મ્હેકી રહી કમળ-મ્હેક સુચારુ શ્વાસે.

મૃત્યુ અને નીંદર, મૃત્યુ નિદ્રા
ચૂમી રહ્યાં, ના પણ મૈત્રીભાવે.

કંપી છતાં, સાહસથી પૂછ્યું મેં:
'ના ચૂમતા શું મધુ મૈત્રીભાવે ?'
'ના, સત્કારવા, વહી જવા તવ ઘેર જૂને
આવ્યો, સુખે વહી જવા.' મુજ કર્ણે કીધું.



ધીરુ પરીખ

# મગન માસ્તરની મરણવેળા

ખોટું કામ કરતાં કોઈ રોકતું નથી પણ માણસનું મન તો ડંખે જ છે. એ ડંખ જતો જતો છેક મૃત્યુટાણે એવો આકરો થઈ પડે છે કે એ અસહાયતામાં બધું વીસરી જાય છે. એવા કરુણ અંતની આ કથા……

જેમ શાહીચૂસ પર શાહીનું એકાદ ટીપું પડતાંની સાથે જ પ્રસરી રહે તેમ એ નાનકડા ગામમાં વાત ફેલાઈ જતાં વાર ન લાગી કે મગન માસ્તરનો પ્રાણિયો ખોળિયું છોડવાની આનાકાની કરી રહ્યો છે. અને એટલે તો એ સાંભળતાં જ લાગતા-વળગતાં સૌ મગન માસ્તરની ઓશરીમાં ખીચોખીચ ભરાઈ ગયાં ને! બધાંયના શ્વાસ અદ્ધર થઈ ગયા હતા. બધીય આંખો પાટલાઘોની જેમ માસ્તરની મરણપથારી પર જ ચોંટી રહી હતી.

મગન માસ્તરનો જીવ ક્યારનોય ફફડાતો હતો. બે એક વાર તો ઝોખો પણ આવી ગયેલો. ટહુકું તો હજુય ચાલુ જ હતું. ઘરડિયો પણ થોડી થોડી વારે ઘરડ ઘરડ એમ ધેરો અવાજ કરી જતો હતો. અને બાજુ પર જ કોડિયામાં ઘીનો દીવડો બારબાર કલાકથી સતત સળગતો હતો અને મરણપથારીએ પડેલા મગન માસ્તરના કાન પાસે જ રવુ ભટ્ટજી ગીતાજીનો ગુટકો ગણગણી રહ્યા હતા. જ્યારે સામે જ શાંતા ગોરાણીએ અખંડ રામધૂન લગાવી હતી પણ કેમેય કર્યો માસ્તરનો જીવ દેહપીંજરું છોડતો જ નહોતો ને!

જ્યારે બાપની આ છેલ્લી ઘડીના સમાચાર પહોંચતાં જ પડખેના શહેરમાંથી બૈરી-છોકરાં સહિત આવી પહોંચેલો મગન માસ્તરનો એકનો એક ઈજનેર દીકરો તુલસી પિતાની નાડ ઝાલીને બેઠો બેઠો તાંબાની આચમની ભરીભરીને થોડી થોડી વારે એમનાં મુખમાં ગામની મોટી હવેલીથી આણેલું જમનાજી રેડ્યે જતો હતો ને ક્વચિત્ એ જળથી શ્વાસાવરોધ થતાં માસ્તરથી ઉધરસ ખવાઈ જતી ત્યારે સામે જ બેઠેલાં ગોરાણી ખમ્મા ખમ્મા બોલી ઊઠતાં અને સાલ્લાના પાલવથી ભીની થઈ ગયેલી આંખો લૂછી લેતાં હતાં. માસ્તરની આ વલે જોઈ ઓશરીમાં એકત્રિત થયેલાં સૌના જીવ કપાતા હતા.:

'અરેરે! ભલા'દમીને અંતકાળે આ દખ શું? આખો જલમારો ભલપણમાં કાઢ્યો ઈને વળી આ આખરવેળાએ શી આપદા!'

'માસ્તરને એકેય પાનું દખ નથી પછે શીદને હેરાન થતા હશે!'

'છોકરાનેય ભણાવીગણાવી મોટો ઈજનેર બનાવ્યો. પૈણાવ્યો-પહટાવ્યો અને પોતેય તાંબિયે તાંબિયે પાંચ પૈસા ભેગા કર્યાં છતાંય આ દખ શીદ ને!'

'આયખમાં માસ્તરે કશીય જંજાળ્યા રાખી નથી. પછે છેવટને ટેમે જીવડો કઈ માયાયુંમાં બંધાણો હશે!'

'હોય ભાઈ હોય! જીવ છે. તપેસરીના જીવેય કો'ક દાન ભુલાવામાં નથી પડી જતા? ઓલા ભરતમુનિનો જીવેય અંતકાળે મરગલામાં નો'તો ભરાઈ રિયો? તો પછે બચારા માસ્તરનો શો હસાબ! કદાચ છે ને છોકરામાં નૈં તો છોકરાનાં છૈયાંમાંય ભરાણો હોય.'

'કદાચ આખી જિંદગી ભસિયાં* ભૂંસીને થોડાં રૂકા ભેગા કર્યા છે ઈમાં જીવગો લોભાણો હોય! કાંચન અને કામનીની માયાયું ઘણાયને નિરાંતે નથી મરવા દેતી!'

વઘારની વાડકીમાં જેમ રાઈમેથી તડતડ ફૂટે તેમ ત્યાં જમા થયેલામાંથી કેટલાક પટપટ વેણ ઉચ્ચારી પોતાનું દુઃખ વ્યક્ત કરી રહ્યા હતા. ત્યાં જ માસ્તરના જૂના ભાઈબંધ મઘા ડોસા ઊભા થયા એને પોતાની ઘેઘાઈ(?)ને જ સુઝાડ્યું હોય તેમ માસ્તરના કાન લગોલગ મોં લઈ ગયા. ઓશરીમાં શાંતિ છવાઈ ગઈ. બાજુમાં જ બેઠેલા એમના દીકરા તુલસી ઈજનેરની આંખો તો વરસી રહી હતી. પણ અત્યારે તો

---

*ખૂબ કંજૂસાઈ કરીને.

સૌને માસ્તરના કોચવાતા જીવની જ એક અરેરાટી હતી. એટલે એમને કંઈક રાહત થાય એ ઈરાદાથી જ મફા ડોસાના મોંમાંથી નીકળી ગયું.

'માસ્તર, ઓ મગન માસ્તર! શા દખે આમ મૂંઝાવ છો! જે કે'વું હોય ઈ કિયો ને'. પણ મગન માસ્તર તો હજુ કોચવાતા જ રહ્યા. એમની આ કષ્ટિ જોઈને તો ત્યાં બેઠેલાં બધાયનાં હૈયાં હિજરાતાં હતાં. અને માસ્તરનું આ મરણદુઃખ સૌના દિલને કોરી ખાય એમાં કંઈ નવાઈ જેવુંય નહોતું, કારણ કે મગન માસ્તરે ગામની સેવા કરવામાં પાછું વળીને ક્યારે જોયું છે? ગામની ગુજરાતી શાળાને સાત ચોપડી સુધીની પૂરી શાળા બનાવનાર એ મગન માસ્તર જ. અને એ જ માસ્તરે કેટલાય અભણ આધેડ અને વૃદ્ધોને નવરાશના સમયમાં બે 'અક્ષર' ઉકેલતાં શીખવેલું તો વળી કેટલાય રખડેલ છોકરાઓને વિદ્યાભિમુખ કરી એમનાં ધૂળધાણી થઈ જતાં જીવનને ઉગારેલાં. આવા મગન માસ્તરનું આ દુઃખ ગામલોકથી શે સહ્યું જાય? એટલે તો સૌની ભીની આંખો જાણે મૂગી ચીસ નાખી રહી હતી કે હવે તો આ જીવ છૂટે તો સારું!

અને મગન માસ્તરના આમ મૂંઝાતા માંયલાને છૂટો કરવા જ મફા ડોસાએ ફરી એક વાર પૂછી નાખ્યું: 'માસ્તર, શા કાજે જીવને છોડતા નથી? મનેય જવાબ નઈ દિયો? હું મફો. તમારો ભાઈબંધ પૂછી રિયો છું. બોલો, ભા, બોલો. કંઈ ચોખવટ કરવી હોય, કંઈ ભળાભળવણી કરવી હોય, કંઈ મેલમૂક હોય તો તમતમારે વનાસંકોચે ચોખવટ કરી દ્યો, બાપલા! ઝટ દઈને ઈનો તોડ કાઢી નાખીએ.'

ને માસ્તરે જાણે કે આ શબ્દો સાંભળ્યા હોય તેમ લાગ્યું. એમણે, કંઈક કહેવું હોય તેમ, મોં પહોળું કર્યું, પણ એક ટહકારો કરીને જ હોઠ બીડી દીધા. અને કંઈ નહીં બોલી શકવાથી મુખ પર ગ્લાનિ છાયી ગઈ. અનુભવી મફા ડોસા પામી ગયા કે જીવ ઊંડે ઊંડેય સૂધમાં છે. અને એટલે તો એ બોલી પણ ઊઠ્યા: 'હજુ માસ્તરનો માંયલો ગૂંચવાયા કરે છે. કશાકમાં ભરાણો છે ઈ વાત ચોક્કસ.' ને વળી ફરી પાછાં માસ્તરના કાન પાસે મોં લઈ જઈ એ પૂછી રહ્યા:

'માસ્તર, મફત ઠાલુના શીદને હેરાન થાવ છો? બોલી નાખોને ઝટ—જે હોય તે. તમે જે કે'શો ઈ કરશું. તમારું ઋણ અમારા પર કંઈ ઓછું છે! તમે તમારી કાયા હાલી ત્યાં લગણ વહ્યાં કાજે ઓછું કર્યું છે! આ તળસી તમને ઈની ભેળો શે'રમાં લઈ જાવા તીઆર થિયો તંઈ તમે બોલેલા: 'ભગા, હું ભલો ને મારી નિહાળ ભલી.' એ હંધુંય મને હજુ સાંભરે છે. બોલો ભા, બોલો. તમારી કંઈ મનેખા અધૂરી રે'તી હશે તો અમે ઈ પૂરી કરી કરશું.' અને આ વખતે તો માસ્તરે હોઠ ઉઘાડવાની સાથોસાથ, ચાવી ખૂટવા આવેલા રમકડાની જેમ, ડોકું પણ હળવેથી હલાવ્યું. આ જોઈને તો ત્યાં બેઠેલાં સહુ તળે ઉપર થઈ રહ્યાં.

'કો', માસ્તર, કો'. શું કાંઈ દાનપૂન કરવું છે?' મફા ડોસાએ પ્રશ્ન ચાલુ જ રાખ્યો.

માસ્તરે આ વખતે નકારમાં માથું ધુણાવ્યું એટલે મફા ડોસાને ઓર જોમ આવ્યું: 'તો શું ભરામણની આખી નાત ધૂંવાડાબંધ જમાડવી છે?'

એ જ નકાર.

'તો શું મંદરમાં ગાય આલવી છે? ચકલાં-પારેવાંને ચણ ..બોલો બાપ, બોલો. તમારી શી મનેખા અધૂરી રિયે છે?' મફા ડોસાએ એક સામટું પૂછી નાખ્યું.

'ના, ના.' એટલું તો મગન માસ્તર પરાણે બોલ્યા ને તરત જ એમને હેડકી આવી. એટલે તો પાસે બેઠેલા, એમના દીકરા તુલસીનેય વિશ્વાસ પડ્યો કે બાપુ હવે કંઈક મન ચોખ્ખું કરશે ખરા. એટલે જ તો એણે બધી હિંમત એકઠી કરીને બાપાના કાનમાં પૂછી પણ નાખ્યું:

'બાપુ, ત્યારે તમારી ઇચ્છા શી છે. તમારી ઇચ્છા હશે તો ભારે સજ્જા ભરશું, સપ્તાહ બેસાડશું, ગુરુડ

પુરાણ વંચાવશું બાપુ. બોલો કંઈ 'કારજ કંઈ શ્રાદ્ધતર્પણ વિષે...' તુલસી વાક્ય પૂરું કરે એ પહેલાં જ સાંભળીને જરા કળ વળી હોવાથી, માસ્તરે પાછા હોઠ ખોલ્યા :

'હા, હા, ગગા...મારે ઈ શ્રાદ્ધતર્પણની જ......વાત કે'વી છે'.. ...આટલું તો માસ્તર પરાણે પરાણે બોલી શક્યા. વળી પાછી એમને હેડકી આવી. તુલસીએ તરત જ આચમનીથી થોડું જમનાજળ બાપના મુખમાં ટોયું. લોકોની ઈંતેજારી વળી વધી પડી.

'ભટ્ટજી ગીતા જરા મન પરોવીને વાંચજો માસ્તરે તમારા છોકરાવને મફત ભણાવ્યાં છે. ઈ નો ભૂલતા.'

માસ્તર હવે ધીમે ધીમે બોલતા જતા હતા.

અને એ જોઈને તો તુલસીએ પણ બાપને સંતોષવાનો ફરી પ્રયત્ન કર્યો : 'હા, બાપુ, હા. તમતમારે નિરાંતે જીવ છોડો. હું તમારી ઇચ્છા હશે તો ગયાજી જઈને સરાવી આવીશ. ગામ આખાની બ્રાહ્મણનાતને જમાડી ઉપરથી તમારી ઇચ્છા હશે એવું દાન આલીશ. પણ તમે હવે મૂંઝારો ઓછો કરો.'

'દીકરા...તું મને...વચન આલ તો...જ મૂંઝારો ઓછો થાય...' મગન માસ્તર તુલસી તરફ નજર નોંધીને બોલ્યા.

'હા, બાપુ, કો' શું વચન આપું ?' તુલસી એકદમ બોલી ઊઠ્યો.

'દીકરા, મારો જીવ તો ગોલી...અંગ્રેજી લાયબ્રેરીમાં ...ભરાણો છે...' મગન માસ્તર ધીમે ધીમે બોલવા લાગ્યા.

'હા, તે એનું શું છે, બાપુ ?' તુલસીએ અધીરા થઈ પૂછ્યું.

'મારા થોડા પૈસા... પડ્યા છે... ઈ ભેળા તારી ગાંઠના...થોડા ઉમેરીને ગામમાં એક લાયબ્રેરી... બંધાવી આલવાનું વચન આલ... તો જ મારો જીવ ગત જશે...' મગન માસ્તરે કકડે કકડે પણ છેવટે મન ચોખ્ખું કર્યું ખરું. ત્યારે તો તુલસીએ પણ પિતાને શાંતિ આપવા અને પિતૃઋણ ફેડવા, ઉમંગમાં આવી જઈ વચન આપી દીધું :

'હા, બાપુ, હા. તમતમારે નિરાંતે જીવ છોડો. હું તમારી એ આખરી ઇચ્છા પૂરી કરવા તમારા નામની એક મોટી લાયબ્રેરી બંધાવી આલીશ.'

પણ આ સાંભળતાં તો જાણે ઊના કકડતા તેલના છાંટા અંગ પર ઊડ્યા હોય તેમ પારાવાર વેદના મુખ પર લાવી માસ્તર ચિત્કાર કરી ઊઠ્યા :

'ના, ના, બેટા... ઈના પર મારું નામ નો દીપે... હું તો પાપિયો છું ..'

અને આ સાંભળતાં તો ત્યાં બેઠેલાં સૌના કાન સરવા થઈ ગયા. માસ્તરનો આ ભાવાવેશ જોઈને મફા ડોસાથી તો બોલી જ જવાયું :

'લો હવે ઈમ ગાંડા કાઢો મા. લાયબ્રેરી નો થૈ તો ઈમાં તમે શાના પાપિયા ? તમે તો તમારાથી બનતું હંધુય કર્યું. પણ ગામના ભાગ્યમાં જ નૈં તો' શું થાય ?'

ને મગન માસ્તરને શાંતિ આપવા માટે, એમની સકલ પ્રવૃત્તિના સાથી, ગામના મુખીએ પણ એમને સમજાવવા માંડ્યા :

'હા, માસ્તર, તમે કંઈ ઈ લાયબ્રેરીને માટે, ઓછું કર્યું છે ? ઉપર ખાતા હારે તમે તો ઘણીયે લખાપટી કરી. પણ ઈ અવળચંડા ખાતાવાળાએ મંજૂરી જ નો આપી પછે તમે શું કરો !'

'અરે, માસ્તર ! ઈમાં તી શી મોટી વાત છે ! ગામના નસીબમાં હશે તો વળી કો'ક દી લાયબ્રેરી જરૂર ઊભી થાશે.' કહી, મફા ડોસાએ વળી પાછો મુખીના સૂરમાં સૂર પુરાવ્યો.

ત્યારે તો મગન માસ્તર પરાણેય બોલવાનો પ્રયત્ન કરી રહ્યા :

'લાયબ્રેરી તો ક્યારની ય થઈ ગઈ... હોત. પણ મને ઈમ કે .. હું બધું ઝાઝું ભણેલો નૈં... એટલે કો'ક બીજો જ... હેડ માસ્તર બની બેસે...' મગન માસ્તર તો આટલું બોલતાં બોલતાં થાકી ગયા.

પણ કુતૂહલવશ મફા ડોસા ફરી પૂછ્યા વગર ન રહી શક્યા :

'માસ્તર, આ તમે શું લવો છો ? તમને કૈં...'

પણ મફા ડોસા આ બીજું વાક્ય પૂરું કરે એ પહેલાં જ મગનમાસ્તરના હોઠ ફફડ્યા:

'ખાતાએ તો......હાયસ્કૂલ કરવાની......મંજૂરી આલી દીધી 'તી...પણ આ ઈ સ્વાર્થ આડે...મેં ઈ મંજૂરીના કાગળો જ...સપૂચા દાબી રાખ્યા 'તા...મેં આખા ગામનો વિશ્વાસઘાત કર્યો છે... હું પાપિયો જ છું...' ને એમની નિસ્તેજ આંખો-માંથી ડળકડળક આંસુ વહી રહ્યાં. માસ્તરની આ છેલ્લી વાત સાંભળીને સૌ આશ્ચર્યાન્વિત ચહેરે એક-બીજાની સામે જોઈ જ રહ્યાં. ત્યારે પરિસ્થિતિનો તાગ પામી જઈ, સ્વસ્થ થતાં મફા ડોસા મગન માસ્તરને મનાવી રહ્યા :

'હોય, બાપલા ! મનખા અવતાર જ અપૂરણ છે. કો'ક દાન ભૂલ થઈ જાય. ઈ વાતનો આટલો બધો ડંખ નો હોય.'

ને છેવટે પરાણે પરાણે પણ મગન માસ્તરે ફરી વાર મોં ખોલ્યું:

'જાગ્રત માનવીને તો... એ ડંખ સુખે... મરવા ય... નો... દિયે... તુલસી...ઈ હાયસ્કૂલ પર...મારું નામ નો મૂકતો... નૈં તો મર્યા પછીય.... મને કળ નૈં વળે...' બાપનો આ હૈયાવલોપાત જોઈ દીકરા તુલસીએ કહી દીધું: 'સારું, બાપુ. તમારું નામ નહીં મૂકું.'

અને માસ્તરે જ્યારે આ સાંભળ્યું ત્યારે જ એમના હૈયાની વેદના કંઈક હેઠી બેઠી હોય એમ લાગ્યું. એમની આંખો સાચે જ પોતાની કલ્પનાની હાયસ્કૂલને નિહાળી રહી હોય એમ ઉપર મોભિયા સામે મંડાઈ રહી, પણ એ તો થોડા સમય માટે જ. ને તરત જ એમની આંખનો ચાળો ફરી ગયો. એટલે હવે બહુ વાર નથી એમ કળી જતાં જ અનુભવી મફા ડોસા સહિત બેચાર જણે રામ, રામ, રામ, રામ... બોલતાં મગન માસ્તરને ગોમૂત્ર અને ગોમ-યથી પવિત્ર કરેલા ચોકા પર લીધા, ને જોતજોતામાં જ માસ્તરની આંખના ડોળા ઠરડાઈ ગયા અને મરેલા મિત્રને છેલ્લી અંજલિ આપતા હોય તેમ મફા ડોસાએ સજળ નયને માસ્તરના નિશ્ચેષ્ટ દેહ પર ધોળું ધોતિયું ઢાંકી દીધું. ને ત્યારે તો, અત્યાર સુધી કઠણ હૈયું કરીને ઊભેલા તુલસીથી પણ પ્રાણ-પોક મુકાઈ ગઈ.



'મિત્રા'

## નહીં, નહીં !

બનીશ નહીં પાષાણ પેલો
જ્યારે અંતરે સ્નેહ–નિર્ઝર વહે.

ધરીશ નહીં નિર્જીવ છત્ર માથે
જ્યારે સ્નેહ–વર્ષા વહે તુજ શિરે !



બ્રિટનમાં બ્રિટિશ મોટર કોર્પોરેશન તેના સેવા–કેન્દ્રોના માણસોને અદ્યતન તાલીમ આપવા માટે ફરતી તાલીમ-શાળાઓ શરૂ કરી છે. કોર્પોરેશનના વિશ્વભરમાં કુલ ૧૦,૦૦૦ સેવા મથકો છે, ફરતી શાળાઓ માટે સુસજ્જ સુંદર મોટરો રાખવામાં આવી છે. અને તેમાં તાલીમ માટે વિશાળ ખંડ, લખવા માટે કાળુ પાટિયું, બેસવાની બેઠકો, સિનેમાની વ્યવસ્થા વગેરે અનેક સાધન સગવડો રાખવામાં આવ્યાં છે. કોર્પોરેશનની કાયમી શાળાઓ–૩ ઇગ્લેન્ડમાં અને એકેક ઓસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા, કેનેડા અને સ્વીડનમાં છે.








ભારત દેશે આઝાદી પ્રાપ્ત કરી, ગુલામીની જંજીરોને દૂર ધકેલી, દેશને ગુલામીમાંથી મુક્ત કરવાનો જુવાળ જ કંઈક જુદો હતો. નાના મોટા સૌના દિલમાં એક જ લગની હતી, ગમે તેમ કરીને—તન, મન અને ધન—સર્વસ્વ અર્પીને, જાનના જોખમે પણ મુક્તિ મેળવવી અને મુક્તિ મેળવી.

અને આજે સત્તર વર્ષ પછી પણ સંપૂર્ણપણે આપણે આઝાદી પ્રાપ્ત નથી કરી શક્યાં. સ્વતંત્રતાના કેવા જુદા જુદા અર્થ થાય છે! સ્વતંત્રતા મળી એટલે જ જાણે બધી રીતે આઝાદ થઈ ગયા. વગર મહેનતે ખાવાની દાનત થઈ અને આજે લાંચ રૂશ્વત, કાળા બજાર, દાણચોરી કલ્પનામાં પણ ન આવે તેમ ઠેર ઠેર દેખા દઈ રહ્યાં છે. નીતિનો જમાનો ચાલ્યો ગયો છે. પૈસાની પાછળ દોટ છે. નીતિથી રહેનાર પૈસો અઢળક તો ક્યાંથી પેદા કરે......! પણ એ માનવીને સરકાર કે મ્યુનિસિપાલિટી પાસેથી કામ લેવાનું હોય તો તેને અંદર પેસતાં પહેલાં જ ચાંલ્લો ધીરવો પડે. ન ધીરે તો કામ તો ન થાય પણ કોઈ સાંભળે પણ નહિ. લાગવગથી ફરિયાદ પહોંચાડી શકે તો વળી વગર પૈસે કામ થાય ખરું.

માનવીનું મન આવું પામર કેમ થઈ ગયું હશે! ભારતની સંસ્કૃતિની વાતો કરતાં આપણે ધરાતાં નથી. સદાચાર, સદ્ગુણ, નીતિના દાખલા આપતાં ધરાતાં નથી. પરંતુ એ બધું ઉપદેશ આપવા પૂરતું જ છે. આચરણમાં મૂકવા માટે નથી. બોલવાનું અને વર્તનમાં મૂકવાનું કેટલું જુદું પડી જાય છે.

આઝાદીએ સ્ત્રીઓને ઘણા અધિકાર અપાવ્યા. પરંતુ આ બધું કાગળ ઉપર લખેલું અને બોલવાનું જ રહેતું આવ્યું છે. અને જાણે હજુપણ પછાત દશામાં સબડતાં રહીએ છીએ. સ્ત્રી પુરુષની કેવી માલિકીની વસ્તુ બની રહી છે અને પતિવ્રતા બનવા માટે જાણે તેને એવું રહેવું પડે એવી ભાવના કાયમની—નાનપણથી વણાયેલી હોય છે. એટલે એ માનસને તૈયાર કરવું મુશ્કેલ છે. પહેલાં તો પતિ ચોટલો ખેંચીને પત્નીને ઘસડતો લઈ જતો એ સાંભળતાં અરેરાટી છૂટતી હતી. આજે પણ એ દશામાં બહુ ફરક નથી પડ્યો. ઊજળા દેખાતાં કુટુંબોમાં અંદરખાનેથી ખાનગીમાં મારઝૂડ અને મારી નાખવાના બનાવો તો બન્યે જ જાય છે અને આજે શહેરમાં પણ ભર રસ્તે લાકડી લઈને સ્ત્રીને મારવી કે ચોટલો પકડીને ખેંચવાના બનાવો જોવા મળે છે. જવાબમાં 'હું એનો વર છું, સર્વસ્વ હક્કથી ભરપૂર છું' તેવું સાંભળવું પડે છે.

આવે વખતે આજના કેટલાક કોલેજિયનોને સ્ત્રીઓની અલાયદી બેઠક માટે ગમે તેમ બોલતાં સાંભળીએ છીએ. સમાનતાની વાતો કરવી તો ખરેખર સહેલી છે પરંતુ દરેક વ્યક્તિ—સ્ત્રી કે પુરુષ જાતે મનથી કંઈ પણ નહિ વિચારે તો ભણેલાં છતાં પછાત દશામાં જ સબડવાનું અને ભારતીય સંસ્કૃતિને નામે એકલું ચરી ખાવાથી તો બધું હાથવેંતમાં નાશ પામશે. સંસ્કૃતિનાં બણગાં ફૂંકવાં મૂકીને તેને છાજે તેવું આપણા વર્તનમાં ઉતારીએ એ જ આપણી સાચી શાન ગણાય. એ શાનને વધારવી-ઘટાડવી આપણા હાથની વાત છે.



## માલિકી ભાવનાનો મોહ

સ્ત્રી પુરુષ સમાન હક્કમાં માનનાર વિદ્યુત પહેલેથી રાષ્ટ્રપ્રેમના રંગે રંગાયેલો હતો. સ્વાતંત્ર્યપ્રાપ્તિની લડતનો જુવાળ એવો હતો કે ગુલામી મનોદશાને ધક્કેલવા તન, મન અને ધનથી સેવા આપવા બધાં જ તૈયારી બતાવતાં. વિદ્યુત અને હંસા તેમાંનાં જ હતાં. લડત દરમિયાન તેઓ પરણ્યાં. સાથે જેલમાં ગયાં. આશ્રમનું કામ કર્યું અને છેવટે સ્વરાજ્ય-પ્રાપ્તિ થઈ ત્યારે હાશ મેળવી.

સત્તા હાથમાં આવતાં સત્તાની ખુરશી પર બેસતાં સેવાની વાતો અડધી ભૂલાઈ જાય છે તેમ સ્વાતંત્ર્ય-પ્રાપ્તિ પછી એક જાતની ખુમારી નેતાઓમાં આવી ગઈ. સત્તાનો મદ પણ ઘણું બધું ભૂલાવે છે તેમ વિદ્યુત અને હંસાના જીવનમાં પણ કંઈક જુદાઈ દેખાવા લાગી. વિદ્યુત સમાનહક્કમાં માનનાર હતો પણ અત્યારસુધી તો ગુલામીમાંથી મુક્ત થવાનો જુદો જ જુસ્સો હતો. એ જુસ્સાના પ્રતાપે બીજું ઘણું દરગુજર કરવાનું બનતું.

હંસાને પણ વિદ્યુતનો ખરો સ્વભાવ હવે જ સમજાયો. બન્ને જણ નોકરી કરતાં હતાં. અત્યાર સુધી જે શાંતિ નહોતી માણી તે હવે જોઈતી હતી. વિદ્યુતનો આગ્રહ રહેતો કે હંસાએ નિયમિત રીતે એ આવે તે પહેલાં ઘેર આવી જવું. હંસા પણ એવું ઇચ્છતી પરંતુ ઘણીવાર એને ઑફિસેથી નીકળતાં મોડું પણ થઈ જતું. મનમાં ડંખ હોવા છતાં એ વખતે સહેજ ગુસ્સે થઈને વિદ્યુત શાંત થઈ જતો. વિદ્યુતના અધીરા સ્વભાવને કારણે આમ થાય છે માની હંસા દરગુજર કરતી. છતાં તે પણ થાકેલી હોય એટલે ક્યારેક ગુસ્સો કરી બેસતી.

હંસા વિદ્યુતના સ્વભાવમાં ગજબનો ફેરફાર નિહાળી રહી હતી, કારણ શોધ્યું જડતું નહોતું. નજીવી વાતમાં પણ જો એનું ધાર્યું ન થયું હોય, કહ્યું હોય એ પ્રમાણે ન થયું હોય તો એકદમ ગુસ્સે થઈ જતો. હંસા આ સ્વભાવ જરાપણ સાંખી લેતી નહિ. તે પણ સત્તાવાહી સ્વતંત્ર સ્વભાવની હતી. એટલે ગુસ્સો સામો કરી બેસતી અને બંનેનો ઉશ્કેરાટ વધી જતો.

આમ પતિ–પત્ની બન્ને વચ્ચેની ગડમથલ થોડો સમય રહેતી. શાંત થયા પછી નિરાકરણ કરતાં એક જ વસ્તુ હાથ ધરાતી ને વિદ્યુત કહેતો કે 'તું જ મારા ગુસ્સાને બહેકાવે છે. સામી ગુસ્સે થઈને મને ન ઉશ્કેરે તો! પણ તો પછી તું હંસા ન કહેવાય ખરું ને!'

'વિદ્યુત, એવું નથી. દરેક વખતે એક જ વ્યક્તિનો વાંક નથી હોતો. બાંધછોડ વૃત્તિ બંનેમાં હોવી જરૂરી છે. મેં એકલીએ જ ભાંગ પીધી છે કે દરેક વખતે મારે તને મનાવવા આવવું ?'

અને વાતનું પૂર્ણવિરામ આવી જતું.

હંસાએ ખૂબ વિચારતાં જોયું કે વિદ્યુતમાં આ જે ફેરફાર થઈ રહ્યો હતો તેમાં તેની માલિકી ભાવના ઊંડે ઊંડે પોકારની હતી એટલે અંદરથી તેની પુરુષ સહજ વૃત્તિ તેને ઉશ્કેરતી હતી. વિદ્યુત આ કબૂલ નહોતો કરતો. પરંતુ તેનું આંતરિક અજ્ઞાત મન જૂના સંસ્કારને સજાગ કરતું હતું. બહારથી સમાન હક્કમાં માનનાર વિદ્યુત અંતરને ખૂણે પત્ની ઉપરની માલિકી ઓછાવત્તે અંશે પણ ઇચ્છતો હતો.

હંસા ઘણીવાર મશ્કરીમાં પણ કહી દેતે કે તમે બધાં તો બોલવાના અને દેખાડવાના–ચાવવાના જુદા દાંત રાખો છો. આમ તેને ક્યારેક વિદ્યુતને ચીડવવાની ખૂબ મઝા પડતી. વિદ્યુત અજાણતાં થતી આ મનોદશાને સમજી શકતો નહિ. પણ સ્વભાવમાં ગુસ્સો વણાઈ ગયો છે તે હવે કાઢ્યા વગર છૂટકો નથી તેમ માની સમાધાન કરતો.

આ કારણે હંસા ક્યારેક વ્યથિત રહેતી પણ વિદ્યુતના મનમાં કશું નથી એ ખ્યાલે તેઓ ક્યારેય દુઃખી નથી થયાં.

## ખાલી ચણો વાગે ઘણો

બટકબોલી બટકી રેશમા ઘણું સમજાવવા છતાં ભણી નહિ. અંગ્રેજી ચાર ચોપડી સુધી તો તે માંડ માંડ





પહોંચી. પહેલેથી જ ભણવામાં દિલ નહિ, વાતો અને ગામની પટલાઈ કરવામાં એટલો બધો રસ ધરાવતી કે આટલી નાની ઉંમરે પણ એને 'ચાંપલી-બાઈ'નું બિરૂદ મળેલું. મહોલ્લાના છોકરાઓ તો તેની મીઠી મશ્કરી કરીને છૂપું હાસ્ય રેલતા અને વહુવારૂઓ પણ તેનાથી દૂર ભાગવા પ્રયત્ન કરતી.

રેશમા તેના ઘરમાં સૌથી નાની હતી. કુટુંબ મોટું હતું. સંસ્કારી ઘર હતું. પણ જાણે એક રેશમા જ બધાથી અલિપ્ત કેમ પડી જતી હતી, તે વિચારવા જેવું હતું. તેને ત્રણ તો ભાભી હતી. અને તે પણ બધાં સમજુ. સંસ્કારી અને વ્યવહારૂ હતાં. જો કે રેશમા તો એ લોકોને પણ બાકી નહોતી મૂકતી. એને તો કોઈ સારૂં દેખાતું જ નહોતું. ભાભી પાસે તો નણંદપણું પૂરેપૂરું બજાવવાનો પોતાનો હક ગુમાવ્યો કેમ પાલવે! અને સૌથી નાની નણંદની કહેવાતી 'ચાંપલાઈ' મને કમને પણ સુધારવનો કોઈ ઉપાય નથી એમ લાગતાં દરગુજર કરીને ભાભી સહી લેતાં. નાનાં ભાભી પરણીને સાસરે આવ્યાં ત્યારે શરૂઆતમાં તો તેની આવી વર્તણુકથી નવાઈ પામી ગયાં પરંતુ તેનો મૂળ સ્વભાવ જાણ્યા પછી તેમણે રેશમાના ભાઈની મદદથી રેશમા સાથે હરવા ફરવા જવા માંડયું. બીજા કેટલાક દાખલાઓ આપી તેના સ્વભાવ તરફ તેનું ધ્યાન દોર્યું. ભાભીની વાતો રેશમાને ગમી તો ખરી જ. ભૂલ પણ સમજાઈ. પણ વ્યસનની માફક તે એવા સ્વભાવની થઈ ગઈ હતી. રેશમા હવે નાની નહોતી. બાવીસ વર્ષ તો તેને પૂરાં થવાં આવ્યાં હતાં. હજુ એનું વેવિશાળ પણ નહોતું થયું. તે ભણી તો નહિ પણ બીજા કોઈ કાર્યમાં રસ નહોતી ધરાવતી. ભાભીએ તેને પરાણે સીવણ ગૃહવિજ્ઞાનના વર્ગમાં જવાનું કબૂલાવ્યું.

સીવણમાં તો માંડ બે મહિના કાઢયા. તેમાંય વેતર-કામ શીખવા માટે ગુણાકાર પદ્ધતિની જરૂર પડી. એ તો ઠીક પણ સીધેસીધું શીખવામાં પણ તેને મહેનત લાગી. ગૃહવિજ્ઞાનના વર્ગમાં એને થોડી મઝા પડી. વાનગી નવી નવી શીખવી તેને ગમી ગઈ. એટલે છ મહિના નો નિયમિત વર્ગ ભરાયો પરંતુ આટલું કરવાં છતાં તેનો મૂળ સ્વભાવ કંઈ બદલાયો નહિ. ઘરમાં પણ તેની વાતો દ્વારા દેરાણી જેઠાણી કે સાસુવહુ વચ્ચે વિખવાદ ઊભો કરાવતી.

નાનપણથી માની લાડકી રેશમા લાડનો ભોગ બની ગઈ. માતા પણ તેમાં કશું ખરાબ જોતી નહિ. ઊલટું તેનું ઉપરાણું ક્યારેક લઈ બેસતાં. ક્યારેક માને પણ એવું થતું કે ભાઈઓ રેશમાનું શોધી આપવામાં ઉતાવળ નથી કરતાં. જ્યારે જુદું જ હતું, ભાઈઓ ઘરમાં કંકાસને કારણે તેનું જલદી કરવા તત્પર હતા.

અંતે ઠીક ઠીક ભણેલો શાંત સ્વભાવનો મૂરતિયો મળી ગયો. સંસ્કારી અને ખાનદાન કુટુંબની છોકરી હતી એટલે ઓછું ભણેલાની ઓછપ ખાસ વરતાઈ નહિ. રેશમાના લગ્ન થયાં અને સાસરે-શ્વસુર-ગૃહે રહેવા આવી ગઈ. કુટુંબ બહુ મોટું નહોતું પણ તેઓ સૌથી મોટાં હતાં. રેશમાનો પતિ મનોહર બેન્કમાં નોકરી કરતો હતો. શોખીન રેશમાના શોખ પૂરા કરવા મનોહર ઠીક ઠીક પ્રયત્ન કરતો. ઘરની જવાબદારી પ્રત્યે બેદરકાર રહેતાં રેશમાની સ્થિતિ ઘરમાં ટીકાપાત્ર બની. ઘણીવાર તો આખો દિવસ કામ કરતી જ દેખાય અને છતાં કામમાં ભલીવાર ન વળે. સ્વભાવ મુજબ કોઈ વાતનો અંત જ ન આવે. અને બહાર તો બિચારીને જરાય વખત નથી મળતો, કેવી રીતે એકલી પહોંચે ને એવી બીજી ઘણી વાતો વહેતી મૂકાવા માંડી.

મનોહર પણ શરૂઆતમાં તો એને સતત કામમાં વિંટળાયેલી જુએ એટલે ચિડાઈ જતો. આખો દિવસ આ શું ભઠિયારો......પણ ધીરે ધીરે તેની ભૂલ તેને સમજાઈ. રેશમાને દેખાવ કરવાનો શોખ હતો. કોઈ આવે ત્યારે બિલકુલ વેતા વગરની તે કામમાં જ ગુંથાયેલી રહેલી જોવા મળે. સાસુ વહુને પણ સામસામી બોલાચાલી થાય.

મનોહરે એક વખત તેના સાળાને પોતે રેશમાની

વાર્તારસિકો માટે અતિ પસંદ
વાર્તાપ્રકાર ઐતિહાસિક વાર્તા

તે માં ય

ગુ જ રા ત

ગ્રં થા વ લિ

'ગુજરાત કોની'?

કરણ વાઘેલાનો પરાજય કરી ગુજરાતને દિલ્હી સલ્તનતમાં સૂબો બનાવવા મથનાર ખીલજીઓની?

કે મૂળ હિંદુ રજપુત પણ ધર્માંતર કરીને મુસલમાન બનેલા સુલ્તાનોએ સ્થાપેલી સલ્તનતની?

કે પોતાના પૂર્વજ જયચંદ રાઠોડના પાપનું પ્રાયશ્ચિત કરવાને માટે કનોજથી ત્રાસીને ગુજરાતમાં વસવાટ કરવા આવેલા રાઠોડની?

કે છેક શાહબુદ્દીન ઘોરીના સમયથી તે મુગલ સામ્રાજ્યના વિલીનીકરણ સુધી સતત જંગ ખેલનારા કોળીઓ, ભીલો ને નવનારોની?

ગુજરાતની પ્રજાના સાહસ અને શૌર્ય, શહૂર અને ખમીરનો 'ઈડરિયો ગઢ' આખરે કોનો?

સો સવાસો વર્ષના ગુજરાતના ઇતિહાસે ગુજરાતના લોકોને આ સવાલ પૂછ્યો હતો. ને ગુજરાતના લોકોએ એનો જે ખમીરવંતો જવાબ આપ્યો એનો આછો પરિચય આ નવલકથાઓમાંથી મળે છે.

એના લેખક:

**શ્રી ગુણવંતરાય આચાર્ય**

નવી પાંચમી નવલકથા હમણાં જ પ્રગટ થઈ છે.

તેનો બીજો ભાગ પ્રકાશનને પંથે.

૧

# ઈ ડ રિ યો

# ગ ઢ

૨

# ન ગ રી

# શો ભા વ તી

૩

# વ જ્જ ર

# ગ ઢ

૪

# રાવ રણમલજી

૫

# સામંતસિંહ બીહોલા

(બે ભાગમાં)

દરેકનું મૂલ્ય રૂ. ૫-૦૦

અને

પ્રકાશક:

# આર. આર. શેઠની કંપની

પ્રિન્સેસ સ્ટ્રીટ,
કેશવબાગ, મુંબઈ-૨

સો રૂપિયાનાં પુસ્તકો લેનારને પચાસ રૂપિયાનાં પુસ્તકો ભેટ આપતી અમારી તદ્દન નવી જ અભૂતપૂર્વ યોજનાની વિગતવાર માહિતી માટે તથા ગુજરાતી તેમજ હિંદી સાહિત્યનાં તમામ પ્રકાશનો માટે આજે જ સંપર્ક સાધો.

અંક ૫ : ઑગસ્ટ '૬૪ — 'ઊર્મિ' : વર્ષ
સળંગ અંક ૪૧૩ — 'નવરચના' : વર્ષ
સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિ



## ક્રમ





## સૂચના

* લવાજમ વરસનું : **સાડાસાત** રૂપિયા વિદેશમાં **દશ** રૂપિયા ( શિ. ૧૫ )
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્ર થાય છે.
* વરસમા એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઇપણ માસથી ગ્રાહક થઈ શકાય છે
* વી પી. થી લવાજમ વસૂલ કરવામા જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થવાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પુરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેર ખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું:–

**'ઊર્મિ–નવરચના'**
ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ૦
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ : અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઇ પટેલે માલિક : ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ. વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઇશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર




■ . . . . સ્વાર્થવૃત્તિ

કોઈ પણ પ્રયોજન વિના, કંઈપણ કારણ વિના જ્યારે સ્વાર્થ એ એક જ ધ્યેય માણસ નક્કી કરી નાખે છે ત્યારે એ ધ્યેય એને અનેક રીતે યારી આપે છે. માન–અપમાનની એને પડી નથી હોતી, આબરૂ કે કારકીર્દિને એ નેવે મૂકે છે, નીતિ અને સિદ્ધાંતો એની પાસેથી કાયમી વિદાય લે છે. અને ત્યારે એવા માણસ માટે કોઈ કશું ધારી શકતું નથી, કોઈ કશો વિશ્વાસ મૂકી શકતું નથી.

આમાં મુખ્ય વાત આવે છે સ્વાર્થની. માણસ આંધળુકિયાં કરતાં પણ અચકાતાં નથી. આજે ચોમેર આવાં આંધળુકિયાં, આવાં હવાતિયાં નજરે ચડે છે. આપણે એનાથી પર નથી હોતાં છતાં પ્રયત્ન કરીએ તો આપણામાંથી સ્વાર્થનો અંશ ઘટાડી શકીએ, છેવટ હોય તેના કરતાં વધવા તો ન જ દઈએ. પણ આ થાય કેમ? કંઈ પણ આપણે કરી શકીએ તેમ આ નાની વાત આપણે જ ન કરી શકીએ?

ત્યાં આવે છે આપણી વૃત્તિની વાત. સ્વાર્થને આપણે આપણામાં ન પ્રવેશવા દેવાની વૃત્તિ આપણે શી રીતે કેળવી શકીએ? ચોમેરની તો ઠીક પણ આપણી પોતાની વૃત્તિને પણ આપણે કેળવી કે વાળી શકતા નથી હોતા. અને એ વૃત્તિ સાથે સ્વાર્થ ભળે પછી તો જોવાનું જ શું! સ્વાર્થવૃત્તિ કોઈએ કેળવવી ન જોઈએ એમ કહેનાર જ વધારેમાં વધારે સ્વાર્થી હોય છે અને એમ બોલી ન બતાવનાર સાચા અર્થમાં નિઃસ્વાર્થી પણ હોઈ શકે. પણ આ વૃત્તિને નિર્મૂળ કરવાની કોશિષ તો જારી રાખવી પડશે.

*



'રાજહંસ'

# સમયના શોર-ગોર

## લોકશાહીમાં સંપનો અભાવ

જગતની કેટલીક કરુણતાઓ છે. એમાં એક એ પણ છે કે જેવો સંપ આ જગતના હલકી કોટિના પુરુષો કરે છે એવો સંપ ઉત્તમ કોટિના પુરુષો નથી કરતા. ચોરડાકુની જેમ અશાંતિ ફેલાવનારા, અરાજકતા લાવનાર, ભાંગફોડ કરનારા, લાંચરૂશ્વત કરનારા, ને એવી ભાત ભાતભાતની હરામખોરી કરનારાઓની ટોળીઓ એક બીજાને વહેલી ઓળખી લે છે ને એમનો સંપ અચાનક થઈ જાય છે. એક ચોર બીજા ચોરની મદદ કરે તો કૃતાર્થતા અનુભવે છે. સજ્જનો નહીં પણ દુર્જનો સંઘ કરે. કેવી કરુણ બિના છે!

ને કૈંક આવી જ વાત નેહરુએ કહી છે. 'લોકશાહીના પાયામાં જ મતભેદ પડ્યા છે' એમ કહીને એમણે મતભેદોને મજબૂત બનાવ્યા છે. લોકશાહીવાળા દેશોમાં આથી સંપની શક્યતા ઓછી થવાની. સૌને સિદ્ધાંતોની એવી લગની રહેવાની કે એમાંથી છૂટાય નહીં, માથે ભય ઝઝૂમે ત્યારે પણ પોતાના અગલ ચોકા કાયમ રાખે, ને નિર્બળ બનીને ખુવાર થાય.

મતભેદ હોય એ નિશાની પુખ્તપણાની છે, સારી છે. પરંતુ એ શોખ ક્યારેક કાઢી નાખવા જેવો, મોળો કરવા જેવો, મુલતવી રાખવા જેવો હોય છે. સિદ્ધાંતોમાંયે ચઢતા ઊતરતાનો ક્રમ રાખવા જેવો છે. સૂઝે એટલા સિદ્ધાંતોને એકી સાથે ઉછેરી શકાતા નથી. એમ લાંબા ગાળાનું કોઈક હિત ક્યારેક અભરાઈ ઉપર ચઢાવી દેવું પડે છે. એમ કર્યાથી કેટલીક સમસ્યાઓ આવી પડે તો ભલે આવે, પરંતુ નજીકનું હિત બગાડીને, કમજોર રહીને, અશાંતિ વહોરીને ચાલીશું તો આપણી સામે જે પરિબળો કામ કરવા લાગ્યાં હશે તેની જડ મજબૂત થઈ જશે.

માનવું જોઈએ કે લોકશાહીવાળા દેશોમાં ઘણા કાવાદાવા ચાલે છે. એમાંથી ઘણાની દાનત સાફ નથી પરંતુ જે દેશોમાં લોકમતને છૂટથી પ્રકટ થવાની તક રહેલી છે ત્યાં સંપ કરવો અને સંપનું બળ દાખવવું એ પણ સિદ્ધાંતોની રક્ષાનો એક સારો પ્રકાર છે. આપણી તટસ્થ રાજનીતિ હવે મધ્યસ્થની થવી જોઈએ; મધ્યસ્થ બન્નેનું હિત જુએ તે, ને એમાં આપણું હિત તો સમાયેલું હોવું જ જોઈએ એ માની શકશો!

## આજે નહિ તો કાલે

રોજ ઊઠીને ચીનના આગેવાનો રશિયાના ખ્રુશ્ચોફની નિંદા કરે છે. એના જવાબમાં રશિયાએ પણ સંભળાવી દીધું છે કે તમારા સંકટમાં અમે સાથ આપીશું એવું ગણતા હો તો હવે ભૂલી જજો. સામ્યવાદના આ ભંગાણને ચકાસી જોવા અમેરિકાએ ચીનની પૂંછડી હલાવવા માંડી છે. ને લશ્કરી વડા મેક્સવેલ ટેલરને હિંદીચીનમાં રવાના કર્યા છે.

નવાઈ એ છે કે અમેરિકામાં જ રિપબ્લિકન પક્ષે એનો વાંધો ઉઠાવ્યો છે, ચીન સામે નહીં પણ રશિયા સામે! ચીન તરફથી પાકિસ્તાન અમેરિકન પગલાંનો વિરોધ કરે છે. ભારત અમેરિકાનું સમર્થન કરી શકતું નથી. ને રશિયા ચીન તરફી બનેલ ઈન્ડોનેશિયા તેમ જ બર્માને રાજી રાખવા, એમને સૈન્ય સરંજામ આપવા વાયદો કરે છે.





ચીને કાશ્મીર-નેપાળ-સિક્કિમની સરહદે લશ્કરીજમાવટ કરી તેનો ઉકળાટ આપણે જાહેર કરીએ, પરંતુ એ જ ચીનને અમેરિકા પડકારે અથવા ચીનના જ ચાંગ-કાઈ-શેક લલકારે ત્યારે આપણે પાણીમાં બેસી જઈએ છીએ. દેખીતી વાત છે કે ચીને પાકિસ્તાનને ચઢાવી ગોળીબારો કે ભાંગફોડ કરાવી ભારતનું ધ્યાન પાકિસ્તાન તરફ ખેંચી રાખ્યું છે. પરંતુ પાકિસ્તાનને હજીયે પહોંચી વળાય એવું છે, ત્યારે ચીનની વાત મોટી છે. ભારતે આજે નહીં તો કાલે ચીન જોડે મુકાબલો કર્યે જ છૂટકો છે—સિવાય કે ચીનમાં સત્તાની ફેરબદલી આવે. પરંતુ એવા કોઈ સંજોગો સામ્યવાદી દેશમાં આવવા સહેલા નથી.

ભારતનો બૌદ્ધ ધર્મ એક કાળે ચીન માગીને લઈ ગયું ને ત્યાં એને વસાવ્યો ને ફેલાવ્યો. રશિયાનો સામ્યવાદ ચીને માગીને મેળવ્યો ને એને પણ ફેલાવ્યો. છતાં બંને દેશો તરફ ચીન નગુણું બન્યું છે. એના લોહીમાં જ દગો છે, એનો વિશ્વાસ થાય એવો નથી. જો એની પાસે એટમ બોમ્બ ગયો તો આખી દુનિયાને થથરાવવા મથશે. પછી એ કોઈને મચક નહીં આપે. એટલી હદ સુધી ચીનને વધવા દેવાનું જોખમ ઘણું મોટું છે. એ પહેલાં એનો પરાભવ થવો જોઈએ. તો જ તિબેટને થયેલો અન્યાય મિટાવી શકાય, ને તો જ ભારતની ઉત્તર સરહદ ઉપરથી ચિંતાનું વાદળ ખસે. તો જ આસામ ભણીની સરહદે નાગલોકોનાં તોફાનો બંધ થાય. તો જ બર્માનો બગડેલો મિજાજ ઠેકાણે આવે. તો જ આફ્રિકાનાં નવાં રાજ્યોમાં ફાટફૂટ પડતી રોકાય. ને તો જ પાકિસ્તાનની વાણીમાં ને કરણીમાં ફેર પડે

આજે નહીં તો કાલે ભારતની સંસ્કૃતિને પડકાર થવાનો હોય તો ચીન તરફથી થવાનો. હજી 'ભાઈ-ભાઈ'ની શરૂઆત કરી ત્યાં જ એણે ઘા કર્યો. હવે એનું પોત પરખાઈ ગયું છે. તે પછીયે એ ડ્રેગનને મહાત કરે એવા મહારથીને ઉત્તેજન નહીં આપીએ તો આપણો જયવારો ક્યારેય થવાનો નથી.

ગુરુ ગોવિંદસિંહ અને છત્રપતિ શિવાજીના વારસદારો—સ્વર્ણસિંઘ ને ચવાણની નજરે આટલી વાત સ્પષ્ટ દેખાવી જોઈએ.

### લાભ કોને મળે?

વળી દેશમાં શોર ઊઠ્યો છે કે મોંઘવારી વધી છે!

ભાવ વધ્યા છે. એની કોઈથી ના પડાય એમ નથી. પરંતુ એ વધે તેમાં દેશનો ભલીવાર છે એ વાત માનવા જેવી નથી. જ્યારે દેશનું ઉત્પાદન વધી રહ્યું હોય ને એ વધારવાની જરૂર હોય ત્યારે ભાવ વધે તે જ ઠીક છે. ઉત્પાદન વધાર્યા વિના ચાલે એમ નથી. નિકાસ માટે જ વધારવાનું છે એ વાત સુધારીને માનવું જોઈએ કે દેશની જરૂર માટે પણ ઉત્પાદન વધારવાની જરૂર છે. ભાવમાં ઘટાડો લાવવા નહીં, પરંતુ શ્રમ, બુદ્ધિ, નાણું, સાહસ, વ્યવસ્થા એ બધું રોકીને જે લોકો હાલમાં ઉત્પાદનના કામમાં રોકાયા છે એમને ઉત્તેજન મળશે તો જ એ વધારે ઉત્પાદન, સારું ને ઝડપી પણ કરી શકાશે.

સવાલ એનીનો છે. ખાદ્ય ખોરાકીની ચીજોના ભાવ વધે ત્યારે આખા દેશને એનો ડંખ ચટકો ભરે છે. પરંતુ દેશનો મોટામાં મોટો ઉદ્યોગ ખેતીનો છે. એના ઉપર જ વસતીનો મોટો ભાગ નિર્ભર છે. એની પેદાશમાં ઘટાડો નહીં જ લાવી શકાય. એટલે જે ભાવો આજે છે તે કોઈથીયે ઓછા કરી શકાય એમ નથી. એ વધવા જ જોઈએ ને વધવાના છે પણ ખરા. હવે આગળ ભાવ વધે ને ખેડૂતને એનો લાભ ના મળે તે ઠીક નથી થતું. પરંતુ આ મુદ્દો કોણ આગળ ધરે? નવા ખોરાક પ્રધાને આ વાત એક વાર બહાર પાડી છે ખરી કે ઊંચા ભાવ રાખી દેશનું અનાજ સરકાર ખરીદી લેશે ને પછી વેપારીઓને આપશે કે મંડળીઓને આપશે. લેવીની પ્રથા રદ કરશે કેમકે એથી કોઈને લાભ મળતો નથી.

લોકોને રોષ છે સરકારી દખલગીરીનો. જ્યાં એમણે હાથ મૂક્યો ત્યાં કાળાં બજાર બની પડે છે, પ્રધાનો

ઊંધું ચતું કરીને ઓળવી જાય છે. મોટા વેપારીઓ સરકારી રાહે ધૂમ કમાણી કરી જાય છે. કૃત્રિમ તંગીઓ આવી પડે છે ને પાછી થોડા વખતે એ અદૃશ્ય બને છે.

ખાંડની બાબતમાં આવું ઘણી વાર બન્યું છે, હવે તેલમાં શરૂ થયું છે. ને પછી શાકભાજીમાં પણ થશે, કેમકે સરકારની નજર ત્યાં પણ ગઈ છે.

આપણો પ્રશ્ન ભાવવધારાનો છે જ નહીં, ઓછા ઉત્પાદનનો છે. ખેતીમાં લોકોને કાયદા તથા અધિકારીઓની કનડગત છે. સારા ભાવ મળતા નથી, મતલબ કે ભાવવધારાનો લાભ પહોંચતો નથી. એટલે પ્રશ્ન વ્યવસ્થાનો છે—અથવા માનીએ તો ગેરવ્યવસ્થા થાય છે તે કેમ કાઢવી તે પ્રશ્ન છે. ખેતીના વધુ ઉત્પાદનનો લાભ કોને પહોંચવો જોઈએ તે પ્રશ્ન છે.

જે દિવસે દેશમાં ચીજ વસ્તુના ભાવ બેસી જશે તે દિવસ નેહરુના મૃત્યુ દિન કરતાં પણ મોટા શોકનો અવસર હશે.

### શુ પ્રજાનો કોઈ ધર્મ નથી ?

અનાજ કે ખાધાખોરાકીની મોંઘવારી આગળ લોકો લાચાર બને, પણ કાપડનું શું ? એમાંય શું લોકો લાચાર છે ? લોકો એક ચીજમાં કમર કસીને બીજી ચીજમાં ખરચ કરે એટલું શું ના થઈ શકે ? પરંતુ એવી વાત કોઈ જાહેર નથી કરી શકતું.

આપણા આગેવાનો તો સંજોગોના ગુલામ બન્યા છે. એમને તો પ્રજાની મુશીબતોમાંથીયે પોતાના પક્ષનું કામ કાઢી લેવું છે. હડતાળો પડાવી, સરઘસો કાઢી બખાળા કાઢીને વધારે ડહોળી મૂક્યું છે. આજે સ્થિર બુદ્ધિ રાખે એવી વ્યક્તિઓ કે આગેવાનો કોઈ કોઈ જડે, પણ એવો પક્ષ તો એકે રહ્યો નથી.

મુશીબતો પડે છે. વારંવાર પડે છે, પરંતુ એમાં જાણે પ્રજાનો કોઈ ધર્મ જ નથી રહ્યો. પ્રજા નવી નવી કુટેવો વસાવતી જાય, પછી એ બૂમો પાડે તો યે એમાં એનું દર્દ વરતાતું નથી, માત્ર ઉહાપોહ જણાય છે. ચોમેર જે લૂંટ ચાલી રહી છે એમાં હકદાર થનારા ઘણા નીકળે છે. પ્રજાને સુખની લાલચ વળગી છે, એ ભોગવવાની ઉતાવળ આવી છે. કોઈ સિનેમા-ઘરને નુકશાન જતું નથી, કોઈ હોટેલને ખોટ આવતી નથી, કોઈ કાપડીઆ કે દરજીને ઘરાકીની તાણ પડતી નથી. વાહનો ને ગાડીઓ ભરચક દોડે છે. જ્યોતિષીઓનું સારું ચાલે છે. છાપાં ખૂબ વંચાય છે—કોઈ બીજાનું છાપું વાંચીને હવે ચલાવતું નથી. ઘણાને ત્યાં રેડિયો વસી ગયા છે, દાકતરો પેસી ગયા છે. ઘરવખરી વધી ગઈ છે. સામાજિક રિવાજોનું પેટ ફૂલીને ઢમઢોલ થયું છે ને એમાંથી ઘણી બદબૂ છૂટે છે. એ બધું ઠેર ઠેર જોઇને એક સવાલ ગંભીરપણે ઊઠે છે—શું પ્રજાને પોતાનો કોઈ ધર્મ જ રહ્યો નથી ? શું બધો દોષ આગેવાનો ને પક્ષો ને ઉધમાતીઆ ઉપર ઢોળી નાખીને એનો ઉગારો થવાનો છે? અગર સરકારના સો દોષ છે, તો પ્રજાના કરોડ દોષ છે, કેમકે એને તો લોટ પણ ફાકવો છે ને સાથે હસવું પણ છે.

### સદાચાર કાયદાથી થશે ?

સરકારને તો ફાવટ છે, ધૂમ પૈસા વાપરવાની છૂટ મળી છે. આવી તક તો દેવોને પણ દુર્લભ હોય, તે માત્ર પ્રધાન બન્યાથી મળતી હોય પછી કેમ હાથ ઝાલ્યા રહે !

કહે છે કે આફ્રિકામાં ગોરાઓએ પોતાને માટે બંગલા બંધાવ્યા ને એમાં આધુનિક ઢબનું રાચરચીલું ગોઠવ્યું. એ લોકો તો ખાલી કરીને ગયા ને એમાં ત્યાંની હબસી પ્રજાના સત્તાધીશો આવ્યા. એમણે તો સોફા ઉપર બૂટ પહેરીને કૂદવા માંડયું ? મોટા પગારો, ગાડીઓ, બંગલા, નોકરો—એમાંથી કશું કમી ના કર્યું. એમનું તો ઠીક, પરંતુ અહીં શું બન્યું ? બહારની સૌમ્યતા પાછળ રાજકીય ભ્રષ્ટાચાર ફાટી નીકળ્યો, ને સગાંને નામે મોટી મિલકતો કરી લીધી એ બેશરમીની ક્યાં હદ રહી છે ?

આ લોહદૂર્ગને કે ચક્રાવાને તોડવા નંદા વારંવાર





ખોંખારા કરે છે. પણ એમની નરમ ઘેંસ જેવી ફાંસીને તખ્તે એ ચાર જણ હસતા રમતા લટકતા દેખાશે, ત્યારે એવા હજારો ને લાખોની ફોજ એમની જ મૂછોમાં હસતી હશે. એ જાણતા જ હશે કે કૅબિનેટમાં એમની જ હારમાં એવા ખંધાઓ બેઠેલા છે પણ એમને ઉડાડી શકાતા નથી.

રાજકારણના ભ્રષ્ટાચાર મિટાવી દઈ સદાચાર લાવવાનું કામ શું કાયદો એકલો જ કરી કરશે ? કાયદાને તો જેમ ફણાં વાગે તેમ ફરે એવો ગધેડો ગણ્યો છે. નંદા ભલે યત્ન કરી જુએ, ને બે-ચારને ઠેકાણે પાડે, ભલે દાખલો બેસાડે, પણ એ કામ ધર્મનું છે. જ્યાં સુધી સત્તાને માથે—રાજાને માથે પણ કોઈ રાજા બેઠેલો છે એવું સતત ભાન નહીં રહે ત્યાં સુધી શું વળે ? કોન્ગ્રેસના પક્ષને અંકુશો છોડવાનું પાલવે એમ નથી, પછી ભ્રષ્ટાચાર ક્યાંથી ટળે ?

### ગુજરાતની નિર્બળતા

મોરારજીએ મફતનું કહી નાખ્યું કે લોકો મને અમદાવાદમાં આવીને રહેવાનું કહે છે ! એવું કહેવાની ભૂલ હવે આ જમાનામાં કોણ કરે ? ને એમણે પોતે જ લોકોનો ભય છતો કર્યો–'પછી તમે જ કહેશો કે હું ગુજરાતનો મુખ્ય પ્રધાન થવા અહીં આવ્યો.' આમ પોતાનો દોષ માણસ જોઈ શકે તે ઠીક છે, પરંતુ એ આત્મનિરીક્ષણ નથી. દોષ જાણ્યા પછી એનો પસ્તાવો ન થાય તો એવું વાંઝીયું જ્ઞાન કોને ગમે ?

કહેવું જોઈએ કે મોરારજી શક્તિશાળી પુરુષ ખરા. લોકશક્તિને કસી જાણે એવા છે. અપ્રિય થઈને પણ ધાર્યું કરે એવા છે. એ શરતમાં અપ્રિયતા આગળ વધી ગઈ છે ને ધાર્યું કરવાની વાત હમણાં પાછળ રહી ગઈ છે. એ ભલે હજુયે ના માને, પણ એમણે ગુજરાત ગુમાવ્યું છે. ને પ્રાંતિક સમિતિના સભાખંડની બહાર ગુજરાતે એમને પોતાના માન્યા નથી. નવાઈ છે કે મોરારજીના ભાવ ગગડી ગયા એમાં સ્વતંત્ર પક્ષને પોતાની તેજી જણાય છે. આવતી ચૂંટણીઓમાં ગુજરાતનું પ્રધાનમંડળ રચવાની એમની ગણતરી છે. પણ એ માટે જે તૈયારીઓ જોઈએ તે ક્યાં છે ? એમણે ઘણા ખાળકૂવાનાં પાણીથી પોતાના હવાડા ભરી કાઢ્યા છે, તે હવે ઉલેચાય એવું રહ્યું નથી. ને સુખ સાહ્યબી કે પરિવારની જંજાળમાં એ લોકોને કોન્ગ્રેસની હરીફાઈમાં ઓછા ઊતરવું હોય એમ જણાતું નથી.

ગુજરાતમાં ભાવવધારાની હડતાલ પડે ત્યારે જેવી લાચારી કોન્ગ્રેસની હશે તેવી સ્વતંત્ર પક્ષની પણ હશે. એનો માર બંને પક્ષને લાગવાનો છે ને જે ધોવાણ થાય છે તેમાં સામ્યવાદીઓને ફાવટ છે. એ દીવા જેવી સ્પષ્ટ વાત જોઈ શકવાને સ્વતંત્ર પક્ષ સ્વતંત્ર ક્યાં છે ? કોન્ગ્રેસને નિર્બળ કરવાની રઢને લીધે એ પણ રતાંધળા બન્યા છે.

### હડતાલોને દેશવટો કોણ આપશે ?

અમદાવાદની હડતાલ તો ઠીક, પણ સરકારી કર્મચારીઓએ હડતાલની ધમકી દીધી છે એ ઘણી ગંભીર બિના છે. એ ધમકી રાષ્ટ્રનું ઘોર અપમાન છે, દેશનો ખુલ્લો દ્રોહ છે. એવી ધમકી આપનારાઓના દિલમાં ફરજનું લેશ માત્ર ભાન ક્યાંથી હોય. એ બધાને છૂટા કરી દેવાની, પેન્શન-પ્રોવિડંટ ને બહુની કે ભથ્થાં જપ્ત કરી દેવાની સખત નોટિસ નીકળવી જોઈએ.

પણ ના, એવું કૈં નહીં બને. હડતાલ માત્ર આ દેશમાં ધાર્યું કરીને રહેશે. એને દેશવટો દેનારો વીર નર હજી પાકે ત્યારે ખરો.







ધૂમકેતુ

# સાચો ઉકેલ

પ્રજાની વાતનો ઉકેલ ન લાવી શકે એ રાજા, સત્તાધીશ કે પ્રધાન કહેવાય ખરા ? એ પ્રશ્નને છણતી આ દૃષ્ટાંતકથા ઐતિહાસિક મૂલ્યો પણ ધરાવે છે. આપણા પીઢ સાહિત્યકારની કલમની એ પ્રસાદી છે એટલે રોચક પણ એટલી જ બની છે......

રાજા શાલિવાહન પાસે એક કોયડો આવ્યો. આમ જુઓ તો કોયડો કાંઈ નહિ, અને આમ જુઓ તો એનો ઉકેલ શોધ્યા વિના તો લાખ્ખોની મિલકત રખડી પડે, નધણિયાતી થઈ જાય—એવી અઘરી વાત.

એવું શું બન્યું હતું ? કોયડામાં એવું શું હતું ?

નગરના શ્રેષ્ઠી મરણ પામ્યા હતા. પણ એણે મરતી વખતે પોતાના ચાર છોકરાઓને બોલાવીને કહ્યું : 'જુઓ ભાઈ! મારી જે કાંઈ માલમિલકત છે, જમીન છે, દ્રવ્ય છે, એ બધું મેં તમને ચારેને વહેંચી આપ્યું છે. કઈ રીતે વહેંચ્યું છે તે તમે સાંભળો. આ મારા પલંગના ચારે પાયે મેં તમારા દરેકના નામનો એક એક નોખો ભાગ મૂક્યો છે તે તમે લઈ લેજો ને દરેક જણ પોતપોતાનો ભાગ લે એટલે કોઈને ઓછું વધતું નહિ મળે.'

ત્યાર પછી શ્રેષ્ઠી તો મરણ પામ્યા. પણ પછી ચારે પુત્રોએ એનો અંતિમ વિધિ સારી રીતે પતાવ્યો. ને પછી પિતાના કહેવા પ્રમાણે ચારે પાયે ખોદવા બેઠા. ચારે પાયેથી ચાર વસ્તુઓ તો નીકળી. પણ એવી વિચિત્ર વસ્તુઓ કે ઘડીભર તો છોકરાઓ દિગ્મૂઢ થઈ ગયા.

એમને લાગ્યું કે પિતાએ આપણી મશ્કરી કરી કે પરીક્ષા લીધી કે શું સમજવું ?

કારણ કે એક પાયાથી એક જણાને નામે વસ્તુ તો નીકળી પણ કેવળ કુશકા. એક જણાનો ભાગ કુશકા. બીજા પાયા નીચે બીજાનો ભાગ હતો. પણ કેવળ કાગળ ! બીજું કાંઈ નહિ. હવે ત્રીજા પાયા નીચેથી ત્રીજા માટે વસ્તુ નીકળી તે તો વિચિત્રમાં વિચિત્ર—કેવળ માટીનો પિંડો-!

અને ચોથાને ભાગે આવ્યા કેવળ કોલસા !

બોલો હવે આવા ચાર ભાગ ચાર જણાને મળ્યા તો એમણે એમાં શું સમજવું ?

શું પિતાજી એમ કહેવા માગતા હતા કે ભાઈઓ ! મારી પાસે કાગળ માટી કોલસા જ રહ્યા છે. એમાં તમે શું વેચશો ?

અને એનો અર્થ તો એમ થાય કે પિતાજીએ જીવતાં બધી જ મિલકત વેડફી નાખી છે. ને હવે છે નહિ કાંઈ. કેવળ દેખાય છે એટલું જ ! પણ એસાંનું કાંઈ એમનું નથી. બીજાના અધિકારનું થઈ ગયું છે.

શું આ ચાર વસ્તુઓ આ વાત કહે છે ?

પણ એમને પાકી ખાત્રી હતી કે પિતા પાસે કોઈનું માગણું નથી. મિલકત બધી અકબંધ છે. ને ચારે જણા જ એના માલિક છે. પણ તો હવે પિતાના કહેવા પ્રમાણે કયો ભાગ કોણે લેવો ?

આ તો એક કોયડો થઈ પડયો. ભલાભલા વિદ્વાન પાસે એ ગયા. નગર—ન્યાયાધીશ પાસે ગયા. પણ કોઈ એનો ઉકેલ શોધી શકતો નથી. કે શું કરવું તે કહી શકતો નથી.

દેશ-પ્રધાનને પણ મળ્યા. પણ કાંઈ ઉકેલ જડયો નહિ.

છેવટે ચારે જણા રાજા શાલિવાહન પાસે ગયા. રાજા અત્યંત સૂક્ષ્મ બુદ્ધિનો અને વ્યવહાર-દક્ષ હતો. એણે ચારે જણાને બેસાડીને પૂછ્યું : 'તમારા પિતાની શી શી મિલકત છે તે તમે જાણો છો ?'

'હોવે–એ કેમ ન જાણીએ, પિતાજી મિલકતમાં જમીન મૂકતા ગયા છે. મહેલો છે. નાણું છે. નામું છે. ઘણું છે.'

'બરાબર' શાલિવાહન રાજાએ કહ્યું, 'ત્યારે હવે થોડી વાર બેસો અને તમારી એ ચારે ચીજો મને આપો. હું તમને ઉકેલ શોધી આપીશ !'

'પણ ચીજમાં તો કાંઈ લખ્યું નથી—અમે ઝીણવટથી જોયું છે !'

'ચીજમાં જ બધું તમારા પિતા લખતા ગયા છે. હું તમને હમણાં વાંચી બતાવું છું.'

એમ કહીને રાજા શાલિવાહન તો ચારે ચીજો લઈને અંદરના ખંડમાં ગયો. થોડીવાર પછી એ માટીનો પિંડ લઈને આવ્યા. આવીને એણે કહ્યું : 'જેના ભાગમાં આ નીકળ્યું તેને શું મળે છે જાણો છો ?'

'શું શું ? શું ?' ચારે જણા ઉત્સુક થઈ ગયા. જેના ભાગમાં આ માટીનો પિંડ નીકળે છે તેને મળે છે જમીન...'

મોટા ભાઈના ભાગમાં આ પિંડ હતો. અને એ જમીનનો વારસ થતો હતો. બધા મનમાં સંતોષ પામ્યા કે પિતાજીએ આ વાત તો બરાબર કરી છે. જમીન મોટાની હોય તે જ ઠીક.

ત્યાં શાલિવાહન રાજાએ કહ્યું : 'જેના ભાગમાં આ કાગળ છે—એને લોકો પાસેનું બધું લેણું મળતું હતું. એણે એ લેવું.'

આ વાતની પણ બધાને ગડ બેસી ગઈ. લોકોનું લેણું એ કાગળ ઉપરની વાત થઈ. હવે ત્રીજો કુશકાવાળો—એનું શું ?

'કુશકા શું બતાવે છે—ખબર છે ?' રાજા શાલિવાહને પૂછ્યું. અને એણે જ ઉત્તર આપ્યો : 'કુશકા એટલે અનાજ—અનાજના કોઠારો–ભંડારો એ કુશકાવાળાને ભાગે જાય છે.'

હવે સૌનું કુતુહલ વધી ગયું. કોલસા ? કોલસાવાળો શું મેળવશે ?

ત્યાં તો રાજાએ કોલસો હાથમાં રાખીને કહ્યું : 'આ કોલસો બતાવે છે ખનીજ. જમીનમાંથી નીકળનારું સોનું રૂપું—એ ખનીજ. એ આ કોલસાવાળાનો ભાગ. રોકડનો !'

બધા આ સાંભળીને આશ્ચર્યચકિત થઈ ગયા. એમને થઈ ગયું કે પિતાએ ભાગ બરાબર સરખા કરીને જ વહેંચ્યા હતા.

અને આપણી ચારેયની બુદ્ધિ પણ સરખી જ છે. કારણ કે કોઈને આ કોયડો આ રીતે સમજાયો ન હોત.

રાજા શલિવાહન શા માટે રાજપદને યોગ્ય છે એ વાત પણ એ સમજી ગયા.

રાજા શાલિવાહનની આ વાત નગરમાં પ્રસિદ્ધ થઈ અને પછી તો એ દેશવિદેશમાં પણ ચાલી. આવનાર રાજાઓ માટે જાણે એણે એક દૃષ્ટાંત –કથા કહી હતી કે પ્રજાની વાતનો ઉકેલ ન લાવી શકે તે રાજા શાનો ? સત્તાધીશ શાનો ? મૂરખાઓ ઉકેલ નથી લાવી શકતા—માટે એવો સત્તાધીશ તો મૂરખમાં ખપે.

*



જે૦ કૃષ્ણમૂર્તિ

# વિનાશનું મોજું

આપણા યુગના એક મહાન ચિંતક અને વિચારકની ક્રાંતિકારી વિચારસરણીનો અનુવાદ અહીં આપેલ છે. વાચકો વિચારપૂર્વક આ લેખનો આસ્વાદ કરશે તો જ આ લેખનું ચિંતન વાચકો પચાવી શકશે……

આજે ત્યારે આપણે જે કાંઈ કરીએ છીએ તે અંધાધૂંધી તથા દુઃખ તરફ જ આપણને લઈ જતું જણાય છે. તમારા જીવન પૂરતી નજર કરો એટલે તમને જણાશે કે આપણું જીવન દુઃખના સીમાડા પર જ આવેલું છે. આપણું કાર્ય, આપણી સામાજિક પ્રવૃત્તિ, આપણું રાજકારણ, વિગ્રહ અટકાવવા માટે જુદી જુદી પ્રજાઓનાં સંમેલન—આ બધાંય નવા નવા વિગ્રહો પેદા કરે છે. જીવનની પૂંઠે વિનાશ ગતિ કરી રહ્યો છે, આપણું કોઈ પણ કાર્ય મૃત્યુને જ આમંત્રી રહ્યું છે. આ આપણી વાસ્તવિક પરિસ્થિતિ છે.

ગૂંચવાડાના અને દુઃખના મોજામાં સપડાયેલા રહેવાને બદલે આ દુઃખનો આપણે એકદમ અંત લાવી શકીએ ? એટલા જ માટે બુદ્ધ કે ક્રાઈસ્ટ જેવા મહાન ગુરુઓ આવ્યા. શ્રદ્ધાનો સ્વીકાર કરીને ગૂંચવાડામાંથી અને દુઃખમાંથી તેવાઓ કદાચ મુક્ત થયા હશે પણ દુઃખને તેઓ અટકાવી શકયા નથી, તેઓ ગૂંચવાડાની સામે દીવાલ ઊભી કરી શકયા નથી. ગૂંચવાડો અને દુઃખ ચાલ્યા જ કરે છે. આ સામાજિક અને આર્થિક ગૂંચવાડો જોઈ, આ અવ્યવસ્થા, આ દુઃખ જોઈ તમે, જેને ધાર્મિક જીવન કહેવામાં આવે છે એવા જીવન તરફ વળો અને દુનિયાનો ત્યાગ કરો તો એ મહાન ગુરુઓની હરોળમાં તમે સામેલ થઈ રહ્યા છો એમ કદાચ તમને લાગે પણ પોતાની અવ્યવસ્થા, પોતાનું દુઃખ, પોતાનો વિનાશ, રાય અને રંકનું, સદાકાળનું દુઃખ માથે લઈને જગત હીંડયું જ રહે છે. એટલે આ દુઃખમાંથી આપણે અત્યારે જ દૂર થઈ શકીએ છીએ કે કેમ એ જ આપણો તમારો અને મારો પ્રશ્ન છે. જગતમાં રહેવા છતાં જો તમે જગતના ભાગરૂપ ન બનો તો બીજાઓને ભવિષ્યમાં નહિ, આવતી કાલે નહિ પણ અત્યારે જ ( એ દુઃખમાંથી ) મુક્ત થવામાં તમે મદદ કરી શકશો. ખરેખર એ જ આપણો પ્રશ્ન છે. કદાચ વધારે વિનાશક, વધારે ભયાનક સ્વરૂપમાં વિગ્રહ આવી રહ્યો છે. આપણે એને અટકાવી તો ન જ શકીએ કારણ કે બનાવો એટલા બધા બળવાન અને એટલા બધા નજદીક છે કે આપણે એમને અટકાવી શકીએ નહિ, પણ આપણે ગૂંચવાડો અને એ દુઃખ વિનાવિલંબે સમજી શકીએ એ તો ખરું ને ? આપણે એને સમજવાં જોઈએ. ત્યારપછી જ સત્યની એવી જ સમજ બીજામાં આપણે જાગૃત કરવા શક્તિમાન થઈશું. બીજા શબ્દોમાં કહીએ તો તમે તત્ક્ષણ મુક્ત થઈ શકો ? આ દુઃખમાંથી મુક્ત થવાનો એ જ રસ્તો છે. સમજ વર્તમાનમાં જ પ્રાપ્ત થઈ શકે પણ જો તમે કહો કે 'હું એ આવતી કાલે કરીશ.' તો ગૂંચવાડાનો પ્રવાહ તમને ઘેરી લેશે અને પછી તમે ઘેરી લેશે અને પછી તમે ગૂંચવાડામાં સદાને માટે સપડાયેલા રહેશો.

તમે પોતે સત્યને તત્ક્ષણ સમજો અને તેથી ગૂંચવાડાનો અંત લાવો એ સ્થિતિએ આવી પહોંચવું શકય છે ? હું કહું છું કે એ શકય છે અને એ જ એક માર્ગ સંભવિત છે. હું કહું છું કે એ કરી શકાય અને કરવું જ જોઈએ. કોઈ ધારણા કે માન્યતાને આધારે આ વાત હું કરી રહ્યો નથી. આ સાધારણ ક્રાંતિ લાવવી —ક્રાંતિમાં મૂડીવાદીને ખસેડી કોઈ બીજાને દાખલ કરવાની વાત નથી. —આ અદ્‌ભુત પરિવર્તન—અને એ જ સાચી ક્રાંતિ છે—લાવવું એ જ પ્રશ્ન છે. જેને સામાન્ય રીતે ક્રાંતિ કહેવામાં આવે છે એમાં એક પક્ષના વિચારો મુજબ બીજા પક્ષનું રૂપાન્તર કે જારીપણું જ નજરે પડે છે. ઉદામ પક્ષ એ પણ રૂપાન્તર કરેલો વિનિત પક્ષ





જ બની રહે છે. જો વિનિત પક્ષ ઇન્દ્રિયભોગનાં મૂલ્યાંકનો પર રચાયેલો હોય તો ઉદ્દામ પક્ષ પણ જુદા પ્રમાણમાં અને જુદા સ્વરૂપે એ જ મૂલ્યાંકનો જારી રાખે છે. માટે જ વ્યક્તિ તરીકે તમે પોતે બીજા સાથેના તમારા સંબંધમાં વાકેફ થાઓ તો જ સાચી ક્રાંતિ આવી શકે. ખરેખર બીજા સાથેના તમારા સંબંધમાં તમે જેવા છો એ જ સમાજ. સમાજરૂપે સમાજનું અસ્તિત્વ નથી. આપણા સંબંધોમાં આપણે જે ઉત્પન્ન કર્યું હોય એ જ સમાજ. આપણી આંતર ચિત્તદશાનું પ્રગટ સ્વરૂપ એ જ સમાજ. માટે જ જો આપણે આપણી જાતને સમજીએ નહિ તો જે આંતરદશાનું પ્રગટ સ્વરૂપ છે એવી બાહ્ય પરિસ્થિતિનું રૂપાંતર કરવાનો કોઈ અર્થ નથી. એટલે કે જ્યાં સુધી તમારી સાથેનો મારો સંબંધ કેવો છે એ હું સમજું નહિ, ત્યાં સુધી સમાજમાં કોઈ મહત્ત્વનું પરિવર્તન કે રૂપાંતર થઈ શકે નહિ. મારા સંબંધમાં જ હું સંદિગ્ધ હોઉં તો હું જે છું એનું જ પ્રકટ સ્વરૂપ હોય, એની જ નકલ હોય એવો સમાજ હું ઉત્પન્ન કરું છું. આ તો દેખીતી વાત છે.

માટે જ એ શું સ્પષ્ટ હકીકત નથી કે બીજાના સંબંધમાં હું જેવો હોઉં એ જ સમાજ ઉત્પન્ન કરે છે અને મારી જાતનું આમૂલ પરિવર્તન કર્યા સિવાય સમાજના મહત્ત્વના કાર્યમાં કોઈ પરિવર્તન થઈ શકે નહિ. સમાજના પરિવર્તન માટે કોઈ વિચારસરણી પર આધાર રાખીએ તો પ્રશ્નથી આપણે દૂર ખસીએ છીએ. કારણ કે વિચારસરણી માણસનું પરિવર્તન કરી શકે નહિ. ઇતિહાસ પુરવાર કરે છે કે માણસ જ સમાજનું પરિવર્તન કરે છે. તમારા સાથેના મારા સંબંધમાં હું કેવો છું એ જ્યાં સુધી હું સમજું નહિ ત્યાં સુધી અવ્યવસ્થા, દુઃખ, વિનાશ, ભય, નિર્દયતાનું કારણ હું જ છું. પોતાની જાતને સમજવી એ કાળનો પ્રશ્ન નથી. હું મારી જાતને આ જ પળે સમજી શકું. જો હું કહું કે 'હું મારી જાતને આવતી કાલે સમજીશ તો હું અવ્યવસ્થા અને દુઃખ આણી રહ્યો છું, મારું કાર્ય વિનાશક છે. જે પળે હું કહું કે 'હું (ભવિષ્યમાં) સમજીશ.' તે જ પળે હું કાળનો પ્રશ્ન દાખલ કરું છું અને એ રીતે ગૂંચવાડાના અને વિનાશના મોજામાં હું સપડાઈ ચૂક્યો છું. સમજ અત્યારે જ પ્રાપ્ત થાય છે. આવતી કાલે નહિ. જેનું મન પ્રમાદી છે, આળસુ છે, જેને રસ નથી એવાને માટે જ આવતી કાલ હોય છે. જ્યારે તમને કશામાં રસ પડ્યો હોય ત્યારે તમે એ કાર્ય તત્કાળ કરો છો. એવે સમયે સમજ વિના વિલંબે આવે છે. પરિવર્તન વિના વિલંબે થાય છે. જો તમે અત્યારે બદલાઓ નહિ તો તમે કદીપણ બદલાશો નહિ, કારણ કે જે સુધારો આવતી કાલે થાય છે એ તો કેવળ રૂપાન્તર જ છે, એ પરિવર્તન નથી. પરિવર્તન તરત જ થાય છે, ક્રાંતિ અત્યારે જ થાય, આવતી કાલે નહિ.

જ્યારે એમ બનવા પામે ત્યારે તમારા સઘળા પ્રશ્નોનો અંત આવે છે કારણ કે પછી અહમ્‌ને પોતા વિશેની ચિંતા રહેતી જ નથી; આમ થાય ત્યારે જ વિનાશના મોજાથી તમે પર થાઓ છો.

*

દેવજી રા૦ મોઢા

## એ તો...

ભરી ભરીને ઠાલવે
કોણ અહીંયાં કોસ ?

કોઈ ન, એ તો સિંધુનાં
મોજાંઓનો ઘોષ !

*

પીતાંબર પટેલ

# સાપનો મહેરો

આમજનતાની વાતો, એની વિચારસરણી સાહિત્યમાં ચિરંજીવ તત્ત્વ મૂકી જાય છે. એવી જ ગ્રામ્યજનતાની વાતોને વાચા આપતી આ વાર્તામાં જાણીતા વાર્તાકાર એટલું જ કહી જાય છે કે વાચકો એને સાચા દિલથી આવકારે, વાંચે અને વિચારે......

એસ. ટી. ની બસ ભરાઈ ગઈ હતી. ટિકિટો અપાઈ ગઈ હતી. સાત આઠ જણ તો ઊભાં હતાં. સમય પણ થઈ ગયો હતો. પણ બસ ઉપાડે ત્યારે ને!

ડ્રાયવર તો એ બેઠો બેઠો ચા પીએ ..આ રાજમાં કોને પડી છે ?'

'તમે ગમે તેટલું કહો ને, એસ. ટી. વાળા એવા તો રીઢા થઈ ગયા છે. કે મનધાર્યું જ કરે છે.'

અંદર બેસી અકળાયેલા લોકો છૂપો રોષ પ્રગટ કરી રહ્યાં હતાં.

નાનાં છોકરાં વચ્ચે કકળાટ કરી મૂકતાં હતાં. બીડીઓનો ધુમાડો બસમાં ધુમરાઈ રહ્યો હતો. અંદર અંદર વાતો થતી હતી. કોઈ ગોળ ખાંડની તંગીનું ગાણું ગાતા હતા તો કોઈ વળી પંચાયતોની ચૂંટણીઓની વાત કરતાં હતાં. ચૂંટણીની વાત નીકળી એટલે જે ચૂપ હતાં તેયે ઝૂકી પડ્યાં.

'તમારું કહેવું ખરું છે. ચૂંટણીઓ તો લોહી પી ગઈ. ગામે ગામ વેરઝેર થાય છે કોઈ આમ ખેંચે તો બીજો વળી આ પા ખેંચે. આમાં પાડી પાડા લડે અને લોકનો ઘાણ નીકળી જાય છે.'

'હ્યો માનશો, ચૂંટણીએ અમારા ગામમાં એવાં ઝેર રેડ્યાં છે તે ભાઈએ ભાઈઓ વચ્ચેયે બોલવાનો વે'વાર રહ્યો નથી. અમે તો સરકારને કહી દેવાના છીએ કે જેને રાજ કરવું હોય તે કરે, પણ અમારા ગામમાં ચૂંટણીનું લપ ના ઘાલે.

કંડકટરે જોરથી બારણું બંધ કર્યું. ઘંટડી મારી ડ્રાયવરે ઘરઘરાટ કરતી બસ ચાલુ કરી. બસ ચાલી, પવન આવતાં લોકોએ થોડીક રાહત અનુભવી. પાછી અંદર અંદર તાજેતરની જિલ્લા પંચાયતની ચૂંટણીઓની વાતો થઈ રહી.

હું બારી બહાર ઘઉંના હસતાં ખેતરો જોતો લોકોના ઉદ્‌ગાર સાંભળી રહ્યો હતો. ગામડામાં વેરઝેર શાંત જીવનમાં કેવાં વમળ જગાડી રહ્યાં છે એનો તાગ મેળવી રહ્યો હતો.

ઝેર! ઝેર!! ગામેગામ ઝેર રેડાઈ રહ્યાં છે. ગામમાં પક્ષો પડે છે. એક પક્ષ પોતાનો સરપંચ લાવવા મથે, બીજો પક્ષ પોતાનો કક્કો ખરો કરાવવા કાવાદાવા કરે છે. એમાંથી ખટપટ શરૂ થાય છે, મત ખરીદાય છે. લાંચ અપાય છે, સામ સામે આક્ષેપો થાય છે. જીતે છે એને જીતનો કેફ ચડે છે, અને હારે છે એ વેર લેવાના પેંતરા શરૂ કરે છે. ઝેરથી ઝેર વધે છે, ગામડાં ઝઘડતાં જ રહે છે. નનામી અરજીઓ થાય છે, કોર્ટ કચેરીના ધક્કા શરૂ થાય છે. ધન અને સમયની બરબાદી થાય છે. અને ગ્રામવિકાસનું કામ થતું નથી.

'સર્વાનુમતે બિનહરીફ ચૂંટણી કરતાં હો તો ઝેર ન થાય. વિનોબાજી આટલા માટે જ મળીહળીને સલાહસંપથી બિનહરીફ સર્વાનુમતે ગ્રામ પંચાયત રચાય એના પર ભાર મૂકે છે. 'વેર વેરથી શમતું નથી.' ઝેર કાઢવા માટે પણ પ્રેમ જોઈએ. ગ્રામ સ્વરાજ્ય સફળ કરવું હોય તો ગામે સદ્‌ભાવ અને સહકારથી કામ કરવું જોઈએ. બધા નિર્ણયો સર્વાનુમતે કરો.' મારી આગળ બેઠેલા એક કાર્યકરભાઈ વચ્ચે બોલી ઊઠ્યા. ત્યારે મારા કાનમાં ભગવાન બુદ્ધનો શાંતિમંત્ર ગુંજી ઊઠ્યો. રાષ્ટ્રપિતા ગાંધીજીની સર્વોદયની અમૃતવાણી રણકી ઊઠી. વિનોબાજીનો પ્રેમમંત્ર હોઠ પર રમી રહ્યો.

'ગામને કુટુંબ ગણો. સૌને ભાઈ ગણો. સાથે બેસી ગામનાં સુખદુઃખની વિચારણા કરો. પછી વેરઝેર ક્યાં રહ્યાં ?'



પેલો સર્વોદય કાર્યકર પ્રેમ અને કરુણાનો બોધ કરી રહ્યો હતો.

ત્યાં વચ્ચેથી એક પાઘડીવાળા બોલી ઊઠ્યા :

'માજણ્યા સગા ભાઈઓ સામ સામે બાંયો ચડાવે છે ત્યાં ગામ એક થઈને રહે એ કદી બનવાનું છે ખરું ! ભઈ સૌ સ્વારથનું સગું છે. ગાંધીજી તો ઘણુંયે કહી ગયા છે પણ માને છે કોણ ?'

'પણ કાકા, અનુભવે તો આપણે સૌએ જોયું છે કે ઝઘડાથી કોઈનું ભલું થતું નથી, ઝેર રેડવાથીયે ગામનું કામ થતું નથી, તો પછી વિનોબાજી કહે છે તેમ પ્રેમથી સૌના અંતર સાંધી દઈએ, ગામને પ્રેમના દોરથી એક કરી દઈએ...' એ ભાવનાશાળી યુવાન કદાચ વિનોબાજીની વાત સૌને ઉત્સાહથી સંભળાવતો જાત પણ ત્યાં બસ ધીમી પડી અને ઊભી રહી. એ ભાઈ નમ્રતાથી સૌને નમસ્તે કરતો ઊતરી ગયો. ત્યાંથી એક સ્ત્રી અને બે પુરુષો ચડ્યા. કંડક્ટરે ઘંટડી મારી, બસ ઘુરરર...કરતી ચાલુ થઈ.

'આપ કેટલે સુધી ?' પેલા કાકા ચડનારને પિછાનતા હોય તેમ પૂછી રહ્યા હતા.

'તમારા ગામ સુધી જ તો ?'

'શું કામ કાઢ્યું છે ?'

'કોર્ટનું જ કામ હોય, તાલુકામાં બીજા શાના ધક્કા થાય ?'

'શાનો કેસ છે ?'

'પેલો કપાતર લોહી પીવા બેઠો છે ને ? અમારા ભઈ વશરામનું ખાતું કેટલાંયે વરસથી એના નામ પર છે. એ હરામખોરે તલાટીને પૈસા ખવરાવી એના નામ પર કરાઈ લીધું છે. આ અમારાં ભાભી બચારાં અભણ, બાઈમાણસ શું કરે ? એમની માલ મિલકત છે અને પેલો પચાવી પાડવા નીકળ્યો છે. એને કોર્ટ કચેરીમાં જતાં આવડે છે. તો અમે કાંઈ બલોયાં પહેર્યાં છે ?'

'આ તો હદ કહેવાય ! માલમિલકત એકની હોય તો બીજાને નામે કરાય જ કેમ ?'

'અરે તમે આ તલાટીઓને ઓળખતા નથી પાણી પત્રકમાં એ એવા ગોટાળા કરે છે કે અભણ ખેડૂત તો માર્યો જાય. એને પૈસા આપો એટલે કહો એમ કરી આલે, આખું તંત્ર જ સડી ગયું છે. જ્યાં જુઓ ત્યાં લાંચિયા અમલદારો ભેગા થયા છે.'

ને લાંચરૂશ્વતની વાત નીકળતાં કેટલીયે જીભોને વાચા ફૂટી.

લાંચ... લાંચ... જ્યાં જાઓ ત્યાં લાંચ દક્ષિણા ન આપો તો કામ થાય જ નહિ. ડગલે ને પગલે લાંચની વાત આવે છે એવો અનુભવ ત્યાં વ્યક્ત થઈ રહ્યો. કેટલાકે તંત્ર સામે રોષ વ્યક્ત કર્યો. કોઈકે ખટપટી કાર્યકરો સામે પુણ્યપ્રકોપ ઠાલવ્યો. કોઈએ લાંચમાં તલાટીઓને ભાંડ્યા.

'લાંચ લેનાર ગુનેગાર તો લાંચ આલનાર ગુનેગાર નહિ ?' એક જણે વાતને નવો વળાંક આપ્યો.

'એ વળી મોટો ગુનેગાર.

'તો લાંચ આલો છો જ શું કરવા ? એમ કહો કે ખોટું કરાવવા લાલચ આપીએ છીએ અને પછી અમલદારને ભાંડીએ છીએ.'

'એ ખરી વાત છે. અમલદારોને લાંચિયા કરનારા જ આપણે છીએ.'

'આપણે શાના ? આ અમારા ગામમાં પાક્યા છે, એવા 'અંગારિયા જ તો ! કાંઈ ખોટું કરાવવું હોય તો પૈસા આપીને કરાવે. એણે તલાટીઓને ગજવાં ભરીને નહિ નહિ તો કેટલાયે ખોટાં કાગળિયાં કરાવ્યાં હશે.'

'તમારા ગામમાં એ નાગોડને કોઈ કહેનાર મળતું નથી ?'

'નાગાનું નામ કુણ લે ? એના ધંધા જ નનામી અરજીઓ કરવી, ખટપટ કરવી અને દલાલાં કરવાં.'

'એ નથી આવ્યો કેમ ?'

'હવે; એ ઝાલ્યો રહેતો હશે કે ? એ તો પહેલી બસમાં ક્યારનોયે પહોંચી ગયો હશે. એ નવરો છે તે રોજ કોર્ટ કચેરીના ધક્કા ખાય, અમે તે ખેતી કરીએ

કે ધક્કા ખાઈએ ?

'કેટલી' મુદતે થઈ ?'

'આ ત્રીજી મુદત છે, વકીલ કહેતા હતા કે આ મુદતે તો કામ ચાલવાનું છે. તે અચૂક આવશો, એટલે તો ઘઉં પાવાના હતા તોયે નીકળવું પડ્યું.'

'ગામે ગામ આવા ને આવા રગડા ઝઘડા છે.' અત્યાર સુધી ચૂપ રહેલા એક ભાઈ બોલી ઊઠ્યા : 'ઓહો... હો . કળીકાળમાં કાંઈ વેરઝેર વધી ગયાં છે ! જૂઠું બોલતાં તો કોઈ ડરતું જ નથી. માણસનો કે સરકારનો તો ઠીક પણ ભગવાનનોયે કોઈ ડર રાખતું નથી.'

'વેરઝેર ન હોય તો ગામડામાં શું દુ:ખ છે? આ તો વેરઝેરમાં પાસે રહીને ચોરી કરાવે ને પાછળ રહી હાલોયે સળગાવે.'

'અમારેયે એની જ મોકાણ છે ને! પરમ દા'ડે રબારીઓએ ગાયો છૂટી મૂકી. એમાંથી મારામારી થઈ. તે એક જણનું માથું જ ફૂટી ગયું છે. એની ખબર કરવા દવાખાને જાઉં છું. કાકાબાપાના દીકરા છે. પણ એવાં વેર બંધાઈ ગયાં છે તે ઊભા રહી ભેલાણ કરાવે, ચોરી કરાવે...શો કળજગ આવ્યો છે! ભાઈઓ સગા થતા નથી તો ગામ કુટુંબ થઈને રહે એ શેં બને !'

'રામ રામ કરો, લોક ભગવાનનો ભો રાખે તો યે ઘણું છે ને! લોકને રદામાં એટલાં બધાં ઝેરો ભરાઈ ગયાં છે તે માણસ જેવા માણસનું ખૂન કરતાંયે ડરતા નથી ને !'

'તો શું કરીએ તો વેર શમે ?'

મૌન રાખીને બેસી રહેવાનું જ વિશેષ પસંદ કરું છું. છતાં મારાથી સહેજ પુછાઈ ગયું :

'વેર શમી રહ્યું ! એ તો એક વાર એવા લોક માંયમાંય કપાઈ મરશે ત્યારે શાંત થશે. આ વકરેલા લોક કોઈની વાત માને ખરા ?'

'શા માટે ન માને? એમના હિતની વાત પણ નહિ માને ?'

'માન્યું હોત તો ગામડામાં આટલા રગડા ઝઘડા હોય ખરા ? તમે મને એક તો ગામ બતાવો કે જ્યાં બે પાર્ટીઓ ના હોય અને સામસામે કેસ ન હોય? સાહેબ, આ લોકને તો ખુદ ભગવાન નીચે આવીને સમજાવે તોયે સુધરે એવા નથી.'

'સુધરવાની વાત તો ક્યાં રહી? ભગવાનને એ વેચી ખાય એવા છે!'

'હવે બાકીયે શું રહ્યું છે? કોઈ ભગવાનને વેચે છે તો કોઈ ગાંધીને વેચે છે; એક ચોર છે તો બીજો કાળો ચોર છે.'

એ ભાઈએ દાઢમાંથી એવી રીતે વાત કરી કે સાંભળી સૌ હસી પડ્યા.

આમાં ગાંધીજીની કે વિનોબાજીની વાત કોણ કાને ધરે? તો શું ગામડાં ઝઘડતાં જ રહેશે? વેરઝેર વલોવાતાં રહેશે? આ ઝેર ઉતારવાનો શો માર્ગ ?

વેર વેરથી શમતું નથી. માણસ માત્રના હૈયામાં કરુણા અને પ્રેમનું ઝરણ વહેતું જ હોય છે. એ ઝરણને માનવીય કલ્યાણના માર્ગે વાળો. પ્રેમનો વિસ્તાર કરો. હૃદયનો વિસ્તાર કરો. કુટુંબનો વિસ્તાર કરો. સૌને પોતાના ગણો, તમારા ગામને કુટુંબ ગણો, વસુધૈવ કુટુંબકમ્.

સૌને ખવરાવીને ખાઓ. ગામમાં કોઈ ભૂખ્યો ન રહે. કોઈ ભૂમિ વગરનો ન રહે. કોઈ ધંધા રોજગાર વગરનો ન રહે.

ભૂમિદાન કરો, સંપત્તિદાન કરો, ગ્રામદાન કરો.

ગામની જમીન ગામની મઝિયારી ગણો. સાથે બેસી સલાહસંપથી કામ કરો. સૌનું ભલું થાય એવું કામ કરો.

ત્યારે મારા કાનમાં ગાંધીજીની અને વિનોબાજીની વાણીના પ્રતિઘોષ ગૂંજી રહ્યા હતા.

વીંછી કરડ્યો હોય ને જેમ મંત્રથી ઝેર ઉતારે છે એમ ગામનું ઝેર પ્રેમમંત્રથી ન ઊતરે ?

સાપ કરડ્યો હોય અને કોઈ ચૂસી લે છે તેમ ગામનું ઝેર ચૂસી લેનાર ન નીકળે ?

ચૂંટણી ભલે ને આવે, શા માટે વેરઝેર થાય ? શા માટે કોઈને કોર્ટ કચેરીમાંય જવું પડે ? ગામને કુટુંબ ગણે તો બધાં ઝેર ઊતરી જાય.

…ણ સ્વાર્થનું, અહમનું, અજ્ઞાનતાનું. ઈર્ષાનું ઝેર ઉતારવાનો મંત્ર ક્યારે કામિયાબ થાય ?

હું આ વિચારમાં ખોવાઈ ગયો હતો ત્યારે ન તો બસનો ઘરઘરાટ સંભળાતો હતો ન તો લોકોની વાતો સંભળાતી હતી.

પણ ઓચિંતાની બ્રેક લાગી હોય તેમ આંચકા સાથે બસ ઊભી રહી.

'શું છે ! શું છે ?' આ સવાલ માખીની પેઠે બસમાં ઊડી રહ્યો.

લોકોના ટોળાએ બસ અટકાવી હતી. કંડક્ટર બારણા આગળ ચીડ કાઢી રહ્યો હતો :

'કહ્યું નહિ કે જગ્યા નથી.'

'પણ આ તો એક બાઈને એરું કરડ્યું છે તે સામેના ગામ લઈ જવી છે'

'શું કરડ્યું છે ? સાપ કરડ્યો છે ? તો . તો લઈ લ્યો…કંડક્ટર ખોલી નાખ. બાઈને લઈ લે…લે અમે ઊભા થઈ જઈએ છીએ…' અંદરથી ઉદ્‌ગારો નીકળી રહ્યા.

સાપ કરડ્યો છે એમ જાણ્યું એટલે કંડક્ટરે બારણું ખોલ્યું. અંદર પેલી સ્ત્રી અને બે પુરુષોને લીધા.

'બીજા પાછલી બસમાં આવજો. હવે ઊભા રહેવાનીયે જગ્યા નથી.' કહી કંડક્ટરે ઘંટડી મારી અને બસ ઉપાડી.

'સાપ કરડ્યો છે ? શું કરતાં કરડ્યો ? કેવડો હતો ? કાળીનાગ હતો ? નાગણ હતી ?'

'કેટલો વખત થયો ? લોહી કાઢી નાખ્યું છે ને ? હાથ પર દોરી તો બાંધી છે ને ?'

તરેહવારના સવાલો અને સૂચનો આવી રહ્યાં હતાં. સૌની આંખો પેલા બાઈ પર કેન્દ્રિત થઈ હતી. એ હાથ પકડી બેસી રહી હતી. તેણે ઘૂમટો તાણ્યો હતો એટલે તેનો ચહેરો દેખાતો નહોતો. હું એ વેદનાગ્રસ્ત અને તેથીયે વિશેષ ભયની કાલિમાથી ઘેરાયેલા ચહેરાનો ખ્યાલ કરતો પૂછી રહ્યો હતો :

'બહેનને સરકારી દવાખાને લઈ જાઓ છો ?'

'ના, હવે પછીના ગામે. ત્યાં શંકર ભગત પાસે સાપનો મહોરો છે. મહોરો અકસીર છે. ગમે તેવું ઝેર ચૂસી લે છે.'

'સાપનો મહોરો ?'

'હા. ભગતને કોઈક ગારુડીએ સાચો મહોરો આલ્યો છે. મારી સાંભળમાં પાંચેક વર્ષથી ભગત મહોરાથી ઝેર ઉતારે છે. પણ એકે કેસ ફેલ ગયો નથી.'

'શું કહો છો ?'

'ગમે તેવું ઝેર ચડ્યું હોય, પણ લોહી કાઢી ત્યાં મહોરો મૂક્યો એટલે ચીટકાઈ જાય. હોય એટલું ઝેર ચૂસી લે. એનાથી ગમે તેવા ઝેરી વીંછી ચીનળિયાં, સાપ કે બીજા ઝેરી જંતુના ડંખ ઊતરી જાય છે.'

'દવાખાના કરતાં તો આ સારું છે. જાઓ એટલે તુરત ઈલાજ થાય. દવાખાને તો ઝેરનું ઈંજેક્શન હોય તો મૂકે નહિ તો કહેશે જિલ્લાના મોટા દવાખાને જાઓ. અહીં તો ભગત બારે ને ચારે હાજરા હજુર.. જઈને ઊભા રહ્યા એટલે મહોરો કાઢ્યો નથી અને ડંખ પર મૂક્યો નથી. આ પરગણામાં તો મહોરો જડીબુટ્ટી જેવો છે.'

'ભગવાને પાછો એવા પવિત્ર માણસના હાથમાં મહોરો મૂક્યો છે. ને કોઈની પાસેથી રાતો પૈસોયે લેવાનો નહિ, ગમે તે જાય, સૌની એક સરખી કાળજી રાખે. ભગત તો ભગત છે.'

ને લોકોએ શંકર ભગત વિશે જે વાત કરી એથી તો મને એયે પ્રેમના અને સેવાના મહોરાથી લોકોનું ઝેર ચૂસી લેનાર ભગત લાગ્યા.

તેમના બે દીકરાએ મુંબઈમાં મૂળજી જેઠા માર્કેટમાં દુકાન કરી છે. ઘણું સારું કમાય છે. એક દીકરો અહીં છે ને ખેતી કરે છે. ખેતીમાં બહોળી જમીન છે. બે કૂવા છે. બંને પર મશીન મૂક્યાં છે. એક કૂવા પર તો વાડી કરી છે. જામફળી, લીંબુડી, પપૈયા અને શાકભાજી સારાં થાય છે. છોકરા કમાતા થયા તે પછી શંકર પટેલે ખેતી મૂકી દીધી છે. એ ઘરના

મટી ગામના બની ગયા. લોકસેવા અને પ્રભુભક્તિ એમની દિનચર્યા બની ગઈ છે. ગામનું કંઈપણ કામ હોય તો એ પહેલાં સૌથી પહેલો પોતાના ફાળો આપે પછી બીજાને કહે. ગામમાં કોઈ માંદુ હોય તો તેની દવાનો પ્રબંધ કરે. કોઈ પહોંચ વગરનું હોય તો દાણા આપે. સારામાઠા પ્રસંગે છૂપી મદદ કરે. ગામમાં દર ઉનાળામાં એકલામાં ત્રણચાર પરબ મંડાવે. ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકોની સહાય કરે. ભગતનું દાન પણ એવું કે જમણે હાથે આપે તો ડાબો હાથ પણ ન જાણે.

આ કારણે ભગતનો ગામ પર નૈતિક પ્રભાવ પડ્યો હતો. આમે તે ગામના આગેવાન તો હતા જ. સુખી ઘર પણ. તેમની લોકસેવાથી તો તે સૌના બની ગયા હતા. ભગતને મન ગામ કુટુંબ બની ગયું હતું. ભગત માટે કહેવાતું કે સૌને ખવરાવીને ભગત ખાવા બેસતાં, તેમના આંગણેથી કોઈ ભૂખ્યું ન જાય. કોઈ ખાલી હાથે ન જાય.

આવા પવિત્ર અને સેવાભાવી ભગતનો બોલ કોણ ઉથાપે? તેમના પ્રભાવના કારણે ગામમાં કદી ચૂંટણી થતી નહોતી. ભગત કહે તે સૌને સવાવીસ. કોઈ કોર્ટ કચેરીમાં ગયું નહોતું. લોકોને તો ભગત ન્યાય કરે તે શીરોમાન્ય.

જે ઘડી પહેલાં નિરાશાના ઉદ્દગાર કાઢતા હતા તે જ કહેવા લાગ્યા:

'આ ભગત એવા પવિત્ર આત્મા છે. ત્યાં વેરઝેર નથી. ભગતના ગામમાં કદી ચોરી થઈ, ભેલાણ થયું હોય, મારામારી થઈ હોય કે કેસ થયો હોય, એવું સાંભળ્યું નથી. ત્યાં રામરાજ્ય છે.'

'એ તો ભગત છે ત્યાં લગણ હોં કે! ભગત ગામ માટે કેટલું ઘસાય છે! છે કોઈની એવી આંગમણ! આ લોક જશે તો મહોરાથી ઝેર તો ઉતારશે ને મોડું થશે તો રોટલો ખવરાવીને મોકલશે. એમના જેવો રોટલો ખવરાવનારનો જોટો પરગણામાં દેખાડો તો ખરા?'

ત્યારે મારી સામે જાણે વાત્સલ્ય નિર્ઝરતો પ્રેમ અને કરુણાથી છલકાતો પ્રસન્નતાથી મલકાતો એક વૃદ્ધ ચહેરો આકાર લઈ રહ્યો હતો.

પેલું ગામ આવ્યું. કંડક્ટરે ઘંટડી મારી. બસ ઊભી રહી. પેલાં ત્રણે જણાં ઊતરી ગયાં. છતાં બસમાં વાત તો સાપના મહોરા અને ભગતની ચાલી રહી. લોકો કહેતા કે એક ગારૂડીએ ભગત પર વારી જઈને આ મહોરો આપેલો. અસલી નાગનો મોહરો છે. એટલે ગમે તેવા સાપનું ઝેર ચૂસી લે છે. ઝેરવાળો મહોરો દૂધમાં નાખે એટલે સાફ થઈ જાય. દૂધ જોયું હોય તો રંગ ઝાંખો પડતો જાય, ઝેર ચૂસી લે તે પછી મહોરો છૂટો પડે.

એક જણાને તો આખા શરીરથી લોહી ફૂટતું હતું. લૂગડાં પહેરે તેય લોહીથી લથરપથર થઈ જાય. ઈન્જેક્શનો લીધેલાં. કંઈ ફેર ન પડ્યો. કોઈ કે મૂઝા-ડયું તે ખટારામાં નાખી ભગત પાસે લઈ આવ્યા હતા. ભગતે ડંખ હતો ત્યાં મહોરો મૂક્યો, અડધો દા'ડો મહોરો લે મૂક કર્યો. પણ ચોથી વાર મૂકતાં તો પેલો બેઠો થયો અને હસતો ચાલતો થયો.

'અસલી મહોરો કોને કીધો! ભલભલાં વખ ચૂસી લે.'

લોકહૃદયમાંથી આવો ઉદ્દગાર નીકળી રહ્યો હતો.

ત્યારે મારા મનમાં તો શંકર ભગત ગામનું વખ પ્રેમ અને સેવાથી ચૂસી રહ્યા હતા એ વાત આશ્વાસન આપી રહી હતી. જાણે ભગત મહોરો બની માણસ જાતનું ગામના રગડા ઝઘડાનું ઝેર ઉતારી રહ્યા હતા.

એમના કારણે ગામ ગોકળિયું ગામ બની કિલ્લોલ કરતું હતું. જાણે ગામમાં પ્રેમ અને સેવા પાંગરી રહી હતી.

એથી તો મારાથી પણ સૌની સાથે ઉદ્દગાર નીકળી ગયો:

'અસલી મહોરો કોને કીધો! ભલભલાં વખ ચૂસી લે.'

*

ઈશ્વર પેટલીકર

# ઘરકામ અને પતિ

ઘરકામ તો સ્ત્રીઓએ જ કરવું જોઈએ એવી જૂની વિચાર ઘરેડમાંથી જેમ પુરુષ મુક્ત નથી તેમ સ્ત્રી પણ નથી. પોતાના પતિને ઘરકામ કરતાં ન જોઈ શકનાર સ્ત્રીઓ આજે પણ મોટા ભાગની છે. પણ સંસાર રથનાં આ બન્ને ચક્રો સહયોગથી કામ કરે તો મીઠાશની નવી જ લિજ્જત મળે...

મનુષ્ય તરીકે સ્ત્રી-પુરુષ સમાન છે અને જાતિ તરીકે એકબીજાનાં પૂરક છે. જેમ બંનેના સહયોગ વિના બાળકનો જન્મ થતો નથી, તેમ એ બાળકને લીધે કુટુંબ લઈને બેઠેલા દંપતી સહયોગ વિના સુખી થતાં નથી. સ્ત્રીપુરુષે એકબીજાંનાં પૂરક તરીકે કુટુંબની વ્યવસ્થા વહેંચી લીધી હતી. સ્ત્રી ઘર સંભાળે અને પુરુષ કમાઈ લાવે. હવે જો એમાં ફેરફાર કરી સ્ત્રી કમાવામાં પૂરક બનતી હોય તો પુરુષે એ જ રીતે ઘરકામમાં પૂરક બનવું જોઈએ.

આ દલીલ સીધી સાદી છે; એટલે એનો બૌદ્ધિક સ્વીકાર કરતાં કોઈને વાંધો નથી આવતો, પણ જૂની પ્રણાલિકાના સંસ્કાર જે ચાલ્યા આવે છે તે લાગણી—રુચિ એનો તરત વિરોધ કરે છે. મુંબઈમાં વસતાં બહારની દુનિયા જોયેલાં એક પ્રૌઢ બહેને મને કહ્યું હતું—તમારી દલીલ તો બરાબર છે, પરંતુ સ્ત્રીની હાજરીમાં પતિ ઘરકામ કરે તે સારું દેખાતું હશે? પુરુષને એ હીણું લાગે એટલું જ નહિ પણ પત્નીનેય વિશેષ હીણું લાગ્યા વિના ન રહે.

આ લાગણી સમજી શકાય તેમ છે. પરંતુ પતિ પુરુષ છે અને પુરુષ ઘરકામ કરે તે સ્ત્રીને હીણું લાગે છે તેમ માનવાનું કોઈ કારણ નથી. મુંબઈમાં જે ઘરકામ કરનાર નોકર વર્ગ છે તે ઘાટી પુરુષો જ છે. અમદાવાદ કે બીજાં શહેરોમાં જે ઘરકામ કરે છે તેનો મોટો ભાગ પુરુષ વર્ગ છે. શેઠાણી તરીકે સ્ત્રીઓ એના ઉપર ઓછો રોફ કરે છે એવું કંઈ નથી. સ્ત્રીની નજર સમક્ષ પુરુષ નોકર ઘરકામ કરે તેથી શેઠાણીને સંકોચ થતો નથી કે શરમ પણ આવતી નથી. મતલબ કે એને પુરુષ જાતિ ઘરકામ કરે તેનો વાંધો નથી, વાંધો છે એનો પતિ કરે તેનો. આમ હોવાનું કારણ આપણો ઉછેર છે. સ્ત્રી નાનપણથી પુરુષ નોકરને ઘરકામ કરતો જુએ છે એટલે તે એને સહજ લાગે છે અને માતાના ઘરકામમાં બાપને મદદ કરતાં છોકરી જોતી નથી એટલે મોટી ઉંમરે એને પતિ મદદ કરે તેમાં સંકોચ રહે છે. એનો અર્થ પુરુષજાતિ ઘરકામ ન કરી શકે, કે નથી કરતી એવું નથી. ફક્ત પતિ તરીકે એ વ્યવહાર નથી. એમ તો સ્ત્રી કમાવા જાય એ વ્યવહાર પણ ક્યાં હતો? છતાં એમાં જો હીણું ગણાતું ન હોય તો પછી પુરુષ ઘરકામ કરે તેમાં હીણું શું કામ ગણાવું જોઈએ. એના મૂળમાં આપણા દેશમાં શ્રમને હલકો માનવામાં આવ્યો છે. એટલે નોકર દ્વારા કામ લેવામાં મોટાઈ માને છે. શ્રીમંત વર્ગની બહેનો રસોઈ કરવામાં નાનમ માને છે અને રસોયા દ્વારા તે કામ લે છે. આપણા ગરીબ અને પછાત દેશમાં માણસો સસ્તા છે અને બેકારી છે એટલે સુધી સ્ત્રી-પુરુષ બહારના ક્ષેત્રે કામ કરતા હોય તો ઘરકામ નોકર દ્વારા કરાવી શકે તેમ છે. પરંતુ પરદેશમાં નોકર રાખવો ભાગ્યે પોષાય છે. ત્યાં એનો ઉકેલ બીજી રીતે લાવવામાં આવ્યો છે.

ઘરકામમાં વાસણ-કપડાં ધોવાનું મશીનથી થાય છે. વળી ઘરકામમાં મદદ કરવામાં પુરુષ નાનમ માનતો નથી અને સ્ત્રી એમાં સંકોચ અનુભવતી નથી. રસોઈમાં આપણા જેવી વિવિધ વાનગીઓનો અન્નકૂટ હોતો નથી. એમાં ઓછો સમય જાય તેવી વાનગીઓ બનાવે છે. વળી અમુક વાનગીઓ બજારમાંથી તૈયાર લાવે છે. આમ ઘરકામને ઘટાડવાનો પ્રયત્ન થયો છે. અને જે કરવું પડે છે તે બંને સહયોગથી કરે છે. અને આપણા દેશનાં જ યુવક-યુવતી પરદેશમાં જાય છે તો તે વાતાવરણને લીધે ઘરકામ કે બાળઉછેર બંનેનું સંયુક્ત કાર્ય છે તેમ સ્વીકારી લેતાં દીઠું

લાગતું નથી. એક મુરબ્બીનો દીકરો અને પુત્રવધૂ લંડન રહેતાં હોવાથી તબિયતને કારણે એ તાજેતરમાં ત્યાં ગયા છે. એમણે મને જે પત્ર લખ્યો છે તેમાં તેનો ઉલ્લેખ કરતાં જણાવ્યું છે :

'પતિ–પત્ની (પુત્ર અને પુત્રવધૂ) સવારથી સાંજ સુધી બહારના ક્ષેત્રે રોકાયેલાં હોય છે. ઘરનું કામ—રસોઈનું કે ગમે તે બીજું—વાસણ સાફ કરવાનું, કપડાનું વગેરે જે વહેલું આવે અને હાથમાં આવે એ કરી નાખે છે. પતિ–પત્નીએ કામ વહેંચ્યું નથી, પણ જે કંઈ હોય તે પોતાનું કામ છે એમ સમજીને બંને કરે છે.'

અતિથિસત્કાર પણ એમની અનુકૂળતા ઉપર નક્કી થાય છે. આપણા દેશની માફક કોઈને ત્યાં એના આમંત્રણ વિના અતિથિ થવાનો રિવાજ નથી. સામાન્ય રીતે યજમાનને ઘેર ઉતારો કરવાનો હોતો નથી. કોઈ પણ માણસ બીજા ગામ જાય તો હોટેલમાં ઊતરે છે. એ સમય દરમિયાન જેની સાથે સ્નેહભાવ હોય તેને પ્રથમ ફોનથી મળે છે. પત્રથી પણ જાણ કરી હોય છે. સ્નેહી એની અનુકૂળતા પ્રમાણે ચા–પાણી માટે કે જમણ માટે નોતરે છે. આ માટેનું સ્થળ ઘર હોય કે હૉટલ પણ હોય. જેવી સ્નેહીની અનુકૂળતા આપણે ત્યાં જો આવી રીતે હૉટલમાં સત્કાર કરે તો ઘર પણ ન બતાવ્યું તેમ ટીકા થાય અને અંતરનો ભાવ ઓછો હતો તેમ મૂલ્ય થાય. પરંતુ એમાં ઊંડા ઊતરીને જોઈએ તો અંતરનો ભાવ સ્થળ સાથે સંબંધ ધરાવતો નથી. એવું પણ બનતું જોવા મળે છે કે ઘેર આમંત્રણ આપે તો પણ એમાં અંતરનો ભાવ ન હોય, લોકલાજ હોય અને હૉટલમાં જમાડે છતાં એમાં અંતરનો ભાવ હોય. જો અનુકૂળતા ન હોય તો જમણનું આમંત્રણ ન પણ આપે.

આપણા દેશમાં પણ ફેરફાર થતા જોઈએ છીએ. શહેરોમાં અથાણાં, પાપડ વગેરે ચીજો બજારમાંથી તૈયાર લાવવાની શરૂઆત થઈ ગઈ છે. જે મસાલા પહેલાં ઘર આગળ ગૃહિણી જાતે ખાંડી લેતી કે એની દેખરેખ નીચે નોકર પાસે ખંડાવી લેતી હતી, તે હવે બજારમાંથી તૈયાર આવે છે. મહેમાનોના જમણ પ્રસંગે કે તે સિવાય ઘર માટે પણ શીખંડ, બાસુદી, ખમણ, પાતરાં વગેરે વાનગીઓ તૈયાર લાવવામાં આવે છે. દશેરા, દિવાળી વગેરે તહેવારો પ્રસંગે ઘરમાં જે મીઠાઈઓ બનતી હતી તે બજારમાંથી લાવવામાં આવે છે. હૉટેલોમાં પાર્ટીઓ આપવાનું અને મિત્રોને નોતરવાનું પણ નાના પ્રમાણમાં શરૂ થયું છે. એમાં કંઈ અજુગતું છે તેમ લાગતું પણ નથી. આર્થિક રીતે જેને પોસાય તેમ છે તેને આ બધી વ્યવસ્થા સ્વીકારવામાં હરકત આવતી નથી પરંતુ આપણા દેશનું જીવનધોરણ પશ્ચિમ પ્રમાણે ઊંચું રહી શકે તેવી આવક બહુ ઓછાની છે. આથી એમણે પોતાની રોજિંદી રહેણીકરણીમાં ફેરફાર કરી મેળ બેસાડવો રહ્યો.

આજે છોકરીઓની કેળવણી સાર્વત્રિક થતી જાય છે એ કેળવણી આપનાર બધાં માબાપ દીકરી નોકરી કરે કે કમાય તેવી માન્યતા ધરાવતાં નથી. પરંતુ સંજોગાધીન છોકરીને કમાવાની જરૂર પડે તો એ નિસહાય ન બને તે માટે એને કેળવણી આપવી જોઈએ તેવું માનસ જોવા મળે છે. એ જ પ્રમાણે છોકરાની તાલીમનું માનસ પણ બદલાવું જોઈએ. છોકરીની માફક, એટલી કક્ષાએ નહિ તો એથી ઊતરતી કક્ષાએ પણ ઘરકામની તાલીમ નાનપણથી મળવી જોઈએ. અમુક કામ છોકરાનું અને અમુક કામ છોકરીનું એવો અલગ જે ઉછેર થતો રહ્યો છે, તેને બદલે શાળાનું શિક્ષણ જેમ બંને લે છે તેમ ઘરકામનું શિક્ષણ પણ બંનેને મળવું જોઈએ. નાનપણમાં બહેન ભાઈને પોતાની સાથે કામ કરતો જોશે એટલે મોટી ઉંમરે પતિને કામ કરતો જોવામાં એને હીણું નહિ વસે.

બાકી આજે તો સ્ત્રીઓ પતિને રસોઈ કરતાં નથી આવડતી તેનું ગૌરવ લે છે—અમારા એમને તો ખીચ-





ડીમાં મીઠું નાખતાં પણ ન આવડે !
એ જ રીતે પુરુષ, ખીચડીમાં મીઠું તો બાજુ ઉપર રહ્યું, પોતાની પથારી ઉપાડવામાં પણ નાનમ અનુભવે છે ! પંદર વર્ષ ઉપરનું ચિત્ર હજુ મારાથી ભુલાયું નથી. એક ભાઈના ઘરમાં બપોરના અગિયાર વાગ્યા હતા છતાં પથારી ગુંદાતી હતી. રસોડું અને બીજી એક રૂમનો સાંકડો વસવાટ. આગલા ખંડમાં પથારી ઉઠાવ્યા વિના પડી હતી. તપાસ કરી તો ખબર પડી કે ગૃહિણી શિક્ષિકા છે. આજે શનિવાર છે એટલે તે સવારમાં શાળાએ ગયાં ત્યારે પતિ ઊઠ્યા ન હતા એટલે તેની પથારી ગૃહિણી વિના કોણ ઉપાડીને ઠેકાણે મૂકી શકે ? પથારી ઊઠાવવાનું કામ પતિનું ન હતું એટલે એ શાના સ્ત્રીનું કામ કરે !
પત્ની શાળાએ જતાં પહેલાં વહેલાં ઊઠીને રસોઈ કરીને ગયાં હતાં. પતિ મહેસૂલી ખાતામાં કારકૂન હતા અને તેમને તે દિવસે રજા હતી એટલે ઘેર હતા. જો પતિ સવારમાં ઘેર હોય તો એ રસોઈ ન કરી શકે ? શા માટે પત્નીએ વહેલાં ઊઠીને તે પતાવીને જવું પડે ? પુરુષને રોટલીની ખટપટમાં ન ઊતરવું હોય તો એને બદલે ભાખરીથી એ રસોઈનું કામ ઓછું કરી શકે છે. દંપતી જો બહારનું કામ કરતાં હોય તો કાયમને માટે રોટલીની ટેવ બદલીને ભાખરીથી ચલાવી શકે છે. આરોગ્યની દૃષ્ટિએ કંઈ હાનિકારક નથી. પરંતુ રસોઈ કરવાની બાજુએ રહી પણ પુરુષ પોતાની પથારી પણ ન ઉપાડે તે કેવી સમજણ ?
એ દંપતી સાથે તે પછી મારો પરિચય વધ્યો. મેં તે અંગે દલીલ કરી. બહેનને કામ ઓછું થાય તે પસંદ હતું, પરંતુ આજુબાજુ જે સમાજની વચ્ચે એ રહેતાં હતાં તેનો કોઈ પુરુષ રસોઈ કરતો ન હતો. તે સંજોગોમાં પોતાના ઘરમાં પતિ રસોઈ કરે તે કેવું વસમું લાગે ? ઉપરાંત મનમાં એ પણ ભીતિ ખરી કે પતિ રસોઈ કરે તો લોકો અને પોતાનાં પડોશીઓ પણ ટીકા કરે કે એનો ધણી બાયલો છે ! બાયડીથી દબાઈ ગયો છે !

મેં કહ્યું આજુબાજુ જે સમાજ વસે છે તેમાં તમે એકલાં જ નોકરી કરો છો. તેની તમને શરમ નથી આવતી, તો પછી તમારા કામમાં પતિ મદદ કરે તેમાં તમારે શું કામ બીજાઓનો વાદ લેવો જોઈએ ? મારી એ દલીલ એ બહેનને જ સ્પર્શી હોત તો ખાસ પરિણામ ન આવત, પરંતુ એ ભાઈને પણ સ્પર્શી ગઈ. પંદર વર્ષ પહેલાંનાં એ ચિત્રને સ્થાને એ જ ઘરમાં મને સહયોગનું ચિત્ર જોવા મળે છે. એ ભાઈએ રસોઈ શીખી લીધી છે અનુકૂળતા પ્રમાણે એ કરે છે અને તેમના એ દીકરાને પણ તેમણે રસોઈ શીખવી છે એટલે તે પણ માતાના કામમાં મદદરૂપ થાય છે.
એક સ્નેહીએ પોતાના ઘરની સ્થિતિનો ખ્યાલ આપતાં મને કહ્યું હતું કે હું ઘરકામ કરું અને પત્નીને મદદ કરું તો એને ગમે છે. પરંતુ મને કામ કરતો કોઈ જોઈ જાય તે એને પસંદ નથી. આથી હું કામ કરતો હોઉં ત્યારે અચૂક તે બારણાં બંધ કરી દે છે. કોઈ આવી ચડે અને બારણે ટકોરા પડે તો પ્રથમ મને કામ છોડાવી દીધા પછી જ શ્રીમતી બારણું ઉઘાડે છે !
આમાં નવાઈ પામવા જેવું કંઈ નથી. ઘરકામને સ્ત્રીનું કામ માન્યું છે એટલે પતિ કરે તો એમાં સ્ત્રૈણ-પણું દેખાય છે. એ જ રીતે સ્ત્રી બહારનું કામ કરે તો એમાં પૌરુષ દેખાય છે. પરંતુ બહારના કામમાં ગૌરવ વસ્યું છે એટલે સ્ત્રીને એમાં શરમાવાનું હોતું નથી. પોતાની પત્ની માટે પુરુષ શરમાતો નથી. છતાં જો પુરુષ કરતાં સ્ત્રી બહારના ક્ષેત્રે ઊંચે દરજ્જે હોય તો પુરુષની નીંદા લોક કરતા જોવા મળે છે. એક બહેન ડોક્ટર છે અને તેમના પતિ શિક્ષક છે. બંને કોલેજમાં સાથે ભણતાં હતાં. ઈન્ટર સાયન્સ પછી એ બહેન મેડિકલમાં ગયાં અને ભાઈ બી. એસ.સી. થઈ શિક્ષક થયા. પરંતુ ડોક્ટર કરતાં શિક્ષકનો દરજ્જો લોકને ઊતરતો લાગે છે એટલે અકારણ નિંદા કરતાં બોલતાં હોય છે, પંતુજીગીરી કરે છે.

એના કરતાં તો બાઈડીના કમ્પાઉન્ડર બને તો વધારે કમાય! આમ લોક શિક્ષક તરીકે એમની હાંસી કરે છે તો એ રસોઈ કરે તો કેવાં માછલાં ધોવાય? એવાં માછલાં ધોવાતાં સ્ત્રીથી પણ કેમ સહી શકાય? સ્ત્રી ડૉક્ટર થઈ હોય પણ એનો ઉછેર પણ આ જ સમાજમાં થયો હોય છે. પતિ વિષેનો એનો સંસ્કાર પણ અમુક પ્રકારનો ઘડાયો છે. આથી પતિ ઘરકામ કરે તેમાં એને પણ સ્ત્રૈણપણું દેખાતું હોય છે. કોઈની ટીકાની બીકે નહિ, પણ પોતાની પત્ની તરીકેના માનસના સંતોષ ખાતર પતિ ઘરકામ કરે તે એને પસંદ હોતું નથી. આમ લોકોનું અને દંપતીનું પરંપરાગત માનસ સરખું હોવાથી ઘરેડમાંથી બહાર નીકળતું નથી.

મહાકવિ કાલિદાસે એ જમાનામાં પત્નીએ પતિને રીઝવવા અને પોતાની લાયકાત સિદ્ધ કરવા પાંચ પાત્રો ભજવવાં જોઈએ તેમ આશા વ્યક્ત કરી છે— ગૃહિણી, સચિવ, સખી, શિષ્યા અને લલિતા. તેમાં આર્થિક રીતે સહાયક છઠ્ઠા પાત્રનો આ જમાનામાં ઉમેરો થયો છે. ગૃહિણી તરીકે એ ઘરનું ભઢિયારું કરે, ઠામ વાસણ કરે, બાળકો ઉછેરે, ઘર શણગારે, માંદાની માવજત કરે, અતિથિઓનો સત્કાર કરે અને વડીલોની સેવા કરે. સખી બનીને માંદી હોય તો પણ હસીને આવકારે, વિનોદની વાતો કરી મનરંજન કરે અને શિષ્યા બનીને પતિના વાદ ન કરે,- પતિ બહારના કામથી થાકીને કલબમાં જાય, મિત્રમંડળીમાં જાય કે કોઈ કાર્યક્રમમાં જાય તો સ્ત્રી ઘરમાં એકલી બેસીને બાળકોને કેળવે, પોતે કેળવાય, ગાવા વગાડવાનું શીખે, સીવવાનું કે ભરવા ગૂંથવાનું શીખે. વળી સચિવ તરીકે એવી શોભી રહેવી જોઈએ કે પુરુષના મિત્રોની જે પત્નીઓ હોય તેમની વચ્ચે એ જાય ત્યારે એમનું પાણી ઉતારી નાખે. પતિની નજરમાં સ્ત્રીના આકર્ષણ તરીકે લલિતા બની રહે. એનું લલિત રૂપ ઝાંખુ ન પડવું જોઈએ. આટલું જૂની પેઢીનો પુરુષ સ્ત્રી પાસે આશા રાખતો હતો અને તેમાં નવી પેઢીના પુરુષે એની પાસે સહાયકની નવી આશા ઉમેરી છે.

આ બધી ઇચ્છાઓ પૂરવાનું માનવનું ગજુ નથી, કાં દેવજાતિનું એ ગજું હોય કે રાક્ષસ જાતિનું ગજુ હોય તો. છતાં સ્ત્રી પાસેથી એક આશા પાર પાડવી હોય તો પુરુષે એના કામમાં સહયોગી બનવું રહ્યું. ગૃહિણીની સમાન્તર ગૃહસ્થની ફરજો છે તે પુરુષ સ્વીકારવા તૈયાર હોવો જોઈએ. પુરુષ કેવળ એકપક્ષી આશાઓ રાખે અને સ્ત્રીની અપેક્ષાઓનો વિચાર ન કરે અને કરે તો પણ એ સંતોષાય તેવી સમાજ-કુટુંબ રચના ન થાય ત્યાં સુધી એમાં શું પરિણામ આવે?

★

'મિત્રા'

## ચાહું ક્ષણિકતાને

એકવાર થતું હતું જીવવું નથી અહીં
માત્ર ક્ષણિકતા ભરેલી છે આ જિંદગી.
લીલાં વૃક્ષો જોયાં—હતાં ન હતાં થઈ જતાં
જીવતાં માનવી ઘડીકમાં કહીં સરી જતાં.
પણ હવે એ ઇચ્છા નથી મૃત્યુતણી
મૃત્યુના ડરથી 'મરવું નથી' એમેય નથી,

સહેલું દીસે છે ક્ષણિકતામાં જીવી જવું
મૃત્યુ પછીની શાશ્વતતા કપરી જીરવવી.
નર્કમાં શાશ્વત દુઃખ! અમી છાંટોય ન મળે,
સ્વર્ગમાં! ન આનંદ મિલનનો કે વિદાયદુઃખ હશે,
ને પૃથ્વી પરે ભલે ફૂલ-પથારી નહીં મળે
પણ કાંટા વાગશે તો કાઢનાર કોઈ હશે.

★

વિજયકુમાર ત્રિવેદી

# ધરતીનાં છોરુ

માણસની ધગશ માણસને, તેની મહત્તાને કેટલી કામિયાબી આપે છે તેનું જીવતું જાગતું દૃષ્ટાંત આ સત્યકથાનો નાયક પૂરું પાડે છે. નિરાશા કે પીછેહઠ જીવનમાં ન હોય તેની બધી આશાઓ ફળે જ છે, વિધિ પણ એના પુરુષાર્થને નવાજે છે—એવી પ્રેરક આ કથા છે....

એમનું હરગોવિંદદાસ નામ ભાગ્યે જ થોડા જૂના માણસો જાણે છે. બાકી બધા લોકો એમને મિસ્ત્રીકાકાના વહાલસોયા નામથી જ ઓળખે છે. હરિજનથી માંડીને વાણિયા-બ્રાહ્મણના છોકરા તરફ તે સરખો જ પ્રેમ રાખે છે અને કોઈ પણ છોકરું તેમની પાસે આવે તો ગીલ્લી-દંડા પ્રેમથી બનાવી આપે છે.

મિસ્ત્રીકાકા બહુ ભણ્યા નથી પરંતુ એમના સુથારી કામનું અને મકાનના બાંધકામનું એટલું બધું ભણ્યા છે કે ભલભલા ઈજનેરોના કાન પકડાવે. એમના વિભાગ (દેણપ, તા. વિસનગર) માં ભાગ્યે જ કોઈ મોટું નવું મકાન એવું હશે જેમાં મિસ્ત્રીકાકાની બુદ્ધિનો ઉપયોગ ન થયો હોય. પ્રમાણિકપણા માટે મિસ્ત્રીકાકા ખૂબ જ જાણીતા. પાઈભારની ચોરી ન કરે કે કદી દિલચોરી પણ ન કરે. મકાન માટે લાકડું આવે તેમાં સુથારનું કમીશન હોય તેવો જૂનો રિવાજ છે તેમાં મિસ્ત્રીકાકા અપવાદ.

મિસ્ત્રીકાકામાં આવડત ઘણી અને ખંત પણ ઘણો એટલે ગાન ઘણું પણ પૈસો ઓછો. એમનો છોકરો મેવાડા જ્યારે નિશાળે ભણવા બેઠો ત્યારે બધાને થતું કે મિસ્ત્રીકાકાની નીતિનો બદલો ઈશ્વરે આપ્યો છે. નાનો મેવાડા નિશાળમાં પહેલો નંબર રાખે. મિસ્ત્રીકાકાની સામે બેસી રંધો ખેંચતો હોય ત્યારે લાગે કે મોટો કારીગર થશે. સ્નેહીજન મિસ્ત્રીકાકાને કહેતા કે કાકા, મેવાડાને તો ભણાવજો જ, તેના નસીબમાંથી મજૂરી છોડાવજો. 'અમારે વિશ્વકર્માના વારસોને તો મજૂરી જ સારી. ભલે ભણવું હોય એટલું ભણે બાકી મારે એને બનાવવો છે તો કારીગર જ.' મિસ્ત્રીકાકાનો રોજનો જવાબ હોય.

ગુજરાતી ચોથી ચોપડીમાં પાસ થયો ત્યારે નાના મેવાડાને થયું કે આગળ ભણું. અને ભણવાનું કેમ મન ન થાય? નિશાળમાં કદી પહેલાથી બીજો નંબર રાખ્યો ન હતો. અને તેના સાહેબો પણ કહેતા કે નિશાળમાં ભલભલા હોશિયાર છોકરા આવી ગયા પણ મેવાડા જેવો કોઈ હોશિયાર છોકરો જોયો નથી. કાકા પાસે એટલી પૈસાની સગવડ નહિ કે છોકરાને શહેરમાં ભણવા મોકલે. પાડોશના ગામનો એક ચોધરીનો છોકરો લવજીભાઈ ગુલાબસિંગ મેવાડાનો દોસ્તાર. એવામાં મહેસાણામાં ચોધરી બોર્ડિંગ નીકળેલી એટલે ચોધરીએ કહ્યું કે જો તારો વિચાર હોય તો હું મારા સાહેબને પૂછી જોઉં. તને જો અમારી બોર્ડિંગમાં દાખલ કરે તો ખરચ ઓછું આવશે અને આપણને બંનેને સારી મઝા આવશે. મેવાડાની ઇચ્છા તો હોય જ. તેણે હા પાડી. ઓછું ખરચ આવતું હોય તો મિસ્ત્રીકાકાએ પણ મહેસાણા મોકલવાની સંમતિ આપી.

છાત્રાલયના ગૃહપતિને ચોધરીએ પૂછ્યું. ગૃહપતિનું મન પહેલાં તો આનાકાની કરતું હતું અને છાત્રાલયોમાં બીજાને દાખલ કરવાની મુસીબત પણ હોય છે. પણ જ્યારે તેમણે જાણ્યું કે મેવાડા ભણવામાં ઘણો જ હોશિયાર છે ત્યારે તેમણે હા પાડી. તેમને વિશ્વાસ હતો કે સંસ્થાના સંચાલકોને પણ મેવાડાની બાબતમાં તો સમજાવી શકાશે.

સવારની વહેલી ગાડીમાં બે નાના છોકરા મહેસાણા સ્ટેશને વિસનગરની ગાડીમાંથી ઊતર્યા. કપાળમાં ચાંલ્લા કર્યા છે. માથે ફાળિયાં બાંધ્યાં છે. પગમાં દેશી જોડા પહેર્યા છે અને માથે પુરાણા ઘાટની ટ્રંકો અને ઉપર શેતરંજીમાં વીંટેલા નાના બિસ્તરા શોભી રહ્યા છે. બે દસકા ઉપરની વાત છે એટલે આમાં નવાઈ પામવા જેવું કંઈ નથી. એ જમાનામાં ગામડાના

વિદ્યાર્થીઓ આવી રીતે ભણવા શહેરમાં આવતા.
પછી તો મહેસાણામાં મેવાડા-ચોધરીની જોડી જામી. મેવાડા પહેલો તો ચોધરી બીજો. અમલદારના છોકરાને સારાં ટ્યુશનો હોય, વકીલોના અને માસ્તરના છોકરાંને માબાપ ભણાવે. પણ કોઇનું ગજું નથી કે મેવાડાના ગણિતમાં સો તો ચોધરીના નવ્વાણું, ગમે તે પરીક્ષા હોય મેવાડા પહેલો અને ચોધરી બીજો, એ પરિણામ નક્કી જ થઈ ગયેલું હોય.
એવામાં આવી મેટ્રિકની પરીક્ષા. બંને દોસ્તારો બરાબર તૈયારી કરવા મંડી પડ્યા, શહેરમાં પરીક્ષા આપવા જવાનું. અને શહેર તો બેમાંથી એકકેયે કદી જોયું પણ ન હતું.
મેટ્રિકની પરીક્ષામાં બંને સારા નંબરે પાસ થયા. બંનેની ઇચ્છા આગળ કૉલેજમાં જવાની અને મોટા ઇજનેર થવાની. એમ કંઈ ઇજનેરી રસ્તામાં પડી છે? તેને માટે તો ઢગલો પૈસા જોઈએ. એ તો કોઈ મોટા અમલદારનો કે શેઠ શાહુકારનો છોકરો ઇજનેરી કૉલેજમાં જઈ શકે. એટલો મોટો એ કૉલેજનો ખરચ ત્યાં ગરીબ માણસના છોકરાનું ગજું શું?
કોકે સલાહ આપી: 'અલ્યા, કલાભવનમાં જાઓ. કલાભવનમાં ઇજનેર નહિ થાઓ તો ઇજનેરનાં બચ્ચાં તો થશો જ.' કલાભવનમાં ડીપ્લોમા કોર્સ હતો. વાલીઓને પૂછી જોયું. વાલી બિચારા શું જાણે પણ કમુંગને વશ થઈ વડોદરા મોકલવા સંમત થયા. વડોદરામાં પણ એનું એ જ, મિસ્ત્રી પહેલો તો ચોધરી બીજો. કલાભવનના અધ્યાપકો પણ દિંગ થઈ ગયા. ગામડા ગામના છોકરા ભણવામાં ભારે કાબેલ હતા.
કલાભવનની પરીક્ષા પાસ કરી પણ હવે શું? બે દોસ્તારો નોકરીની શોધમાં ભટકવા માંડ્યા. પણ તે જમાનામાં નોકરી પણ એટલી સહેલી નહોતી. ઘડીભર તો વાલીઓને પણ થયું કે આના કરતાં તો છોકરાને ન ભણાવ્યો હોત તો સારું હતું. ઘરની મજૂરી તો કરી ખાત.
મેવાડા ઊપડ્યો નોકરીની શોધમાં દિલ્હી. રોજ ઑફિસોનાં પગથિયાં ઘસે પણ પત્તો ન ખાય. દિલ્હીમાં કોકે વાત કરી કે રાજસ્થાનમાં એક મહારાજાને રાજમહેલ બંધાવવો છે, જુદા જુદા ઇજનેરોને બોલાવે છે, પ્લાન તૈયાર કરાવે છે અને કહે છે કે જેનો પ્લાન પસંદ પડશે તેની પાસે મહેલ બંધાવશે અને તેને સારું ઇનામ પણ આપશે.
દેશના મોટા મોટા ઇજનેરો જતા હોય ત્યાં ડીપ્લોમાવાળા મેવાડનું શું ગજુ? છતાં આશા અમર છે. મેવાડાને થયું કે લાવ ને નસીબ અજમાવું.
મેવાડા પણ ગયો રાજસ્થાનમાં. મહારાજાના મંત્રીને મળ્યો. મંત્રીએ જ્યારે જાણ્યું કે, આ ભાઈ તો માત્ર ડીપ્લોમા ધરાવે છે ત્યારે તેમને પણ જરા આશ્ચર્ય તો થયું, પરંતુ તેમણે મેવાડાને મહેલનો પ્લાન બનાવવાનું કહ્યું.
કેટલાય એન્જિનિયરોએ પ્લાન બનાવ્યા હતા તેમાં કેટલાક તો કુશળ શિલ્પશાસ્ત્રીઓ હતા. મેવાડાના મનમાં પણ ફાંકો હતો કે હું પણ છેવટે વિશ્વકર્માનો વારસ તો છું જ ને...
આજે પરિણામનો દિવસ હતો. એક મોટા ખંડમાં બધા ઇજનેરોને ભેગા કરવામાં આવ્યા હતા. મહારાજાના જૂના મંત્રી પ્લાનના મોટા થોકડા લઈને આવ્યા.
મેવાડાએ ઘણીયે પરીક્ષાઓ આપી હતી. હમેશાં વિશ્વાસ રહેતો, પાસ થઈ જઈશ. આજની પરીક્ષા જુદી જાતની હતી. મેવાડાના હૃદયમાં થડકાટ હતો આજની પરીક્ષામાં પાસ થઈશ? મેવાડાએ મનમાં વિશ્વકર્માને પ્રાર્થના પણ કરી કે હે દેવ, મારી લાજ રાખજે.
'મેવાડા કોણ છે?' મંત્રીએ પૂછ્યું અને મેવાડાનો આનંદનો પાર ન રહ્યો. 'તમારો પ્લાન મહારાજાને પસંદ આવ્યો છે અને હવે રાજમહેલ બાંધવાનો પણ તમારે જ છે.'
બધા એન્જિનિયરોને આશ્ચર્ય થયું. પરંતુ જ્યારે





તેમણે મેવાડાનો પ્લાન જોયો ત્યારે તેમને પણ થયું કે મહારાજાની પસંદગી બરાબર છે. સહુ મેવાડાને અભિનંદન આપી પોતાના માર્ગે ચાલ્યા ગયા.

મહારાજાએ રહેવા મકાન આપ્યું, રસોયો અને નોકર આપ્યા. ન મહેનતાણાની વાત મહારાજાએ સંભારી કે ન મેવાડાએ.

મેવાડા તો રાતદિવસ કામે લાગી ગયા. મિસ્ત્રીકાકાની સલાહ પણ લીધી. ભણ્યા 'તા ઘણું પણ આવું મોટું મકાન બંધાવવાનો આ પ્રથમ અનુભવ હતો.

મેવાડા રાતદિવસ કામ કરે છે અને મહેલનું કામ આગળ ચાલે છે. નવાં નવાં પુસ્તકો વાંચે છે. મિસ્ત્રીકાકાની અવારનવાર સલાહ મંગાવે છે અને ભગવાન વિશ્વકર્માની પ્રાર્થના કરીને તેમાંથી પણ પ્રેરણા મેળવે છે.

બાર મહિના થવા આવ્યા. મહેલનું કામ પૂરું થયું. મહારાજા તથા જેણે કોઈએ મહેલ જોયો તે બધા મેવાડાની બુદ્ધિ ઉપર આફરીન થઈ ગયા.

આજે મેવાડાની બીજી પરીક્ષા છે. આજે રાજા મેવાડાને મહેનતાણું આપવાને બોલાવવાના છે. આજ પહેલાં પૈસો આપ્યો નથી. માત્ર રહેવા ખાવાની સગવડ કરી આપી છે.

'મિ. મેવાડા, તમે મારી પાસે કેટલું મહેનતાણું મેળવવાની અપેક્ષા રાખો છો ?' રાજાએ ખુદ મેવાડાને

# ખેતરો માટે રોગપ્રતિબંધક ઔષધો

છોડ ઊગીને ઊભું થતું હોય ત્યાં જ તેના પર કીડા લાગે છે અથવા તે રોગગ્રસ્ત બને છે. તેથી વાવવા પહેલાં બીજ ઉપર જ કેટલાક ઉપચાર કરવામાં આવે તે જરૂરી છે. રોગજંતુના વિનાશાર્થે અને જમીનમાં રહેતા અળસિયા અને કીડાથી ખેતરના છોડનું રક્ષણ કરવા માટે ખાસ જંતુનાશક દવાઓનો ઉપયોગ થાય છે. યોગ્ય સમયે થયેલા આ ઉપચાર પાછળ કરવામાં આવેલું ખર્ચ યોગ્ય રીતે ફાયદાકારક જ નીવડે છે. કપાસ મકાઈ, અનાજ વગેરેને થતા રોગો માટે ઘણી દવાઓ શોધી કાઢી છે. અનાજ પર દેખાતી હાનિકારક ફુગ જેવા કજ્જલી રોગ માટે થિઆર્સિન નામનું અસરકારક ઔષધ શોધાયું છે. કાકડીની અંદરનો બધો ગરભ ખાઈ જઈ તેને ખાલીખમ ખોખા જેવી બનાવી નાખનાર કીડા, સફરજંદના ઝાડની ડાળીઓ ફોલી ખાઈ તેમને નિષ્ફળ બનાવનાર કીડાઓ પર પણ અસરકારક ઔષધો શોધાયા છે. મેથિલેથિલ–થિઓફોસ તે માંહેનું જ એક ઔષધ છે અને જાણીતી 'પેરાથિઓન' જંતુનાશક દવા કરતા પ્રમાણમાં વધારે અસરકારક અને ઘણી સસ્તી દવા છે.

હાલમાં આવી જ જંતુનાશક દવાઓના પ્રયોગો ખેતરો પર કરવામાં આવે છે. જેમ માણસને રોગપ્રતિબંધક રસી મૂકવામાં આવે છે તે જ રીતે ખેતરોના છોડવાઓને પણ રસી મૂકવામાં આવે છે. છોડવાની વૃદ્ધિ સાથોસાથ તેના સમગ્ર શરીરમાં આ રસી પ્રસરી જાય છે અને છોડ કીડા લાગવાના ભયથી મુક્ત રહે છે. બે અઠવાડિયાથી તે કેટલાક મહિનાઓ સુધી આ રસીની અસર કાયમ રહે છે. સેલિસીલીક એસીડમાંથી બનાવેલી કેટલીક જંતુનાશક દવાઓ માણસને કોઈ પણ રીતે નુકસાનકારક નથી હોતી તેમજ સફરજંદ અને દ્રાક્ષ વગેરેને થતા રોગો સામે પ્રતિકાર કરે છે. લાકડું, કાપડ વગેરે વસ્તુઓને પણ આ દવાઓ ઉધઈના ઉપદ્રવથી બચાવે છે. આવી જાતની દવામાં ડૂબાડેલું એક કપડું ૧૫ દિવસ સુધી જમીનમાં દાટી રાખેલું છતાં તેના સૂતરનો એક દોરો પણ સડી ગયો ન હતો.

ઓરગેનિક ફોસ્ફોરિક સંયોજીત દ્રવ્યોની અનેક જાતની જંતુનાશક દવાઓ બનાવવામાં આવી છે. પક્ષીને થતા ક્ષયરોગના જંતુનો પણ તે નાશ કરે છે. અનાજ, શાકભાજી અને અન્ય જાતના ખેતરોમાં ઊગતા જંગલી ઘાસને દૂર કરવા પણ દવાઓ બનાવવામાં આવી છે.

ડૉ. નિકોલાય મેલ્નિકોવ

★

પોતાની પાસે બોલાવીને પૂછ્યું. મેવાડાનું મન ચગડોળે ચડ્યું – શું માગું ને શું ન માગું ? ભગવાન વરદાન માગવાનું કહે ને ભક્તના હૃદયમાં ગડમથલ થાય તેવી મેવાડાના મનમાં ગડમથલ થવા માંડી.

'મારે અમેરિકા ભણવા જવું છે. હું હજી ડીપ્લોમાવાળો જ છું. મારે ડીગ્રી મેળવવી છે. મારે તે માટે પરદેશ ભણવા જવું છે' મેવાડાએ પોતાની માગણી રાજા પાસે મૂકી.

'ભલે સુખેથી ભણો.' મહારાજાએ મોટી રકમનો ચેક મેવાડાના હાથમાં મૂકતાં કહ્યું કે 'ફરી ભણવામાં તકલીફ પડે તો ખુશીથી પૈસા મંગાવજો.'

મેવાડાના આનંદનો પાર નહોતો. ત્યારે મિસ્ત્રીકાકાને અને ગામના લોકોને ક્યાં ઓછો આનંદ હતો ? ગામમાં મેળાવડો થયો. સહુએ અભિનંદન આપ્યાં અને સહુએ આશીર્વાદ આપ્યા કે મેવાડા મોટો ઇજનેર થઈને પાછો આવે. ચોધરી પણ આ સભામાં હાજર ખરો જ. તે બિચારો હજી નોકરીની શોધમાં જ ફરતો. આછી પાતળી નોકરી મળતી પણ તેનું મન માને નહિ.

અમેરિકાની કૉલેજ. બીજો આવનારો ચોધરી નહોતો, પરંતુ પહેલો રહેનારો મેવાડા તો ખરો જ. ત્યાં પણ બધી પરીક્ષામાં પહેલો જ હોય. ઘડીભર તો તેની સાથેના વિદ્યાર્થીઓને પણ થયું કે આ અજબ વિદ્યાર્થી છે.

આસામ સરકારને ટાઉન પ્લાનીંગ માટે સારો શિલ્પી જોઈએ. કેટલાંક નવાં નગર બાંધવાં છે અને કેટલાંક વિકસાવવાં છે. સરકારના અધિકારીઓએ યોગ્ય વ્યક્તિની પસંદગી કરવા માંડી. ખબર મળ્યા કે એક વિદ્યાર્થી અમેરિકામાં જઈ સારો શિલ્પી થયો છે. કદી કોઈને ન આવી હોય તેવા મોટા પગારની માગણી આવી અને મેવાડાએ તે સ્વીકારી. થોડા વખતમાં મેવાડા આવીને શિલોંગમાં હાજર થયા અને આસામ સરકારના મુખ્ય આર્કીટેકટનો હોદ્દો સંભાળી લીધો.

પણ ચોધરી ક્યાં ? મહેસાણાને સ્ટેશન સાથે માથે ટ્રંક લઈને ઊતરનાર બંધવો ક્યાં ? મેવાડા અમેરિકામાં હતા ત્યારે તેમણે ચોધરીને પણ ત્યાં બોલાવી લીધો હતો. અને તે પણ મેવાડાવાળી જ કૉલેજમાં દાખલ થયો હતો. થોડી શિષ્યવૃત્તિ, થોડી લોન અને થોડી મેવાડા જેવા મિત્રોની મદદ. મહેસાણાની એ જોડી પાછી અમેરિકાની કૉલેજમાં મળી.

મેવાડા આજ આસામ સરકારના મુખ્ય આર્કીટેકટ છે. ગુજરાતના ગામડાના એક સુથારનો દીકરો આજે ગુજરાતનું નામ ભારતના છેક ઉત્તરના ખૂણામાં દીપાવી રહ્યો છે. આસામ પ્રદેશમાં જનારા બધા ગુજરાતીના એ સદાના યજમાન છે.

મહેસાણાના સ્ટેશન અને ચોધરી બોર્ડિંગની જોડી કેમ વિખૂટી પડે ? ચોધરી અત્યારે ઉત્તર પ્રદેશની સરકારમાં બાંધકામ ખાતામાં ઉચ્ચ હોદ્દો ધરાવે છે.

મિસ્ત્રીકાકાને હવે લહેર છે ઈશ્વરભજન કરે છે અને વર્ષમાં એકાદવાર મેવાડા વતનમાં આવે છે ત્યારે તેનાં છોકરાને રમાડે છે અને આનંદ કરે છે.

'કાકા તમારો દીકરો મોટો ઇજનેર થયો. તેણે આપણા ગામનું અને ગુજરાતનું નામ દીપાવ્યું.' એમ કોઈ કાકાને કહે છે ત્યારે કાકા કહે છે 'એ તો ભાઈ ધરતીનાં છોરુ છે. ભગવાન વિશ્વકર્માની દયા ને ધરડાનું પુણ્ય તે છોકરો આટલું ભણ્યો. બાકી મારા જેવાનું શું ગજું કે છોકરાને આટલું ભણાવી શકું ?'

'મેવાડા, તમને તો આસામ જેવા પરદેશમાં ગમતું હશે પણ તમારાં પત્નીનું શું ?' મેં પૂછ્યું.

'મારાં પત્ની કામચલાઉ અંગ્રેજી, હિંદી અને આસામી શીખી ગયાં છે એટલે અમારું ગાડું બરાબર સારું ચાલે છે.'

મને જાણીને ખૂબ જ આનંદ થયો. એ સુખી કુટુંબ સાથે રહેવાનો બે ત્રણ દિવસ લહાવો મળ્યો તેથી વધારે આનંદ થયો.

ગુજરાતની કેળવણીની વાત નીકળી. મેવાડા કહે—

ઉત્તર ગુજરાતના છોકરા ગણિત ને વિજ્ઞાનમાં ઘણા સારા હોય છે. ભાષામાં થોડા નબળા ખરા, પણ મહેનતુ અને ખડતલ હોય છે કે થોડા વખતમાં પણ તૈયાર થઈ જાય છે. ઉત્તર ગુજરાતમાં ઉચ્ચ કેળવણીની સંસ્થાઓ વધે તો સારું તેવું મેવાડા પણ ઈચ્છી રહ્યા હતા. અને આજે ઈશ્વરની દયાથી ઉત્તર ગુજરાતમાં કેળવણીની સંસ્થાઓ ખૂબ જ સ્થપાઈ રહી છે.

એ મિત્રોનો આ દાખલો સહુને પ્રેરણારૂપ છે, અને ગુજરાતને માટે ગૌરવરૂપ છે. આવા ગરવા ગુજરાતીઓ દેશના ખૂણે ખૂણે અને ગામડાની શેરીઓમાં કેટલાય પડ્યા છે.



ડાહ્યાભાઈ પટેલ

## માઝમ રાત

સમણાંના ઓછાડ ઓઢી સૂતેલી શર્વરી ના વહી જાતી,
સ્વપ્નાંના પલંગે પોઢવા આવે છે મારી પ્રિયા મદમાતી.
નીંદરઘેરી શ્યામલ રાતે આવે છે એ અભિસારે
મારાં ભવનનાં દ્વાર બધાં બંધ, પ્રવેશે શયનાગારે;
મારાં આલિંગને ઘેલી થતી, ઓષ્ટનાં અમૃત પીતી પાતી;
અણસૂણેલાં નિત્ય અભિનવ વાસન્તી પ્રીતિનાં ગીતડાં ગાતી.
સ્વપ્નાંની ચાદર ખેંચી જગાડે હા ઉષાનાં નિષ્ઠુર હાસ્ય!
ક્યાં રે ગઈ મારી પ્રેયસી સુંદર ક્યાં કામકેલિનાં લાસ્ય?!
પ્રિયાથી વંચિત શાને કર્યો મને, ર બની કે' પ્રભાત?
ભલે તું ઉજ્જવલ નંદિત તો યે મને વ્હાલી છે માઝમરાત.
એને પોકારું છું નિત્ય સવારે, એ હસી હસી દૂર જાતી,
એનાં ને મારાં અનંત અંતરે આંસુની રેલ રેલાતી;
એનાં સુહાસ્યે પુલકિત થાતાં શાં સુવર્ણરંગી સવારો!
કિન્તુ અશ્રુથી અંકિત દર્દીલો પ્રાતઃકાલ હા મારો!
ઢુંઢું છું એને નગરે નગરે ગલી ગલી કાન્તારે
ઉદ્યાન – કુંજે ગિરવર – ગહ્વરે સરિતા – સાગર પારે.
આખો દી એ તો ના'વે સમીપે મધ્યાહ્નને સાંજે સવારે
દૂર ક્ષિતિજોની પેલી પારે એ ઊભી અગમ્યને આરે.
વિરહજ્વાલે નિત્ય દિનાન્તે મુજ અંગ જલી થતાં ખાખ.
પણ રાતે પધારી પ્રેયસી સ્વપ્નમાં ચુંબન દે લાખ લાખ.
ભલે તું ઉજ્જવલ દિવસ! કિન્તુ ચિતા સમો સાક્ષાત્;
સમણાંઘેરી કાળી અંધારી મને વ્હાલી છે માઝમ રાત.



સોહિન્દર રાણા

# તારવ્યવહારનો શોધક

તારની શોધ પાછળ રહેલી તેના શોધક મોર્સના યાતનામય જીવનની કહાણી દરેક વાચકે જાણવા જેવી છે. એ મહાનુભાવના જીવનની સાચી વાતો રજૂ કરતી આ જીવનગાથા એવી જ એક મહત્ત્વની કહાણી છે જે વાંચવી ગમે...

૧૮૧૨ના જૂનની એક સુંદર સવારે, લંડનની રોયલ એકેડેમી ઓફ આર્ટમાં અભ્યાસ કરતા બે યુવાન અમેરિકી કળાકારો ખુશમિજાજમાં હતા. અમેરિકી જહાજી વ્યવહાર સામેનો હુકમ પાછો ખેંચી લેવાનો ઇંગ્લૅન્ડે નિરધાર કર્યો એ જાણીને તેઓ એકબીજાને ખાતરી આપતા હતા કે હવે યુદ્ધ નહિ થાય.

પરંતુ તેમનો આનંદ લાંબો ન ચાલ્યો. બ્રિટનનો નિર્ણય લઈને વૉશિંગ્ટન જતું જહાજ એટલાંટિક ઓળંગતું હતું ત્યાં જ લડાઈ ફાટી નીકળી. બેમાંના એક અમેરિકી કળાકારને થયું, 'સાગરને પેલે પાર સત્વરે સંદેશા લઈ જવાની કોઈ રીત હોત તો!'

'તારું કામ કરવા લાગ, ફિન્લે. હું કે તું જગતભરમાં ઝડપી સંદેશા માટે કાંઈ કરી શકીએ એમ નથી.' બીજાએ કહ્યું. અને એ તો થોડા સમયમાં આ વિશે બધું ભૂલી ગયો.

પરંતુ ફિન્લે—સેમ્યુઅલ ફિન્લે મોર્સ—ભૂલ્યો નહિ. 'સાગરને પેલે પાર......' એ વિચારમાં ડૂબી ગયો. છેવટે, તેણે પહેલો સફળ વિદ્યુત-ચુંબકીય ટેલિગ્રાફ શોધી કાઢયો. એ પદ્ધતિની મદદથી 'વિચાર જેટલી ઝડપે' જગતભરમાં સંદેશા મોકલવાનું શક્ય બન્યું.

મોર્સ પાદરીનો પુત્ર હતો અને ૧૭૯૧ના એપ્રિલની ૨૭મીએ મૅસેચ્યૂસેટ્સ ખાતે તેનો જન્મ થયો હતો. બાળપણથી જ તેને કળામાં રસ હતો અને તેની મહત્ત્વાકાંક્ષા રાફેલ અને માઈકલૅન્જેલની બરોબરી કરવાની હતી. ૧૮૧૦માં યેલ ખાતે સ્નાતક થઈને તે કળામાં પારંગત થવા ઇંગ્લૅન્ડ ગયો હતો.

ઇંગ્લૅન્ડમાં તેને વ્યાપક પ્રમાણમાં પ્રસિદ્ધિ મળી. તેણે રચેલી હર્ક્યુલસની માટીની પ્રતિમા બદલ તેને ઍડલ્ફી સોસાયટી ઑફ આર્ટ્સ દ્વારા સુવર્ણચંદ્રક એનાયત કરવામાં આવ્યો.

ચાર વર્ષના ઉચ્ચ અભ્યાસ પછી ભારે આશા સાથે મોર્સ અમેરિકા પાછો ફર્યો. પરંતુ થોડા જ સમયમાં તેનો ભ્રમ ભાંગી ગયો. તેની કળાને આસપાસના સાથે કોઈ સંપર્ક નહોતો પૈસાની મુશ્કેલીને કારણે તેણે તસવીરો ચીતરવી પડી. છેવટે પોતાની સર્જનાત્મક પ્રતિભાને મૂર્ત સ્વરૂપ અને સ્વીકૃતિ મળે એ હેતુથી તે ૧૮૨૯માં ફરી યુરોપ પહોંચ્યો.

૧૮૩૨માં પાછો અમેરિકા આવવા રવાના થયો. આ સફર દરમિયાન જે ઘટના બની તેણે એનો જીવનપ્રવાહ પલટી નાખ્યો. જહાજ ઉપર તેને બોસ્ટનના એક દાક્તર સાથે પરિચય થયો. આ દાક્તરે તેને કહ્યું કે તારનાં દોરડાં દ્વારા વીજળીનો પ્રવાહ સત્વરે મોકલવાનું શક્ય છે. મોર્સને થયું, આમ બની શકે તો પછી માનવવિચાર પણ શા માટે વીજળી દ્વારા વિશ્વના કોઈ પણ ભાગમાં ન પહોંચાડી શકાય?

સફર દરમિયાન મોર્સે પુષ્કળ નોંધ અને આકૃતિઓ તૈયાર કર્યા. તેણે વિદ્યુત ટેલિગ્રાફની શક્યતાઓ વિકસાવવા કમર કસી.

અમેરિકા પાછા ફરીને તેણે ન્યૂ યૉર્ક સિટી યુનિવર્સિટીમાં કળાવિભાગના વડા તરીકે નોકરી સ્વીકારી. એમાં બહુ પૈસા મળતા નહિ. પરંતુ તેણે તો ફાજલ સમય રસાયણશાસ્ત્રના અભ્યાસમાં આપવા માંડયો અને એક મિત્રની મદદથી વિદ્યુત-ચુંબકો વિશે ઊંડું જ્ઞાન મેળવવા લાગ્યો.

દરમિયાન ઘરઆંગણે ઘણી મુશ્કેલીઓ આવી પડી. તેની પત્ની મૃત્યુ પામી. બાળકો જુદાં જુદાં સગાંને ઘેર વેરવિખેર થઈ ગયાં. પ્રયોગનાં સાધનો ખરીદવાના





પૈસા હતા નહિ. ટુકડે ટુકડે તાર ખરીદીને એ દોરાથી બાંધતો અને આવા સાંધેસાંધાવાળા તારથી કામ ચલાવતો.

પરંતુ દૃઢ નિર્ધારને કારણે આ બધી મુસીબતોને જીતી લઈ તેણે ૧૮૩૫માં વિદ્યુત્-ચુંબકીય ટેલિગ્રાફ સાધનનો પ્રથમ નમૂનો તૈયાર કર્યો. એને સંપૂર્ણપણે વિકસાવી મોર્સે ૧૮૩૭માં ન્યૂ યોર્ક યુનિવર્સિટી ખાતે તેનો જાહેર પ્રયોગ બતાવ્યો. અહીં આલ્ફ્રેડ વેઈલ નામના યુવાન મિકેનિક સાથે તેને પરિચય થયો. તેના પિતાની ફાઉન્ડ્રીની મદદથી મોર્સનું ત્યાર પછીનું કામ સરળ થયું.

૧૮૩૮માં મોર્સે અમેરિકી કોંગ્રેસ (સંસદ) સમક્ષ વોશિંગ્ટનથી બાલ્ટિમોર સુધીની એક પ્રાયોગિક ટેલિગ્રાફ લાઈન નાખવા માટે નાણાં માગ્યાં. પરંતુ એ વિનંતિનો અસ્વીકાર થયો. હતાશ બનેલો મોર્સ ઇંગ્લૅન્ડ કે ફ્રાન્સમાં પેટન્ટ મેળવવાના ઉદ્દેશથી યુરોપ ગયો. ત્યાં તેને ખબર પડી કે બીજા કેટલાક માણસો તારના પ્રયોગો કરી રહ્યા છે, અને પોતાની શોધ ચઢિયાતી છે. એ સ્વદેશ પાછો ફર્યો.

તેણે ફરી પાછી સરકારની મદદ માગી અને ચાર વર્ષની ઝુંબેશ બાદ કોંગ્રેસ પાસે એક ખરડો પસાર કરાવવામાં તેને સફળતા મળી. તેને માટે ૩૦ હજાર ડૉલર (આશરે દોઢ લાખ રૂપિયા) ફાળવવામાં આવ્યા.

અને ૧૮૪૪ના મેની ૨૪મી તારીખે મોર્સે પોતાનો ઐતિહાસિક સંદેશો—વોટ હેથ ગોડ રોટ—પાઠવ્યો, ૪૦ માઈલ દૂર આવેલા બાલ્ટિમોરથી વેઈલે થોડી જ સેકંડોમાં એ સંદેશો પાછો મોકલ્યો.

ટૂંક સમયમાં અમેરિકાભરમાં ટેલિગ્રાફના થાંભલા નંખાઈ ગયા. અખબારો અને વેપારીઓ માટે તો એ આશીર્વાદ સમા હતા. એક દશકામાં તો ઘણા દેશોએ તારપદ્ધતિ અપનાવી લીધી. ૧૮૫૦માં ઇંગ્લૅન્ડ અને ફ્રાન્સ વચ્ચે સાગર તળે કેબલો નંખાઈ ચૂક્યા. મોર્સના અવસાનના ૭ વર્ષ પહેલાં એટલે ૧૮૭૨માં તો તેણે એટલાંટિકને પેલે પાર તારનાં દોરડાં પહોંચતાં જોયાં.

આજે જગતભરમાં રોજ લાખો તારસંદેશા મોકલવામાં આવે છે. મોર્સની ટેલિગ્રાફ પદ્ધતિનું સ્થાન મોટે ભાગે ટેલિટાઈપે લીધું છે, છતાં હજી ઘણા દેશોની સરકિટો ટપકું અને લીટીની અસલ પદ્ધતિનો ઉપયોગ કરે છે.



'સુધાંશુ'

## ઘનશ્યામ

વાદળને તીર ઊભો ઘનશ્યામ રાજિયો,
ઘડીક વીજરૂપ અંબાર,
પલમાં નીલઆંખ ચોધાર,
વ્રજની ગોપીનો નેહ – વરણાગિયો !
વાદળને તીર....

નેહના નર કેરો સાવન વ્યાપિયો,
ભીંજે પાલવભરિત ભાત,
ઘન ને વીજ વચ્ચે અખાત,
વાદળને કાંઠે હો આતમ થાપિયો !
વાદળને તીર....

અખિલવરને હો આરતે આલાપિયો,
નીંગળ્યો સાગરસમ સમધાર,
એનીયે પાર રૂદિયું અપાર,
અંગમાં રંગધનુ, સ્મિતે સોહાગિયો !
વાદળને તીર...



પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# ફૂલપંખીઓ

ફૂલોમાંથી રસ ચૂસતાં નાનાં પંખીઓમાં પણ કેટલી બધી જાત હોય છે તે બધીનો વિગતવાર પરિચય જાણીતા પંખી-વિશારદ લેખક આ લેખમાં પૂરો પાડે છે. આ બધાં પંખીઓની અસામાન્યતા જ એની આગવી મહત્તા પૂરવાર કરે છે...

## ફૂલસુંઘણી

કદમાં આ ફૂલસુંઘણી ચકલીથી ઘણી નાની હોય છે અને રંગમાં પણ ચમકદાર નથી જેમાં પીઠ ઉપર રાખોડી લીલાશ પડતો અને ઝાંખો લીલો રંગ કેડ ઉપર આવે છે. પેટાળ તેલીઆ પીળા રંગનું અને છાતીમાં થોડી રેખાઓ હોય છે. દાઢી અને ગાલ સફેદાઈ ઉપર, આંખો રતાશ ઉપર, પગ ઉપરનો રંગ મેલો ધુળીઓ, ચાંચ ટૂંકી અને જાડી રાખોડી રંગની હોય છે. પૂંછડી લાંબી હોતી નથી અને રંગ કથ્થાઈ અને છેડે થોડો ધોળો રંગ આવે છે. નરમાદા લગભગ સરખા રંગનાં આવે છે.

ફૂલસુંઘણીનો વસવાટ આંબાવાડી અને ફળની વાડીઓમાં હોય છે. તે ઉપરાંત આછા વનમાં પણ તે જોવામાં આવે છે. વળી તે સમૂહચારી છે. આપણે ત્યાં તે શિયાળામાં જોવામાં આવે છે. તેને ઊંચા વૃક્ષ ઉપર ફરવાનું બહુ ગમે છે પણ તેનો 'ચીપ્ ચીપ્' શબ્દ તેની જાણ કરી દે છે. આ પંખી પોતાનું પેટ ફૂલનો રસ અને નાનાં ફળો ખાઈ ભરે છે. બંન્ધા નામના વૃક્ષ ઉપર ચોટી જનાર છોડનાં ફૂલને બિયાંમાં ફેરવવામાં તેનો મોટો ફાળો છે. વળી તેની ઉપર થતાં નાના ગોળ ફળનો આહાર કરીને તેનાં બિયાં વળી બીજા વૃક્ષ કે ડાળ ઉપર બીટ મારફત ચોટાડી દે છે અને ત્યાં તેમાંથી છોડ થાય છે. આ છોડ બીજા વૃક્ષના રસ ઉપર જીવવાવાળો છે. તેની આવી ખાસિયતથી જ્યાં આવા છોડ હોય ત્યાં જ તેનું ફરવાનું બને છે. આમ ફરતાં ફરતાં થોડું સંગીત પણ લલકારી લે છે.

આ ફૂલસુંઘણીનો માળા બાંધવાનો સમય ફેબ્રુઆરીથી જૂન માસ સુધી હોય છે. જેમાં તે લટકતી થેલી જેવો સુઘડ રીતે નરમ રેસા, અને વનસ્પતિની બારીક રૂંવાટી વાપરીને માળો બનાવે છે અને આ માળો દશથી ચાલીશ ફૂટ ઊંચો જોવામાં આવે છે તેમાં તે ધોળા રંગનાં માત્ર બે જ ઈંડાં મૂકે છે.

ભારતના ઘણા પ્રદેશમાં તેની વસ્તી છે જ્યાં તે રહેવાસી કે સ્થાનિક પ્રવાસી પંખી છે. કચ્છ સિવાય ગુજરાત રાજ્યમાં તે દેખાય છે.

ફૂલસુંઘણીને અંગ્રેજીમાં The Thick-billed flowerpecker કહેવાય છે અને તેનું વૈજ્ઞાનિક નામ Dicaeum agile (Tickell) છે.

## પીળી ચાંચવાળી ફૂલસુંઘણી

કદમાં તો પહેલી ફૂલસુંઘણી જેટલી જ આ પીળી ચાંચની ફૂલસુંઘણી છે. ઘેરાશવાળો લીલો રંગ હોવાથી તે નજરે ચડતી નથી. પાંખ અને પૂંછડી કથ્થાઈ રંગનાં અને પેટાળ પીળાશ પડતું ધોળું છે. ચાંચ પીળી કે શિંગડીઆ કથ્થાઈ રંગની અણીદાર અને વળેલી હોય છે અને પગનો રંગ ભૂરાશ ઉપર રહે છે. આ પંખીની ખાસિયત પણ આગળ જોઈ ગયા તે ફૂલસુંઘણી સાથે ખૂબ જ મળતી આવે છે. તેનો વસવાટ વનવગડામાં છે તેમ જ ખુલ્લા પ્રદેશમાં પણ દેખાય છે. ગુજરાતના ઘણા ભાગમાં અને ભારતમાં પણ ઘણા પ્રદેશોમાં તે વસે છે.

તેનો માળો ફેબ્રુઆરીથી જૂન માસમાં કોઈ આંબાની ધારી ડાળીમાં બહુ ઊંચાઈએ નહીં રૂઆકોલ બારીક ઘાસ અને રેસાનો બનાવી એથી ત્રણ ઈંડાં મૂકે છે. રંગે આ ઇંડાં રાખોડી ધોળાં હોય છે. બાકી તો તેનો માળો પણ તેના કુટુંબ જેવો જ હોય છે.

પીળી ચાંચવાળી ફૂલસુંઘણીનું અંગ્રેજી નામ The Tickek's અથવા Yellow-billed flowerpecker છે. અને Dicaeum erythrorhynchos (Latham) એ એનું વૈજ્ઞાનિક નામ છે.





### શક્કરખોરો

ચકલીથી કદમાં નાનો શક્કરખોરો ફૂલચકલીના નામથી પણ ઓળખાય છે. તેના નર જ્યારે પ્રજનનના વાઘા સજે છે ત્યારે શાહી કાળો રંગે થાય છે પણ આ રંગમાં ચમકદાર ભૂરા, લીલા અને જાંબુડીઆ રંગ સૂર્યના પ્રકાશમાં જોવામાં આવે છે. વળી ખભે તેને નારંગી પીળા ડાઘા રહે છે એ ડાઘા તો બે નરો લડતા હોય ત્યારે ખાસ દેખાય છે. ચાંચ રંગે કાળી થોડી વળેલી અને કંઈક લાંબી છે. પગનો રંગ કાળો રહે છે. જ્યારે પ્રજનનના વાઘા ઉતારી નાખે છે ત્યારે તેનો રંગ માદાને મળતો થઈ જાય છે પણ તેને ઓળખવા માટે દાઢીથી પેટ સુધી કાળી લીટી દેખાય છે. માદાનો રંગ આછો લીલો કથ્થાઈ અને પેટાળમાં ઝાંખો પીળો ધોળો રંગ રહે છે.

શક્કરખોરાનો વસવાટ આપણા બાગબગીચા કાંટ અને વાડીઓ અને રણ પ્રદેશ પણ તેનાથી વંચિત નથી. તેની ખાસ નજરે ચડે એવી ખાસિયત તો તેની એક ફૂલ ઉપરથી બીજા ફૂલ ઉપર જવાની છે. જેમાં તે દરેક પ્રકારના દેહના વળાંક બતાવે છે અને કોઈ વખત ઊડતાં ઊડતાં પણ ફૂલમાંથી પોતાની લાંબી ચાંચથી મધુ લઈ લે છે. બચ્ચાં ઉછેરવાના સમય ઉપર તે આખો વખત પોતાનું નાનું અને ટૂંકું એક સરખું ગાન છેડ્યા કરે છે. પણ ફરતાં ફરતાં 'વ્હીટ વ્હીટ' જેવો શબ્દ કરે છે. સ્વભાવે જરાય શરમાળ નથી એટલે માનવ સહવાસમાં કુટુંબ ઉછેર કરવામાં તે માને છે. બગીચાની ફૂલની ક્યારીઓ અને વૃક્ષો આ પંખીને ખાસ આકર્ષે છે, ખાસ સમૂહચારી નથી. પણ જોડીમાં જ વસવાનું વધારે પસંદ કરે છે. કદાચ નાનાં બચ્ચાં સાથે થોડો વખત ફરતાં જણાય છે.

ફૂલચકલી એક વખત પોતાની ફરવાની જગ્યા નક્કી કરી લે છે પછી તેમાં બીજીને આવવા દેતી નથી. પણ બચ્ચાં મોટાં થઈ ગયા પછી નર સપ્ટેમ્બરથી ડિસેમ્બર માસ સુધી માદાના રંગનો બની જાય છે. આખા ભારતમાં તે વસે છે. એટલે ગુજરાત રાજ્ય તેનાથી વંચિત નથી. વળી પ્રવાસી જરાય નથી. જાન્યુઆરીથી સખત વરસાદ સિવાયના મહિનામાં તેને માળો બાંધી બચ્ચાં ઉછેરવાં હરકતકર્તા નથી. તે પોતાનો માળો બહુ ઊંચે બાંધતો નથી અને તે માળો કોઈ કે જાળા ઉપર કચરો ફેંક્યો હોય એવો જણાય છે. તે કોઈપણ જાળું નાનું વૃક્ષ કે કદાચ ઘરમાં લાઈટના વાયર ઉપર માળો બાંધી દે છે. તેનો માળો લટકતો લંબગોળ છજાવાળો દ્વારવાળો કાગળના ટુકડા અને ઘાસ તથા કરોળીઆના જાળા લગાડેલા હોય છે. અંદર આંકોલ અને બારીક રેસાથી સુંવાળું બનાવી તેમાં બેથી ત્રણ ઝાંખા રાખોડી કથ્થાઈ ડાઘાવાળાં ઈંડાં મૂકે છે.

પોતાનો આહાર ફૂલનો રસ, કરોળીઆ, બારીક જીવાત અને ઉધઈ, પણ તેનો આહાર તો ખાસ કરીને બચ્ચાં ઉછેરતાં હોય ત્યારે અને ફૂલ ઓછાં હોય ત્યારે છે. બાકી તો ફૂલનું મધુ જ તેનો ખાસ ખોરાક છે. ઘણી વખત કરોળીઆના મોટાં જાળાં કાં તો તેમાંના કરોળીઆ ખાવા અથવા માળો બાંધવા માટે જાળાં લઈ જતાં તે જાળામાં ફસાઈ ગયેલા શક્કરખોરા મારા જોવામાં આવ્યા છે.

શક્કરખોરા અથવા ફૂલચકલીને અંગ્રેજીમાં The Purple sun-bird કહેવાય છે અને તેને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Nectarinia asiatica Asiatica (Latham) કહેવું જોઈએ.

### પચરંગી ફૂલચકલી

શક્કરખોરા જેટલા જ કદની આ ફૂલચકલીના નરનો રંગ ચળકતો લીલો અને ત્રાંબીઓ જાબુંડી રંગ માથા ઉપર રહે છે. પીઠ ઉપર રાતા અને લીલા રંગનું મિશ્રણ જણાય છે. તેની કેડ જાંબુડીઆ ભૂરી હોય છે. પૂંછડીનો રંગ કાળો રહે છે. છાતી વચાળ રાતી અને કાળી લીટી દેખાય છે. અને પૂંછડી નીચે પીળો રંગ હોય છે. જ્યારે માદાનો રંગ રાખોડી કથ્થાઈ અને પેટાળનો રંગ નર કરતાં ઝાંખો રહે છે. આ શક્કરખોરો પોતાનો રંગ બદલતો નથી તે તેની ખાસ વિશિષ્ટતા છે. બાકી તે બધી રીતે શક્કર-

ખોરાને તેની ખાસિયતમાં મળતો આવે છે.
તે ખાસ તો મધ્ય અને દક્ષિણ ભારતમાં જોવામાં આવે છે અને ગુજરાતની તદ્દન દક્ષિણે તે વસતાં જોવામાં આવ્યો છે.
માળો પણ શક્કરખોરા જેવો જ બનાવે છે.
આ પચરંગી શક્કરખોરાને અંગ્રેજીમાં The Purple rumped sun-bird કહે છે અને Nectarinia Zeylonica (Linn) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### ફૂલરાજ શક્કરખોરો

આ બધા શક્કરખોરાનું કદ સરખું જ હોય છે. નનું તાલકુ ચળકતું લીલા રંગનું પણ તેમાં તાંબીઓ રંગ દેખાય છે. કેડ પીળી હોય છે. તેની લીલી પૂંછડીમાં બે લાંબાં પીંછાં રહે છે. તેની છાતી, માથાની બાજુ અને ગરદન ઉપર ચળકતો માણેક જેવો લાલ રંગ હોય છે. અને પેટાળ લીલાશ પડતું સફેદ રહે છે. માદાની પીઠ લીલાશ પડતી અને પેટાળ ઝાંખા લીલાશ પડતા પીળા રંગનું રહે છે. પાંખો કથ્થાઈ, પૂંછડી કથ્થાઈ, પણ તેમાં લીલાશવાળી પીળી લીટી જણાય છે.
ભારતના પશ્ચિમ કાંઠે તાપીની ખીણ સુધી ગુજરાતનાં નીલપર્ણી વનમાં તેનો વસવાટ છે.
માળો શક્કરખોરાના માળા કરતાં વધારે લંબગોળ હોય છે.
અંગ્રેજીમાં ફૂલરાજ શક્કરખોરાને The Vigor's yellow backed sunbird કહે છે અને તેનું વૈજ્ઞાનિક નામ છે Acthopyga siparaja vigorsi (Sykes).

### બાણુના

ચકલી કરતાં ઘણા નાના કદના બાણુનાને ઘણા શ્વેતનયના પણ કહે છે. તેની ખાસ પીછાન તેની આંખ ફરતી ગોળ ધોળી લીટી ચશ્મા માફક રહે છે તે છે. તેનો રંગ લીલાશ પડતો પીળો હોય છે. માથા ઉપર આ રંગ જરા ઝાંખો જણાય છે. ઉપલી છાતી પણ પીળી અને કપાળ તથા ગળું પણ પીળા રંગનું રહે છે. નીચલી છાતી આછી રાખોડી, પડખાં, અને પેટ ધોળા રંગનાં અને પૂંછડી કાળાશ ઉપર જણાય છે. ચાંચ કાળી, પગ સલેટીઆ રંગના હોય છે.
ખાસ તો સમૂહચારી છે અને લીમડા કે વડલા ઉપર પોતાની સીટી પીં પીં બોલતાં ફરતાં હોય છે જ્યાં તે પાંદડાંની નીચે લીમડાના મહોરનાં ફૂલમાં તપાસ કરતાં જોવામાં આવે છે. માળો બાંધવાની મોસમમાં નર વૃક્ષ ઉપર બેસી થોડું ગાન છેડે છે. સામાન્ય રીતે તે આખો વખત ફરતાં જ જોવામાં આવે છે. આપણા બાગબગીચા કાંટ અને વનમાં તે વસે છે. જ્યાં બગીચામાં મોટાં વૃક્ષો હોય ત્યાં તે ખાસ જોવામાં આવે છે. સ્થાનિક પ્રવાસ કરતાં હોવાથી બારે માસ જોવામાં આવતાં નથી. પણ જંગલમાં તે કાયમ વસતાં હોય છે.
ભારતના ઘણા ભાગમાં તે જોવામાં આવે છે એટલે ગુજરાત રાજ્યમાં તેની વસ્તી છે પણ કચ્છમાં કદાચ નથી જોવામાં આવતાં અને ડુંગરમાળમાં પોતાનું કુટુંબ ઉછેરે છે.
મેથી સપ્ટેમ્બર માસ તેના માળા જોવામાં આવે છે. તેનો માળો શોધવા માટે મોટાં વૃક્ષો અને નદીકાંઠાનાં જાળાં જોવા જોઈએ. જે ડાળી બહાર આવતી હોય છે તેની ઉપર તે માળો બનાવે છે. બાણુનાનો માળો પીલકના માળા જેવો નાનો હોય છે. આ માળામાં તે બે ઝાંખા ભૂરા રંગનાં ઈંડાં મૂકે છે.
શ્વેતનયનાનો આહાર ફૂલનું મધ અને ઝીણી જીવાતનો છે અને વૃક્ષ ઉપર આખો સમૂહ હોય ત્યાં તેનો રણકાર કરતો અવાજ સાંભળવામાં આવે છે.

શ્વેતનયના અથવા બાણુનાને અંગ્રેજીમાં The white eye કહે છે અને Zosterops palpebrosa (temminck and schlegel) એ એનું વૈજ્ઞાનિક નામ છે







ઈશ્વરભાઈ પટેલ

# કલેવર–બદલી [૩]

આ અંકે પૂરું થતું આ કેળવણી કાવ્ય કાળા-ગોરાના ભેદને ભૂંસવા માટે ગજબનાક કામ કરી જાય તેવું છે. ઊંચ નીચના ભેદ આજે દુનિયાભરમાં એવા ને એવા જ પ્રવર્તે છે તેમાં નવો ચીલો પાડતું આ સુંદર પ્રયોગ-કાવ્ય આપણા કેળવણીકારોને પ્રયોગ માટેય ઉપયોગી થઈ પડશે...

ગોદડીમાં મોઢું ઘાલી વીની ઘરમાં ભરાઈ રહી હતી ત્યાં રોસીની ગાડી આવી પહોંચી. એ આવતી હતી ત્યારે વીની વિચારતી હતી કે શ્રીમતી રોસીએ કેટલા વરસથી એમને રક્ષણ અને સથવારો આપ્યાં. એના મને જવાબ આપ્યો—આઠ વરસ પૂરાં. પણ આ વખતે પરિસ્થિતિ જુદી હતી. વીની ગુનામાં સંડોવાયેલી હતી.

રોસી ઓરડીમાં પ્રવેશી ત્યારે વીની ઓસીકામાં માથું સંતાડી રડી રહી હતી. એ આવી એટલે રડમસ અવાજે એણે કહ્યું, 'રોસી, રોસી, મને માફ કરો, મને માફ કરો. મને ખૂબ ગુસ્સો આવેલો ને હું આ લખી બેઠી. મારે જેલ જવું પડશે !'

રોસી વિચારમાં ગરકાવ થઈ ગઈ હતી છતાં એના ચહેરા પરની માયાળુતા એવી ને એવી જ હતી. હંમેશની શાંતિથી એણે જવાબ વાળ્યો : 'પોસ્ટ માસ્તર મારા પરિચિત છે. મને લાગે છે કે હું એને વાત કરી શકીશ અને કદાચ એ તને ચેતવણી આપી છોડી મૂકશે.'

'હેં, રોસી ! તમને લાગે છે કે એ જવા દેશે ?'

'વીની, હું એને કહીશ કે આ કાગળ તારા સ્વભાવથી સાવ વિરુદ્ધ છે. હું એ પણ જણાવીશ કે શાળામાં તું ઘણી હોશિયાર છોકરી તરીકે જાણીતી છે ને કોલેજમાં જવાની તારી ઇચ્છા છે.'

'કોલેજ' શબ્દ કાને પડતાં વીનીને લાગ્યું કે પોતે આ બધા માટે ગેરલાયક પુરવાર ઠરી છે, અને આટલા બધા સંસ્કારયુક્ત પ્રયત્ન છતાં પોતે જંગલીવેડા આદર્યા છે. મનના આ દુઃખભાવને વ્યક્ત કરતાં એ બોલી, 'રોસી, તમે હજુ એ કાગળ વાંચ્યો નથી. જોશો એટલે તમારા મનમાં ઘૃણા જ જન્મશે.'

'મને જન્મશે, વીની, મને ?' આમ કહી રોસીએ વીનીનાં આંસુ પાર એની આંખમાં આંખ પરોવી. જાણે કહેતી ના હોય કે 'આવો વિચાર શું કરતી હશે !'

શ્રીમતી લીએ પોસ્ટ માસ્તરને વાત કરી અને વીની સગીર હોવાથી એને ચેતવણી આપી છોડી મૂકવાનું કર્યું. વીની પોસ્ટ માસ્તર પાસે પહોંચી અને એનો ઠપકો એણે માથે ચઢાવ્યો. આટલેથી ન અટકતાં એ પેલી છોકરીને ત્યાં દોડી ગઈ અને એની ખરા હૃદયથી માફી માગી. ટીલર માશીના કથનને સત્ય માનવા બદલ દિલગીરી વ્યકત કરી. પેલી છોકરીએ આંસુભર આંખો સહ જણાવ્યું કે પોતે આ બાબતમાં સાવ અજ્ઞાન હતી. આમ પરસ્પરનું મન સમાધાન કરી વીની રોસી પાસે પહોંચીને આપસ આપસની મૈત્રીની એને ખાત્રી આપી. રોસીને અપાર આનંદ થયો ને નવા ઉમળકા ને વેગ સહ વીની કામે લાગી. પરિણામે વીની દીક્ષાન્ત પ્રવચન માટે પસંદ થઈ. એને ચિત્રકામ ને માટીકામમાં ઇનામ પ્રાપ્તિ થઈ. એક પૂરું વરસ એણે અભ્યાસ છોડી, કામ આદર્યું ને પાઈએ પાઈ બચાવવા માંડી.

પ્રતિ વર્ષ નાતાલ બાદ, ઉત્તર નિવાસીઓ ફ્લોરિડામાં ઊતરી પડતા ને સાગર તટના નિવાસોમાં ચેનથી આરામ કરતા ને મિજબાનીઓ ઉડાવતા. દક્ષિણનાં રાજ્યોના નિવાસીઓ કરતાં એમનો પોશાક અને રહેણી કરણી અલગ તરી આવતી. એમના કેટલાક વિચારો પણ દક્ષિણવાસીના કાનમાં ખટકતા. આમ છતાં આ લોકો પોતાની સેવાઓમાં એક પ્રકારની ચોકસાઈ ને સફાઇ માગતા. રોસીએ, ચીંગી, વીનીને નવા અપટુડેટ પોશાકમાં સજ્જ કરી, રાત્રિ મિજબાનીઓમાં સેવા આપવા તૈયાર કરી. એણે આ છોકરીઓને એવી સરસ રીતે સૂચનાસજ્જ કરી કે

કદીક કદીક એક પાર્ટીમાં એ પાંચ પાંચ ડૉલર કમાઈ આવતી, આમ છતાં પાનખર બેઠી ત્યારે વીનીને કૉલેજ ખર્ચમાં ૭૫ ડૉલર ખૂટતા હતા.

શ્રીમતી લીરવીએ સૂચન કર્યું કે વીનીએ શ્રી. લીને આ અંગે વાત કરી. આ અગાઉ, બન્ને બહેનો માટે જરૂરી બધું વિદુર કાર્ય રોસી કરી લેતી. હવે વીનીને દુનિયા સામે આપમેળે ઊભા રહેવાની ઘડી આવી પહોંચી એટલે શ્રી. લીને પણ એણે જ વાત કરવી એમ ઠર્યું. શ્રી. લીએ વીનીની વાત સાંભળી તત્કાલ તો ગોળ ગોળ જવાબ વાળ્યો, 'સારું, જોઈશું.' પણ થોડા દિવસ પછી એણે વીનીને એક મોટું પરબીડિયું આપ્યું. એ પરબીડિયામાં, એને કામ આપવાનો એક ભલામણ પત્ર હતો અને સાથે હતો ૭૫ ડૉલરનો એક ચેક.

આમ ઉત્સાહિત થઈ વીની કૉલેજમાં પહોંચી ત્યારે એના ગજવામાં હતા ત્રણ ડૉલર, પંચોતેર સેન્ટ. બાકીની એની બધી રકમ કૉલેજની ફી અને અન્ય ખર્ચ ખાતે જમા થઈ ગઈ હતી. રોજિંદા ખર્ચ માટે એણે કામ શોધી લેવાનું હતું પણ સદ્‌ભાગ્યે એ જ રાત્રે એને ભોજનગૃહમાં પીરસવાનું કામ મળી ગયું ને સસંતોષ એણે આ ખુશખબર રોસી–વીનીને પહોંચાડયા.

યુનિવર્સિટીમાં એક શ્યામવર્ણી બહેન જે પોતાની જાતને 'સ્પષ્ટ વિચારસરણી ધરાવનાર' તરીકે ઓળખાવતી, તેની સાથે રોસી અંગે વાત થઈ. એ બહેન એની પાસે આવી રોસી વિશે પૂછવા લાગી એટલે ખાસ્સી ફુલાવેલ વીનીએ અથથી ઇતિ એની સંસર્ગ–કથા કહી. પેલી બહેને બધો સમય ડોકું ધૂણાવ્યે રાખ્યું એટલે વીની સમજી કે એ એનાં રોસી અંગેનાં વિધાનો સ્વીકારે છે પણ એ બોલી રહી એટલે પેલી બહેને અભિપ્રાયોચ્ચારણ કર્યું, 'સાવ મધ્યયુગી, તારા ને ચીંગી માટે રોસીએ જે કંઈ કર્યું તે ઠીક છે. પણ એનું સામાજિક મહત્ત્વ શું? હા, આને એક વ્યક્તિગત સહાનુભૂતિ કિસ્સો ગણી શકાય. દરેક મધ્યયુગી સમાજમાં આવા વ્યક્તિકરુણાના કિસ્સા મળી આવે છે પણ એણે સમાજમાં શું પરિવર્તન આણ્યું? સામાજિક માળખાને એણે ભાગ્યે જ સ્પર્શ કર્યો છે.'

આ 'દોરીછટ વિચારક'ની વિદાય પછી વીની એની વાતો વાગોળતી હતી ત્યાં રોસીનો પત્ર એના હાથમાં આવી પડ્યો. એ પત્રનો ભાવ હરેકને સ્પર્શે તેવો હતો.

વસ્તુતઃ તો દક્ષિણમાં આ રાજ્યમાં નીગ્રોપ્રશ્ન ભારે મૂંઝવનારો છે. તમે એમને અવરોધશો કે અવકાશ આપશો? એનો માત્ર ઉપયોગ કરશો કે એના વ્યક્તિત્વને સ્વીકારશો? આના જવાબ વ્યક્તિએ વ્યક્તિએ અલગ અલગ છે. કેટલાક સાવ નિષ્ક્રિય છે તો કેટલાક ઘણું કરી છૂટે છે.

સાચી રીતે તો દરેક પ્રમાણિક હૃદયી દક્ષિણવાસીના દિલ પર નીગ્રોપ્રશ્નનો ભાર ભરેલો છે રોસી એ કક્ષામાં આવે છે. અન્યાયને ઉવેખવો એને માટે અઘરો હતો. ચીંગી એના પ્રવેશદ્વાર પર એક દિવસ અચાનક ટપકી પડી ત્યારથી એણે એ પડકાર ઝીલી લીધો ને ચીંગીવીનીને, પોતાના પડોશીઓના અભિપ્રાયની દરકાર કર્યા સિવાય, સહાયસ્ત્રોત વહેવડાવાની રહી. આમ છતાં એ કોઈ ધર્મયુદ્ધીય ઝનૂન ધરાવતી નહોતી. એ તો માત્ર પોતાની ફરજ ભાનમાં એનું સમગ્ર હૃદય સંડોવાયેલું હતું—એનું મગજ માત્ર નહીં.

ત્યારે એને યાદ આવ્યો તે દિવસનો રોસી સાથેનો વાર્તાલાપ જ્યારે એણે પેલી કાનાફૂસીને કારણે પેલી સહાધ્યાયિનીનું દિલદુઃખ પેદા કર્યું હતું. ત્યારે એણે કહેલું, 'વીની, આપણે એમને કેવી રીતે રોકી શકીએ? એ જે કંઈ બોલે તે આપણને ભાગ્યે જ ઈજા કરી શકે, દુઃખવી શકે,—સિવાય કે આપણે એને કાને ધરીએ. તારો અને ચીંગીનો જીવનપથ સરળ નિષ્કંટક રહેવાનો નથી. તારો શું, કોઈનોય પંથ કાયમ સરળ રહેતો નથી, રહી શકતો નથી. અને જ્યારે જીવન સરળ બને ત્યારે સમજવું કે આપણો વિકાસ અટક્યો,

આપણો પ્રયત્ન થંભ્યો. અને પ્રયત્ન થંભે એટલે મૃત્યુનાં જ પગરણ ને? અરે! પગરણ શા માટે, સાક્ષાત જીવન અભાવ નહીં!'

આ કથનને વીનીએ વાગોળ્યું એટલે અભ્યાસાર્થે વધારે જોરથી કેડ બાંધવાનું એને મન થયું. પોતે પ્રયત્નમાં કદી કમીના રાખી નથી એટલી શ્રદ્ધા રોસીમાં એણે જન્માવવી જોઈએ જ.

તે ઉનાળાની રજાઓમાં ઘેર પહોંચી વીની રોસીને ત્યાં કામે લાગી. એ પાછી આવી ત્યારે રોસી એને ગળે વળગી પડી અને બોલી, 'વીની, વીની, તું પાછી આવી તેથી બહુ આનંદ થયો.'

એનો સપ્તાહનો દરમાયો વીનીને મળ્યો ત્યારે એનો ચેક આઠ ડોલરનો હતો! એને લાગ્યું કે રોસીની ક્યાંક ભૂલ થઈ છે, આટલો મોટો પગાર કોઈ નીગ્રો ઘરદાસીને તે જમાનામાં જડતો નહીં. ઉપરાંત એની ૭૫ ડોલરની લોન પેટે સપ્તાહે બે ડોલર કાપવાના રહેતા. એ તો પહોંચી રોસી પાસે. રોસીએ જણાવ્યું, 'એમણે કાપ્યા જ છે. પૂરા બે ડોલર.'

'ના, ના, રોસી, એમણે ભૂલ કરી છે. આ ચેક તો આઠ ડોલરનો છે.'

હસતાં હસતાં એણે જવાબ વાળ્યો, 'હા, હા, બરાબર છે. તારો પગાર દસ ડોલર છે ને!'

એ આખો ઉનાળો ચીંગીએ શ્રીમતી પોર્ટરને ત્યાં કામ કર્યું જ્યારે વીનીએ રોસીને ત્યાં. રજાને અંતે વીની કોલેજ પહોંચી ત્યાં શ્રી. લી તરફથી એને પેલા રાજવી દરમાયા ઉપરાંત પચાસ ડોલરનો ચેક મળ્યો. આમ વીનીનું દ્વિતીય કોલેજ વર્ષ પૂરું થયું એ પછીથી એનું નામ માનાર્હોની યાદીમાં આવ્યું ને શિખામણ મળી. એ સ્નાતક થઈ ત્યારે અનુસ્નાતક અભ્યાસ માટે ફિસ્ક વિદ્યાપીઠમાં એને શિષ્યવૃત્તિ મળી પણ એને ચીંગીનો વિચાર આવવા લાગ્યો. પોતે ભણી રહે પછી ચીંગી ભણવા જાય એ ગણત્રીએ એણે શિષ્યવૃત્તિ નકારી અને શિક્ષણકાર્ય શરૂ કર્યું.

પ્રાથમિક શાળામાં થોડો વખત શિક્ષણકાર્ય કર્યાં પછી એની નિમણૂંક એણે જે શાળામાં ૭ વરસ પૂર્વે અભ્યાસ કર્યો હતો, તે જ શાળામાં અંગ્રેજી વિભાગના વડા તરીકે થઈ. એ જ શાળામાં ચીંગી એની વિદ્યાર્થિની બની.

ઘરઆંગણે રહેવાનું ને શિક્ષણકાર્ય કરવાનું સ્વાભાવિક ગમી જાય તેવું હતું તેમ છતાં એની નવી કામગીરી કંટકહીન નહોતી. પહેલા જ સમયમાં અંગ્રેજીના ઉપલા વર્ગની એક છોકરીને ઓછા ગુણ આપવાનો પ્રસંગ બન્યો. એને ઇચ્છા તો થઈ કે એ છોકરીને વધારે ગુણ આપી શકે પણ કરે શું? લખાણ જ પોચું હતું. એ છોકરી પેલી ત્રણ બાઈઓમાંની એકની દીકરી હતી. જે રોસીના વિશે પાયાહીન વાતો વહેતી મૂકતી હતી. એને ખ્યાલ હતો જ કે એ બાઈ લઢવા આવવાની અને બન્યું પણ તેમજ. એણે આવી લલકાર્યું, 'મારી છોકરી કંઈ એવી મૂઢ નથી કે આટલા ઓછા ગુણ આવે. હું જાણું છું કે તારે ને મારે બનતું નથી એટલે તું આ ધંધો લઈ બેઠી છે.'

એણે આશા રાખેલી કે વીની ગુસ્સે થશે. વસ્તુતઃ એને ખીજવવા જ એણે આવા શબ્દો વાપરેલા. કારણ એ કશુંક અણછાજતું બોલી બેસે એટલે વીની વિશે આચાર્યને ફરિયાદ કરવાની એને તક સાંપડે. થોડાં વરસ અગાઉ આમ બન્યું હોત તો વીની જરૂર લાલપીળી થઈ ગઈ હોત પણ જીવનના પાઠ એ હવે પઢી ચૂકી હતી એટલે એણે તો એને નિમંત્રણ આપ્યું કે આગામી પરીક્ષા વખતે એ હાજર રહે અને એની હાજરીમાં જ વીની પરીક્ષાની ઉત્તરવહી તપાસશે. એ હાજર પણ રહી. એ કંઈ ઝાઝું ભણી નહોતી છતાં પોતાની દીકરીની ભૂલો સમજવા જેટલી તાકાત એનામાં હતી.

ઉત્તરવહી તપાસાતી હતી અને ભૂલોનો જુમલો વધતો હતો તેમ તેમ પેલી માતા બબડ્યે જતી હતી, 'અરે, આ છોકરી કંઈ એવી મૂરખ તો નથી' પણ આ વખતે એની બોલીમાં જરા સરખોય ક્રોધ નહોતો. ઊલટાનું એનું દિલ વલોવાવા લાગ્યું ને એ કબૂલવા

લાગી : 'છોકરીએ રમી જ ખાધું લાગે છે. નહીં તો તો કંઈક વધારે સારું પરિણામ લાવી જ શકી હોત.' વીનીએય સંમતિસૂચક ઉદ્ગાર કાઢ્યો : 'આપણે બે ભેગાં મળી ધ્યાન આપીએ તો એનો અભ્યાસ અવશ્ય સુધરે.'

વીનીના શિર પર જવાબદારી ઓઢાડતાં પેલી માતાએ કહ્યું, 'બરાબર છે. હું ઘેર ધ્યાન રાખીશ. તમે અહીં રાખજો.' બંનેએ એ પ્રમાણે જવાબદારી સંભાળી અને ધાર્યા પ્રમાણે છોકરીનો અભ્યાસ સુધર્યો.

વીનીનો બીજો કોયડો ચીંગી એના વર્ગમાં હતી તે હતો. ચીંગી ભારે મહેનત કરતી અને સારા માર્ક મેળવતી. વીનીને બીક હતી કે લોક પક્ષપાતનો આરોપ એના પર મૂકશે પણ સદ્ભાગ્યે બીજા વિષયોમાંય એના માર્ક ખાસ્સા ઊંચા આવ્યા એટલે એ ભીતિ રહી નહીં. બે વરસ પછી શાળાસ્નાતક વિધિ યોજાયો ત્યારે ચીંગીની પસંદગી દીક્ષાન્ત પ્રવચનમાં થઈ. વીની હતી એની સાથે સ્ટેજ પર ને સામે બેઠી હતી રોસી. વર્ગ વતી રોસીએ જે પ્રવચન કર્યું તેણે સૌનાં અભિનંદન પ્રાપ્ત કર્યાં. રોસીએ તો એના કાનમાં મંત્ર મૂક્યો, 'હવે કૉલેજ, વીની, કૉલેજ.'

પાનખરમાં ચીંગી કૉલેજમાં પ્રવેશ પામી. એનાં બંને બાળકો વીની સાથે ઘેર રહેવા લાગ્યાં, પહેલા વર્ષમાં ને બીજામાંય એણે ઘણો સારો અભ્યાસ કર્યો. દરમિયાન વીની જૉનસેન્સ નામના એક યુવાન સાથે પરિચયમાં આવતી જતી હતી આ યુવાનને એ બાળવયથી જ ઓળખતી. છેલ્લાં પાંચ વરસથી એ હવાઈ ટાપુ ગયો હતો અને હાલ લોસ એન્જેલીસમાં સ્થિર થતા અગાઉ પોતાનાં માતપિતાને મળવા આવ્યો હતો. એને એક વિમાન ફેક્ટરીમાં સારી નોકરી મળી હતી. એણે વીનીને લગ્નપ્રસ્તાવ મૂક્યો ને વીનીએ હા ભણી.

એક જ ચીજ એને મૂંઝવવા લાગી. કેલિફોર્નિયા જવું એટલે કુટુંબથી દૂર જવું. એક બે પાંચ માસ નહીં કે સો બસો માઈલ નહીં પણ મહિનાઓ સુધી ને બે હજાર માઈલ દૂર. જૉનનો પરિચય રોસીને કરાવ્યો ત્યારે એનો પ્રત્યાઘાત પસંદગીનો હતો. એને ખબર પડી કે આ બંને પ્રેમમાં છે એટલે એણે લગ્ન માટે આગ્રહ સેવ્યો. એ પ્રત્યે વિદાય પહેલાં બંનેએ પેટ ભરી વાતો કરી લીધી. એ વાતોમાં એણે ઈશારો કર્યો કે એણે જે રીતે એને તૈયાર કરી છે તે હિસાબે કેલીફોર્નિયામાંય એનું ગાડું સારું ગબડશે. છેવટે એના ગાલ પર વહાલભર્યો સ્પર્શ કરતાં એણે પૂરું કર્યું, 'વીની, તું મોંઘી છોકરી છે અને જૉન સુંદર યુવાન છે. તમે બંને સુખી થવાનાં છો.' વીનીના હૃદયમાં જબરજસ્ત પડઘો ઊઠ્યો, 'ઘણો આભાર,' પણ એની જીભ એ ઝીલી શકી નહીં. એટલામાં તો રોસીના હાથ વીનીને ગળે ભરવાઈ ગયા ને બંને ભરપેટ રડ્યાં. વીની ડૂસકે ભરાઈ ગઈ. એને ખૂબ ઓછું આવ્યું ત્યારે રોસીએ એના પિતા ગુજરી ગયા ત્યારે ઉચ્ચારેલ શબ્દો પુનઃ ઉચ્ચાર્યા, 'બધાં સારાં વાનાં થશે, વીની, બધું ઠીક થઈ જશે. મારે તને એટલું જ કહેવું છે કે તેં મને પૂરો સંતોષ આપ્યો છે.'

કેલિફોર્નિયાની મુસાફરી ખાસ્સી લાંબી હતી. રસ્તામાં વીનીના ભાવને શબ્દાકાર આપતાં જૉને જણાવ્યું, 'આખું ફ્લોરિડા રોસી જેવું હોય તો આપણને કેલિફોર્નિયા જવાની જરૂરેય શી!'–થોડુંક અટકી ઉમેર્યું, 'એનું હાસ્ય જ જાદુઈ છે, નહીં વીની, એમાં કેટલી બધી મધુરપ છલકાતી હોય છે!'

એ જરા ઠરીઠામ થયાં એટલે વીનીએ શિક્ષિકા તરીકે નોકરીની અરજી કરી. મુલાકાત ને પરીક્ષા પછી દિવસો સુધી વીની સંદેહમાં રહી પછી એક દિવસ ટેલિફોન આવ્યો ને એને નજદીકની એક શાળામાં કામગીરી મળી. એને એક નીચલું ધોરણ સોંપવામાં આવ્યું હતું. એમાં દેશદેશનાં બાળકો સાથે રમતાં, સાથે ખેલતાં ને સાથે અભ્યાસ કરતાં. વર્ણસંઘર્ષનો ક્યાંય પડછાયો પ્રાપ્ત થયો નહોતો. આ બધાથી વીની ખુશ–ખુશાલ બની રહી.





એના આ નવા વર્ગમાં સૌ પ્રથમ કોયડો સર્જ્યો બે સીદી છોકરીઓએ. બંને બહેનો હતી પણ એકનો વર્ણ હતો શ્યામ ને બીજીનો હતો જરા હળવો. શ્યામવર્ણીય હતી તો શ્યામસુંદર પણ એની હાજરી ખૂંચતી હતી એની બહેનને. રમતમાંથી અળગી રહેલી એ છોકરીને વીનીએ કારણ પૂછ્યું તો એણે સાફ-સાફ જણાવ્યું, 'મારે એનું જોવું નથી. એ છે તો મારી બહેન પણ એનો ત્વચારંગ કાળો છે એટલે છોકરાં મને પૂછપૂછ કરે છે કે એ આટલી કાળી કેમ છે!'

વળી પાછો એ જ વર્ણભેદનો સવાલ નવા સ્વરૂપે ખડો થયો. એ જાતિ વચ્ચે નહીં પણ એક વર્ણની બે બહેનો વચ્ચે. પહેલાં તો એ મૂંઝાઈ ગઈ પણ એને તત્કાળ ઇલાજ સૂઝયો.

બીજે દિવસે શાળાએ જતાં એણે બે ગુલ-છડીઓ લઈ લીધી. એક હતી માત્ર એકવર્ણીય ને બીજામાં હતી અનેકરંગી છાંટ. બન્નેને એણે વર્ગના ટેબલ પર મૂકી. છોકરાં જેમ જેમ આવતાં ગયાં તેમ તેમ આ ફૂલગુચ્છને પ્રસંશતાં ગયાં. પોતાની બહેનને તરછોડનાર છોકરીય આવીને ગુલછડી પાસે ઊભી રહી એટલે વીનીએ સવાલ કર્યો, 'આ બેમાંથી તને કયું ગુચ્છ પસંદ પડે છે?'

રંગબેરંગી ગુચ્છ બતાવી એણે તત્કાલ જવાબ વાળ્યો, 'આ.'

'જો બહેન, તું જરા થોભી જા,' વીનીએ કહ્યું, 'આપણે બેઉ ગુચ્છ નથી રાખવા. વર્ગને જે સૌથી વધુ ગમે તે રાખી બીજો ઓફિસમાં મોકલી આપીશું. હું વિદ્યાર્થીઓને પોતાની પસંદગી જાહેર કરવા કહું ત્યારે તું સંખ્યા ગણી લઈશ ને!'

વર્ગે તો લગભગ સર્વાનુમતે મિશ્રરંગી ગુચ્છ પસંદ કર્યો એટલે વીનીએ એક નાના છોકરાને કારણ જણાવવા કહ્યું, એણે જવાબ વાળ્યો, 'એમાં વિવિધ રંગો છે એટલે.' સૌ બાળકોએ આ દલીલનું સમર્થન કર્યું. એટલે વીનીએ ચલાવ્યું, 'મને પણ ગમે છે. આપણને સૌને વિવિધતા પસંદ આવે છે. પ્રભુને પણ અનેકવિધતા રુચે છે. એ જ કારણે એણે આપણા ઉપભોગ માટે આટલા બધા વિવિધ રંગો સર્જ્યા હશે ને! અને એણે માત્ર ફૂલમાં જ રંગ-વિવિધતા બક્ષી એટલું જ નહીં; એણે પીળા, કાળા, ગોરા, ઘઉંવર્ણા ને રાતા એમ વિવિધવર્ણી માનવ પણ સર્જ્યાં, અને એક બાગમાં આપણે બહુરંગી ફૂલછોડ વાવીએ છીએ તેમ આપણને સૌને એક દુનિયામાં મૂકી દીધા. આ દુનિયા એનો બાગ છે. અને એ આપણને સૌને ચાહે છે. એ વાત પણ નક્કી છે કે એ આપણને આશીર્વાદ બક્ષે છે ત્યારે આપણો ત્વચારંગ જોઈ આશીર્વાદ આપતો નથી. એ તો આપણા હૃદયમાં ડોકિયું કરે છે અને આપણે સારાં અને નિર્મળ સદ્વિચાર ને સદ્કાર્ય આચરનારા છીએ કે કેમ તે જુએ છે...'

વીનીની આ તરકીબે ત્વચારંગની ઉલઝનની કાયમી સુલઝન અર્પી ને શાળા આખીમાં એની પ્રસંશા થઈ. એ પોતે તો સમજતી હતી કે આ તો છે **રોસીની દેન.**

ચીંગીએ કોલેજમાં ત્રણ વરસ પૂરાં કરી નર્સ થવાનું વિચાર્યું એટલે પોતાનાં બાળકો સહ એ વીનીને ત્યાં પહોંચી. તે વરસે રોસી પર એની આ બે દીકરીઓ તરફથી થોકબંધ તાર ને ટપાલ આવ્યાં. બન્ને યુવતીઓ જે કંઈ કરતી કે વિચારતી તેની નાની મોટી સૌ વિગતો એને મોકલતી ને એની સલાહાનુસાર ચાલતી. રોસીએ પણ કદી પ્રત્યુત્તર આપવામાં ઢીલ કરી નહીં.

તાલીમ પૂરી કરી ચીંગી શહેરની એક મોટી હૉસ્પિટાલમાં નર્સ તરીકે જોડાઈ. બન્ને બહેનો ભેગી મળે એટલે રોસીની વાત કરે અને એને જલદી મળવાની અપેક્ષા સેવે.

સમયનો પ્રવાહ વહેતો ગયો. છોકરાં મોટાં થયાં. રોસીની એડી ને એનો સોની ફ્લોરિડામાં પરણ્યાં, ચીંગીનો ટેડી ને ટીપ કેલિફોર્નિયામાં. ચીંગીએ કેલિ-

ફોર્નિયામાં પુનર્લગ્ન કર્યું ને આ ને આવા સારા–માઠા પ્રસંગોએ પરસ્પર તાર ને ટપાલનો પ્રવાહ વહેતો રહ્યો.

એક દિવસ એક તાર ફ્લોરિડાથી આવ્યો. તાર હતો શ્રી. લી તરફથી. એમાં બે જ વાક્ય હતાં : 'શ્રીમતી લી ગંભીર છે. તમે આવી શકશો ?'

પ્રશ્નને કારણ જ નહોતું. પહેલી ગાડી પકડી વીની ઊપડી. લાંબી મુસાફરીને કારણે વીનીને ગાડીની ઝડપ ધીમી લાગી. આખરે સ્ટેશન આવ્યું ને ધીમી પડતી ગાડીએ વળાંક લીધો ત્યારે વીનીની આંખ પરિચિત દૃશ્યો વાગોળવામાં પડી હતી. ગાડી અટકતાં જ એ કૂદતીક ને ઊતરી અને એક શ્યામવર્ણો ટેક્સીડ્રાઈવરને એણે શ્રી. લીના સરનામે ગાડી હંકારવા જણાવ્યું. અચંબામાં પડેલા પેલા ડ્રાઈવરે કહ્યું, 'આપનું સરનામું બરાબર છે? એ તો ગોરા લોકોનો વસવાટ છે.'

'હા, હા, મારે ત્યાં જ જવું છે.'

એ જ પરિચિત રૉયલ માર્ગ એવન્યુ. કેટકેટલા વખત વીની ને ચીંગી આ રસ્તા પરથી પસાર થયાં હશે! આખો રસ્તો વીનીને સૂમસામ ભાસ્યો. જો કે પહેલાંના ખાલી સ્થાનોએ મકાનો ખડાં હતાં ને સૌ મકાનોમાં રાત્રિપ્રકાશ ઝળહળતો હતો.

પોતાના જીવનના સ્વર્ગસમ શ્રી. લીના ઘર આગળ આવી એ એક ક્ષણ થંભી. ચંદ્રના મીઠા પ્રકાશમાં બાગ આખો શોભી ઊઠતો હતો ને પેલાં પામવૃક્ષ હંમેશ મુજબ સ્થિર ખડાં હતાં.

એણે દ્વાર–ઘંટડી બજાવી ને સામે આવી ઊભા શ્રી. લી. એના ચિરપરિચિત લી ને આ લીમાં એને ફેર લાગ્યો. એમનો ચહેરો ચિંતા ને ઉજાગરાને કારણે ફિક્કો પડી ગયો હતો ને એના પર થાક વરતાતો હતો. એની હંમેશની આનંદભરપૂર આંખોમાં ઉદાસીનતા ઘર ઘાલી બેઠી હતી. એનો કેશકલાપ સાવ શ્વેતવર્ણી બની ગયો હતો. એણે વીનીને હાથ ધર્યો ને વીનીએ એની આંખમાં આંખ પરોવી વણપૂછ્યા પ્રશ્નનો ઉત્તર માગ્યો. ધીમા, ખોખરા અવાજે એના મુખમાંથી નીચેના શબ્દો સર્યા, 'એ તને નહીં ઓળખે વીની. ગઈકાલની એ મૂર્છાવશ બની છે.'

લી, વીનીને શયનગૃહમાં લઈ ગયા. ટેબલ પરનાં ગુલાબ ઓરડા આખાને સુવાસિત કરતાં હતાં, એના પગ નીચેનો શેતરંજી ચિરપરિચિતતાનો સાદ કરતી હતી. છતાં આ સૌમાં કશુંક ખૂટતું હતું!

નર્સ આઘી ખસી ને વીનીની આંખો રોસીની આંખો પર સ્થિર થઈ. એ આંખોમાં કોઈ ચમકાર નહોતો રહ્યો! એટલે કોઈ ઉમળકો એમાં નજરે પડ્યો નહીં. આમ છતાં એ ચહેરામાં વીનીને અપાર સૌંદર્ય ભાસ્યું. એક ક્ષણ એણે બાજુએ નજર ફેંકી તો બેઠી ને સોની ચિંતામાં મગ્ન હતાં. વીનીએ ક્ષણ આંખો ઢાળી, પ્રભુપ્રાર્થના પ્રારંભી.

પ્રાર્થના પૂરી કરી એણે આંખ ખોલી તો એની નજર આકર્ષી રોસીના પોશાક–ટેબલ પાસેની એક પત્ર થોકડીએ. એ પત્રો હતા ચીંગીના ને વીનીના. વીનીએ શ્રી. લી તરફ જોયું એટલે એમણે ખુલાસો કર્યો કે થોડા દિવસ અગાઉ રોસીએ સૂચના આપી એટલે આ પત્રો પોતે રોસીની પેટીમાંથી કાઢી લાવ્યા ને એની ઇચ્છા મુજબ એની નજર પડે તેમ ગોઠવ્યા. એટલામાં પથારીમાં સહેજ સળવળાટ થયો. ગળામાંથી જરા અવાજ નીકળ્યો. રોસીની આંખો ખૂલી ન ખૂલી ને બીડાઈ ગઈ! મુખ પર આખરી સ્મિત ફરક્યું, છેલ્લો શ્વાસ લેવાયો અને ઓશીકા પરનું માથું હાલીને સ્થિર થઈ ગયું! જે મીઠાશથી રોસી જીવી એ જ મીઠાશથી એણે મૃત્યુને આવકાર્યું.

આ જ પળે વીનીની સ્મૃતિમાં એક અમર લીટી ઝળકી, 'સર્વ માનવમંથનનો હેતુ, જીવનની સાર્થકતા શેમાં છે તે શોધવાનો છે.' અને એનો જવાબ રોસીના જીવનમાંથી એને તત્કાળ મળ્યો. એ છે : પ્રેમમાં. આ પ્રેમ પ્રકાર પ્રકારના હોય છે. પ્રેમ લોભવૃત્તિ સભર, અપેક્ષા ભરપૂર વા માગણીયુક્ત હોઈ શકે છે. રોસીના પ્રેમમાં આમાંથી કશાની





છાંટ કે અસર નહોતી. એ પ્રેમ નિર્વ્યાજ, નિર્મળ હતો એટલે તેમાંથી કદીય ન જન્મ્યો ડંખ કે ઈર્ષા. એમાંથી કાયમ વહ્યાં બળ, ટેકો અને ધારૂઝ.

વીનીએ દૃષ્ટિ ફેંકી એ કમરામાં ઊભેલા અન્ય કુટુંબી-જન પર. અને એને એ જ પ્રેમછાયા વરતાઈ. શ્રી. લી, સોની એડીના ચહેરા પર અને એના હૃદયે પડઘો પાડ્યો, 'પ્રેમસભર જીવન વીતાવનાર આ બહેનના સ્પર્શે જેનાં જીવનપુષ્પ ખીલ્યાં છે એવી બે બહેનો કેલિફોર્નિયામાં એના જીવનની સાર્થકતાનો પંથ જીવતો જાગતો રાખશે.'

એક ચીરાગમાંથી બીજીનો જન્મ એમ જ થાય છે ને!



ભગવતીકુમાર હ૦ શર્મા

## ભૂલી ગયો છું હું

હતું કેવું મજાનું મુજ ચમન? ભૂલી ગયો છું હું,
બહારોનું થયું 'તું આગમન, ભૂલી ગયો છું હું.
હતી કેવી ધરા? કેવું ગગન? ભૂલી ગયો છું હું;
સિતારાની હતી શી અંજુમન? ભૂલી ગયો છું હું.

ન જાણે કેવી સૃષ્ટિ ચોતરફ નજરે પડે છે કે
અમીધારા છલકતાં બે નયન ભૂલી ગયો છું હું.

કોઈ ખંડેર પર ખીલી ઊઠેલા પુષ્પના સોગન!
હવે તો આપનું મોહક વદન ભૂલી ગયો છું હું.

અરે, વંટોળ! નિર્ભય તો રહ્યું છે ને સદન એનું?
કે ઓલી કોરનો મીઠો પવન ભૂલી ગયો છું હું.

તમે મુજ આંખડી પર હોઠનો આશ્લેષ દઈ દેતાં.
અને તૂટી જતું મારું સ્વપન; ભૂલી ગયો છું હું.

—છતાંયે યાદ તો આવી જ જાઓ છો તમે મુજને;
'ભગીરથ' આમ તો ચૌદે ભુવન ભૂલી ગયો છું હું!



'મીનપિયાસી'

## જિંદગી ઘડી

મોતથી ડરી ડરી,
ઘટે નહિ જ જિંદગી, વીતાવવી રડી રડી.

પરંતુ યત્ન–ટાંકણે, પ્રતિપળે ક્ષણે ક્ષણે,
હું સ્વપ્ન સિદ્ધિઓ તણી, રહું છું મૂર્તિઓ ઘડી.



સારંગ બારોટ

# કુપાતર

માણસમાં લાગણીવશતા સ્વભાવગત છે. લાગણીઓને વહેવા દેવી એ પણ સ્વાભાવિક છે. પણ આવી અંતરની શુભ લાગણીઓ ક્યારેક એવા કુપાત્રે વહેવડાવી દેવાય છે ત્યારે તેનું કેવું દુષ્પરિણામ આવે છે તેના સચોટ રજુઆત કરતી જાણીતા વાર્તાકારની આ ટૂંકી વાર્તા આપણને સમજાવે છે. લાગણીનું દાન પણ સુપાત્રે થાય તો ?......

નોકરી પરથી ઘેર આવતાંવેંત કેશવને એની પત્ની અંબાએ સમાચાર આપ્યા :

'બાપુનો કાગળ છે.'

'શું લખે છે ?' કેશવે ઉત્સુકતાથી પૂછ્યું.

'લખે છે કે નથ્થુકાકા થોડા દિવસ માટે અહીં આવવાના છે.'

'હા...! ભલે ભલે. હું તો અનેકવાર કહી કહીને થાક્યો છતાં કદી આવ્યા જ નહિ. અચાનક આપમેળે આવવાનું કર્યું એટલે કંઈક કારણ હશે.'

'એમનું શરીર સારું રહેતું નથી. એટલે અહીં કોઈ સારા ડૉક્ટર પાસે લઈ જવાની બાપુએ ભલામણ કરી છે. લો કાગળ જ વાંચી જાઓ ને.' કહેતાં અંબાએ સસરાનો પત્ર પતિને આપ્યો.

કેશવ પત્ર વાંચી ગયો. નથ્થુકાકા મુંબઈ એને ઘેર આવવાના છે. અને દશ પંદર દિવસ રોકાવાના છે. એ જાણીને એને ખૂબ આનંદ થયો. નથ્થુકાકા તરફ કેશવને બચપણથી જ સારી લાગણી હતી. આમ તો સગપણ થોડું દૂરનું પણ સંબંધ સગા કાકા જેવો હતો. ઉપરાંત નથ્થુકાકા અને કેશવના બાપુ ખાસ મિત્રો હતા. વિવેક ખાતર નહિ પણ સાચી લાગણીથી કાકાને જરા પણ ઓછું ન આવે તે જોવાનું કેશવે અને એની પત્નીએ નક્કી કરી નાખ્યું. કેશવ આ સમાચાર જાણી એટલો બધો આનંદમાં આવી ગયો હતો કે એ રાતે મોડે સુધી એણે અંબા સાથે નથ્થુકાકાની જૂની વાતો તેમજ એમના માટે કરવાની ગોઠવણો વિષે વાતો કર્યા કરી.

'તને ખબર છે ? હું નાનો હતો ત્યારે નથ્થુકાકા મને ખભે ઊંચકીને ચાર ચાર ગાઉની ખેપ કરતા. જ્યારે પણ નજીકના ગામડામાં જવાનું થાય ત્યારે હું એમની સાથે જ હોઉં. બા ઘણી વાર ના પાડે તો પણ મને સાથે લીધા વિના એ જાય જ નહિ.'

'તમારું તો બચપણ જ એમના ખોળામાં વીત્યું છે એવું બા અનેકવાર કહેતાં.'

'માત્ર બચપણ જ નહિ, મોટો થયો અને નિશાળે જવા લાગ્યો ત્યારે પણ નથ્થુકાકા જેટલી મારી સંભાળ રાખતા તેટલી બીજું કોઈ રાખતું નહિ.'

'બા–બાપુ પણ નહિ ?'

'નહિ. બાપુ મને મારી પીટીને ભણવા બેસાડે ત્યારે એ જ મને ઉગારી લેવા આવતા. દિવાળીમાં ફટાકડા અને ઉતરાણ વખતે પતંગ મને એ જ લાવી આપતા. મેળામાં જઉં ત્યારે બાપુ મને ગણેલા બે આના વાપરવા આપતા પણ નથ્થુકાકા કદી પાવલીથી ઓછું આપતા નહિ. એ સાથે આવે તો તો રૂપિયો બે રૂપિયા ખરચીને જ જંપુ. ઘેર પહોંચું ત્યારે બા-બાપુનો ઠપકો મળે પણ એવે વખતેય નથ્થુકાકા મારી મદદમાં હાજર હોય. કહે કે 'એ તો કશું લેતો જ ન હતો. મેં એને પરાણે અપાવ્યું. નાહક વઢો છો શાનાં ?' અને આમ હું ઉગરી જતો. આવું તો ઘણીવાર બનતું: ઘણી બાબતોમાં બનતું.'

'તો તો હવે એ બધાય ઉપકારોનો બદલો એ અહીં આવે ત્યારે તમારે એમને વાળી આપવો જોઈએ.'

'એટલા માટે જ તો હું એમને એક વાર અહીં આવવાનું કહ્યા કરતો હતો. અત્યાર સુધી તો આવ્યા નહિ પણ હવે આવે છે ત્યારે એમને કશી વાતની મણા ન રહે એવું કંઈક કરવું પડશે.'

'બરાબર છે.'

'તારી પાસે કંઈ બચત છે ?'

'સોએક રૂપિયા પડ્યા હશે—પણ એ તો મેં તમારે આવતા શિયાળામાં ગરમ કોટ કરાવવો છે તેને માટે સંઘરી રાખ્યા છે, ઓફિસમાંથી ઉપાડ નહિ મળે ?'





'મળશે. પણ સોથી વધારે નહિ મળે. કાકા મહિનાના પાછલા દિવસોમાં આવે છે એટલે આમેય તે થોડીક ખેંચ રહેવાની. ઉપરાંત એ તબિયત બતાવવા આવે છે. એટલે એ અંગે કેટલો ખર્ચ થશે તેનો કોઈ અંદાજ આવતો નથી.'

'કંઈ નહિ. તમે ઑફિસમાંથી સો રૂપિયા ઉપાડજો અને પછી ખૂટશે તો બાકીના હું ઘરમાંથી આપીશ. ઈલાજ કરાવવા આવે છે એટલે એ પણ થોડાક રૂપિયા તો સાથે લાવશે જ; ખાસ વાંધો નહિ આવે.'

'મારો વિચાર છે કે નથ્થુકાકાને રૂપિયા ખરચવા ન દેવા. એમણે મારે માટે ઘણું કર્યું છે. એ અહીં આપણે ત્યાં આવીને પોતાના પૈસા ખર્ચે એ મને બરાબર લાગતું નથી.'

'તમારું કહેવું છે તો સાચું.' અંબાએ કહ્યું અને થોડીક તકલીફ વેઠીને પણ નથ્થુકાકાનું મુંબઈનું રોકાણ યાદગાર બનાવી દેવાના પતિના વિચારો સાથે એ સંમત થઈ ગઈ.

કેશવ ડબલ રૂમમાં રહેતો હતો એટલે એકાદ મહેમાનના આવવાથી ખાસ અડચણ પડે તેમ ન હતું. અંબા અંદરના નાના રૂમમાં સૂઈ જાય અને કેશવ તેમજ નથ્થુકાકા બહારના રૂમમાં સૂઈ જાય એવી ગોઠવણ થઈ શકે તેમ હતી છતાં વહેલી સવારે નળ આવે ત્યારે અંબા પાણી ભરવા ઊઠે અને આગળના રૂમમાં એની અવરજવર થાય ત્યારે નથ્થુકાકાની ઊંઘમાં ખલેલ પડે તેમ હતું. એટલે પૂરતી જગ્યા હોવા છતાં કેશવે નથ્થુકાકાની સૂવાની વ્યવસ્થા ઉપલે માળે રહેતા એક ભાઈને ત્યાં કરી. એમની પાસે બે ડબલ રૂમ હતી અને એમનું કુટુંબ વતન ગયું હતું. ઉપલે માળે આવેલી એ ઓરડી સાફ હોવા છતાં અંબાએ જાતે ખાસ ચીવટપૂર્વક ફરી સાફ કરી અને નથ્થુકાકા માટે ત્રણ ગાદલાંની એક સ્વચ્છ ગાદી તૈયાર કરી દીધી.

કેશવે વિચાર રાખ્યો હતો કે નથ્થુકાકાને મુંબઈનાં તમામ જોવા જેવાં સ્થળો સારી પેઠે બતાવવાં. રોજ સાંજે કોઈ ને કોઈ ફરવા જેવી જગ્યાએ એમને લઈ જવાનો, ત્રણ ચાર સારાં ચિત્રો બતાવવાનો, પાંચ છ સારાં નાટકો બતાવવાનો અને મુંબઈ બહારનાં ખાસ ખાસ સ્થળોએ પણ એક એક વાર લઈ જવાનું એણે નક્કી કરી રાખ્યું હતું. ટ્રામ બસ વીજળીથી ચાલતી ગાડી અને મોટરલોંચની સહેલગાહ ઉપરાંત ટૂંકા અંતરની તમામ અવરજવર ટેકસીથી કરાવવાનું પણ કેશવે મનમાં નક્કી કરી રાખ્યું હતું. એ બિચારા ક્યારે ટેકસીમાં બેસવાના હતા, ક્યાં ફરી ફરીને મુંબઈ આવવાના હતા!

કેશવ પોતાના મનમાં આવું બધું નક્કી કરી રહ્યો હતો ત્યારે અંબા પોતાની રીતે નથ્થુકાકાનું મુંબઈનું રોકાણ આરામદાયક અને સુખસગવડભર્યું બની રહે તેના વિચારો કરી રહી હતી. સવારના દાતણથી માંડીને રાતના સૂતી વખતે ઓશિકે પાણીનો લોટો મૂકવા સુધીની અનેક બાબતો એણે ઝીણવટપૂર્વક વિચારી રાખી હતી. ખાસ અગત્યના વિચારો તો એણે રસોઈની બાબતમાં કર્યા હતા. સવારનો નાસ્તો ઘરમાં બનાવવો કે બહારથી લાવવો, બપોરે બે શાક અને એક કઠોળ એમ ત્રણ વસ્તુ બનાવવી કે એક કઠોળથી ચલાવી લેવું. બપોરની ચા સાથેના નાસ્તામાં એક વાનગી બનાવવી કે બે અને સાંજે ખીચડી રોટલાનું દેશી ખાણું રાખવું કે પુરી દાળ ભાત શાક બનાવવાં. ઘણું બધું વિચારવાનું હતું પણ આ બધી બાબતો એવી હતી કે એ માટે જેટલો વિચાર કરવામાં આવે તેટલો ઓછો જ પડે.

ગમે તેમ પણ કેશવ અને અંબાએ પોતાની અંગત આર્થિક અડચણોનો કે બીજા કશાનો જરા સરખોય વિચાર કર્યા વિના નથ્થુકાકાને તમામ રીતે સગવડરૂપ થવાના તેમજ એમણે કદી નહિ અનુભવેલું સુખ આપવાના બધા જ વિચારો લાગણીપૂર્વક કરી નાખ્યા અને એને અમલમાં મૂકવા અંગેની તમામ તૈયારીઓ પણ કરી નાખી.

નથ્થુકાકા આવ્યા. વીસ દિવસ રહ્યા અને વતન પાછા ચાલ્યા ગયા. કેશવ અને અંબાએ એમની સરભરામા કશી જ મણા રાખી નહિ. નથ્થુકાકાએ કદી નહિ જોયેલી દુનિયા જોઈ. કદી નહિ માણેલી મહેમાનગતિ ભોગવી. અનેક એવા સુખદ અનુભવો કર્યા જે જીવનમાં એમને કદી થયા ન હતા, થવાના પણ ન હતા. વીસ દિવસ સુધી સ્વર્ગનું સુખ ભોગવીને નથ્થુકાકા વતન પાછા ફર્યા ત્યારે કેશવની આંખ ભીની થઈ ગઈ, અંબાનું મન પણ ભારે થઈ ગયું. એઉની ભાવભરી વિદાય લઈને નથ્થુકાકા વતન પાછા ફર્યા.

*

'છોકરો અને વહુ મઝામાં તો છે ને, ભાઈ?' વતન પહોંચેલા નથ્થુકાકાને. કેશવના બાપુ પૂછી રહ્યા હતા.

'મઝામાં! અરે લહેર કરે છે લહેર.'

'તમને કોઈ વાતે અડચણ તો નહોતી પડવા દીધી ને?'

'ના રે. મુંબઈ તો ભઈલા યાદ રહી ગયું. ખરું કહું તો હું અને તું અને આપણા જેવા અનેક અહી જેવું જીવીએ છીએ ને એના કરતાં સો ગણી સારી રીતે ત્યાંનું લોક જીવે છે. આપણે અમથા જ એવું માનીએ છીએ કે શે'રમાં માનવી પીલાઈ મરે છે, એમને તો ત્યાં લહેર છે લહેર.'

'એ તો આપણે કોકવાર જઈએ એટલે એવું લાગે. બાકી જીવતર તો અહીનું જ સારું. ત્યાં રહેવા માટે ખોબા જેવડી ઓરડી ને અહી છુટા ફળિયાવાળાં મકતાં મકાનો. અહીની હવા અને ત્યાંનો હવામાંય ફેર.'

'ખરું. પણ અહીં હવા જ ખાવાની, ભાવતાં ભોજન અહીં કોઈને પરવડે નહિ. હાથ પહોંચતો હોય તોય જીવ ચાલે નહિ. અને ત્યાં બબ્બે શાક ને દાળ ને કઠોળ ને એવી તો અનેક વાનગીઓ થાળીમાં ભરીને લોક મોજથી ખાય. અને રહેવા માટે મકતાં મકાનને શું રોવાં છે? બે જણને એક ઓરડી હોય એટલે પત્યું. અને ત્યાં પાછુ બીજુંય સુખ. બારણાં બંધ કર્યા એટલે કોઈને ખટપટ જ નહિ. અને અહીં તો દિવસના ભાગમાં બારણું બંધ કરાય જ નહિ. કરીએ તો તરત કોક સાંકળ ખખડાવે કે ટીખળી હોય તો સાંકળ ચડાવીય દે.'

'તોય ભાઈ ગામ એટલે ગામ. અને પરગામ એટલે પરગામ. નોકરી ધંધા માટે જવું પડે એટલે લોક જાય. બાકી જો અહીં એઠાં ત્યાં જેટલું મળતું હોય તો ગામ છોડીને કોઈ શહેરમાં જાય નહિ.'

'ત્યાં જેટલું નહિ ત્યાં જેવું.'

'એટલે?'

'એટલે ત્યાં જેવી મઝા અને છૂટ જો અહીં મળતી હોય તો કદાચ ન જાય. મૂળ તો જવાનિયાં મનભાવતી રીતે છૂટથી રહેવા-ખાવા માટે જ શહેરમાં જાય છે એ નક્કી. તારા જ ઘરનો દાખલો લે ને, અહીં ભાભી કદી બે શાક કઠોળ અને દાળ એમ ચાર વાનાં કદી એક સામટાં બનાવે છે?'

'ના. શાક હોય પછી કઠોળની શી જરૂર?'

'સવારના પો'રમાં ગરમાગરમ જલેબી અને ગાંઠિયાનો નાસ્તો તમે કદી કરો છો?'

'ના. નાસ્તામાં રાતની વધેલી રસોઈ જ હોય ને?'

'બપોરની ચા સાથે મારી ભાભીએ તને કદી બટાટા-પૌંઆ કે પાતરાં વઘારી આપ્યાં છે?'

'ના. બપોરે ચા જોડે નાસ્તો કરીએ તો તો રાતનું વાળુ બગડે.'

'અને રાતના વાળુમાં ખીચડું ને રોટલા. એમાં ભલા બગડી શું જવાનું ને એ ખાવાથી સુધરીય શું જવાનું? રાતે તો ગરમાગરમ પુરી ને દૂધ, ઓસામણ, છૂટી દાળ ને ભાત. એકાદ ભાજી, એકાદ સૂકું શાક ને પાપડ, અથાણાં તો ખરાં જ. કદી ભાણું ભરીને આવું વાળુ કર્યું છે જિંદગીમાં?'

'ના.'

'ત્યારે એમ છે એ તો. તું તારે અહીં ખીચડું





ખાધા કર. કેશવ ને એની વહુ જ ખરી જિંદગી જીવે છે.'

'એટલે શું તું એમ કહેવા માગે છે કે ત્યાં રોજ એ લોકો આવું બધું ખાય છે?'

'હા એટલે તો ઊંચે આવતો નથી. કંઈ બચે જ નહિ. વાસી વધે તો કૂત્તા ખાય ને? અને પાછું એકલું ખાવાની બાબતમાં જ આવું નહિ હો. આ અહીંથી પણે સુધી જવું હોય તો તરત મોટર પાછળ રૂપિયો ભાંગી નાખતાં વાર નહિ. અને રાતે કદી નાટક તો કદી સિનેમા. ભઈ પેલી કહેવત છે કે મુંબઈની કમાણી મુંબઈમાં સમાણી તે આ રીતે. પણ ગમે તેમ તોય જિંદગી તો ત્યાંની હો. એય ને લોકો શાં મહાલે છે, પણ સાળું શહેરનું વાજું થોડુંક વંઠેલું તો ખરું. લાજમલાજા જેવું ઝાઝું નહિ. આ આપણો કેશવો આમ કેવો કહ્યાગરો, સુંવાળો ને શરમાળ લાગે છે! પણ મારો બેટો છે જબરો હો. મારે માટે ઉપલે માળે પારકાને ત્યાં સૂવાનું ગોઠવીને એણે એની સગવડ બરાબર સાચવી લીધી. આજકાલના જુવાનિયાં મારાં બેટાં એકબીજાથી જુદાં તો પડે જ નહિ.'

*

'બાપુનો કાગળ છે.' નોકરી પરથી ઘેર આવતાં-વેંત કેશવને એની પત્નીએ કહ્યું.

'શું લખે છે?' કેશવે ઉત્સુકતાથી પૂછ્યું.

'લખે છે કે તમે જે સો રૂપરડી દર મહિને ઘેર મોકલો છો તેમાં પૂરું થતું નથી. હવે પછી ઓછામાં ઓછા દોઢસો મોકલવા જણાવ્યું છે.'

'શું!'

'હા.'

'પણ અઢીસોના પગારમાંથી દોઢસો ઘેર મોકલું તો અહીં સોમાં પૂરું કેવી રીતે થાય?'

'એ તમારે જોવાનું છે, એમને નહિ.'

'પણ.'

'લખે છે કે ત્યાં દાળ કરી હોય ત્યારે શાક નથી થતું ને અહીં આપણે બે શાક ઉપરાંત કઠોળ પણ કરીએ છીએ.'

'ક્યારે કરીએ છીએ?'

'ભૂલી ગયા? નથ્થુકાકા આવ્યા ત્યારે નહોતાં કરતાં?'

'સમજ્યો.'

'લો આ કાગળ પૂરો વાંચી જશો ત્યારે ખરેખરું તો સમજશો.'

કેશવ કાગળ વાંચી ગયો. વાંચતા એનો ચહેરો ગ્લાનિથી ખિન્ન થઈ ગયો. પણ વાંચ્યા પછી એ ફિક્કું હસ્યો.

'કેમ હસ્યા?'

'તો બીજું શું કરું?'

'આ હસી કાઢવા જેવી વાત નથી, બા અને બાપુ શું નું શું માની બેઠાં છે.'

'એમાં એમનો દોષ નથી.'

'તો શું આપણો દોષ છે?'

'હા. આપણે કુપાત્રે લાગણીદાન કર્યાનો દોષ કરી બેઠાં છીએ.'

'હં પણ હવે એ દોષનું નિવારણ શી રીતે કરીશું?'

'એ તો જાણે બાપુને બધું સમજાવતો લાંબો પત્ર લખીશું એટલે થઈ જશે. પણ હવે પછી કદી આવું કુપાત્રે દાન ન થઈ જાય એની આપણે ચીવટ રાખવી પડશે.' કેશવે કહ્યું અને એ જ વખતે એના બાપુને પત્ર લખવા બેસી ગયો.

*

દીકરાનો પત્ર વાંચી કેશવના પિતા બોલી ઊઠ્યા:

'હ...ત કાઢ્યા કપાતર.'



ફલ્ટન ઓસ્લર

# ચીંથરેહાલ અજાણી વ્યક્તિ

ઘરડેરાંઓની અનુભવસિદ્ધ સલાહને જુવાનિયાં હસી કાઢે છે. પણ એ સલાહને વળગી રહે ત્યારે જે સિદ્ધિ મળે છે તે **શ્રી છોટાલાલ માનસિંગ કામદારે** કરેલા આ બોધકથાના અનુવાદમાં જણાશે......

આ યા ઉનાળામાં એક બળબળતી સવારે, આફ્રિકાના જંગલના મિશનરી, આપણા સમયની એક વિભૂતિ ડૉ. આલ્બર્ટ સ્વિટ્ઝર સાથે ગ્રેમર્સી પાર્ક હોટેલમાં હું નાસ્તો કરતો હતો. તેણે મને કેટલીક અવિસ્મરણીય વાતો કહી. તે પૈકી નીચેના શબ્દો પણ હતા.

'હું જ્યારે મારી યુવાવસ્થા તરફ પાછળ નજર નાખું છું ત્યારે મને સમજાય છે કે કેટલા બધા માણસોએ મને આપેલી મદદ, સમજણ, હિંમત, નમ્રતા અને ડહાપણ મને કેટલાં ઉપયોગી નીવડ્યાં—છે આ પુરુષો અને સ્ત્રીઓએ મારા જીવનમાં પ્રવેશ કરીને મારી અંદર સત્તા જમાવી દીધી હતી. પણ તેમને તેની કદી ખબર પડી નથી. મને પણ તે વખતે તેમની મદદનું ખરું મહત્વ સમજાયું નહોતું.

જે માણસ પોતાના નાનપણના એક અજાણ્યા ચીંથરેહાલ મનુષ્યને કદી ભૂલ્યો નહોતો તેની આ વાત છે. મારા સ્વર્ગસ્થ મિત્ર બર્ટ કાલ્મર સંબંધી આ ખરી વાત છે. તેણે લોકપ્રિય ગીતો લખ્યાં છે. તેમાં 'વૉટ એ પાસ વૉઝ મેરી' લાંબો સમય વીત્યા છતાં ગવાય છે. થોડાં જ અઠવાડિયાં પહેલાં બર્ટની વિધવાએ પોતાની ટ્રંક ઉઘાડીને મને એક કાળો પડી ગયેલ નાનો ધાતુનો લંબ ચોરસ ટુકડો બતાવ્યો. તે તેનું જીવની માફક રક્ષણ કરતા હતા. પછી મેં પહેલી જ વાર તેનો અદ્‌ભુત ઇતિહાસ સાંભળ્યો. બર્ટ જ્યારે નાનો છોકરો હતો તે સમયની આ વાત છે.

જૂના સમયમાં જ્યારે પહેલા રૂઝવેલ્ટ પ્રમુખ હતા ત્યારે બર્ટ ખૂબ સંગીત રચતો અને મજાક અને સૌંદર્યના પ્રેમથી તે ભરપૂર હતો. કેટલીકવાર અતિ ઉત્સાહને અંગે તે મુશ્કેલીમાં આવી પડતો. તેનાં સગાંવહાલાં કહેતાં કે તે પૂરતો સાવચેત નહોતો. જો તે દશ પેન્સ કમાતો તો તેઓ તેના ગજવામાં કાણું પાડતા. તેમને ભય લાગ્યો કે મોટો થતાં તે ઉડાઉ નીવડશે. બર્ટને ગમે તેટલી ચેતવણી આપવા છતાં તેની ઉદારતા અટકતી નહિ. મોટાઓના ભય મુજબ તેનો બીજો દોષ બીજા સાથે એકદમ મૈત્રી બાંધવાનો હતો. કોટવાળથી શરૂ કરીને દવા વેચનાર ફેરિયાને તે મળે તો તેઓ તેને ગમી જતા. અજાણ્યાથી ચેતતા રહેવાનું બર્ટને અનેક વખત કહેવામાં આવ્યું હતું. પણ તે આ શીખામણ ભૂલી જતો દેખાતો હતો.

એક દિવસ એમ જ બન્યું. તે જ્યારે શેરીમાં રમવા ગયો ત્યારે તેણે કાલમાર કુટુંબના ભોંયરાના બારણાં પાસે એક ચીંથરેહાલ અજાણ્યા માણસને લાંબો થઈને સૂતેલ જોયો. તે માણસ ઘરડો હતો. તે આરામથી પડ્યો હતો ત્યારે દારૂની વાસ આવતી હતી. તે ચપ્પુ વતી લાકડીને છોલતો હતો. ચાકાનું પાનું અંદર સમાઈ જતું હતું અને તેનો હાથો સાબરશિંગનો હતો. તે ખૂબ ઝગારા મારતું હતું. આ ચાકાથી છોકરો અંજાઈ ગયો. ચીંથરેહાલ રખડુના હાથમાં રહેલા ચકચકિત પાના પર તેણે નજર નાખી ત્યારે તેની આંખમાં ચમકારો આવ્યો.

બર્ટે મૃદુતાથી કહ્યું: 'ચપ્પુ તો ફક્કડ છે'

'હું તને પાંત્રીસ સેન્ટમાં તે આપીશ'

'હું મોટો થાઉં ત્યારે પૈસા આપું તો ?'

'મારી સાથે ચાલ'

પોતાના હાથમાં તે નાના હાથને લઈને રખડુ, બર્ટ કાલ્મરને બે બ્લોક દૂર બખરચીખાનામાં લઈ ગયો. ત્યાં થડા પર બેઠેલ માણસ સાથે તેણે વાતચીત કરી. તે કાચની ખાલી બરણી લઈ આવ્યો. ચપ્પુને બરણીમાં મૂકીને ઢાંકણું સખત બંધ કરી દીધું અને પછી બરણીને ઊંચી અભરાઈ પર ચઢાવી દેવામાં આવી.

રખડુએ થડા પર બેઠેલ માણસને કહ્યું: 'હવે જ્યારે આ છોકરો એક વધારાની પેની કમાય અથવા કોઈ તેને એક પેની આપે તો તે સીધો અહીં આવશે





ડૉ૦ જી૦ આરોદીના

# ઉપવાસથી ફાયદો ક્યારે થાય ?

*બધા રોગોનું નિવારણ કરવા માટે ઉપવાસ અમોઘ શસ્ત્ર છે. પણ એ ઉપવાસ પદ્ધતિસરના અને અનુભવી ચિકિત્સકની દોરવણી તળે થવા જોઈએ. ભયંકર રોગો પણ ઉપવાસથી મટાડી શકાય છે એ હકીકત પણ છે...*

એક યુવાન તબીબે એકધારા ૪૫ દિવસ સુધી ઉપવાસ કર્યાના સમાચાર હજી હમણાં જ વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયા હતા. કોઈક ગંભીર માંદગીને લીધે તે પથારીવશ થઈ જાય એવો ભય તોળાતો હતો. તાવ કહે મારું કામ. સારવાર કરી પણ તાવ કેમેય ન ઊતરે. લોહીની સ્થિતિ પણ વણસી. અંગો હલાવવાનીય તાકાત ન રહી. એટલે તેણે લાંબા વખત સુધી ઉપવાસ કરવાનું જોખમ ખેડ્યું. ઉપવાસ બાદ હવે તેની તબિયત સારી થઈ છે અને કહે છે કે મને કામ આપો.

જોગાનુજોગ હશે આ ? કે પછી ઉપવાસના આવા જ પરિણામની આશા રાખી શકાય ?

તબીબીશાસ્ત્રે આજે જબ્બર પ્રગતિ સાધી છે. સર્જરી, કેમોથેરાપી તથા અન્ય ચિકિત્સા પદ્ધતિઓના ધોરણ ઉચ્ચ કક્ષાના બનેલા છે. તો પછી ભૂતકાળના પોપડા ઉખેડવાથી શું ફાયદો ? સાધારણ જનસમાજે અપનાવેલી વૈદક ચિકિત્સા—ખાસ કરીને ઉપવાસથી રોગ મટે કે કેમ તેના વૈજ્ઞાનિક ખુલાસા મેળવવા મથવાનો અર્થ ખરો ? આનો જવાબ ચોક્કસપણે 'હા' યા 'ના' માં આપવો કંઈક મુશ્કેલ છે. પરંતુ હારબંધ રોગોને નિવારવાની ઉપવાસની શક્તિનું તબીબી સાહિત્યમાં હમણાં અવારનવાર સમર્થન થતું જોવામાં આવે છે.

પુરાતન ગ્રીસના પ્રસિદ્ધ તબીબી હિપ્પોક્રેટીસે આશરે ૩૦૦૦ વર્ષ પહેલાં લખ્યું હતું કે, શરીરના મળને દૂર કરવામાં આવે નહીં અને છતાં માણસ ખાયા કરે તો, જેમ તે વધુ ખાય તેમ તેની તબિયત વધુ બગડે છે. ઘણા વખતથી લોકો એ જાણતા કે એકાદ કૂતરો કે બિલાડી બિમાર પડે છે તો તે ખાવાનું બંધ કરે છે, ક્યાંક લપાઈને અમુક જંગલી છોડ કરકોલ્યા

---

અને તમને તે સોંપી દેશે. જ્યારે પાંત્રીસ સેન્ટ જેટલી રકમ થાય ત્યારે આ છોકરાને ચપ્પુ મળશે.

બર્ટ તેના પિતાવાસે પૈની ભેગી કરવા માંડી. તેણે પાડોશીઓનું ગમે તેવું કામ કરવા માંડ્યું. તેણે વર્તમાનપત્રો વેચવાનો પ્રયત્ન કર્યો. થોડા જ અઠવાડિયામાં તે લગભગ અપ્રાપ્ય બરણીમાં પાંત્રીસ તાંબાના સિક્કા પડી ચૂક્યા જે દિવસે તેણે મગરૂરીપૂર્વક સેન્ટનો છેલ્લો સિક્કો નાખીને પોતાની મિલકત માગી ત્યારે વૃદ્ધ રખડુ પણ ત્યાં આવી પહોંચ્યો હતો. તેણે બર્ટને ચપ્પુ આપીને તેના ગંદા હાથ વડે માથું થાબડ્યું અને નીચે મુજબ શીખામણ આપી :

'જેને માટે પૈસા આપવાની તને ખાત્રી ન હોય તેવી વસ્તુ કદી ખરીદ કરવી નહિ. જો મેં તેમ કર્યું હોત તો હું આજે છું તેવો રખડુ ન હોત.'

ત્યાર પછીનાં બધાં વર્ષો બર્ટ વૃદ્ધ મનુષ્યની શીખામણ કદી ભૂલ્યો નહિ જ્યારે છેવટે સંગીતકાર અને તેની પત્ની માટે નવું ઘર બંધાવવાનો સમય આવ્યો ત્યારે બર્ટે સ્થપતિની સલાહની વિરુદ્ધ જઈને ૧૪૮ સાઉથ મેકકાર્ટી ડ્રાઈવ, બાવર્લી હિલ્સના અતિ આધુનિક ઘરમાં એક જૂની ફેશનનું ભોંયરાનું બારણું રાખવાનો આગ્રહ કર્યો.

તેની વિધવાએ મને કહ્યું કે 'વધારામાં બર્ટે કાંસામાં આ તકતી તૈયાર કરાવીને ભોંયરાના બારણા પાસે મૂકાવી.'

પોતાની થેલીમાંથી તેણે તે વિચિત્ર ધાતુનો ચાર ખૂણાવાળો ટુકડો કાઢ્યો અને જે માણસ કદી ભૂલતો નહિ તેનો શિલાલેખ વાંચ્યો :

'અનામી રખડુને અર્પણ. મારા યુવાવસ્થામાં શીખવેલા સાદા પાઠ તથા તત્ત્વજ્ઞાને આ ઘરનો પાયો નખાવ્યો છે—બર્ટ કાલમર.



કરે છે. આવા છોડને ગોતવા આ/પ્રાણીઓ જંગલોમાં આથડે છે તેય લોકો જાણતા. રોગથી પોતાની જાતનું રક્ષણ કરવાની કેવી આબાદ પ્રવૃતિ !

અપ્ટન સિંકલેરે ઠીક જ કહ્યું છે કે આજનો સુસંસ્કૃત માનવ અનેક રોગોનો ભોગ બને છે તેનાં મુખ્ય કારણો ખોટો આહાર તથા ખોરાકમાંનાં વિષ-દ્રવ્યોને લીધે સમગ્ર દેહતંત્ર જુદે જુદે અંશે બગડી જાય છે તે હોય છે એવી મને પ્રતીતિ થઈ ચૂકી છે. સંયમ દ્વારા સાજા કેમ થવાય તે વિષે તેમનું એક પુસ્તક ૧૯૧૧માં પ્રગટ થયું હતું. એમાં તેમણે દીર્ઘકાળના ઉપવાસ દરમ્યાન તથા તે પછી કેવી સંવેદના અનુભવવી પડે છે તે વર્ણવેલું છે. તે ઉપરાંત તેમણે ૧૧૭ કેસમાં ઉપવાસનું કેવું પરિણામ આવ્યું તેનો વૃત્તાંત આપેલો છે. એ ૧૧૭ કિસ્સામાંથી ૧૦૦ કિસ્સામાં ઉપવાસથી નોંધનીય સુધારા થયાનું માલમ પડ્યું હતું. જ્યારે બાકીના ૧૭ કેસમાં જ કંઈ અસર થઈ ન હોય તેમ જણાયું હતું.

તો આનો અર્થ શું એમ સમજવો કે માંદો માણસ ખાય નહીં તો વગર દવાએ સાજો થઈ શકે ? અલબત્ત નહીં, ઉપવાસની સાથોસાથ પરંપરાગત દવાઓનો ઉપયોગ કરવામાં આવે તો જ સારાં પરિણામો આવી શકે. આવી જાતની સારવારથી કેટલાંક ચિકિત્સાગૃહમાં ઉપવાસ તથા દવાયુક્ત સારવાર વડે ગંભીર પ્રકારની માંદગી ભોગવતા અનેક દર્દીઓને સાજા કરેલા છે.

આ જાતની સારવાર અનુભવી વિશેષજ્ઞો જ આપી શકે. એ માટેની દવા પણ અમુક ચોક્કસ પ્રમાણમાં આપવી જોઈએ.

લાંબા વખત સુધી નિરાહાર રહેવાથી શરીરમાં અતિ અટપટા જીવરાસાયણિક તથા દૈહિક ફેરફારો થાય છે એ તો ઓછેવત્તે અંશે જાણીતું છે. ઉપવાસ દરમ્યાન શરીરની ચયપચય ક્રિયાની નવેસરથી રચના થાય છે. અને તે નોરમલ બનવા જાય છે. દેહના વિધવિધ અવયવોમાં હાનિકારક દ્રવ્યો એકત્ર થયાં હોય છે તે ઉપવાસ દરમ્યાન દૂર થાય છે. અને સૌથી મહત્વની વાત તો એ છે કે મધ્યસ્થ મજ્જાતંત્રની સીસ્ટમમાં પલટો આવે તે. એકલા પેટ તથા આંતરડાનો માર્ગ તેમજ હૃદય જ નહીં પરંતુ મગજને પણ આરામ મળે છે.

સઘળા રોગોમાં ચેપી જીવાણુઓને દાબી દેવાનું શક્ય કે જરૂરી હોતું નથી. કેટલીક વાર જીવાણુઓને બદલાવવાની એટલે કે, ખુદ દેહતંત્રની સ્થિતિ પલટાવવાની વધુ જરૂરત હોય છે. અને તેમ કરવું વધુ સારું થઈ પડે છે. આ બાબત દીર્ઘ કાળના ઉપવાસ તથા સારવારવડે સિદ્ધ થઈ શકે છે. આ સારવારમાં ખાસ પ્રકારનો વ્યાયામ, મસાજ, સ્નાન, માટીની પોટીસ વગેરેનો સમાવેશ થાય છે. આવી ચિકિત્સાથી ચયપચય ક્રિયા વધે છે અને શરીર માટે બિનજરૂરી દ્રવ્યો બહાર નીકળી જાય છે.

ખુલ્લી હવામાં ફરવા જવું તથા આરોગ્યદાયક કસરતો આ ચિકિત્સા માટે અત્યંત જરૂરી છે. બીજી બાબત એ છે કે પ્રવાહી લેવાવું જોઈએ. કારણ પાણી વગર લાંબો વખત સુધી ઉપવાસી રહેવું અશક્ય છે, પાણી લેવામાં ન આવે તો શરીરમાં પ્રવાહીની ખોટ પડવાથી તથા ચયપચય ક્રિયાને કારણે દેહમાં વિષદ્રવ્યો ઉત્પન્ન થાય છે. તેને લીધે માણસ મરણ પામે છે. જ્યારે બોરઝોમી પ્રકારના ખનિજ દ્રવ્ય મિશ્રિત જળ એવા નકામા દ્રવ્યને દૂર કરવામાં મદદગાર થાય છે.

દર્દીઓની તબીબી તપાસ પરથી નવાઈની વાત એ માલમ પડી છે, કે યોગ્ય રીતે ઉપવાસ—અલબત્ત, દવાખાનામાં—કરવાથી દર્દીઓને કંઈ ત્રાસ થતો નથી; ઉલટું તેમને તે આનંદદાયક થઈ પડે છે. ત્રણથી પાંચ ઉપવાસ થતાં ક્ષુધાની પીડા દૂર થાય છે. દર્દીનો મૂડ તથા તેની લાગણીમાં સુધારો વર્તાય છે, શાંતિની ઊંઘ તેઓ લે છે અને જાગે છે ત્યારે તાજામાજા થયેલા હોય છે. સારવાર પૂરી થાય ત્યારે જ દર્દીને ભૂખ લાગવી શરૂ થાય છે અને ત્યારે તેને નબળાઈ વર્તાય છે અને એ તબક્કે આહાર લેવાનું શરૂ કરવાનું હોય છે.









# ગૃહમંગલ

ચાર પાંચ વ્યક્તિના નાનકડા ઘરમાંથી પણ કાલ કેમ જશે તેવી બૂમ સંભળાય છે. ત્યારે આઠેક જણના કુટુંબમાં એક જ વ્યક્તિ કમાનાર હોય તેમનું શું ? અત્યાર સુધી આ જ આવકમાં બચાવવાની વાત તો દૂર રાખીએ પણ સુખે રોટલો ખાઈ શકતાં અને બાળબચ્ચાંને પણ સંતોષી શકતાં. આજે આવક તો એની એ જ છે. અને મોંઘવારી તો કૂદકે ને ભૂસકે આગળ ને આગળ ધસતી આવે છે.

મોજશોખની વસ્તુમાં મોંઘવારી થાય તે તો કંઈક સમજાય તેવી વાત છે. પણ રોજની જીવન જરૂરિયાતની વસ્તુઓ ત્રણગણી મોંઘી એટલે પેટે પાટા બાંધવાનો જ વારો આવે ને ! ગૃહિણી કરે પણ શું ? કાપ પણ કેટલો મૂકી મૂકીને મૂકે ? છતાં કેટલાંય ઘરોમાંથી બાળકોનું દૂધ બંધ થઈ ગયું છે, ઘી તો જાણે ક્યારનું બંધ થઈ ગયું છે અને તેલ ઉપર જે આધાર હતો તે છતી પેદાશે ઘરના જ છોકરાંને ઘંટી ચાટવી પડી છે. કઠોળના ભાવ પણ આસમાને ચઢ્યા અને બાકી હતું તે શાકભાજી પણ મોંઘી દાટ થઈ રહી છે.

આજની મધ્યમવર્ગની ગૃહિણી વિચાર કરે છે કે શું ખવડાવવું—ઘર કેમ ચલાવવું, કરકસર કરીને કેમ રહેવું ? એકમાંથી બીજું ઊભું કરવું અને એમ ત્રેવડ કરવા માટે સ્ત્રીઓને શીખવવું પડે તેમ નથી. પણ આજે તો જાણે એ ત્રેવડ ઉપર પણ તરાપ પડતી લાગે છે. કોઈ એમનું જીવન લૂંટી રહ્યું છે એવો આભાસ થાય છે. આ સમયે માથે હાથ દઈને બેસી રહેવાથી કંઈ જ નહિ વળે. દરેક માતા પોતાના બાળકને તો ગમેતેમ કરીને પણ પૂરતું પોષણ મળે અને તે માટે ગમે તે કરી છૂટવા પ્રયત્ન કરતી હોય છે. અને જ્યારે બાળકને પોષણ પૂરતું નથી આપી શકતી ત્યારે એનું લોહી ઊકળી ઊઠે છે. આંતરડી કકળે છે. એ ઠારવા માટે ગૃહિણીઓએ જ સજાગ બનવું પડશે, તેમનો અવાજ મોંઘવારીને પડકારતો સરકારને પહોંચાડવો પડશે. જીવનમાં ઘણું કષ્ટ સહન કરવાનું આવે છે, પણ ગરીબાઈ તો સહન ન થઈ શકે તેવું કષ્ટ છે. રાજ્ય કરનારને આ હાલત સમજાવવાની આપણી ફરજ છે. કોઈપણ સંજોગોમાં આનો કંઈક તોડ નીકળવો જોઈએ.

આજે તો એવી કપરી પરિસ્થિતિ આ અછત અને મોંઘવારીએ કરી મૂકી છે કે જો કોઈ માર્ગ જલદીથી નહિ નીકળે તો કારમી પરિસ્થિતિ આવી પહોંચશે, અને તે ક્યાં જઈને અટકશે તે કોઈ જ કહી શકશે નહિ.

આવે સમયે ઘણી બધી સલાહ અપાય છે, પણ એકલી સલાહથી કંઈ જ નહિ વળે. પૂરક રોજી મેળવવા ગૃહઉદ્યોગ શરૂ કરવાનું કહેવામાં આવે છે. પણ એ બધો માલ ખપાવવાની કેટલી મુશ્કેલી પડે છે તે તો અનુભવે જ સમજાય. બીજા પણ ઘણા કાપ મૂકવાની વાતો કરાય છે. પણ એ બધો જ જુલમ માત્ર મધ્યમવર્ગ ઉપર જ કેમ...! આજની ભીષણ મોંઘવારીમાં પણ જ્યાં વપરાય છે ત્યાં ગાડાં ભરીને અને નથી ત્યાં થોડું મેળવવાનાં પણ સાંસાં છે. આ વિરોધાભાસ માનવજાતને ભરખીને જ સંતોષ મેળવશે...

## મોંઘવારી અને આપણે

તરલા : હવે તો આ 'લાઈન'થી ખરેખર કંટળી ગઈ છું, સવારે ત્રણ કલાક લાઈનમાં ઊભી રહી અને વારો આવ્યો ત્યારે જવાબ મળ્યો કે 'ખાંડ ખલાસ થઈ ગઈ છે. કાલે આવજો' જોખી જોખીને સમય કાઢતાં હોઈએ ત્યાં આમ થાય ત્યારે શું કરવું ?

મીનાક્ષી : મને તો સવારે સમય જ મળતો નથી. બાળકોમાંથી અને રસોઈ વગેરેમાંથી માંડ પરવારું ત્યાં તો સ્કૂલે જવાનો સમય થઈ જાય છે. પાંચ વર્ષની બેબીને ઊભી રાખું પણ એને કોણ ગણે ? છેવટે 'એમને' ખાંડ લેવા જવું પડે છે. કોઈ દિવસ આવી રીતે ક્યાંય ઊભા નથી રહ્યા એટલે એમને ગમતું નથી પણ ન છૂટકે ઊભા રહે છે.

કલ્યાણી : ત્રાસી ગયા હવે તો આ વહીવટથી. ખાંડ, ગોળ ચોખા બધું જ કાર્ડ ઉપર મળે અને બધાનો સમય સવારમાં જ હોય. બાકી હતું તે તેલ મોંઘું દાટ થઈ ગયું. આપણા મધ્યમવર્ગનો તો ખરેખરો મરો છે. શું ખાવું ને શું પીવું તે જ સમજાતું નથી. દિવસે દિવસે મોંઘવારી વધતી જ જાય છે.

નયના : અને શાકભાજી પણ ક્યાં સસ્તાં છે, બે આને મળતાં શાક તો આજે જોવાય મળતાં નથી ! ત્રેવડ ત્રીજો ભાઈ એ કહેવતને અનુસરવા જઈએ પણ ત્રેવડ ક્યાંથી કરવી ? અને આપણે તો બધાંય નોકરીયાત રહ્યાં એટલે કલાકો ઊભા રહેવા માટે પણ નથી મળતા. બેમાંથી એકનો ભોગ આપીએ તો કામ થાય. નોકરી તો છોડાય તેમ નથી એટલે શું કરવું તે વિચારવાનું રહ્યું.

મીનાક્ષી : નથી લાગતું કે સંયુક્ત કુટુંબમાં હોઈએ તો આવે સમયે ઘણો ફાયદો થાય. રાહત ઘણી રહે અને માનસિક બોજો આટલો ન જ લાગે.

નયના : મીનાક્ષીબહેન, તમે સંયુક્ત કુટુંબમાં રહ્યાં નથી એટલે એનાં સ્વપ્નાં સેવો છો. પણ અત્યારે જે સ્વાતંત્ર્ય ભોગવો છો તે તો ન જ મળે. મને તો અનુભવ છે. હાં, એક લાભ જરૂર થાય : અત્યારની મોંઘવારીમાં જુદા જુદા રસોડા કરતાં એક રસોડે ખર્ચ ઘણો જ ઓછો આવે, અને હળીમળીને રહે તેવાં હોય તો મારા જેવીને નોકરીએથી આવીને તડાતડ રસોડામાં પેસવું ન પડે.

કલ્યાણી : ના, પણ મેં તો જોયું છે કે જુદાં રહેવાથી વધુ સારી રીતે રહી શકાય છે. દરેકનાં મન સરખાં નથી હોતાં. કામના ઝઘડા ઓછા નથી હોતા. અને બીજું દરેક વ્યક્તિને પોતાની રીતે ઘર સજાવવાનું—રહેવાનું મન થાય; કોઈ એક જ વ્યક્તિનો હુકમ શિરોમાન્ય કેટલો વખત રાખી શકે ? વડીલની આમન્યા જાળવવા થોડો વખત સહન કરે પણ પછી તો મનમાં કંઈક ને કંઈક સંઘર્ષો ઉત્પન્ન થયા કરતા હોય છે. એટલે વિભક્તમાં પડતી થોડીક અગવડ વેઠીને પણ પાછાં ભેગાં થવાનો વિચાર તો નથી જ આવતો.

તરલા : મીનાક્ષીબહેન, તમને સંયુક્ત રહેવાનો લાભ ન મળ્યો એટલે આવો વિચાર આવે છે. પણ એ ખરેખર ઘણું અઘરું છે.

મીનાક્ષી : આપણી વાત તો ખરેખર આડે પાટે ચડી ગઈ. ખર્ચની ત્રેવડ સમજતાં ઘણે દૂર પહોંચી ગયાં. ખાંડ ગોળ મેળવવા મને તો પડોશીની પણ મદદ ઘણી વાર મળે છે. પણ એ સારું તો નહિ જ ને ! આપણે રજા હોય ત્યારે દુકાનમાં પણ રજા હોય એટલે કંઈ જ ન મળે. પણ આ મોંઘવારીમાંથી કેમ માર્ગ કાઢવો તે આપણે બધાંયે ભેગાં મળીને વિચારવું તો પડશે જ.

તરલા : જરૂર, પણ એને માટે આપણે બીજી વાર મળીશું. નહિ તો ભૂખ્યાં રહેવું પડશે. ચાલો ત્યારે.

## વ્યવસ્થા અને બાળક

નૈલેશ ત્રણ રૂમના બ્લોકમાં રહેતો હતો. અપટુડેટ, ઈસ્ત્રી ટાઈટ કહેવાય તેવો સ્વભાવ હતો. એકના રૂમમાં, એ ઑફિસે જાય અને પાછો આવે ત્યાં સુધીમાં કોઈએ સહેજ પણ ફેરફાર કરવાનો નહિ. એણે મૂકેલી





વસ્તુઓ ત્યાં જ સરખી ગોઠવાયેલી હોવી જોઈએ. નૈલેશની પત્ની આ બાબત ખૂબ જ ધ્યાન રાખતી. ઘણી વખત નૈલેશ તેના સાથે કોઈને ને કોઈને લઈને આવતો. જરાપણ પોતાનું ખરાબ ન લાગે તેની તકેદારી તે ખૂબ રાખતો.

વખત જતાં નૈલેશને ત્યાં બાળકનો જન્મ થયો. તેનું નામ રાકેશ. ઘૂંટણીયા ભરવા શરૂ કર્યાં ત્યારે જ આખાય ઘરમાં દોડાદોડી શરૂ થઈ ગઈ. સાંજે નૈલેશ ઘેર આવે ત્યારે કંઈક તો વેરવિખેર થયું જ હોય. ક્યાં કાગળ લીધો હોય, રમકડાં બેડરૂમમાં વેરાયેલાં હોય, ટેબલ ઉપરનો રૂમાલ ખેંચી કાઢ્યો હોય એટલે તેની ઉપરની વસ્તુઓ જમીન પર.

એક દિવસ નૈલેશે રાકેશને ખૂબ ધમકાવ્યો. ઘરમાં દાખલ થતાં વેંત જ તેણે રાકેશના હાથમાં નાનકડી ફોટો ફ્રેઈમ જોઈ અને નીચે તો બધું જ અવ્યવસ્થિત હતું. આવતાંવેંત રાકેશને જોરથી લપડાક લગાવી દીધી. રાકેશ ડઘાઈ જ ગયો. અંદરથી સ્મિતા દોડતી આવી અને રાકેશને લઈ ચાલી. પણ રાકેશની ધાક બેઠી નહોતી. અણધારેલા સખત મારથી તે હેબતાઈ ગયો હતો.

સ્મિતા ખૂબ જ સમજુ હતી અને બાળઉછેરનું ઠીક જ્ઞાન ધરાવતી હતી. તેણે રાકેશને સુવાડી દીધો પણ એનાં ડૂસકાં સમાતાં નહોતાં. રાત્રે નૈલેશને સમજાવવા વ્યર્થ પ્રયત્ન કર્યો. નૈલેશ એની જીદમાં હતો : 'બેડરૂમ કોઈપણ સંજોગોમાં વ્યવસ્થિત હોવો જોઈએ.' એના વહાલસોયા બાળકની મનોદશાની તેને પડી નહોતી.

રાકેશને વારંવાર ટોકવાથી, ધમકાવવાથી અને મારવાથી અસર ખૂબ ખરાબ થઈ. રાકેશ પિતા પ્રત્યે તિરસ્કારભરી નજરે જોતો. એનું આગમન તેને હમેશાં ખૂંચતું. વધુ તોફાની પ્રવૃત્તિઓ તરફ તેનું મન ખેંચાવા લાગ્યું. તેનું મન ઘવાયું, અહં ખોવાયું અને સ્વતંત્રતા છીનવાઈ ગઈ. આમ બાળકનું સર્વસ્વ છીનવાઈ ગયું.

## વૃત્તિઓનો યોગ્ય વળાંક

પ્રફુલ્લના ઘેર બાળકનો જન્મ થયો ત્યારથી જ એના મિત્રો એની ચીવટભરી વ્યવસ્થિતતાને ઠીક ઠીક ટપારવા મંડ્યા હતા : 'હવે ખબર પડશે, કેટલીકવાર ઊંચુંનીચું મૂક્યા કરશે !'

પ્રફુલ્લ બાળપ્રેમી હતો, બાળકનો ભૂખ્યો. બાળકની ભૂલ પણ જલદી એને ગળે ઊતરે તેમ નહોતી. બાળમનના તરંગોને સમજવા કોશિષ કરતો હતો. સાથે સાથે થોડો અભ્યાસ પણ કર્યો હતો.

તેનો વિપુલ હજુ તો નાનો હતો છતાં થોડીક અવ્યવસ્થા ઘરમાં થવા માંડી હતી. એનો સરસામાન એટલો બધો હતો કે નાનકડા ઘરમાં વારંવાર જરૂર પડતી વસ્તુઓ નજર સામે જ રહેતી અને એ જરા ગીરદી કરી દેતી.

પણ વિપુલે ઘુંટણીયા ભરવા માંડ્યા ત્યાં જ વેરવિખેરની શરૂઆત થઈ ગઈ. વિપુલ દશમે મહિને ચાલતાં શીખ્યો એટલે એનું ખૂબ જ ધ્યાન રાખવું પડ્યું. તેને એકલો તો રખાતો જ નહિ. તે પહોંચી શકે ત્યાંથી વસ્તુઓ લેવી, ફેંકવી, નવું નવું જોવું—શોધવું—તેને ખૂબ મજા પડતી. ટોપલીમાંથી રમકડાં નીચે નાખતો અને આખોય ઓરડો રમકડાંથી ભરાઈ જતો. પ્રફુલ્લ આ જોતો પણ વિપુલને કારણે થતી અવ્યવસ્થા તેને ખૂંચતી નહિ. તેને એમ થતું કે તે તોડશે, ફોડશે તો જ તેની સર્જનાત્મક વૃત્તિ ખીલી ઊઠશે. કારણ વિપુલ તોડતો તેવું સાંધવા પણ પ્રયત્ન કરતો જ.

હવે તો વિપુલ પેન, ચશ્મા, ચોપડીઓ વગેરે ઉપર પણ તરાપ મારતો. આવે સમયે બીજી વસ્તુ આપી તેને વાળી લેવામાં આવતો અને જરાપણ આનાકાની કે વિરોધ વગર કામ થતું. પ્રફુલ્લે તેને જૂની, શાહી વગરની પેન આપી, પેન્સીલ આપી અને પિતાની માફક પોતાની પણ વસ્તુઓ છે એવો ખ્યાલ આવ્યો અને આનંદથી રમવા લાગ્યો.

વિપુલ રમતો હોય ત્યારે એના પિતા કામમાં મશગૂલ

બની શકતા, વિપુલ પણ એની રમતમાં એવો તલ્લીન બની જતો કે એને લાગતું કે પિતાની જેમ એ પણ કામ કરે છે. કોઈવાર એના પોતાનાં રમકડાંઓ સાથે એની પોતાની નક્કી કરેલી જગ્યા ઉપર બેસીને એ એકલો રમતો હોય ને એની માતા નિરાંતે કંઈક વાંચતી હોય તો ય વિપુલની હાજરી જ નથી એવી નિરાંત અનુભવતી. વિપુલની આ રીતે આગવી વ્યક્તિમત્તા કેળવાઈ. અને માત-પિતા બન્નેની સમજભરી કુનેહથી વિપુલના ઉછેરમાં નવો જ રસ ઉદ્ભવ્યો.

બાળકની રમતમાં, સ્વાતંત્ર્યમાં રૂકાવટ કરવાથી પરિણામ વિપરીત આવે છે તેથી બાળકો સાથે ખૂબ જ કળથી કામ લઈ તેમની વૃત્તિઓને યોગ્ય રસ્તે વાળવી તે માતા પિતાનું મુખ્ય કાર્ય છે.

આ કારણે વિપુલના ઘડતરમાં રૂકાવટ ન આવી. માબાપ બન્નેને ઘણી વખત વિપુલે મુંઝવણમાં મૂકી દીધાં હશે પણ શાંતિથી તેના મનને સંતોષવામાં કંઈ જ ગુમાવ્યું નથી.



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**મુંબઈ સમાચાર સ્મરણ અંક :** સંપા૦ શાંતિકુમાર જ૦ ભટ્ટ. પાનાં ૨૮૦. પારસી બજાર સ્ટ્રીટ, મુંબઈ ૧. **સર્વોદય દર્શન :** ગાંધીજી. પાનાં ૨૪૦. રૂ. ૨/—. **ગાંધીજીની તેજરેખા :** શ્રીપાદ જોષી. અનુ૦ બાલુભાઈ પારેખ. પાનાં ૮૮. રૂ. ૧/—. **મારો ઈશ્વર :** ગાંધીજી. પાનાં ૬૪. પૈસા ૬૦. —ત્રણેના પ્રકા૦ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ ૧૪. **ગ્રામ સ્વરાજનો ત્રિવિધ કાર્યક્રમ :** પાનાં ૧૨૭. રૂ. ૧/૨૫. **બહેનોને :** વિનોબા. પાનાં ૭૨. પૈસા ૭૫.—બન્નેના પ્રકા૦ યજ્ઞ પ્રકાશન, વડોદરા. **બહેરાં-મૂંગાંના શિક્ષણનો ઇતિહાસ :** બંસીધર હી૦ ગાંધી. પાનાં ૧૨૮. રૂ. ૨/— **ગુરુદેવની શિક્ષણ-સાધનાની ઝાંખી :** મુકુલભાઈ કલાર્થી. પાનાં ૫૬. પૈસા ૬૫. **શ્રીમદ્ રાજચંદ્ર અને ગાંધીજી :** સંપા૦ મુકુલભાઈ કલાર્થી. પાનાં ૧૨૬. રૂ. ૧/૭૫. **સહકારી સમાજ :** વૈકુંઠભાઈ લ૦ મહેતા. અનુ૦ સરલાબહેન વિ૦ શાહ. પાનાં ૧૨૪. રૂ. ૧/૭૫. **સરદારશ્રીની પ્રતિભા-૨ :** સંપા૦ મુકુલભાઈ કલાર્થી. પાના ૪૮. પૈસા ૬૫. —પાંચેયના પ્રકા૦ ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ ૧૪. **સાક્ષર મહાશય :** ચુનીલાલ વ૦ શાહ. પાનાં ૪૮. રૂ. ૧/—ગાંડીવ સાહિત્ય મંદિર, સૂરત. **અપિચ :** સુરેશ જોષી. પાનાં ૫૪ રૂ. ૪/૫૦.—એન. એમ. ત્રિપાઠી પ્રા૦ લિ૦, મુંબઈ ૨. **હાથીના દાંત :** આરઝૂ નૂરાની. પાનાં ૩૮. રૂ. ૧/૨૫.—સુરાલય કિતાબ માલા, ભાવનગર. **ભારતનાં નૃત્યો :** મૃણાલિની સારાભાઈ. પાનાં ૩૨. પૈસા ૫૦. **હિસ્ટીરિયા :** ડૉ. વિનુભાઈ શાહ. પાનાં ૩૨. પૈસા ૫૦. **પર્વતારોહણ :** જગદીશ નાણાવટી. પાનાં ૩૨. પૈસા ૫૦. **બર્મા :** નગીનદાસ સંઘવી. પાનાં ૩૨. પૈસા ૫૦. **મુસ્લિમોનો ધર્મ :** ઈસ્માઈલભાઈ નાગોરી. પાનાં ૩૨. પૈસા ૫૦. **ગીરના સિંહ :** બી. જે. કાપડી. પાનાં ૩૨. પૈસા ૫૦.—છયેના પ્રકા૦ પરિચય ટ્રસ્ટ, મુંબઈ ૧. **નિષ્ઠા :** અરવિંદ ગોખલે. અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ. પાનાં ૨૮૯. રૂ. ૫/૭૫. **સામંતસિંહ બીહોલા (પૂર્વાર્ધ) :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૨૪૯. રૂ. ૫/— **ભલે ઉગા ભાણ :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૫૩૫. રૂ. ૧૦/—. ત્રણેના પ્રકા૦ આર. આર. શેઠની કંપની, મુંબઇ ૨. **મોસમનાં ફૂલ :** ભદ્રકુમાર યાજ્ઞિક. પાનાં ૩૨૪. રૂ. ૭/૫૦. —શાહ એન્ડ કંપની, મુંબઈ ૨. **શ્રી કૈલાસ દર્શન :** લે૦ પ્ર૦ નરભેરામ સદાવ્રતી.—પાનાં ૨૦૧. રૂ. ૫/—. ૧૮, ભગત બાગ, અમદાવાદ ૭.







તા. ૧લી એપ્રિલ, ૧૯૬૨ થી

સમસ્ત ગુજરાત રાજ્યમાં

મેટ્રિક પદ્ધતિમાં તોલનો

ઉપયોગ ફરજીયાત બન્યો છે.

રોજીંદા વ્યવહારમાં

લેવડ-દેવડ કરતી વખતે

શેરને બદલે કિલોગ્રામ,

મણને બદલે કવીન્ટલ અને

તોલાને બદલે ગ્રામમાં જ

આપની ખરીદી તેમ જ

ભાવો કરવાનો આગ્રહ રાખો.

મેટ્રિક પદ્ધતિ સિવાયનાં અન્ય વજન પાસે રાખવાં એ સજાને પાત્ર ગુનો બને છે. જૂના તોલ-વજન વાપરનાર શિક્ષાને પાત્ર બને છે.

સરળતા અને સમાનતા માટે મેટ્રિક પદ્ધતિ અપનાવો.



માહિતી ખાતું, ગુજરાત રાજ્ય, સચિવાલય, અમદાવાદ દ્વારા પ્રકાશિત

સત્ય ઘટનાઓ ઉપરથી લખાયેલી વાર્તાઓના બે સફળ સંગ્રહો

# ચીંથરે વીંટયાં રતન

લેખક :
શ્રી. વિજયકુમાર ત્રિવેદી

ત્રેવીસ ઘટના–ચિત્રોનું આ પુસ્તક આપણા વયોવૃદ્ધ પ્રજ્ઞાચક્ષુ પંડિત સુખલાલજીની પ્રસ્તાવના પામી ચૂકયું છે એ જ એની મહત્તા માટે પૂરતું છે.

વિદ્યાના સંસ્કાર, ભાષાનું સૌષ્ઠવ, અર્થગૌરવ, લોકો પ્રત્યેની પ્રેમવૃત્તિ અને જીવનક્ષેત્રના જુદા જુદા અનુભવોથી ઘડાયેલું વસ્તુ આ ઘટના–ચિત્રોમાં સભર છે.

એક ચિત્ર વાંચીને પૂરું કરીએ ત્યાં જ બીજુ વાંચવા પ્રેરાઇએ તેવી આ થાઓ વાચકોની ધીરજને પણ માપી લે છે.

મૂલ્ય : રૂ. ૩/૭૫ ]



# પુણ્ય પરવાર્યું નથી

લેખક :
શ્રી. ગુલાબદાસ બ્રોકર

વીસ સત્યકથાઓનું જાણીતું પુસ્તક ત્રીજી આવૃત્તિમાં પ્રવેશે છે એ જ તેની આગવી વિશેષતા ગણાય.

કાલ્પનિક કથાઓ કરતાં જુદો જ ઝોક આપતી આ વીસેય કથાઓ સચોટ તો એટલી બધી લાગે છે કે તેની સાતત્યતા જ વાચકોને સમૃદ્ધિભર્યું વાંચન અને વસ્તુ પીરસે છે.

જાણીતા ગુજરાતી વાર્તાકારે લખેલું આ પુસ્તક હિંદીમાં પણ અનુવાદિત થઈ ચૂકયું છે એ તેની મૂલ્યવત્તા વધારે એવી મહત્ત્વની બિના છે.

[ મૂલ્ય : રૂ. ૩/૭૫

બન્ને પુસ્તકોના પ્રકાશક

ભારતી સાહિત્ય સંઘ પ્રાઇવેટ લિમિટેડ અમદાવાદ-૯

પૂંઠું • દીપક પ્રિન્ટરી • અમદાવાદ

અંક ૯ : સપ્ટેંબર '૬૪ 'ઊર્મિ' : વર્ષ ૩૫

સળંગ અંક ૪૧૪ 'નવરચના' : વર્ષ ૨૯

સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક



## ક્રમ

૧૪૨૯૫





## સૂચના


* લવાજમ વરસનું : **સાડાસાત** રૂપિયા. વિદેશમાં **દશ** રૂપિયા ( શિ. ૧૫ )
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મગાવતી વખતે ૭૫ પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેર ખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું:—

**'ઊર્મિ—નવરચના'**

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ૦

ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ : અમદાવાદ, ૧


પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક : ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિ. વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.

તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર



ક્ષ . . . . . 

## વિદ્યાર્થી અવસ્થા

વાવાઝોડાં અને વંટોળ જેમ કુદરતમાં ભારે હોનારત સર્જી મૂકે છે તેમ કેટલાક વિખવાદો અને વિટંબણાઓ માનવજીવનમાં એવી તો ભયંકર આડખીલીઓ સર્જી જાય છે કે એને કેમેય કરી રોકાતી નથી. અનેક પ્રકારનાં આવાં તોફાનોથી પર રહેવા, તેને ન ગણકારવા આપણે સહજ રીતે જ પ્રયત્ન કરવા લાગી જઈએ છીએ. છતાં આ બધા પ્રયત્નો પણ નાકામિયાબ નીવડે છે ત્યારે વિનાશ આપણા પર સવાર થઈ જાય છે.

વિનાશની આ સવારી વાજતે ગાજતે નથી આવતી. પણ માણસ હંમેશ કંઈ ને કંઈ આગાહીઓ અને અગમચેતીઓની નીતનવી દૃષ્ટિ પણ પામે છે. માણસની આ દૃષ્ટિ જ તેને સદા દેખીતી રીતે સજાગ રાખે છે. એની ગમે તેટલી ભારે ઊંઘમાંથી પણ તેને ઢંઢોળવાને બદલે ઝબકાવી દે છે. અને ત્યારે માણસ નવા દર્શનની અપેક્ષાએ ઝબકીને જાગતાંની સાથે પહેલું પગરણ માંડે છે. પગરણ ક્યારેક જ સમયસરનું કે દૃષ્ટિવાળું હોય છે. મોટે ભાગે તો તે ઉતાવળિયું અને બેબાકળું જ હોય છે. એટલે જ એની ઊંઘ ઉડાડનાર કોણ છે એ વાતનું ભારે મહત્વ હોય છે.

હંમેશ આપણે કંઈ ને કંઈ શીખીએ છીએ. એ શીખવાની વૃત્તિ જ આપણા દિલ દિમાગને સાચી ચેતના આપે છે. આપણી આ વિદ્યર્થી–વૃત્તિ જીવનના અંત સુધી એવી ને એવી રહે તો આપણે ગમે તેવી વિટંબણાઓ અને આડખીલીઓને ઓળંગી જઈએ છીએ, એને આપણી પાસે ઢૂંકવા દેતા નથી. પણ થોડુંક જાણીને માણસમાં જે અહમ્, જે પૂર્ણતાનું ભાન આવી જાય છે તે જ તેની વિદ્યાર્થી અવસ્થાને, તેની નવું નવું શીખવાની વૃત્તિને થંભાવી દે છે. અને નાની એવી આડખીલી પણ તેને મન મોટો પહાડ બની જાય છે. આ બધું જ્યારે માણસ એકદમ હડસેલી શકશે, આવી સીધીસાદી વાતને જ્યારે માણસ જરા પણ આનાકાની વિના પોતાના ગુણ તરીકે સ્વીકારશે ત્યારે કોઈ ઝંઝાવાતો એને, એની પ્રગતિને થંભાવી નહિ દે. આજના માનવીમાં આ ગુણ વહેલી તકે આવવો જરૂરી છે.



'મીનપિયાસી'

## ગંધવતી

ભીની રે ! માટીની આવી ગંધ,
ભૂમિની સંગાથે જાણે, આપણાંયે ઉરના
ઊઘડે આશાભીના બંધ,
ભીની રે ! માટીની આવી ગંધ.

મેઘ ને મહીની જાણે, મિલનઘડીને ટાણે,
હૈયાંની ફોરમ્ કેરા રંગથી,
મઘમઘી મહેકી ઊઠ્યાં અંગ,
સ્નેહનો એવો રે ! સંબંધ,
ભીની રે ! માટીની આવી ગંધ.

## ચાલી જ ગઈ

'ઊભી રહે,' કહું છું હજી,
'તારું હજી તો છે ઘણુંયે કામ.'

'રે ! આટલાં વર્ષો મહીં, તુજને નથી નીરખી નિરાંતે'
'લીધો નથી કદીયે કશો આરામ'
ત્યાં તો કહે છે એ,

કે 'કેટલાં વર્ષો સુધી મેં રાહ તારી જોઈ,'
'જાતી જુવાની જોઈ ને હું કેટલુંયે રોઈ'
'પણ તો ય તું આવ્યો નહિ,
ને હવે, ક્યાં છે સમય ?
રોકાઉં તે હું શી રીતે ?'

એવું કહી, . ઓ હો ! હજીયે કેટલી—
સૌંદર્યમય આકર્ષતી !
આ જિંદગી ચાલી જ ગઈ, ચાલી જ ગઈ.

## વર્ષાની શોભા

આર્દ્ર બનેલું ધરણીહૈયું, સુગન્ધભીનું અંગ,
મેઘસુખે ત્યારે ઉઘડ્યા મીઠા ઈન્દ્રધનુના રંગ,
હળવું હસી, ઊડતો આવે, અમી ભરેલ અનિલ,
'આનંદ !' 'આનંદ !' આજ પુકારે, અવની
ઉર અખિલ

## આ તે શું આ ?

આ તે શું આ કૈં રીત છે ?
શું મેઘની મહીની ઉપર, વરસી રહી,
બેશરમ આ તે પ્રીત છે ?
કે ના પછી ! કવિહૃદયનાં સંતાપ–સંવેદન પરે,
મા શારદાની આશિષો આ શીત છે ?
કાં તો પછી ! સર્જક તણું,–આ સૃષ્ટિનું,–
લખતારવાળાં બીનનું–શતશત સૂરે ઝંકારતું,
—વિશ્વાત્મનું સંગીત છે !
ના ના નહીં,
આ તો અહીં, આ પ્રકૃતિનાં રૂપ પર,
પરમાત્મનાં પૌરુષની,
પ્રીતિ તણી—માધુર્યમય આ જીત છે,
—શું રીત છે !

## વર્ષા આવી

આજ હવે બસ વર્ષા આવી,
દૂરદૂર દરિયાવ દિલોનાં, અમરત સઘળાં અહિંયાં લાવી,
આજ હવે બસ વર્ષા આવી.
વ્યોમવિહારી વાયુ પેલો, સહજ અડપલું કરતો,
જળભીનો ત્યાં વાદળીઓનો, સાળુ સરરર સરતો,
ખળખળ ઝરણાં હસી પડે, ને ભીતર જાય ભીંજાવી,
આજ હવે બસ વર્ષા આવી.

★



'રાજહંસ'

# સમયનાં ક્ષીર-નીર

## ચીનની મુક્તિ થાવ

ઉત્તર વિયેટનામનાં બંદરો ઉપર અમેરિકન જહાજો અને વિમાનોએ બૉંબ વરસાવ્યા ત્યારે ચીનમાં કેવો ઉશ્કેરાટ થયો ? ચીને જાહેર કર્યું કે અમે બેસી નહીં રહીએ. એ બેસી તો નથી રહ્યા, પરંતુ દુનિયાભરના દેશોમાં નજર દોડાવી જોઈ કે આપણો પક્ષ કરે એવું કોણ છે ? કોણ મદદે આવશે ને કોણ સહાનુભૂતિ બતાવશે ? જેમ ચીન જોઈ રહ્યું હતું તેમ અમેરિકા પણ સાવધ હતું. કોઈ કોઈ દેશો ગુસ્સો કરશે એટલી ગણતરી તો અમેરિકાએ રાખી હશે. પરંતુ, સામો પડકાર દેનાર કોણ નીકળે છે એનું માપ મેળવી લેવું હતું.

એ તપાસ ચોવીસ કલાક સુધી ટકી. એમાંથી જે બનાવો નથી બન્યા તેના પડઘા વર્ષો સુધી સંભળાશે. ચીનથી ઉત્તર વિયેટનામને હૂંફ આપી શકાઈ નથી, બલ્કે વધારે યુદ્ધ આવી પડે એવી એની ઇચ્છા રહી નથી. ચીન મદદ કરે તો પણ ઉત્તર વિયેટનામને એ જોખમ ખપતું નથી. કેમકે એ ભડકો ચીન સુધી પહોંચી જાય ત્યારે મદદ તો આઘે રહી, રક્ષણ પણ કરી શકે એવી ચીનની સ્થિતિ જણાઈ નથી. ને ધમકીઓ તો ૩૧૧ વાર ચીન આપી ચૂક્યું છે.

ચીનનું જોર હતું રશિયાના ટેકામાં, તે એણે ગુમાવ્યું છે. રશિયાએ આ યુદ્ધ વેળા બળાપો જાહેર કર્યો પરંતુ મદદે જવાની વાત માંડી વાળી. રશિયાનો વિરોધ આવ્યો ખરો પણ એમાં ઉશ્કેરાટ નહોતો; ધમકી નહોતી, સામ્યવાદના રક્ષણહારની ખુમારી નહોતી. એનું કારણ રશિયા પ્રત્યે ચીને જે દ્વેષ દાખવ્યો હતો તે છે. ઉત્તર વિયેટનામના વિગ્રહમાં ચીન–રશિયાની નબળી કડી વધારે નરમ બની છે.

અમેરિકા આ કચાશ જોઈ ગયું છે. એટલે જાન્યુઆરીમાં નવા જે પ્રમુખ હશે તે બીજો ઘા કરશે. અને સંભવ છે કે ચાંગ કાઈ શેકનાં સૈન્યોને ચીનની ભૂમિમાં ઊતરવાની રજા આપશે. વચમાં ચાર મહિનાનો જે ગાળો છે તે દરમ્યાન રશિયાને ચીનથી વધારે અલગ પાડવાની કોશિષ પણ થશે. સામ્યવાદની સાન ઠેકાણે લાવવી હોય તો ચીનનું નિશાન ખુલ્લું થયું છે.

ક્રુશ્ચોફ નરમ નથી બન્યા, પરંતુ એમને જવાબદારીનું થોડું વધારે ભાન થવા માંડ્યું છે. અને જે કોઈમાં જવાબદારીની સમજદારી આવે છે, કે યૌવનનું ઉછાંછળાપણું ઘટીને પ્રૌઢનો વિવેક સૂઝે છે તેનો હાથ જરૂર ખંચકાય છે. એને નિર્બળતા માની લેવી તે ભૂલ છે, અને એની મજાક ઉડાડવી તે ગુનો છે. પરંતુ તક જોઈને ચીનને મુક્ત ના કર્યું તો એ ઐતિહાસિક ગુનો બીજાં પચાસ વર્ષ સુધી ખૂંચવાનો.

## શસ્ત્રો કે શાંતિ ?

રશિયા હજી પણ લશ્કરી સહાય આપી અમુક દેશોને યુદ્ધને માટે ચઢાવી મૂકે છે તે ખોટું છે. આવું પગલું હમણાં ઇન્ડોનેશિયામાં ભર્યું છે. મલાયાના સંઘરાજ્ય વિરુદ્ધ ઈન્ડોનેશિયાને યુદ્ધ કરવાનું ઉત્તેજન આપવું તે કોઈ રીતે વાજબી નથી. મલાયાના સંઘની પાછળ બ્રિટિશરોનું પીઠબળ હશે તે તો ઘસાઈ જવાનું છે. એ સંઘરાજ્યની લશ્કરી તાકાત મોટી થવાની નથી. એમ છતાં રશિયા હુમલાખોરોને લાગ મળે ત્યારે ચઢાવી મારે છે, એ માર્ગ શાંતિનો નથી.

શસ્ત્રસરંજામ ઉપર પશ્ચિમના દેશોનો જાણે ઈજારો છે. એથી બે દેશો વચ્ચે વિખવાદનું કારણ શોધી એને ઉગ્ર રૂપ આપવું અને બંને દેશોને યુદ્ધની સામગ્રી પૂરી પાડવી એ મેલી રમત ઘણાં વર્ષોથી ચાલે છે. એના ભોગ આપણે પણ થયા છીએ. પાકિસ્તાનને છૂટું પાડી, બંને વચ્ચે ભય જગાડી, શસ્ત્રો માટે દોડતા કરવા—આવી ચાલબાજી બ્રિટન અને અમેરિકા કરે છે, તેમ રશિયા પણ કરે છે.

આ રીત શાંતિની નથી, વેપારની છે. આપણે વેપારને હલકો ગણીએ છીએ. ખાટકીનું કામ હીણું માનીએ છીએ પરંતુ, યુદ્ધસામગ્રીને વેચવા માટે બે દેશો વચ્ચે દુશ્મની ઊભી કરવી ને એમાંથી અર્થલાભ મેળવવો તે સૌથી અધમ કામ છે. આપણે લશ્કરી તાકાત વધારવી પડે છે કેમકે એ વિના છૂટકો નથી. ચીન-પાકિસ્તાનનો સંતાપ ના હોત તો આપણે લશ્કરી બળ વધારવા મથીએ છીએ તે વાજબી ના ગણાત.

શસ્ત્રોનું બળ મળ્યા પછી એને વશમાં રાખવું મુશ્કેલ બને છે. ચીન-પાકિસ્તાન જેવા એના બીજા દાખલા પણ મળે એમ છે.

### જવાબદારીનો અભાવ

નંદાએ લાંચરૂશ્વત સામે ઝૂંબેશ શરૂ કરી એ એમની હિંમત દાખવે છે. નેહરુએ એવું કંઈ કર્યું ન હોત. કૉન્ગ્રેસના માણસોને નારાજ કરી શકાય એવી છાપ નંદાએ કામરાજના બળના આધારે પાડી છે. એ ઝૂંબેશનું સારું પરિણામ ક્યારે દેખાશે એની લોકો રાહ જોઈ રહ્યા છે. જો શાસ્ત્રી-નંદા જેવા માણસો આ તબક્કે સફળ ના નીવડે તો પછી લાંચરૂશ્વતને લાંબો પટ્ટો મળી જશે એમ જ માનવું રહ્યું ને!

લાંચરૂશ્વતનું પ્રમાણ ઘણું વધ્યું છે પરંતુ સરકારોની પાસે વધુ સત્તા જ્યાં જ્યાં જામી ગઈ છે ત્યાં બધે એવું બન્યું છે. અમેરિકા અને ફ્રાન્સમાંયે એવું છે. ત્યાંયે કરવેરા વસૂલ થઈ શકતા નથી, વચમાંથી ખવાઈ જાય છે. ત્યારે ભારત તો ભૂખ્યું છે. અહીં ચાઉં કરી જનારાની વસતી મોટી છે. કૉન્ગ્રેસ જશે તો બીજા સાવ ભૂખ્યા લોકો બમણું ઉડાવશે.

સવાલ લાંચરૂશ્વતનો નથી, પરંતુ જાહેરક્ષેત્રે પૂરેપૂરું કામ નથી નીપજતું તેનો છે. ઢીલ, બગાડ, ઓછું ઉત્પાદન, હડતાળો, મોંઘું ઉત્પાદન, એ બધાં માટે જાણે કોઈ વ્યક્તિ જવાબદાર નથી. 'સમાજવાદમાં તો એમ જ ચાલે' એવું સૂત્ર જાણે સ્થિર થવા માંડ્યું છે.

વાંક સમાજવાદનોય નથી. વાંક છે નિષ્ણાતોની સાહ્યબીનો. એક આખો વર્ગ ઊભો થઈ ગયો છે જે એમ જ માને છે કે અમારા વગર ચાલવાનું નથી. એ લોકો મનમાન્યું કરી નાખે છે, ને ભૂલ નીકળે તો એમાંથી છટકવાની બારીઓ પણ તૈયાર રાખે છે.

સ્વરાજ્ય પહેલાં આપણી પાસે આપણા દેશી અમલદારો ને નિષ્ણાતો હતા. એમને જવાબદારીવાળાં કામો સોંપાતાં હતાં. પરંતુ, એમના જવાબ લેવાય એવી સરકારી પદ્ધતિ પણ હતી. મુંબાઈનો દરિયો પૂરવા હાર્વે નીમાયા, ને એમની રસળાજી ચાલી નહીં. આજે તો ઠેર ઠેર હાર્વેના કાકા ફૂટી નીકળ્યા છે—માત્ર ચામડીનો રંગ બદલાયો છે ને એમને પૂછનારું કોઈ રહ્યું નથી.

નિષ્ણાતોની રસળાજી જોઈને નાના માણસો પણ એ જ પાટે ચઢ્યા છે. આખી નોકરશાહી આજે પ્રજાથી વિખુટી પડી ગઈ છે. લાગ મળ્યો છે ત્યારે લૂંટાય એટલું લૂંટવા માંડ્યું છે. ધૂળ નાખી એ લૂંટ ઉપર—જો એમનું કામ સરસ રીતે પાર પાડી બતાવ્યું હોત તો.

ઉત્પાદનના વાયદા પૂરા ના કરે તેને કોરટમાં રજૂ કરવા જોઈએ. એમનાં બહાનાં વિષે લોકો જાણે તો ખરા!

### સામ્યવાદની આગેકૂચ

હવે સરકારે ચોખાની મીલો હાથ કરવા માંડી છે, અનાજના વેપારનો અમુક હિસ્સો હાથમાં લેવાનું કહ્યું છે. એ પછી કાપડ, દવા વગેરે પોતે વેચશે.





ઓજારો વેચશે. જંગલનું લાકડું ને માટીની ઈંટો પણ વેચશે. લોકોને વેપાર માટે કાચની બંગડી. કંકુની શીશી, સિનેમા ને હોટેલો, દેવ-દેવીઓની છબીઓ ને તુળસીની માળાઓ—એવું રહેવા દેશે.

પ્રજાના હાથમાંથી વેપારધંધા છીનવી લેવા એ તો પાપ છે જ, પરંતુ વેપારીઓને વગોવીને, કલંકિત કરીને, કનડીને છીનવી લેવા એમાં કશી ખાનદાની નથી. સોના-અનાજના વેપારીઓને દેશના દુશ્મન ઠરાવ્યા પછીયે રાજર્ષિઓની ભાત ઊજળી થઈ નથી.

દેશમાં સમાજવાદ લાવવા સરકારે શું નથી કર્યું ? સરકારે કારખાનાં નાખ્યાં છે તેના કરતાં હજી ઘણાં વધારે નાખશે. વીમા કંપનીઓને ખસેડી એ વેપાર પોતે હાથમાં લીધો. રેલ્વે ને તાર એમનાં હતાં જ. રેડિયો પોતે જ શરૂ કરેલો. તેલના કૂવા બીજા કોઈથી થઈ જ ના શકે. કરવેરાની વસુલાત તો સરકાર જ કરે. લશ્કર તો એનું જ હોવું જોઈએ. સંશોધનનું કામ બીજું કોણ કરી શકે ? અને હવે વેપાર માટે સ્ટેટ ટ્રેડીંગ શરૂ કર્યું છે. આયાત નિકાસનો બધો વેપાર જતે દિવસે સરકાર પાસે જતો રહેશે. આ વર્ષે ચોખાની મીલો તો એ પછી કાપડની, શણની, રેયોનની મીલો લઈ લેતાં કેટલી વાર ! બધા વેપારીઓ ચોર છે, ને શાહુકારી બધી સરકાર પાસે ! ને કોઈને એ વાતનો શક જશે તો એનકોનો વેપાર લઈ લેતાં કોણ રોકવાનું હતું ?

આ તો અડધું ભાણું થયું. બીજું એથી વધારે મઘમઘતું પીરસણુ છે તે નોટો છાપવાનું. સ્વરાજ્ય પહેલાં જેટલી નોટો હતી તેથી ત્રણગણી બીજી એમણે છાપી છે. વસતી વધી ખરી ને ! એ નાણું ઉડાવી દેવા સરકાર પાસે પણ કાબેલ માણસો જોઈએ, જેવા તેવાનું એ કામ નથી. નિષ્ણાતો બધા એથી ત્યાં ભરાયા છે.

સરકારે આ નિષ્ણાતોને દસાવવા ખાતાં ઉપર ખાતાં ઉઘાડ્યાં છે. અનાજઉત્પાદનની એક જ વાત લઈએ તોયે એ પ્રશ્નમાં દખલ દેવા માટે પાંચ નહીં—પચાસ ખાતાં સહેજે આગળ નીકળી પડશે. ડાયરેક્ટરો, કન્ટ્રોલરો, સેક્રેટરીઓ, એ બધાના મદદનીશો, એમના સહાયકો, એમની કમિટીઓ, તુમારો, ફાઈલો, સરક્યુલરો, તપાસો, અહેવાલો, વધુ અભ્યાસ માટે પરદેશના પ્રવાસો અને ત્યાંના નિષ્ણાતોના પંચની અહીંની મુલાકાતો, ઉટી-શ્રીનગર-દાર્જીલીંગ-સીમલાની ખાસ મિટિંગો—આવું ચાલ્યાં જ કરે છે. એમના જવાબ માગનારું કોઈ નથી, કારણ કે આ બડેખાંઓ કોઈ જાતની જવાબદારી માથે લેતા જ નથી.

## કુદરત શાથી રૂઠે છે ?

હમણાં ધુવારણનું પ્રકરણ બહાર આવ્યું. બહાર તો વીજળી આવવાની હતી, પણ એ રીસાઈને ક્યાંક નાસી ગઈ. ખબર પડી કે મહી નદીનો મિજાજ બગડી ગયો ને એ ફંટાઈ ગઈ, તેથી હવે બંધ બાંધવા પડશે. એ વીજળીનો લાભ ગુજરાતને આપવા બદલ યશ ખાટવા શું કોઈ વાઘા સજીને તૈયાર નહોતા બેઠા ? હવે મહી રૂઠી ત્યારે એની જવાબદારી કોણ માથે લે ? કહી દીધું કે કુદરતનો વાંક છે એટલે પતી ગયું.

પણ મહીમાતા કેમ રૂઠી ? શા પાપ જોયાં તે મોં મરડ્યું ? પેલા વરદહસ્તે શિલારોપણ કરનારાઓ શું મનમાં કદી પ્રશ્ન કરે છે ખરા કે હાથના કર્યાં લોકોને હૈયે વાગે છે ! નદીઓ આડે બંધ બાંધ્યા પણ વેરાન તો એવાં જ રહ્યાં ને પૂર પણ વધારે જોરમાં આવ્યાં, એ પછીયે પેલા 'શુભ હસ્ત' વડે કરેલા વિધિઓ શું ભૂલી જ જવા જોઈએ ?

આ નિષ્ણાતો રોજ રોજ લોકસમુદાય ઉપર એમની વિદ્યાની મહેરબાની કરી ઋણ ચડાવે છે. એમણે જે દોલત એકઠી કરી મૂકી છે ને વધારતા જાય છે તે વિષે એક અક્ષર પણ એ શેના બોલે ! એમની તુમાખીનો પાર નથી, હાથ નીચેના સૌને આકરા બોલની લાકડીથી હાંકવાની એમને મઝા આવે છે. અને વાત કરે છે ત્યારે સેવાની ! એ સેવાની પાછા



કદર કરાવવા મથે છે ને એમની 'પર્ણ'ઓના માંચડા રોપાય છે. ત્યારે મહી નદી તો ઠીક, પણ નાનું ગરનાળું હોય તે પણ રીસાઈ જાય એની શી નવાઇ !

—ક્રાંતિની જ્વાળાઓ

વિદ્યાર્થીઓ તોફાને ચઢયા અને મોટરો કે મકાનોની બારીઓના કાચ તૂટયા. અધિકારીઓએ ધમકીઓ દીધી તેમ મામલો વધારે બગડયો. કહે છે કે વિદ્યાનગરના સર્જક ભાઈકાકા નગરમાં હાજર હતા તો પરિસ્થિતિ કાબૂમાં ના રહી. આમ કેમ બન્યું હશે ?

વિદ્યાર્થીઓ માટે ભાઈકાકાએ શું નથી કર્યું ? બાલમંદિર, હાયસ્કૂલ, કૉલેજો, ટેકનીકલ સંસ્થાઓ, લાયબ્રેરીઓ, રમતનાં મેદાનો, છાત્રાલયો વગેરે એમણે ઘણું કર્યું છે. પરંતુ, એ બધું કરીકારવીને પોતે ખસી ગયા છે, અગર ગુજરાતની કૉન્ગ્રેસી સરકારે એમને ખસેડી મૂકયા છે. વિદ્યાર્થીઓથી એ છેટા પડી ગયા છે. એમની નજર તળે એમના વિદ્યાર્થીઓ સાવકા જેવા બની ગયા છે.

એ વિદ્યાનગરમાં હવે કૉન્ગ્રેસનો સમાજવાદ પેસી ગયો છે—વેપાર ઉપર કાબૂ જામતો જાય છે. વાહનો અને રસોડાં 'સંસ્થા' ચલાવે છે તોપણ એમાં વિદ્યાર્થીઓનું કશું સુધર્યું નથી. વિદ્યાર્થીઓનાં અસંતોષ ફેલાય તો એને તોફાન લેખવામાં આવે છે. એ વિદ્યાર્થીઓ ઉપર દંડા પડે તો અધિકારીઓ ખી-ખી કરીને હસી વાળે છે, એમનું રૂંવાડુંયે હાલતું નથી. બારીના કાચ તૂટયા તે ગણ્યા કરે છે, વિદ્યાર્થીઓને કેમ વાગ્યું તેની ફિકર નથી થતી પછી પસ્તાવો કે પ્રાયશ્ચિત તો હોય જ શેનાં !

જરૂર, કોઈ ભૂલ થાય છે. પેલા નિષ્ણાતો વિદ્યાર્થીઓના વાલી થવા જેટલા લાયક નથી. એમને વિદ્યાર્થી નથી ગમતા એટલા આવક-જાવકના આંકડા ગમે છે, નિયમોની કાંટાળી વાડ ગમે છે, શિસ્તના નામે ગુલામી કરાવવી ગમે છે. ભાઈકાકા હવે દુર્લક્ષ્ય કરે તે વાજબી નથી. બીજાં હજાર કામ છોડીને એમણે વિદ્યાર્થી પાસે પ્રેમથી જવું જોઈએ, ને એમના આળા ઘા રૂઝવવા જોઈએ.

વિદ્યાનગરનાં તોફાનો એ એક જ સંસ્થાનો પ્રશ્ન નથી. ત્યાં સત્તાના જોર દાબી દેવામાં આવશે તો બીજી વખતે આથી મોટું ગાબડું પડશે, વધારે કેળવણી સંસ્થાઓને વેઠવું પડશે. યાદ રાખવું જોઈએ કે વિદ્યાર્થીઓનો અસંતોષ ક્રાંતિની જ્વાળાઓ વહેલી સળગાવે છે ને ઝડપભેર ફેલાવી મૂકે છે.



**જેઠાલાલ ત્રિવેદી**

## આ તો થઈ...

આ પ્રેમનો કંટક તો પ્રિયા હે !
રૂવે રૂવે કંટક કૈં ઉગાડે;
માન્યું, ગુલાબો તું હશે જ દેતી,
આ તો થઈ કંટક કેરી ખેતી !



જયપ્રકાશ નારાયણ

# ભારતની વર્તમાન પરિસ્થિતિ

પંડિત જવાહરલાલ નેહરુના અવસાન પછી તેમનાં આદર્યાં અધૂરાં રહેલાં કામ પૂરાં કરવાના આપણા કર્તવ્ય માટે આ લેખમાં કરવામાં આવેલો અંગુલિ-નિર્દેશ સમયસરનો પણ છે......

પંડિતજી આપણી વચ્ચે હયાત હતા, ત્યારે કેટલાક લોકોની હાલત બાળકોના જેવી હતી. નાનું બાળક જેમ બાપના ખભે ચડીને બાપના કાન આમળે કે મૂછ ખેંચે, તેવી જાતના ખેલ આપણે બધા કરતા રહ્યા. પણ એમના ગયા પછી હવે લાગે છે કે આપણી રમત કેવી સામાન્ય હતી! અને તેઓ કેવા મહાન હતા? પિસ્તાળીસ કરોડની જનતા આજે અનુભવી રહી છે કે જાણે અમે કેવા અનાથ થઈ ગયા છીએ! ત્યારે એમના ગયા પછી, જે લોકો આ દેશમાં જીવતા છે, તે સહુનું કર્તવ્ય છે કે જે કામ એ છોડી ગયા છે, તે આપણે પૂરાં કરીએ. પંડિતજી પ્રત્યે આ જ સહુથી શ્રેષ્ઠ આપણી શ્રદ્ધાંજલિ હોઈ શકે.

એમનું વસિયતનામું અત્યંત કરુણાભર્યું અને બહુ દર્દભર્યું છે. એમણે એમાં ભારતના કિસાનોને યાદ કર્યા છે. એ એમ કહી ગયા હતા કે મારી ભસ્મની એક મૂઠી ગંગામાં પધરાવજો અને બાકીની ખેતરોમાં વેરી દેજો. આ એમનો ખેડૂત પ્રત્યેનો પ્રેમ વ્યક્ત કરે છે. ગ્રામ-નિર્માણ મંડળ, ખાદી ગ્રામોદ્યોગ સમિતિ, સર્વોદય ને ભૂદાન આંદોલન તથા પંચાયતો ને વિકાસ-ઘટકો—એ સહુ ખેડૂતોની દર્દનાક હાલત સારી રીતે સમજે છે. એમના વિકાસમાં આપણે જો કંઈક મદદગાર થઈ શકીશું તો ઉપયોગી સાબિત થઈશું. આખરે આપણે તો એમને થોડોક ટેકો કરવાનો છે. ઊઠવાનું તો એમને જ છે. આપણે એ લોકોને જો થોડોક સહારો દઈ શકીશું તો પંડિતજી પ્રત્યેની આપણી જે ભાવનાઓ છે, તે આપણે કંઈક પૂરી કરી શકીશું.

થોડાક સમયથી હું બે કામોમાં રત હતો. એ બંને કામ ગાંધીવાળાઓ માટે—સર્વોદયવાળાઓ માટે પડકાર સમાન છે. એક પ્રશ્ન છે. ભારત-પાકિસ્તાનના સંબંધ અંગેનો જ્યારે બીજો છે નાગાલેન્ડ વિશેનો. એ પૈકી ભારત-પાકિસ્તાનનો પ્રશ્ન પણ જટિલ છે. આપણા નેતાઓએ ભાગલા એટલા માટે સ્વીકાર્યા હતા કે એમ કરવાથી હંમેશ માટે ઝઘડાનો નિવેડો આવી જશે. અને બેઉ દેશોમાં વસતા હિન્દુ-મુસલમાન અમન-ચમનથી જીવી શકશે. જો કે એ માન્યતા ખોટી પડી. અને ઝઘડા તો વધતા જ ગયા. જે રીતે એ ઝઘડા ચાલતા રહે છે—એનાથી તો લોકોનો દિમાગ વધારે ને વધારે બગડી રહ્યો છે. કોઈપણ સમજદાર વ્યક્તિ સમજી શકે છે કે જો આ જ રવૈયો ચાલતો રહ્યો તો બંને દેશ બરબાદ થઈ જશે. ભલે ને બંને દેશ ખતમ ન થાય તો વિકાસ તો રૂંધાઈ જશે. અને તેમ થયું તો ગુલામી કાળની જેમ જ ખાડામાં પડ્યા રહીશું.

શેખસાહેબ જ્યારે જેલમાં હતા, ત્યારે વિનોબાજીએ મને એમની મુક્તિ માટે પંડિતજી પાસે મોકલ્યો. એમની મુક્તિ પછી દેશમાં ખૂબ રોષ ફેલાયો. છૂટ્યા પછી શેખસાહેબ બાબાને મળવા ગયા. એ રાજાજીને પણ મળ્યા. પછી પાકિસ્તાન ગયા. અને ત્યાં પણ એમણે એ વાતો બહુ હિંમતપૂર્વક કહી. પંડિતજીએ પણ પ્રેસ-કોન્ફરન્સમાં, લોકસભામાં, કોંગ્રેસની બેઠકમાં, તેમજ અહીં-તહીં જે જે નિવેદન કર્યાં તેનાથી વાતાવરણ કંઈક બદલાયું. અને એવી આશા પણ બંધાઈ કે કદાચ કંઈક રસ્તો નીકળી શકશે.

આ સંબંધમાં મેં પણ મારા માન-અપમાનનો વિચાર છોડીને કંઈક લખ્યું, કંઈક કર્યુંય ખરું, જો કે એ વિશે પણ દેશમાં અને ખાસ કરીને દિલ્હીમાં બહુ રોષ વ્યક્ત થયો. શેખસાહેબ દિલ્હી આવ્યા તે પહેલાં હું ત્યાં ગયો. અને જોયું તો ત્યાંનું વાતાવરણ

અજબ-ગજબનું હતું. ૧૯૪૭માં પાકિસ્તાનને ૫૫ કરોડ રૂપિયા આપવા સંબંધે બાપુના ઉપવાસ થયા હતા. તે પ્રસંગે હતું એવું જ વાતાવરણ થયું હતું. અને અંતે બાપુને આપણે ખોયા હતા. આવા પ્રકારનું જ વાતાવરણ મને દિલ્હીમાં દેખાયું. દરરોજ કોઈ ને કોઈ મિત્રો મળતા હતા અને બરાબર જાગૃત કરતા હતા કે 'જે. પી. જરા સંભાળીને દિલ્હીમાં ફરજો.'

આચાર્ય તુલસી દિલ્હીમાં એક જૈન વિહાર સ્થાપવા ઇચ્છે છે. એ અંગે ઑલ ઇન્ડિયા રેડિયોના હૉલમાં એક સભા યોજાઈ હતી. મને પણ ત્યાં બોલાવ્યો હતો. ત્યાં ભાષણ કરતાં મેં કહ્યું કે, 'અહિંસાની શોધ માટે, તેના વિકાસ સારુ તમે દિલ્હીમાં એક વિહાર સ્થાપવા ઇચ્છો છો. પણ દિલ્હીની અત્યારે શી હાલત છે, એ તરફ પણ આપણે ધ્યાન દેવું જોઈશે. લાલા લજપતરાયે સ્થાપેલી એક સંસ્થા દિલ્હીમાં છે. જેના અધ્યક્ષ શ્રી. લાલબહાદુર શાસ્ત્રી છે અને મંત્રી છે સિંધના શ્રી. સેવકરાયજી. શ્રી. રાય એક સજ્જન વ્યક્તિ છે એમને માટે મને ઘણો આદર છે. એમણે મને કહ્યું કે એક નવયુવાન બહુ ક્રોધમાં આવીને જુસ્સપૂર્વક કહી રહ્યો હતો કે જો કાશ્મીર અંગે કંઈ ગડબડ કરવામાં આવશે તો પંડિત નેહરુ અને લાલબહાદુર શાસ્ત્રીને ગોળીએ ચડાવવામાં આવશે. આ વાત સાંભળીને મારું હૈયું ભરાઈ આવ્યું. આ વાતની ચર્ચા મેં એ સભામાં કરી. મેં એટલા વાસ્તે આ વાત કહી કે તે વખતે ત્યાંનું વાતાવરણ આટલું બધું ખરાબ હતું. આ વાત સાંભળીને સભામાં છન્નાટો છવાઈ ગયો. જવાહરલાલ, હાથી, મનુભાઈ શાહે એની પૂછપરછ કરી. પાર્લામેન્ટમાં પણ એના પર સવાલ-જવાબ થયા. જો કે હવે એવું વાતાવરણ નથી. તો પણ ખરાબ વાતાવરણ તો છે જ. વચ્ચે આપણે ત્યાં જે સાંપ્રદાયિક દંગા થયા, એના સમાચાર અહીંના છાપામાં એકતરફી આવ્યા કરતા હતા. અને સંસદ સભ્યોને પણ બરાબર ભ્રમમાં રખાયા હતા. એટલા વાસ્તે કે સાચી ખબરો આવવાથી પાકિસ્તાન તેનો ઉપયોગ કરશે. મેં વાસ્તવિક પરિસ્થિતિની જાણકારી આપતો પત્ર સંસદ-સભ્યોને લખ્યો. પરંતુ એના પર લોકોએ વિશેષ ધ્યાન આપ્યું નહીં. અને 'કાગડો કોઈનો કાન તોડીને નાસી જાય છે.' એવી બૂમ સાંભળીને બસ કાગડાને પકડવા પાછળ લોકો દોડવા લાગ્યા. જે લોકોએ મારાં નિવેદન બરાબર વાંચ્યાં નથી, એ જ આમતેમ વાતો કરે છે. પણ જેઓ સમજદાર છે, તેમણે તો મારા કથનની ગંભીરતા સ્વીકારી છે.

આવા વાતાવરણમાં એકાએક પંડિતજીનું અવસાન થયું. અને શાસ્ત્રીજીની નેતા તરીકે વરણી થઈ. શાસ્ત્રીજીની વરણી થઈ તે ખુશીની વાત છે. એમના કરતાં સિનિયર લોકો પણ એમ તો કેન્દ્રમાં છે. પણ શાસ્ત્રીજી એમની યોગ્યતા ને કર્મદક્ષતાને કારણે સહુથી આગળ છે. એકંદરે આ દેશને જે જે ગુણોની અપેક્ષા છે તે એમનામાં સહુથી અધિક છે. નેહરુજી પછી કોણ ?— એ પ્રશ્નનો જવાબ આપોઆપ જ દુનિયાને મળી ગયો છે. એમ કહેનારા લોકો પણ હતા કે નેહરુ પછી ઝઘડા થશે. પરંતુ બધું શાંતિપૂર્વક પતી ગયું. એનું વિશેષ શ્રેય કૉંગ્રેસ અધ્યક્ષ શ્રી. કામરાજને છે. સહુને સાથે લઈ ને ચાલવાની લાલબહાદુર શાસ્ત્રીમાં શક્તિ છે. કેટલાયે ગૂંચવાયેલા સવાલોને એમણે સારી રીતે હલ કર્યા છે. લાલબહાદુરજી એવી વ્યક્તિ છે, જે માને છે કે કાશ્મીરના સવાલનો ઉકેલ થવો જોઈએ.

હું જેમને મળું છું તેમને કહું છું કે આપણી સમક્ષ ત્રણ મોરચા છે. ૧. ચીનનો મોરચો. ૨. પાકિસ્તાનનો મોરચો અને ૩. ભારતની ગરીબીનો મોરચો. આ ત્રણે મોરચા આપણે એકી સાથે લડી શકીએ તેવી આપણી શક્તિ નથી. કોઈ એક જ મોરચે આપણે લડી શકીએ—અને તે મોરચો છે ભારતની ગરીબીનો. બીજા બંને મોરચા પર આપણે સંધિ કરવી જોઈએ. લાલબહાદુરજી પણ આ દિશામાં વિચારનાર છે. એ શુભ લક્ષણ છે. પંડિતજીના અંત્યેષ્ટિ સંસ્કાર પ્રસંગે





પાકિસ્તાનના વિદેશ મંત્રી શ્રી. ભુટ્ટો મને કહી રહ્યા હતા કે ગાડી કંઈક આગળ ચાલી એવું લાગતું હતું. પાકિસ્તાનના પ્રમુખ અયૂબખાં દર મહિનાની પહેલી તારીખે રાષ્ટ્ર જોગું વાયુપ્રવચન કરે છે. જૂન મહિનાની પહેલી તારીખે એમનું જે ભાષણ પ્રસારિત થયું છે, તે પણ આ દિશામાં આશાસ્પદ છે. લાલબહાદુરજી મને કહી રહ્યા હતા કે રાષ્ટ્રપતિ અયૂબખાંનું આ ભાષણ એમને ખૂબ સારું લાગ્યું.

થોડાંક વર્ષ પહેલાં બાબા (વિનોબા) કાશ્મીર ગયા હતા. અને જેલમાં શેખસાહેબને મળ્યા હતા. ત્યારે એમની સમક્ષ સ્વતંત્ર કાશ્મીર તથા ત્રણે રાષ્ટ્રોને મિલાવીને હળવા પ્રકારના એક સંઘનું સૂચન મૂક્યું હતું. જે રાષ્ટ્રો એ સંઘમાં અંતર્ગત હોય, તેમને સ્વતંત્ર રાષ્ટ્રો માનવામાં આવે. અને સંરક્ષણ, આયાત-નિકાશ, પરદેશ નીતિ જેવી બે-ચાર બાબતોનો નિર્ણય સર્વસંમતિથી થાય. જો કે એ વેળા એ વાત અવ્યવહારિક લાગે છે. આ જ વાત બીજી વાર બાબાએ આસામમાં પણ કહી હતી. હમણાં શેખસાહેબ બાબાને મળવા ગયા ત્યારે બાબાએ એ જ વાતો દોહરાવી. એમનું આ સૂચન સાંભળીને શેખસાહેબ રાજી રાજી થઈ ગયા. કેમકે એમાં ત્રણે શરતો પૂરી થઈ જાય છે. અને સહુને સંતોષ થાય છે. પાકિસ્તાન હિન્દુસ્તાન વચ્ચે મેળ થાય છે. અને કાશ્મીરની જનતાને પણ ન્યાય મળે છે. વળી એકમેકના દેશમાં આવવા-જવાનો માર્ગ પણ મોકળો થાય છે. એમ તો અત્યારે કાશ્મીર અંગે કેટલાયે સૂઝાવ રજૂ થયા છે. પણ હમણાં હમણાં બાબાનાં આ સૂચન પ્રત્યે પંડિતજીનો ઝુકાવ વિશેષ થયો હતો.

આ વિષે કાશ્મીરના હિંદુઓમાં એ ભય પેદા થઈ શકે કે તેઓ લઘુમતીમાં હોવાને કારણે તેમની હાલત કદાચ પૂર્વ પાકિસ્તાનના હિંદુઓના જેવી થઈ જાય તો ? જો કે એનો પણ માર્ગ નીકળી શકે છે. એમના ભાષણમાં હમણાં ભલે અયુબખાંએ સંઘની કલ્પનાને બેકાર બતાવી હોય. પણ ચાર વર્ષ પહેલાં સંયુક્ત સંરક્ષણનો વિચાર રજૂ કરનાર એ જ અયુબખાં હતા. પણ આજે એય ડરે છે કે કદાચ એમ કરવાથી પૂર્વ પાકિસ્તાનના લોકો અલગ થઈ જાય તો ? એમનો ડર પણ સાચો છે. એનો રસ્તો કાઢવાની વાત પણ શેખસાહેબે કહી. કોન્ફેડરેશનને બદલે એસોશિયેશન અથવા તો એવું જ બીજું કંઈક નામ રાખી શકાય. બલકે એ 'એસોશિયેશન ઓફ સાઉથ એશિયા' વધારે સારું થઈ શકે. એમાં ભારત, પાકિસ્તાન ને કાશ્મીર સિવાય નેપાળ, ભૂતાન, સિક્કિમ, લંકા, બર્મા પણ સામેલ થઈ શકે. હું માનું છું કે દુનિયાએ ચીનનો મુકાબલો કરવા માટે આ રસ્તે જવું પડશે.

★

પ્રો. ગોવિન્દભાઈ પટેલ

## હું ગોકુળની મહિયારી

હું ગોકુળની મહિયારી,
રાસવિહારે રઢિયાળી હું ઘેલી વ્રજની નારી.
હું ગોકુળની મહિયારી.

ધરતીના નંદનવન જેવું ગોકુળ મારું ન્યારું,
ઊજળી ગંગા શ્યામ યમુના રાખે નિત હરિયાળું,
ઘાટ અહીં સહુ રસના, નારી પ્રેમતણી પનિહારી.
હું ગોકુળની મહિયારી.

ઉરઉરના આનંદકંદશા નંદ ગામના માળી,
કુળકુળની શોભા શી સોહે કાનકુંવરની માડી,
ગોધન મોંઘું ધન હ્યાં, એની કરતાં સહુ રખવાળી.
હું ગોકુળની મહિયારી.

એક પૂજા અહીં ધરતીમાની, બીજી પૂજનીય વેણુ!
અલખ તણી ના આરત અહિયાં લખતું કેવું લ્હેણું
યોગ મળ્યો અહીં અવતરવાનો એય
એક બલિહારી.
હું ગોકુળની મહિયારી.

★



ભારતની વર્તમાન પરિસ્થિતિ : ૨૭૯

ચુનીલાલ વ૦ શાહ

# ખુદાબક્ષ ખિસ્સાકાતરુ

માણસમાં જ્યારે અનીતિ અને જૂઠ પ્રવેશે છે ત્યારે એ માણસ મટી જાય છે એવું નથી હોતું. એ ફરીથી એવો સીધો સાદો અને સરળ માણસ પણ બની શકે છે—એવી પરિવર્તનકથા અહીં આપણા વયોવૃદ્ધ વાર્તાકાર આપે છે......

હું અને હરિદાસ બેઉ પોળમાંથી સાથે નીકળ્યા. હું સાયકલ દોરતો ચાલતો હતો, તે પગપાળા ચાલતા હતા. હું એક ઉદ્યોગના કારખાનામાં નોકરી પર જતો હતો, હરિદાસ પ્રાંતિક સમિતિના કાર્યાલયે જતા હતા. તે સેવાભાવી હતા, સત્યાગ્રહની લડતમાં જેલમાં ગયેલા હતા. એમના કાર્યને જીવનનું ધ્યેય માનતા હતા. અને રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં રચ્યાપચ્યા રહેતા હતા. અમારાં બેઉનાં ઘર સામસામાં હતાં, એટલે અમે પડોશીઓ હતા. મારાથી દસેક વર્ષે મોટા હોઈ હું તેમને મુરબ્બી માનતો હતો.

પોળના દરવાજા પરથી છૂટા પડતાં પહેલાં અમે સહેજ ઊભા રહ્યા. હરિદાસે પૂછ્યું, 'હેં કાન્તિલાલ! પેલો ખુદાબક્ષ તમારો દોસ્ત છે કે શું?'

'ખુદાબક્ષ કોણ?' મેં પૂછ્યું.

'કેમ વળી! હું તેને અને તમને કોઈ કોઈ વાર વાતો કરતા પણ જોઉં છું સામેની દુકાન પર. પેલો જીન્હા ટોપી અને કાબરચીતરા હાફકોટવાળો.'

'એ જ ખુદાબક્ષ? અત્યારે જ મેં તેનું નામ જાણ્યું. સામેની પાનવાળાની દુકાન પર કોઈ કોઈ વાર તે પાન ખાવા આવે છે, હું પણ ત્યાં જ પાન ખાવા જઉં છું, એટલા પૂરતી આંખની ઓળખાણ.'

'એક વાર તો મેં તેને તમારી સાયકલના ટાયરમાં હવા પૂરી આપતો જોયેલો.'

'ખરી વાત. તેણે જ મારું ધ્યાન દોરેલું કે ટાયરમાં હવા પૂરતી નથી અને પછી પાનવાળાની દુકાનેથી જ પંપ માગી લઈને હવા પૂરી આપેલી. પણ એ ખુદાબક્ષનું શું છે?'

'ખાસ તો કાંઈ નહિ, પણ સાવચેત રહેજો. પહેલા નંબરનો ખિસ્સાકાતરુ અને આ આખા લત્તાનો દાદો છે.'

'એમ છે કે? એ તમે ઠીક કહ્યું.'

પછી અમે છૂટા પડ્યા.

પાનવાળાની દુકાને હું રોજ બે વાર પાન ખાવા જતો. પણ કોઈક જ વાર, અઠવાડિયે-પખવાડિયે એકાદવાર, ખુદાબક્ષ મને મળતો અને સલામ કરી 'કેમ છો સાહેબ' એમ પૂછતો; અને હું 'સારું છે મિયાં' એવો જવાબ આપી છૂટો પડતો. આટલો અલ્પ સંબંધ રાખનાર માણસ ભલે હલકો હોય, પણ આપણે તેનો તુચ્છકાર કરવા જેવો અવિનય દાખવી શકતા નથી; એટલે એ સંબંધ અને પરિચય લંબાયે જાય છે.

એકાદ વર્ષ સુધી આવો આછેરો પરિચય ચાલ્યા પછી મને જણાયું કે ખુદાબક્ષ મારી તરફ માનદૃષ્ટિ ધરાવે છે. તે વિનયપૂર્વક વાતો કરતો અને શહેરમાંના સામાન્ય બનાવો વિષેની વાતચીતમાં સુરુચિથી બોલતો. હું બારીકીથી તેની વાતોનું માનસિક પરીક્ષણ કરતો અને મનથી પૂછતો કે તેમાં તેનું ધંધાદારી ચાતુર્ય તો નહિ હોય! પરિચય વધતાં તેની નિખાલસતા મને વધારે છતી થતી જણાવા લાગી.

એકવાર મેં બે પાનબીડાં તૈયાર કરાવી એક મોંમાં મૂક્યું અને બીજું ખુદાબક્ષ સામે ધર્યું. તે તેણે માથું નમાવીને લીધું તથા ખાધું. પછી અમે વાતો કરવા લાગ્યા. વાતોમાં તેનું દિલ ખુલ્લું થતું જણાતાં મેં સહજ ભાવે કહ્યું: 'તમે તમારી આબરૂની ખેવના રાખતા જણાતા નથી.'

તેણે મોં મલકાવી આંખો નીચી ઢાળી જવાબ આપ્યો: 'ખરી વાત છે સાહેબ, મારો ધંધો એવો છે એટલે શો ઉપાય.'

'બીજો ધંધો કરો.'

'બે-ત્રણ ધંધા કરી જોયા, પણ કશું ફાવ્યું નહિ.'





'પણ આ ધંધામાં તો તમે જોખમ ખેડો છો. કોઈકવાર...'

'એ પણ ખરું. બનતાં સુધી હું આંધળું જોખમ ખેડતો નથી...હવે રજા લઉં સાહેબ.' કહી તે ચાલ્યો ગયો.

તેનો ખિસ્સાકાતરુનો અને દાદાગીરીનો ધંધો હું જાણી ગયો છું એમ જાણ્યા પછી ખુદાબક્ષ અને મારી વચ્ચેનો પડદો વધુ ને વધુ ખસવા લાગ્યો. કોઈ વાર તે પંદર વીસ દિવસ સુધી દેખાય નહિ એટલે હું પૂછું, 'કેમ મિયાં, હમણાં દેખાતા નથી?' તે હસીને જવાબ આપે: 'બહારગામ ફેરી કરવા ગયો 'તો. ફેરો સફળ થયો છે.' કોઈક વાર સામો મળે ત્યારે થોભ્યા વિના માત્ર હાથ ઊંચો કરી ચાલતાં ચાલતાં સલામ પતાવી દે અને પછી જ્યારે મળે ત્યારે ખુલાસો કરે: 'તે દિવસે હું ઉતાવળમાં હતો, હોં સાહેબ. એક દોસ્ત ધંધો કરતાં સપડાઈ ગયો હતો. તેને છોડાવવાની ધડભાંજમાં પડ્યો હતો.' કોઈ વાર તે બે ત્રણ દોસ્તોની સાથે હોય અને મને જુએ તો જોયું-ન જોયું કરીને ચાલ્યો જાય.

એક વાર મારા મકાનની બાજુમાં રહેતા મારા કાકાના ઘરમાં ચોરી થઈ. ઉનાળાનો દિવસ હતો. છજાની જાળીની અંદર તાળું વાસીને બધાં સૂઈ રહ્યાં હતાં. ચોર તાળું ખોલી જાળી વાટે અંદર પેસી સોનાનાં બટન સાથે કોટ-ખમીસ ઉપાડી ગયો હતો. કોટના ખિસ્સામાં પચીસેક રૂપિયાની નોટો હતી. હું અને કાકા સવારમાં પોલીસ ચોકી પર ફરિયાદ નોંધાવવા જતા હતા ત્યારે ખુદાબક્ષ સામો મળ્યો પણ કાંઈ બોલ્યો નહિ અને બાજુએ વળી ગયો. અમે ફરિયાદ નોંધાવીને પોળમાં પાછા ફરતા હતા ત્યારે પાનવાળાની દુકાનેથી ખુદાબક્ષે બૂમ મારી: 'અરે સાહેબ! જરા આ તરફ...' હું જતાંવેંત બોલ્યો: 'અરે મિયાં આજે તો પોલીસમાં ફરિયાદ નોંધાવવી પડે એવું બન્યું છે' એમ કહીને મેં તેને ચોરી બાબતની વાત કહી તે તેણે મૂંગા રહી સાંભળી. મેં આગળ કહ્યું: 'ગયેલો માલ કાંઈ પાછો આવવાનો નથી અને કાકા તો ફરિયાદ નોંધાવવાની જ ના કહેતા 'તા પણ મેં ધાર્યું કે ફરિયાદ નોંધાવી હોય તો કોઈ વાર ચોરાયેલો માલ પકડાતાં પાછો મળવાની આશા રહે.'

તે બોલ્યો: 'એ આપે ઠીક કર્યું. આપના કાકાને ત્યાં જ ચોરી થઈ છે એમ કે?'

'હા, કાકા મારી બાજુના ઘરમાં રહે છે, તે ઘવાયા અને હું બચી ગયો એટલું મારું ભાગ્ય.'

બીજે દિવસે પાનવાળાની દુકાન પર મેં ખુદાબક્ષને જોયો અને તેણે મને બોલાવ્યો. હું જઈને ઊભો રહ્યો કે તુરત તેણે એક નાની દાબડી મારા ખિસ્સામાં મૂકી દીધી અને કહ્યું, 'ઘેર ગયા પછી ઉઘાડી જોજો.'

મને આશ્ચર્ય થયું: 'શું હશે?' ઘેર જઈને દાબડી ઉઘાડીને જોયું કે કાકાના કોટ તથા ખમીસનાં સોનાનાં બટન તેમાં હતાં! હું સમજી ગયો કે ખુદાબક્ષના કોઈ સાગરીતે ચોરી કરી હશે અને તેથી મારી સાથેનો સંબંધ ખુદાબક્ષે આ રીતે જાળવવાનું વાજબી માન્યું હશે.

આ વ્યવહારમાં ખુદાબક્ષના ધંધાનું એક વિચિત્ર પણ વિશિષ્ટ લક્ષણ મને જોવા મળ્યું.

એક વાર તેણે મારી સમક્ષ પોતાના ખિસ્સામાંથી તરેહતરેહની બાર પંદર ફન્ડીપેનોનો થોકડો કાઢ્યો અને એને મારી સામે ધરીને કહ્યું, 'આમાંથી આપને જોઈએ તે પસંદ કરી લો!' ઘણી ખરી સાદી ને સસ્તી પેનો હતી, પણ બે ત્રણ કિંમતી હતી. મેં પૂછ્યું, 'મિયાં, આ તમે ક્યાંથી લાવ્યા?' તે હસીને બોલ્યો, 'આપના જેવાના ખિસ્સામાંથી!' મારી છાતી ધડકી. પેન લેવાના તેના સૂચન પર મને અણગમો ઉપજ્યો, પણ મેં તે પ્રકટ કર્યો નહિ અને કહ્યું, 'મારી પાસે બે પેનો તો છે. વધુની મને જરૂર નથી, મિયાં!' મારા જવાબનો મર્મ તે સમજી ગયો. તેનો ઉત્સાહ શમી ગયો.

હરિદાસે ફરી એક વાર ટકોર કરી, 'કાન્તિભાઈ, હજુ

પણ બે-ચાર મહિને એકાદ વાર તો તમે પેલા ખિસ્સા-કાતરુ સાથે વાતો કરતા મારા જોવામાં આવો છો.'

મેં કહ્યું, 'તમારી વાત ખરી છે, અમારી આંખની ઓળખાણ તો ચાલે છે, પણ મેં તેના ધંધા સાથે નિસ્બત રાખી નથી.'

'તમે નિસ્બત નથી રાખી તેટલાથી હું સંતોષ માની લઉં નહિ. એક નાગરિક તરીકે તમારી ફરજ છે કે, તમારે તેવા માણસને કોઈ પણ ઉપાયે પકડાવીને તુરંગમાં પૂરાવવો.'

એ સલાહની સસ્મિત ઉપેક્ષા કરીને મેં કહ્યું : 'દિલગીર છું, હરિદાસભાઈ! નાગરિકત્વની બધી ફરજો અદા કરવા જેટલો હું શક્તિમાન નથી.'

'એ તો ઠીક, પણ હરિપુરાની કોંગ્રેસમાં તો આવશો ને?'

'તમે જવાના હો તો સાથે આવીશ, બાકી હું તમારા જેવો રાષ્ટ્રભક્ત નથી.'

'મારે તો જવું જ પડે, પણ તમે જરૂર આવો. રાષ્ટ્રીયતાના રંગે રંગાવાનો એ સુયોગ ગુજરાતને આંગણે આવ્યો છે તે ગુમાવવા જેવો નથી.'

હરિદાસની એ સલાહ મેં સ્વીકારી અને હું તેમની સાથે ગયો. હરિપુરામાં પ્રાંતિક સમિતિના સભ્યોના ઉતારાની સાથે મારે માટે હરિદાસે ગોઠવણ કરેલી. ખાદીધારી રાષ્ટ્રસેવકોનો અને આસપાસના પ્રદેશમાંથી ઊતરી પડેલા હજારો ગુજરાતીઓનો એ એક અજબ મેળો હતો.

એક વાર હું હરિદાસ અને તેમના સાથીઓની પાછળ પાછળ કોંગ્રેસ મંડપ તરફ જતો હતો, ત્યારે મારી પીઠ પાછળથી કોઈએ મારા ખભા પર હાથ મૂક્યો. પાછું વાળીને જોતાં જ હું ચોંકી ગયો. પગથી માથા સુધી ખાદીના પોશાકમાં સજ્જ થયેલો એ ખુદાબક્ષ હતો! તે વખતે કોઈ તેને મુસલમાન પણ કહી શકે નહિ. તેણે ખાદીની ધોતી પહેરી હતી!

મેં પૂછ્યું : 'અરે, ખુદાબક્ષ મિયાં! તમેય આવ્યા છો?'

તે હસીને બોલ્યો : 'અમારે પણ આવવું જ પડે ને! અમે સાત દોસ્તો આવ્યા છીએ. આપને માટે ઉતારાની વ્યવસ્થા કેવી છે?'

'ઠીક છે, કાંઈ અડચણ જેવું નથી.'

'અમારો ઉતારો સરસ છે, વધુ જગ્યાય છે, પણ આપને હું ત્યાં આવવા કહી શકું નહિ.'

'કશી જરૂર નથી.' એમ કહી હું છૂટો પડ્યો. થોડે દૂર હરિદાસ મારી રાહ જોતા ઊભા હતા.

મને તેમણે પૂછ્યું: 'કોણ મળ્યું 'તું?'

'અમદાવાદનો એક ઓળખીતો મળ્યો 'તો.'

ખુદાબક્ષને હરિદાસ ઓળખી શક્યા નહોતા એ મેં જાણી લીધું.

ત્યારપછી એક માસે જ્યારે મને ખુદાબક્ષ મળેલો ત્યારે તેણે કહેલું કે 'હરિપુરામાં મારા ભાગમાં સાડત્રીસસો રૂપિયા આવ્યા!' મેં હિસાબ કરી લીધો કે એ ખિસ્સાકાતરુ ટોળીએ રાષ્ટ્રભક્તોના પચીસેક હજાર રૂપિયા છાના લૂંટી લીધા હતા.

ત્યારપછી ખુદાબક્ષ મને કોઈ કોઈ વાર મળતો, પણ તેની વાતો સાંભળવામાં મને રસ નહોતો, તેમ તે સુધરે એવી મારી આશા નહોતી. ઓળખાણ જેમ ચાલતી હતી તેમ વર્ષો સુધી ચાલ્યા કરી. દેશને સ્વાતંત્ર્ય મળ્યું. લોકશાહી આવી, રાજકારણમાં પલટો થયો, નવી જાગૃતિ આવી, જૂના રાષ્ટ્રસેવકો ઓછા થયા અને નવા રાષ્ટ્રસેવકો મોખરે આવ્યા. હરિદાસ જૂના રાષ્ટ્રસેવક હતા. નવા કાજકારણમાં તે બંધ બેસતા થાય તેવા નહોતા, ઉંમર પણ વધી હતી, છતાં તેમની કામગીરીની ધગશ તો ચાલુ જ રહી હતી. પહેલાં દારૂનાં પીઠાં પર પિકેટિંગ કરવાની કામગીરી તેમણે બજાવેલી; લોકશાહીમાં દારૂબંધી આવતાં તેમણે એની ઝુંબેશમાં ઝુકાવ્યું હતું.

દારૂબંધી થાય અને તે માટેના કાયદાનો સચોટ અમલ થાય એ દેશહિત માટે જરૂરી હતું. દારૂ પીતા મજૂરોના મહોલ્લાઓમાં જઈને હરિદાસ ભાષણો કરે,

દારૂ ન પીવાની પ્રતિજ્ઞા લેવડાવે, 'દારૂબંધીનો વિજય હો' એવા ઘોષ ગજાવે, એ બધું યોગ્ય હતું; પરંતુ પછી તો તેમની મજલ આગળ વધી. છાની રીતે ગળાતા દારૂની ભઠ્ઠીઓની બાતમી પોલીસને પહોંચાડવાનું અને દરોડા પડાવવાનું કામ ચલાવ્યું, તે વખતે મેં તેમને વાર્યા; 'હરિભાઈ! આ કામ તમારા ગજા બહારનું છે, માટે છોડી દો; પણ જો આત્મબલિદાન દ્વારા શહીદ થવાની ભૂખ જાગી હોય તો તમે જાણો!' હરિદાસે જવાબ આપ્યો: 'શહીદ થવામાંય સદ્‌ભાગ્ય જોઈએ છે; તેવું મારું ભાગ્ય નથી. હું તો જે કરું છું તે કર્યા કરીશ.'

ત્યારપછીને અઠવાડિયે જ મેં સાંભળ્યું કે હરિપ્રસાદને છૂપી દારૂભઠ્ઠીવાળાઓએ ખૂબ માર માર્યો છે અને તેમને હૉસ્પિટલે લઈ જવામાં આવ્યા છે. હૉસ્પિટલમાં પહોંચી મેં તેમને પાટા-પિંડીથી લપેટાયેલા જોયા. તેમને શરીરે સારી પેઠે લાગ્યું હતું, પરંતુ એક પગના ઘૂંટણનું હાડકું ભાંગી ગયું હતું એ ઘણી ગંભીર ઈજા હતી.

પછીને દિવસે મને ખુદાબક્ષ મળ્યો ત્યારે મેં તેને પૂછ્યું: 'અમારી પોળવાળા હરિદાસને તમારા મહોલ્લામાં સખ્ત માર પડ્યો છે તેની તમને ખબર છે?'

'ખબર છે શું, મેં જ તેમને જીવતા બચાવી લીધા છે, નહિ તો ત્યાં જ ખતમ થઈ જાત! આપની પોળના હતા તેથી જ બચી ગયા એમ સમજો હું દાદો ને ગુંડો લેખાતો હોઉં તે ભલે, પણ માણસને ઓળખું છું, હોં સાહેબ! હરિદાસભાઈ દારૂબંધીનાં ભાષણો કરે તે ભલે, તેનો વાંધો નહિ, પણ કોઈના પેટ પર અને જાત પર પગ મૂકે ત્યારે આવું બની જાય, તેનો શો ઉપાય!'

હરિદાસ ત્રણ માસ બિછાનું સેવીને સાજા તો થયા, પણ પગના હાડકાની ઈજાને કારણે એક પગે કાયમના લંગડા થઈ ગયા.

કેટલાક સમય બાદ ખુદાબક્ષ મને મળ્યો ત્યારે કાંઈક ઉદાસ દેખાયો. મેં ખબર પૂછી, એટલે મૂંગા મૂંગા તેણે મારો હાથ પકડ્યો અને પછી મને નજીકની એક હોટલ તરફ દોર્યો. હું પણ સહજ દોરાયો. હોટેલને ખૂણે આવેલા એક એકાંત ખાલી ટેબલ પાસેની ખુરશીઓ પર અમે બેઠા. તેણે ચા-નાસ્તો મંગાવ્યાં.

એ વખતે ખુદાબક્ષે કહેલી વાત ઉપરથી મેં જાણ્યું કે તે એક આફતમાં સપડાયો હતો. પોતાની હાકેમિયતના લત્તામાં તો તે બેપરવા દાદો થઈને ફરતો હતો, પરંતુ બીજાની હાકેમિયતના મહોલ્લામાં થયેલી એક મારામારીમાં તેણે ભાગ લીધો હતો, અને તેમાં પકડાયેલા બીજાઓ સાથે તે પણ આરોપી તરીકે પકડાયો હતો. પોલીસ કેસ થયો હતો અને જામીન પર તે છૂટ્યો હતો; પરંતુ પરિણામ ભયંકર આવશે એમ તેને લાગતું હતું અને તેથી તે ઉદાસ રહ્યા કરતો હતો.

મેં ટકોર કરી: 'એ તમે આંધળું જોખમ ખેડ્યું.'

'હા સાહેબ, એમ જ થયું. જે ભૂલ હું કોઈ દિવસ ન કરું, પારકા લત્તામાં કદાપિ અડપલું ન કરું, તે ભૂલ મેં કરી, પણ હવે ઉપાય નથી.'

'ઉપાય તો બનતો બચાવ કરવાનો માત્ર છે. કોઈ વકીલની સલાહ જોઈતી હોય તો...'

'ના સાહેબ, એ બધી ગોઠવણ થઈ ગઈ છે. મને તો આપની એક મદદ જોઈએ છે.'

'કહો કરી શકાય તેમ હશે તો મદદ કરીશ.'

તે બોલ્યો: 'જો મને સજા થશે તો કેટલો વખત મારે જેલમાં રહેવું પડશે તે અત્યારે કહી શકાય નહિ. મારામારીમાં ઘવાયેલા એક ઈસમનું મરણ થયું છે, એ કારણે મને ત્રણ, પાંચ કે સાત વર્ષની સજા થાય. બીજા ત્રણ આરોપીઓ છે તેમને પણ તેટલી સજા થાય ખરી. મને તો મારી ઓરતની ચિંતા થાય છે, સાહેબ!'

'તમારાં કોઈ સગાં-ઓળખીતાં હશે ને?'

'છે પણ એમાંના કોઈનો મને ભરોસો નથી. અમારાં

સગાંય મોટે ભાગે અમારા જેવા જ હોય. સજાના વર્ષોમાં ઓરતની ખાધા-ખોરાકી અને ઘરભાડાની સગવડ તો હું કરીને જ જઈશ, પણ તે કોઈવાર મૂંઝાય, મુશ્કેલીમાં આવી પડે, ત્યારે આપ તેને તેટલા પૂરતા મદદગાર થાઓ અને વાજબી સલાહ આપો એટલી મારી અરજ છે. આપના ઉપર પૂરો ઈતબાર હોવાથી જ મેં અરજ ગુજારી છે'

હું જોઈ શક્યો કે ખુદાબક્ષ પોતાના દિલની વાત પૂરી નિખાલસતાથી કહેતો હતો; તેની અરજ સ્વીકારવા જેવી છે, તેનું એ કામ કરવા જેવું છે. એમ મને લાગ્યું ખરું; પણ પરોપકાર કરવા જતાં હું પોતે કાંઈ મુશ્કેલીમાં આવી ન પડું તેનો મને વિચાર થતો હતો. એ સંબંધે થોડી ક્ષણ વિચાર કરી લઇને મેં કહ્યું: 'ભલે મિયાં, તમારી ઓરતને કહેજો કે તે મને જરૂર પડ્યે મળે, એટલે હું તેને ઘટતી દોરવણી આપીશ.'

તે ખુશ થયો અને મારા ભણી કૃતજ્ઞ દૃષ્ટિ કરી, મારા હાથ પકડી લઇને તેણે માથું ઝુકાવ્યું.

થોડા માસ પછી સેશન્સ કોર્ટમાં કેસ ચાલ્યો. બધા આરોપીઓને સજા થઈ, તેમાં ખુદાબક્ષને સખ્ત મજૂરી સાથેનાં ત્રણ વર્ષ મળ્યાં.

તેના જેલવાસ પછી ત્રણેક મહિને તેની ઓરત મને મળવા મારે ઘરે આવી. એ અજાણી મુસ્લીમ બાઈને મારા ખંડમાં વગર પૂછ્યે ઘરનાંઓએ આવવા દીધી તેથી હું આશ્ચર્ય પામ્યો પણ તત્ક્ષણ તેનું રહસ્ય સમજાઈ ગયું. તેણે હિંદુ સ્ત્રીનો પોશાક પહેર્યો હતો. મેં માન્યું કે પોતાનાં મુસ્લીમ વેશ ઉપરથી મારે ત્યાં કાંઈ ચકચાર ન જાગે તે માટે તેણે એ વેશ સમજીને જ પહેર્યો હશે. પણ તેને પૂછતાં વળી વિશેષ રહસ્ય પ્રકાશમાં આવ્યું. એ તેનો રોજનો પહેરવેશ હતો. તે બ્રાહ્મણ પુત્રી હતી અને વિધવા હતી, આડે માર્ગે પગ પડતાં તે મુશ્કેલીમાં આવી પડેલી. કુટુંબમાંથી હાંકી કાઢવામાં આવેલી અને પછી એક બે સ્થળે ભટકીને છેવટે ખુદાબક્ષના ઘરમાં બેઠેલી. ખુદાબક્ષ તેને સારી રીતે રાખતો પણ તે બહુ વહેમી હતો. પોતાના આચરણ બદલ ખુદાબક્ષને શંકા ન પડે તે માટે બાઈ બહુ સાવધ રહીને વર્તતી હતી અને ઘર ચલાવતી હતી. સજાનાં વર્ષોમાં હિંમતભેર એકલી રહેવા તે તૈયાર હતી.

બાઈ પરવાનગી મળે ત્યારે જેલમાં ખુદાબક્ષને મળવા જતી હતી. ત્યાં ખુદાબક્ષને કાંઈ ખાસ મુશ્કેલી ભોગવવી પડતી નહોતી એવા સમાચાર આપવા બાઈ કોઈ કોઈ વાર મારે ત્યાં આવતી. જેલમાંના ખુદાબક્ષના સાથીઓ તેના જેવા જ ગુનેગારો હતા. તેમની સાથે રહેતાં તેને નફરત આવતી હતી અને ગોઠતું નહોતું.

બીજી એક વાર બાઈ મળી ત્યારે તેણે મને કહેલું કે, હવે ખુદાબક્ષ જેલમાં કાંતણકામ શીખે છે અને તેના સાથીઓ બદલાયા છે. એકંદરે ત્રણ ચાર વાર મળવા આવ્યા પછી બાઈ આવતી બંધ થઈ હતી. સજાની મુદત પૂરી થતાં ખુદાબક્ષ છૂટયો હશે અને બાઈ પણ તેની સાથે રહેતી હશે. અથવા બેઉ અમદાવાદ છોડીને બીજે ક્યાંય ગયાં હશે એવી મારી માન્યતા હતી.

પગને ઈજા થયાનો બનાવ બન્યા પછી હરિદાસ એક વર્ષ રાષ્ટ્રીય પ્રવૃત્તિ છોડીને ઘેર રહ્યા પણ એ નિષ્ક્રિયતા તેમને બેચેની ઉપજાવનારી લાગી. પહેલાં જેવી કામગીરી ભલે ન બની શકે, પણ બની શકે તેવું અને તેટલું રાષ્ટ્રકાર્ય કરવું જોઈએ એમ માનીને તે રાષ્ટ્રીય સપ્તાહ કે સ્વાતંત્ર્ય દિન જેવા અનુકૂળ પ્રસંગે શહેર સફાઈ, કાંતણ યજ્ઞ એવાં કામોની યોજના કરતા અને તે માટે સ્વયંસેવકો નોંધી ધારેલો કાર્યક્રમ પાર પાડતાં. એવાં કામોમાં થોડું ખર્ચ થતું તે પદરનું કરવા તે તૈયાર રહેતા પરંતુ બહુધા હરિદાસનાં કાર્યક્રમો માટે જોઈતી રકમ વગર પૂછ્યે આપવા આવનારાઓ મળી આવતા. તેમનાં સેવાકાર્યોની એટલી સુવાસ હતી.

એક સ્વાતંત્ર્ય દિને તેમણે કરાવેલા શહેર સફાઈ





ઈશ્વર પેટલીકર

# સ્ત્રી-પુરુષનાં આકર્ષણ

ગમે તે વયે કે ગમે તે વાતાવરણમાં સ્ત્રી સ્ત્રી રહે છે, પુરુષ પુરુષ રહે છે. આપણા દેશમાં તો ખાસ. આપણે સુધરેલા કહેવડાવીએ છતાં સંસ્કાર આપણને ખત્તા ખવડાવે છે. સ્ત્રી-પુરુષનાં એ આકર્ષણને કોઈ નિવારી શકતું નથી......

આપણે ત્યાં સ્ત્રી-પુરુષનાં અલગ વર્તુલની પ્રથા છે તેથી એ બે જાતિને નજીક આવવાનું બને ત્યારે કેમ વર્તવું તેના આચાર ઘડાયેલા છે. સમાજ પુરુષપ્રધાન છે એટલે સ્ત્રીને જ તે વખતે નિયમ પાળવાના છે. સ્ત્રીએ સાસરીમાં સસરા-જેઠ જેવા વડીલોની લાજ કાઢવાની છે, તેમ ગામમાં પતિથી જે ઉંમરમાં મોટા પુરુષ હોય તેની લાજ કાઢવાની છે. જ્યાં લાજ કાઢવાની પ્રથા નથી અને છતાં અલગ વર્તુલની જૂની પ્રથા ચાલુ છે ત્યાં સ્ત્રીઓ પુરુષો બેઠા હોય તે ખંડમાં આવીને બેસતી નથી, ભલે પછી એ સ્ત્રી સાસુ જેટલી ઉંમરમાં મોટી હોય કે સૌમાં વડીલ હોય. સ્ત્રીઓ સ્ત્રીઓ સાથે બેસે છે અને પુરુષો પુરુષો સાથે બેસે છે. લાજ ન કાઢવાથી માથે ન ઓઢવાથી કે સ્ત્રી શિક્ષણના પ્રવેશથી જ કોઈ કુટુંબમાં કે સમાજમાં મિશ્ર જીવનરીતિ આવી ગઈ તેમ કહી શકાય નહિ. સ્ત્રીઓ પુરુષો સાથે સહજ રીતે વાતચીતમાં ભાગ લઈ શકે, કુટુંબના કોઈ પણ નિર્ણય બાબતમાં એ સમાનભાવે વિચારે, વર્તે અને તેમની સંમતિને મહત્ત્વ અપાય ત્યારે એ કુટુંબમાં—સમાજમાં મિશ્ર જીવનરીતિ સ્થપાઈ છે તેમ કહી શકાય.

મિશ્ર સમાજ જ્યાં રચાયો છે તેવા પશ્ચિમમાં એના આચાર જુદા પડે છે. આપણા સમાજમાં જમણવાર હોય તો પુરુષો પહેલા જમી લે અને સ્ત્રીઓ પછી. એ જ પદ્ધતિ કુટુંબજીવનમાં પણ, પુરુષો પહેલા સ્ત્રીઓ પછી જમણવારમાં નવો સુધારો થયો હોય તો એક પંગતે બેસે પણ બંનેની પંક્તિઓ જુદી હોય છે. મિશ્ર સમાજમાં સ્ત્રી-પુરુષો સાથે બાજુમાં બેસી મિશ્ર બની જાય અને તેમાંય પતિ-પત્નીએ એક બીજા સાથે ન બેસતાં પારકા સ્ત્રી-પુરુષ સાથે બેસવાનું હોય છે, પતિપત્ની તો ઘેર સાથે હોય છે જ એટલે પાર્ટીઓમાં તેમને બીજાની સોબત મળે. વિચારવિનિમય કરી શકે તે માટે આચાર સર્જાયેલો છે. વળી રિવાજમાં સ્ત્રીઓ પહેલી હોવી જોઈએ

---

કામોનો અહેવાલ છાપામાં છપાયેલો તે વાંચતો હું પાનવાળાની દુકાને ઊભો હતો. એવામાં હરિદાસ પોળમાંથી નીકળી મોં મલકાવતા અને પગ ખચકાવતા આવી મારી સામે ઊભા. તેમણે પૂછ્યું, 'શું વાંચો છો, કાન્તિભાઈ?'

'તમારા સેવાકાર્યનો અહેવાલ વાંચું છું અને તેની છબી જોઉં છું. પણ હેં હરિભાઈ, સફાઈ કરનારાઓનો ફોટોગ્રાફ આમાં છપાયો છે. તેમાં છેલ્લા ઊભેલા દેખાય છે તેનો ચહેરો પેલા ખુદાબક્ષના જેવો લાગે છે, તો શું ખરેખર એ હતો?'

'હા, એ જ હતો, તમને ખબર નહિ હોય, પણ એ મિયાંભાઈ એક મારામારીના કેસમાં ત્રણ વર્ષ સુધી જેલની મહેમાનગીરી ચાખી આવ્યા છે અને ત્યારથી ઠેકાણે આવી ગયા છે.'

'એમ છે. અત્યારે તે શું કરે છે?'

'એક મિલના સ્પીનિંગ ખાતામાં રાતપાળી કરે છે.'

જેલમાંથી છૂટ્યા પછી ખુદાબક્ષ મને મળ્યો નહોતો. મોં પણ બતાવ્યું નહોતું, તેના દિલમાં શરમ-સંકોચનો ઊભરો ચડ્યો હશે. પણ હરિદાસે આપેલા સમાચાર પછી હું તેને મળવાને ઉત્સુક બની ગયો. તેનું ઘર મેં જોયું નહોતું એટલે પાનવાળાને પૂછી લઈને હું તુરત સાયકલ પર બેસી તેને મળવા ગયો, તે આંખોમાં આંસુ સાથે મને ભેટી પડ્યો અને મેં તેની પીઠ થાબડી.



(લેડીઝ ફર્સ્ટ) તે પ્રમાણે એમને પ્રથમ પિરસાય અને તે પછી પુરુષોને. સમૂહ નૃત્યમાં પરસ્ત્રી-પુરુષે જોડી રચીને નૃત્ય કરવાનું હોય છે. સ્ત્રી મહેમાન ઘરમાં આવે ત્યારે એનો કોટ કાઢવામાં પુરુષ યજમાને મદદ કરવાની છે અને એણે યોગ્ય સ્થળે ટીંગાવી દેવાનો હોય છે.

અમલદારોને ફરજ ઉપર લાંબો વખત બહાર જવાનું થાય ત્યારે એનાં પત્ની બાળકોને એકલું ન લાગે માટે તેના સાથી અમલદારોની ફરજ થઈ પડે છે કે એ કુટુંબની ભાળ કાઢે—સોબત આપે. ફરજ ઉપર લાંબો વખત બહાર રહેવાના પ્રસંગો લશ્કર ખાતાના પુરુષોને સૌથી વધુ આવે છે. વળી લશ્કરની નોકરી એવી છે કે કોઈ પોતાના જન્મથી ચાલ્યા આવતા સમાજ વચ્ચે રહી શકતો નથી. એને લશ્કરી છાવણી સ્થળે જઈ ને વસવું પડે છે અને ત્યાં એના સાથીઓ સિવાય બીજો સમાજ હોતો નથી. આ કારણે એવાં કુટુંબોને સાથી વર્ગ સહવાસ ન આપે તો મળી શકે નહિ. પરિણામે પશ્ચિમની આ પદ્ધતિ આપણા દેશમાં કોઈ વર્ગમાં સવિશેષ જોવા મળતી હોય તો લશ્કરી અમલદારોમાં. જો એવો આચાર ન કેળવે તો પછાત-પણામાં ખપી જવાય છે.

આ રિવાજ સારો છે. વળી આપણા માટે નવો છે એમ પણ ન કહી શકાય. આપણાં સગાં-સ્નેહીઓની એવે વખતે ખબર અંતર રાખવાનો રિવાજ છે જ. ફક્ત ઘરમાં સ્ત્રીવર્ગ હોય તો એની ભાળ કાઢવા સ્ત્રીવર્ગ જાય છે તેટલું જ. મિશ્ર સમાજના રિવાજમાં પુરુષ જાય છે, સાથે એની પત્ની પણ જતી હોય છે. પરંતુ કોઈ કોઈ વખત સ્ત્રીને એ રિવાજ ત્રાસજનક પણ બની જાય છે. પતિનો સાથી પુરુષ એ રિવાજના હાર્દને સ્વીકારીને આવતો ન હોય, પરંતુ પારકી સ્ત્રીને મળવાની આ રિવાજ નિમિત્તે તક મળી છે તેને એ ઝડપી લઈને સ્ત્રી પ્રત્યેના આકર્ષણને લીધે એને મળવાનો મોકો માને છે. એવી સ્થિતિમાં એ પોતાની પત્નીને સાથે લઈ જવાનું ટાળે છે. એવા પુરુષનું આગમન સ્ત્રીને પસંદ ન હોય તો પણ એ ચોખ્ખું કહી શકતી નથી કે તમે મારી ભાળ કાઢવા આવશો નહિ. આ જરા વિચિત્ર લાગે તેવું છે. એ રિવાજથી આપણે ટેવાયેલા નથી તેથી લાગે કે એમ ચોખ્ખું ના કહેતાં શરમ વળી શી રાખવાની હોય? પરંતુ જે રિવાજમાં આપણે માનીએ છીએ અને ટેવાયેલા છીએ તેમાં આપણે એવી જ શરમ રાખી ત્રાસ નથી વેઠી લેતા શું? આપણાં સગાં-સ્નેહીઓ એવાં કેટલાય હોય છે કે તેમના આગમનને આપણે નથી ઇચ્છતાં, એમના અમુક વર્તનને આપણે નથી પસંદ કરતાં અને તે બદલ આપણને ત્રાસ થાય છે. છતાં શરમને વશ થઈ અનિચ્છા વ્યક્ત કરવામાં અવિવેક સમજીને એ વેઠી લઈએ છીએ. કોઈ પણ રીતભાત જ્યારે રિવાજ બને છે ત્યારે એને અમુક હદ સુધી પાળવાનું બંધન આવી જાય છે અને તે સુખેદુઃખે વેઠી લેવું પડે છે. મિશ્ર સમાજનો આ રિવાજ પણ સ્ત્રી બહાદુર હોય તો પણ તેણે અમુક હદ સુધી વેઠી લેવો પડે છે. આથી સ્ત્રીએ પોતાના પતિના અમલદારો સાથે કેમ વર્તવું અને તેમાંથી કેમ માર્ગ કાઢવો તે કુશળતા પ્રાપ્ત કરી લેવી પડે છે. પુરુષે રિવાજને બહાને જવા-આવવાનો અતિરેક ન કરવો જોઈએ અને તે પાછળ કાંઈ બદહેતુ ન હોય તો પણ એનું એવું વર્તન ન હોવું જોઇએ કે સ્ત્રીને તે કૃત્રિમ લાગે. પુરુષનું મન મૈત્રીભર્યું, નિખાલસ અને ઉમળકાવાળું હોય તો પણ વર્તનમાં ગૃહસ્થાઈની સચ્ચાઈનો રણકો ઊઠવો જોઈએ. એમાં કોઈ મોકો સાધવાનો પ્રયત્ન છે તેવી ખોટી છાપ ઊઠવી ન જોઈએ. વળી પોતાના પહેરવેશમાં ખાસ ભભકો લાવવામાં આવ્યો છે તેવી છાપ પણ ન ઊઠવી જોઈએ. કોઈ ચીજ વસ્તુ એ પ્રસંગે લઈ જવામાં આવે તેમાં પણ પ્રલોભનની વૃત્તિ છે તેવો પડઘો પડવો ન જોઈએ. આવી જાગૃતિ રાખવામાં ન આવે તો, સદ્‌ભાવથી શરૂઆત થઈ હોત તો પણ કેવું વિપરીત પરિણામ આવે છે તે નીચેનો બનાવ કહી

જાય છે.

એક ૫૦ વર્ષના પુરુષે એની ૪૮ વર્ષની પત્નીને ત્યક્તા બનાવી હતી. એણે પરિચયમાં આવતાં આ વિધવા સ્ત્રી સાથે વીસ વર્ષ પહેલાં પ્રેમ લગ્ન કર્યું હતું. જેનો તેના સનાતની માબાપને સખ્ત વિરોધ હતો. એમણે તેને ઘરમાંથી કાઢી મૂક્યો હતો અને તેણે પોતાની અલગ દુનિયા વસાવી હતી. બાપે કાયમ કહ્યા કર્યું હતું કે પોતે એને વારસામાંથી બાકાત કરશે. છતાં બાપના મૃત્યુ પછી વીલ નીકળ્યું તેમાં એવી કલમ હતી કે જો એણે વારસામાં ભાઈઓના હક્કે ત્રીજા ભાગીદાર બનવું હોય તો પત્નીને ત્યજી દેવી અને નાતની બીજી સ્ત્રી સાથે લગ્ન કરવું. તે લગ્નથી સંતાન થયા પછી એ વારસાનો હકદાર બનશે. બાપના મરણ પછી બે વરસની અંદર એ બીજું લગ્ન ન કરે તો મિલકત બીજા બે ભાઈઓએ વહેંચી લેવી. પહેલા લગ્નની માફક બીજા લગ્નથી પણ જો એને પ્રજા ન થાય તો એ લગ્નને પાંચ વરસ થાય અને પહેલી પત્ની સાથે કોઈ જાતનો વ્યવહાર ન રાખ્યો હોય તો એને વારસો મળે.

આ વીલે કામણ કર્યું હોય તેમ તે પુરુષે પ્રેમલગ્નની પત્નીને વીસ વર્ષ પછી ત્યક્તા બનાવી અને બાપના વારસા માટે બીજું લગ્ન કર્યું. તેનો આઘાત એની પ્રથમ પત્નીને થાય તે સ્વાભાવિક છે, પરંતુ એવો જ આઘાત તેના મિત્રને પણ થયો. એના પ્રેમલગ્ન વખતે એણે એને ટેકો આપ્યો હતો. ધંધો કરવા બાપ પાસેથી મદદ અપાવી હતી અને પ્રેમને ખાતર બાપની મિલકતને લાત મારવાની ખુમારી પોષી હતી. છેવટે વીસ વર્ષ પછી વારસા ખાતર પત્નીનો ત્યાગ કરે તે કલ્પી શકાતું ન હતું અને છતાં એ એટલું જ વાસ્તવિક હતું. મિત્ર એનો વિચાર કરતો ત્યારે એને એકેય બાળક ન હતું તે કારણ ઊંડે ઊંડે એની બુદ્ધિને દેખાતું હતું. એ પુરુષે એની પત્નીનો પક્ષ લેનાર મિત્રો સાથે સંબંધ કાપી નાખ્યો હતો. તે સંજોગોમાં આ મિત્રે એની પત્નીના મિત્ર બની એને આવી સ્થિતિમાં સહાયક બનવાનો ધર્મ માન્યો હતો. વળી સ્ત્રીમાં જો લાયકાત ન હોત, ગુણ ન હોત અને તેણે એને ત્યજી દીધી હોત, તો એની કૃતઘ્નતા સહ્ય બનત, પરંતુ કોઈ રીતે એનું પગલું માફ થઈ શકે તેવું ન હતું, આથી મિત્રની માફક એની પત્નીએ પણ એના પ્રત્યે દયાભાવ બતાવી એને સહાનુભૂતિપૂર્વક ઘા સહી શકાય માટે થોડો વખત પોતાને ઘેર આવીને રહેવા આગ્રહ કર્યો હતો.

આ દુઃખમાંથી પ્રગટેલી મિત્રની સહાનુભૂતિ બે જ વર્ષના ટૂંકા ગાળામાં પ્રેમમાં એવી પરિણમી કે ત્યક્તા બનાવનાર જે પુરુષનો ગુનો માફ થઈ શકે નહિ તેમ એ માનતો હતો, તે પોતે ૫૩ વર્ષની ઉંમરે પત્ની અને પુખ્ત ઉંમરનાં પરણાવેલાં સંતાનોને ત્યજી મિત્રપત્નીની સાથે જુદાં રહે છે! જે દલીલ એમણે મિત્રને કરી હતી તે એમને કરવામાં આવી અને ત્યક્તા બનેલાં એ બહેનને એમને આશરો આપનાર બહેનને ત્યક્તા બનાવવાના પગલાંનો ખ્યાલ આપ્યો પણ એ બોધ એળે ગયો છે!

એવી જ રીતે એક મિશ્ર વ્યવહારવાળા કુટુંબમાં બનેલું પ્રકરણ પણ લાલબત્તી ધરે છે. એ કુટુંબમાં વહુઓને સસરા–જેઠની લાજ કાઢવાની ન હતી એટલું જ નહિ પણ વડીલો સાથે પણ સમાનતાએ—મિત્રો જેવા વર્તવાનો આચાર હતો. બાપ અને દીકરાઓ મિત્રો જેમ જીવતા હતા અને તેમનો એ વર્તાવ એમના પરિચીતો ધડો લેવા જેવો સમજતા હતા. એમાંથી એક ડગલું આગળ વધી ઘરમાં વહુઓ આવવા માંડી ત્યારે એમની સાથે પણ એ જ વર્તન—દીકરીઓ પિતા ભાઈ સાથે બેસે, વાતચીત કરે અને પાનાં–કેરમ–બેડમિંગ્ટન રમે તેમ વહુઓ પણ રમતી હતી. વહુઓ પણ એવા કુટુંબમાંથી પસંદ કરવામાં આવી હતી કે એમને આ વર્તાવ સ્વાભાવિક લાગે. મિશ્ર સમાજના કુટુંબ વ્યવહાર તરીકે આ ચિત્ર સોહામણું છે. પરંતુ એમાં જો સતત જાગૃતિ ન રહે અને આચારની મર્યાદા

ઓળંગાય તો એમાં જોખમ પણ રહેલાં છે. મિશ્ર સમાજના રિવાજ પ્રમાણે રમતમાં ભિલ્લુઓ પતિ-પત્નીને બદલે બીજા રહે તેને વશ થઈ જેઠ અને ભાભી ભિલ્લુ બનતાં હતાં. ધીમે ધીમે રમતમાં ત્રણ ભાઈઓ અને ત્રણ ભાભીઓની જોડીઓ ભિલ્લુ તરીકે કાયમની બંધાઈ ગઈ. આમાંથી જો એક ભિલ્લુ ન હોય તો બીજું પોતાનો હક નથી તેમ માની સ્વેચ્છાએ ખસી જતું અને ભિલ્લુવાળાં જે હાજર હોય તે રમતાં અને બાકીનું પ્રેક્ષક તરીકે આનંદ લેતું. આ રમતના ભિલ્લુમાંથી જેઠ અને ભાભી વચ્ચે એવું આકર્ષણ શરૂ થયું કે જીવનના ભિલ્લુ બન્યા વિના એ સુખી થઈ શકશે નહિ તેવાં અસહાય બની ગયાં. અને તે સ્થિતિ વધીને અસહ્ય બની ત્યારે જેઠે બંનેની મનોદશા જણાવતો વિગતવાર પત્ર પિતાને લખીને આપ્યો. એમાં નાના દીકરાની વહુએ છૂટાછેડા લઈને જેઠ સાથે લગ્ન કરવાની વિહ્‌વળતા બતાવી હતી! જેઠને બે બાળકો હતાં, પરણવા તૈયાર થનાર ભાભીને એક બાળક હતું! મિશ્ર સમાજના પુરસ્કર્તા વડીલ આમાંથી શો માર્ગ કાઢે?

આમ જો ૫૩ વર્ષના પુરુષની અને ૫૦ વર્ષની સ્ત્રીની મૈત્રી પણ જોખમકારક હોય અને જેઠ વડીલને નાતે પૂજ્ય ગણાય તેવો આર્ય સંસ્કૃતિનો કુટુંબભાવ પણ જો આ આકર્ષણને રોકી ન શકે તો એનો અર્થ એ જ થયો કે પરસ્ત્રી-પુરુષની મૈત્રી શક્ય જ નથી. આપણી જૂની સ્ત્રી-પુરુષની મર્યાદા જ સાચી કે બાપદીકરીએ એકાંત સેવવો ન જોઈએ.— જેથી આવી મુશ્કેલીઓ અને વમળો ઊભાં થવાનો સંભવ જ નહિ. આવો પ્રત્યાઘાત કોઈ ઝીલે તે માટે આ પ્રસંગો અહીં ટાંક્યા નથી, પરંતુ સ્ત્રી-પુરુષની મૈત્રીના મિશ્ર સમાજમાં જે જીવવા માગે છે તેમને એ પાણી કેટલાં ઊંડાં છે તે સમજી વિચારીને એમાં તરવા પડવાનું છે એટલું ચીંધવા માટે ઉલ્લેખ કર્યો છે.

બાપદીકરીએ પણ એકાંત ન સેવવું, એ જૂની સ્ત્રી-પુરુષની મર્યાદાને સ્થૂળ અર્થમાં સમજવાથી બાપને અને દીકરીને અન્યાય થવા સંભવ છે. સંસારમાં બાપ-દીકરી, મા-દીકરો અને ભાઈ-બહેન જેવા પવિત્ર સંબંધોનો જોટો જડવો મુશ્કેલ છે. એમને એકલાં રહેવાનાં પ્રસંગ સમાજમાં ચાલુ જોવા મળે છે અને એ લોહીના સંબંધોએ સંસ્કારની એવી દૃઢતા પ્રાપ્ત કરી છે કે એમના અંગે કોઈ બીજી શંકા લાવતું નથી. અને કોઈ આકર્ષણનું ભોગ નથી બનતું તે પણ હકીકત છે. આથી જ સ્ત્રી-પુરુષના પવિત્ર મૈત્રી સંબંધને સરખામણી આપવાની આવે છે ત્યારે તેને ભાઈ-બહેનના કે બાપ-દીકરીના સંબંધ સાથે સરખાવવામાં આવે છે છતાં બાપ દીકરીએ પણ એકાંત ન સેવવું તેમ જે કહ્યું છે તેનો અંતરમર્મ વિસરવો ન જોઈએ. સ્ત્રી અને પુરુષ વચ્ચેનું આકર્ષણ એવું બળવાન છે કે તેના ઉપર સદાનો વિજય મેળવ્યો છે તેવો દાવો કોઈએ ક્યારેય કરવો ન જોઈએ. એ આકર્ષણનું બળ એક વખત સ્ત્રી-પુરુષમાં પેદા થયા પછી અને વધવા દીધા પછી, એ બાપ હોય કે દીકરી તેને મહાત કરી શકતાં નથી. બાપ-દીકરી અને ભાઈ-બહેન તો એમાંથી બચી જ જતાં હોય છે, પરંતુ એવા ભરોસે રહેનાર અને જાત ઉપર વિશ્વાસ મૂકી એ આકર્ષણ શરૂ થાય તો પણ આગળ વધનાર સ્ત્રી-પુરુષ પચ્ચાસ વર્ષનાં હોય કે જેઠ ભાભીની સગાઈવાળાં હોય તો પણ ઉગરી શકતાં નથી.

ટૂંકમાં મિશ્ર સમાજમાં વિહરવા માગતા સ્ત્રી-પુરુષે કોઈ ઉંમરે કે સંબંધ-સંસ્કાર કે ઘડાયેલી રુચિને વશ થઈને પણ પોતાની જાત ઉપર એવો આંધળો વિશ્વાસ ન મૂકવો જોઈએ કે પોતે વિજાતીય આકર્ષણથી મુક્ત છે. ગમે તે ઉંમરે પુરુષ પુરુષ મટતો નથી અને સ્ત્રી સ્ત્રી મટતી નથી. એમાં રૂપ સંસ્કાર ઉંમર રુચિ, એ જરૂર મહત્વનો ભાગ ભજવે છે, પરંતુ આકર્ષણ સામે તે અભેદ કવચ છે તેવા વિશ્વાસમાં ગાફેલ રહેવું ન જોઈએ.







ડૉ. નરસિંહ મૂ૦ શાહ

# આધુનિક વિજ્ઞાનનાં આંદોલનો અને પ્રવાહો

વિજ્ઞાનદર્શન વિના યુગદર્શન અધૂરું રહેવાનું. આપણને ગમે કે નહીં પણ આધુનિક વિજ્ઞાન માનવીના જીવનમાં અત્યંત મહત્તાપૂર્ણ બની ગયું છે અને ઉપયોગી ભાગ ભજવે છે. વિજ્ઞાન એટલે માત્ર પુસ્તકોમાંથી ગોખેલાં બે–ચાર સૂત્રો નહીં: વિજ્ઞાન એટલે જીવનના સમગ્ર પ્રશ્નો વૈજ્ઞાનિક પદ્ધતિએ હલ કરવાની આપણી દૃષ્ટિ. આ રીતે વિજ્ઞાન આપણા જીવનનું એક ઉપયોગી અંગ બને છે. તેના વિના જીવનમાં અપૂર્ણતા આવે છે. આધુનિક યુગ વિજ્ઞાન યુગ તરીકે ઓળખાય છે તે આ રીતે યથાર્થ બને છે.

આધુનિક વિજ્ઞાન હવે પ્રયોગશાળાની અજાયબી રહ્યું નથી. માનવીના જીવનમાં તે અતિ મહત્ત્વનો ફાળો આપે છે. વૈજ્ઞાનિક સંશોધનનાં પરિણામો મોટા પાયા પર ઉદ્યોગોમાં લાગુ પાડી જીવનની જરૂરિયાતો તૈયાર કરવામાં, જીવનને વધારે સુગમ બનાવવામાં તેનો ઉપયોગ થઈ રહ્યો છે. પણ વિજ્ઞાન બેધારું છે. એક ધારે તે સર્જે છે: તો બીજી ધારે સંહારે છે. ગત વિશ્વયુદ્ધે આ સાવ સ્પષ્ટ દર્શાવી આપ્યું છે: એ યુદ્ધ વિજ્ઞાનની મદદ વડે લડાયેલું યુદ્ધ હતું. વિજ્ઞાનની આ સંહારક બાજુ સૌ કોઈ વિચારવંતને સાલે છે. વિજ્ઞાનનો દુરૂપયોગ કરનારા બીજા છે. વિજ્ઞાનીએ કોઈ દિવસ સંહારક વૃત્તિ પોષી નથી. આ દુરૂપયોગના પરિણામે, આધુનિક સંસ્કૃતિને સમતોલ સાચવવા વૈજ્ઞાનિક સંશોધન બંધ કરવા સુધીની સૂચનાઓ પણ થઈ ચૂકી છે. પોતાની હારની લાગણીનો દોષ બીજા ઉપર ઢોળવાનું સૌ કોઈને ગમે છે. એ સ્પષ્ટ છે કે વિજ્ઞાનીઓ પ્રત્યે અવિશ્વાસ પેદા થયો છે અને વિજ્ઞાનનો પ્રભાવ ભયમાં પરિવર્ત્યો છે. એટલે વિચારકો એમ માને કે વિજ્ઞાન વિના ચલાવી લેવું તો આશ્ચર્ય જેવું નથી.

વિજ્ઞાનનાં બળોનો ઉપયોગ જનતાના શ્રેય અર્થે કરવા અનેકવિધ વિચારો અને યોજનાઓ રજૂ કરવામાં આવે છે. વિજ્ઞાનનું સામાજિક કાર્ય અદૃશ્ય રીતે વિજ્ઞાનની વૃદ્ધિની સાથોસાથ વિસ્તર્યું છે. વિજ્ઞાનનો અભ્યાસ અને તેનું સંશોધન અમુક સંસ્થા યા વ્યક્તિના આશ્રય તળે અમુક બુદ્ધિશાળીઓનો નવરાશનો ધંધો રહ્યું નથી. પણ ગંજાવર ઔદ્યોગિક એકહથ્થુ સત્તા અને રાજ્યના ટેકાથી નભતા મોટા ઉદ્યોગો તેમાંથી અસ્તિત્વમાં આવ્યા છે. આથી વ્યક્તિગતમાંથી સામુદાયિક પાયા પર વિજ્ઞાનનું આજનું બંધારણ થતું જાય છે.

આ બધી ખિલવણી કોઈ પણ યોજનાપુરઃસર ન ચાલતાં અવ્યવસ્થિત અને આડી અવળી રીતે વધી રહી છે. આજની વૈજ્ઞાનિક ભયંકરતા એનું પરિણામ છે. વિજ્ઞાનને સમાજોપયોગી કરવું હોય તો તેને સુવ્યવસ્થિત કરવાની જરૂર છે. આ કાર્ય દેખાય છે તેટલું સહેલું નથી. પ્રથમ તો મૌલિકતા અને સ્વયં પ્રેરણા જેવાં આવશ્યક તત્ત્વોનો નાશ ન થવા પામે એ ખાસ ધ્યાનમાં લેવાવું જોઈએ. વિજ્ઞાનની સાચી પ્રગતિ માટે આ તત્ત્વો આવશ્યક છે. કોઈ પણ વ્યવસ્થા કે યોજનામાં આ તત્ત્વો પ્રધાનપદે રહેવાં જોઈએ. સનંદી નોકરીના અંશ તરીકે વિજ્ઞાનની વ્યવસ્થા કદાપિ ન થઈ શકે. વિજ્ઞાનની સંસ્થાઓમાં સ્વતંત્રતા અને કાર્યદક્ષતા સાથે રાખી શકાય તો જ આગળ વધી શકાય. વૈજ્ઞાનિક શોધખોળ અને સંશોધન એ રાજ્યની આવશ્યક મૂળભૂત બાબત છે એમાં ના નથી પણ તેની વ્યવસ્થા અને ઉત્તેજન ઉપરના મુદ્દા પર થવાં જોઈએ.

વિજ્ઞાનના વહેવારિક* ઉપયોગોની કોઈપણ ચર્ચામાં અર્થશાસ્ત્ર સંકળાયેલું રહેવાનું. આધુનિક અર્થશાસ્ત્રને રાજકારણથી વિખૂટું પાડી નથી શકાતું. ફાસીઝમ અને નાઝીઝમનું આગમન, ઉદય અને હવે અસ્ત, ભયંકર યુદ્ધો અને ભાવિ યુદ્ધના ભણકારાઓએ વૈજ્ઞાનિકને એક શહેરી તરીકે અસર પહોંચાડી છે, એટલું જ નહીં પણ તેના કાર્યને પણ અસર કરી છે. વિજ્ઞાની તેની સામાજિક જવાબદારી વિચારવા લાગ્યો છે. ટૂંકમાં તે માત્ર પ્રયોગશાળાનો એકાંતવાસી રહ્યો નથી. એ સુવિદિત છે કે હિંદનું કાચું ધન લૂંટાઈ રહ્યું હતું. પરદેશીઓ તેનો લાભ ઉઠાવી રહ્યા હતા. આ સ્થિતિ દેશની પ્રગતિને રૂંધનારી હતી. ઉદ્યોગોના અભાવે આ પરિસ્થિતિ ઊભી થઈ હતી. પણ હવે શું છે? આપણા ઉદ્યોગપતિઓ સંશોધનના ફાયદા હજી બરાબર સમજતા થયા નથી. વિજ્ઞાન અને તેના સંશોધનને માત્ર મોઢેથી માન આપનારાં ઘણાં જડી આવે છે. સંશોધનનો અર્થ કાંઈક નવું બતાવી આપો એમ કરવો એ દૃષ્ટિ ટૂંકી અને ઔદ્યોગિક ખિલવણીને વિઘાતક છે. શુદ્ધ સંશોધન વહેવારિક સંશોધનની પ્રગતિનો પાયો છે. ફેરાડેએ લોહચુંબકત્વ અને વીજળીના પ્રવાહને લગતી બુનિયાદી શોધો કરી ત્યારે કોના ખ્યાલમાં હશે કે વીજળી આપણા જીવનમાં અજબ પરિવર્તન આણશે? ઈંગ્લાંડના તે વખતના વડા પ્રધાને જ્યારે ફેરાડેને પૂછ્યું કે 'આ શોધો શું કામની?' ત્યારે ફેરાડેએ આપેલો જવાબ સ્વાભાવિક હતો: 'આના પર કર નાખીને રાજ્ય કરોડોની આવક કરશે.'

છેલ્લા વિશ્વયુદ્ધ દરમિયાન વિજ્ઞાનનો ઉપયોગ મુખ્યત્વે યુદ્ધ સંચાલન માટે થયો. વિજ્ઞાન અને તેના ઉપાસકોની બધી પ્રવૃત્તિઓ યુદ્ધની જરૂરિયાતો માટે કેન્દ્રિત કરવામાં આવી. પરિણામે છેલ્લી પા સદીની શુદ્ધ વિજ્ઞાનની ઉપાસનામાં ભંગાણ પડ્યું. તો બીજી બાજુએ, વિજ્ઞાનની વહેવારૂ દિશામાં ખૂબ ભરતી આવી. અનેક નાના મોટા સંશોધનના વહેવારૂ ઉપયોગો ફળ રૂપે સાંપડ્યા. છેલ્લાં થોડાં વર્ષોની અનેક નાની મોટી વૈજ્ઞાનિક શોધોમાં સૌથી વિશેષ મહત્ત્વપૂર્ણ અને આકર્ષક બે ત્રણ શોધો તરી આવે છે: એક, પરમાણુ બોમ્બની અને બીજી રેડારની (Radar). ઉપરાંત, જેટથી ચાલતાં વિમાનોની શોધનો ઉલ્લેખ પણ કરવો ઘટે છે. આ બધાં યુદ્ધની શોધો તરીકે અસ્તિત્વમાં આવ્યાં.

પરમાણુ બોમ્બ એટલે નરદમ સંહારનું પ્રબળ શસ્ત્ર. એક જ પરમાણુ બોમ્બે જાપાનનો ઘાણ કાઢી નાખ્યો. રેડાર સંહારાત્મક કરતાં રક્ષણાત્મક વિશેષ છે. જર્મનીના હવાઈ મારામાંથી રેડારે ઈંગ્લાંડના લોકોને બચાવ્યા. પરમાણુ બોમ્બનો શાંતિના કાળમાં ઉપયોગ શોધાય ત્યારે ખરો: રેડારના આવા ઉપયોગ તો થવા લાગ્યા છે.

યુદ્ધ બંધ થયું. વૈજ્ઞાનિકોના સર્જેલા આ બાબરા ભૂતોને કેવી રીતે ઉપયોગમાં લેવા એ પ્રશ્ન ઉપસ્થિત થયો. વિજ્ઞાને યુદ્ધના વાઘા ઉતારી નાખવા રહ્યા અને યુદ્ધોત્તર શાંતિના સમયને અનુરૂપ સ્વાંગ ધારણ કરવો રહ્યો. ટૂંકમાં, શાંતિકાળને અનુરૂપ વિજ્ઞાનનું સ્વરૂપ બનવું જોઈએ. તેની યુદ્ધકાલીન ભયંકર ભીષણતા ભૂલાવી જોઈએ. ઉપરની શોધોનો શાંતિકાળમાં યોગ્ય ઉપયોગ કરવા માટે સંશોધન ચાલી રહ્યું છે. આ યોજનામાં વિજ્ઞાન પરનો કાબૂ દેશની સરકારના હાથમાં જતો જાય છે એટલે આજે વિજ્ઞાનનું સંક્રમણ થઈ રહ્યું છે.

પ્રથમ દૃષ્ટિએ એમ માની લેવામાં આવે છે કે છેલ્લા વિશ્વયુદ્ધના પરિણામે વૈજ્ઞાનિક શોધોમાં ખૂબ મહત્ત્વનો ઉમેરો થયો છે અને તેને ખૂબ ઉત્તેજન મળ્યું છે. આ વાત ઉપલક દૃષ્ટિએ બરાબર લાગે છે. સંશોધનને લગતી સામાન્ય બાબતો પરત્વે જરા

* અંગ્રેજીમાં Applied science માટે આ શબ્દ અહીં આ વાપર્યો છે. વિશેષ યોગ્ય પર્યાય કોઈ સૂચવશે? Pure અને a plied–આ બે શબ્દો શુદ્ધ વિજ્ઞાનના સિદ્ધાંતો લાગુ પડીને ઉપયોગી કરેલ સંશોધન માટે પારિભાષિક રીતે વપરાય છે.

વિશેષ વિચાર કરીએ તો ઉપરની વાતને સમર્થન મળે છે ખરું ? જરા વિગતવાર વિચાર કરીએ.

યુદ્ધ યા એવી બીજી કોઈ કટોકટીના પ્રસંગની અસર માનવીના જીવનના દરેક ક્ષેત્રમાં ઉથલ પાથલ કરી મૂકે છે. આપણે યુદ્ધમાં નહોતા છતાં એ અસરથી ક્યાં અજાણ્યા છીએ ? વિજ્ઞાનની બાબતમાં પણ એમ જ થાય છે. શુદ્ધ વૈજ્ઞાનિક અને વહેવારુ સંશોધન વચ્ચે જળવાતું સમતોલન યુદ્ધના કાળ પૂરતું તો સચવાઈ રહેતું નથી. આ અનિવાર્ય છે, આધુનિક યુદ્ધની પરિસ્થિતિમાં આમ જ થવાનું—સરકારી કાબૂ હોય કે નહીં, યુદ્ધના સફળ સંચાલન માટે તાત્કાલિક જરૂરનાં કાર્યો હાથ ધરવા સરકાર પોતાના શ્રેષ્ઠ વિજ્ઞાનીઓને રોકી લે એટલે આમ જ થાય. વિજ્ઞાનીને ગમે કે નહીં પણ તેને આ કાર્યમાં સાથ આપવો જ રહ્યો—નહીંતર દેશદ્રોહનો આરોપ અને તેને અંગેની યાતનાઓ સહન કરવા તૈયાર રહેવાનું. યુદ્ધ એટલે ભંડોળ પર જીવવાનું. આ વસ્તુ એકલા વિજ્ઞાનને માટે જ નહીં, પરંતુ બીજાં ક્ષેત્રોમાં પણ એટલી જ લાગુ પડે છે. વિજ્ઞાનનું શુદ્ધ સંશોધન વસ્તુતઃ લાંબી મુદતનું રોકાણ છે. શુદ્ધ સંશોધનમાં વિજ્ઞાનનાં સત્યોનો અભ્યાસ કરવા ખાતર તેનું કાર્ય હાથ ધરવામાં આવે છે. તેમાં થતી શોધોની તાત્કાલિક ઉપયોગિતા સાથે તેને કાંઈ સંબંધ નથી. શુદ્ધ સંશોધનકાર તેનો અભ્યાસ જિજ્ઞાસા ખાતર જ કરે છે. જ્ઞાન સમાજોપયોગી ધ્યેય છે એટલે તેને સમાજ તરફથી ટેકો આપવામાં આવે છે. તેને ઉત્તેજન મળે છે યા તે ઉત્તેજનને પાત્ર ગણાય છે—માનવીના જીવનના પ્રશ્નોનો તે બુદ્ધિપૂર્વક ઉકેલ આણે છે એટલા ખાતર શુદ્ધ વૈજ્ઞાનિક સંશોધન અંતે ઉપયોગી નીવડે છે. પણ આ ઉપયોગિતા કાંઈ મુખ્ય મુદ્દો નથી. પરમાણુ બોમ્બ યુદ્ધમાં શોધાયો ન હતો, એ ચોક્કસ છે. યુધ્ધે તે કાર્યમાં ઝડપ આણી એ નિર્વિવાદિત છે. સામાન્ય સંજોગોમાં એ કાર્ય પાર ઉતારવા વર્ષો લાગત : યુદ્ધ પરિસ્થિતિએ પુષ્કળ ખર્ચે એ બનાવટ જલદી પાર પાડવામાં વેગ આપ્યો.

પરમાણુ બોમ્બનો ઇતિહાસ ૧૮૯૫માં રોન્જન્ટના ક્ષ-કિરણોની શોધથી શરૂ થાય છે. ક્ષ-કિરણો આપે એવા અન્ય કુદરતી પદાર્થોની શોધ આરંભાઈ. રેડિયો-એક્ટીવિટીની શોધ થઈ: મેડમ ક્યુરીએ રેડિયમ મૂળ તત્ત્વ શોધી કાઢ્યું. પછી લોર્ડ રૂથરફોર્ડની પરમાણુ-રચનાને લગતી બુનિયાદી શોધો આવી. ઇલેક્ટ્રોન પરમાણુમાં હોય છે એમ પુરવાર થયું. હવે એ સુવિદિત છે કે પરમાણુની રચના ઝીણા—અતિ સૂક્ષ્મ રજકણો વડે થયેલી છે. પરમાણુ અવિભાજ્ય છે એવી પહેલાં માન્યતા હતી. સંશોધને પુરવાર કરી બતાવ્યું કે પરમાણુમાં મધ્યવર્તી અંશ છે જેને કેન્દ્ર યા ન્યુક્લીઅસ (Nucleus) કહેવાય છે, અને તેના ફરતાં ઈલેક્ટ્રોનનાં બનેલાં પડો આવેલાં છે. પરમાણુમાં ફેરફાર કરવો હોય તો કેન્દ્રમાં ફેરફાર કરવો જોઇએ. કેન્દ્ર તોડી શકાય તો નવું પરમાણુ બનાવી શકાય. આ કાર્ય માટે જરૂરી સાધનો—હથિયારોના અભાવે થોડા સમય સુધી પ્રગતિ શિથિલ રહી. સાદી ભાષામાં કહીએ તો, પરમાણુનું ન્યુક્લીઅસ અજેય કિલ્લા જેવું છે. આવો કિલ્લો તોડવા જબ્બર તોપની જરૂર પડે: તેવી રીતે પરમાણુનું ન્યુક્લીઅસ તોડવા સબળ સાધનો જોઇએ. આવું સાધન અમેરિકાના પ્રોફેસર લોરેન્સની સાઇક્લોટ્રોનની શોધે પૂરું પાડ્યું. આ બધાને કીર્તિ કળશ ચડાવતી મહાન શોધ ઓટો હાન અને સ્ટ્રાસમાનની હતી. તેઓએ શોધી કાઢ્યું કે યુરેનિયમ પરમાણુની એક જાત (આઇસોટોપ)ને બે સરખા ભાગે તોડી શકાય છે. આ ભંગાણ વખતે ખૂબ શક્તિ વછૂટે છે, એટલું જ નહીં પણ આ ક્રિયા સળંગ ચાલુ રહે છે. એક વખત ક્રિયા ચાલુ કરી એટલે વિશેષ કરવાનું રહેતું નથી. આ થયો પરમાણુ બોમ્બની રચનાનો સિદ્ધાંત. તેના બધાય મુદ્દાઓ અંગે સંશોધન દ્વારા માહિતી એકઠી થયેલી હતી. તેનો ઉપયોગ કરી પરમાણુ બોમ્બની બનાવટ યુદ્ધને લીધે ઝડપી બની. પરમાણુ

બૉમ્બ એટલે પરમાણુ વિભાજનથી વછૂટતી શક્તિનો ઉપયોગ કરી શકાય એવી કરામત. શાંતિના કાળમાં એ શક્તિનો ઉપયોગ વીજળી પેદા કરવા માટે થવા લાગ્યો છે. પરમાણુ શક્તિ વડે ચાલતાં યંત્રો યોજાવા લાગ્યાં છે.

રેડારનું પણ એમ જ છે. રેડિયોના તરંગો વડે દૂરની કોઈ પણ વસ્તુની હયાતી તેમજ સ્થાન નક્કી કરવાની કરામત એટલે રેડાર. રેડાર શબ્દ રેડિયો લોકેટરનું ટૂંકાવેલું નામ છે. આ કરામત પૂર્વે ન હોતી એમ નથી. યુદ્ધ પૂરતો તેનો ઉપયોગ સંજોગોને જવાબદાર છે. આજનું રેડાર એ માત્ર યુદ્ધ સાધન નથી રહ્યું. રોજિંદા વપરાશનું સાધન તે બનતું જાય છે. રેડારનો ઉપયોગ હવામાનમાં થવા લાગ્યો છે. ખગોળના અભ્યાસમાં તે ઉપયોગી થતું જાય છે. રેડારની મદદથી દરિયાઈ સફર ખેડતાં વહાણો માર્ગમાં આવતાં ભયસ્થાનો, તેમનું અંતર અને પ્રકાર જાણી શકે છે. એટલે નાવિકને પોતાની મુશ્કેલીનો ઉકેલ ખોળવો સહેલો થઈ પડે છે. વિમાનોમાં રેડારનો ઉપયોગ સામાન્ય થઈ પડ્યો છે. પક્ષીઓના સ્થળાંતરના અભ્યાસમાં પણ રેડાર ઉપયોગી છે.

આ તો મુખ્ય શોધોની વાત થઈ. તેમનો ઉપયોગ કેવી રીતે થઈ રહ્યો છે એ વિષે ટૂંકું સૂચન કર્યું: આ ઉપરાંત આપણને સ્પર્શતી બીજી નાની અનેક શોધોનો ઉલ્લેખ કરી શકાય: માનવીની જિંદગી બચાવવામાં અત્યંત ઉપયોગી નીવડેલ સલ્ફા ઔષધો, પેનિસિલીન, ડી. ડી. ટી, સ્ટ્રેપ્ટો માઇસીન અને એવી બીજી શોધો. આ છે વિજ્ઞાનનું જમા પાસું.

એ સ્પષ્ટ છે કે વિજ્ઞાનની વ્યવસ્થામાં પરિવર્તન ચાલી રહ્યું છે તે સ્વીકાર્યા સિવાય છૂટકો જ નથી. પ્રત્યેક દેશની સરકાર પોતાના દેશમાં વિજ્ઞાન પરત્વેની જવાબદારીઓ પર કાબૂ લેવા લાગી છે. આજે વિજ્ઞાનનું બેવડું રૂપાંતર થઈ રહ્યું છે. એક તો યુદ્ધની ભીષણતામાંથી નીકળી શાંતિકાળને અનુરૂપ બનવાનું અને બીજું ખાનગીમાંથી સરકારના કાબૂમાં જવાનું.



'મીતપિયાસી'

## મેહુલિયો

આવ્યો મેહુલિયો આવિયો ને કાંઈ લાવ્યો મોતીની
છાબ રે, મેહુલિયો આવ્યો આવ્યો રે !
આવ્યો આષાઢમાં એક દી ને પછી
કોરી ધરતી ને કોરું આભ રે–મે૦
સૂના વગડા ને સૂની વાડીયું
ને હતાં સૂનાં કૈં માનવીનાં મન રે–મે૦
સૂતું ધરતીનું હતું કાળજું ને એમાં
ઊઠી 'તી આકરી અગન રે–મે૦
એમાં આકાશ એણે ઘેરિયું
ને પછી વરસ્યો શ્રાવણનો સાર રે–મે૦
મીઠા કંઠે તે બોલ્યા મોરલા ને
એણે ગાયો કંઈ મેઘ મલ્હાર રે–મે૦

કાળી ધોળી તે ઘૂમે વાદળી
જાણે ગોકુળમાં ચરતી ગાય રે–મે૦
ધરતીનાં છોરૂ વલવલે એને દૂધે નવરાવતી જાય રે–મે૦
ગાજે ગગનમાં ઢોલકાં એનો
ધડક ધિનકધિન્ તાલ રે–મે૦
નાચે છે વનમાં મોરલા,
એની થનક થિનક થિન ચાલ રે–મે૦
ઝાઝો મેહુલિયા આવજે, નથી ધરતીને હૈયે હામ રે–મે૦
તારા વિના તે ઘનશામળા,
કેમ થાશે અમારાં કામ રે–મેહુલો...







વજુભાઈ વ્યાસ

# એ સુભાગી ભાઈ

રક્ષાબંધનનું પવિત્ર પર્વ ભારતમાં મહત્ત્વનું ગણાય છે. ઇતિહાસ પણ આ પર્વથી ઊજળો બન્યો છે. ઇતિહાસ આવા કેટલાય પ્રસંગોની સાક્ષી પૂરે છે. એવા જ એક સામાન્ય પ્રસંગમાં અહીં હૃદય દ્રવી જાય એવી વાત રજૂ થાય છે......

તાજેતરમાં બનેલી આ ઘટના છે. રક્ષાબંધનનો દિવસ હતો. બહેનો પોતાના ભાઈઓને રક્ષા બાંધતી હતી, અને પ્રભુ પાસે ભાઈનું રક્ષણ માગતી હતી.

એ દિવસે રાજકોટ સેન્ટ્રલ જેલના તોતીંગ દરવાજે મેલાઘેલા કપડામાં એક યુવતી માથે બચકી લઈને આવી. વાળ વીખરાયેલા હતા, કપડાં અવ્યવસ્થિત હતાં પણ એના મોઢા ઉપર થાક છતાં આતુરતા, ઉમંગની રેખાઓ ઊપસી હતી.

જેલના દરવાજા બંધ થવાનો સમય ચાર વાગ્યાનો. યુવતી મોડી પડી, એ જુએ એમ દરવાજા બીડાઈ ગયા. જેલરે કહ્યું, 'બે'ન, મળવું હોય તો હવે કાલે આવજો....'

બાઈએ કહ્યું: 'હું રક્ષા બાંધવા આવી છું. મારો ભાઈ આ જેલમાં છે. આજે બળેવનો દિવસ છે. રક્ષાબંધનનો દિવસ છે, મારા ભાઈનું મોં બતાવો એટલે હાથે રાખડી બાંધીને હું ચાલી જાઉં.'

પણ જેલર અસહાય હતો. દરવાજા બંધ થયા પછી કેદીને બહાર કેમ લાવી શકે? એણે ફરીથી બાઈને સમજાવી કહ્યું: 'બે'ન હવે તો કાલે જ આવજો. આજે જેલના દરવાજા નહિ ઊઘડે. ભાઈને મળવું હોય તો કાલે જ મળાશે. નિયમ પ્રમાણે ..' આટલું સાંભળ્યું ત્યાં તો એ યુવતીની આંખો છલકાઈ, ટપ ટપ આંસુઓ પડવા લાગ્યાં. નીતરતી આંખોએ એ કહે: 'પણ મારે તો રક્ષા બાંધવી છે. બીજું કામ નથી. હું અહીં જ ઊભી છું. હું ખસનાર નથી. ને જ્યાં સુધી હું રાખડી નહિ બાંધુ ત્યાં સુધી હું રોટલો નહિ ખાઉં...' ભાંગી-તૂટી વાણીમાં રોતા રોતા કહ્યું.

એવામાં પસાર થતા મુખ્ય જેલરે આ જોયું. એનું મન પીગળ્યું. બાઈના આંસુઓમાં મુખ્ય જેલરને પોતાની બહેન યાદ આવી. એ પણ કોઈકનો ભાઈ હતો!

મુખ્ય જેલરે વૉર્ડનને બોલાવી દરવાજો ઉઘડાવ્યો. એક કેદી બહાર આવ્યો, દરવાજે ઊભો. સામે જોયું તો એની મેલીઘેલી બહેન. બહેનના હાથમાં કાચા સૂતરની રાખડી, ભાઈને માટે એ લાવેલી.

ભાઈએ અગાળ આવી હાથ લાંબો કર્યો, આવેલી યુવતી—એ ભાઈની બહેને રાખડી બાંધી અને ઓવારણાં લીધાં.

દુઃખ અને વેદનાનાં આંસુ હર્ષમાં છલકાયાં. બંનેએ સામસામું જોયું. પણ મૌન જીભ ઊપડતી નથી. બહેને કહ્યું, 'ભાઈ તું સો વરસ જીવજે...લાંબુ આયુષ્ય ભોગવજે.'

અને પેલા કેદી-ભાઈએ કહ્યું: 'બે'ન તું આવી પણ હું આજે તને કશું કાપડામાં આપી શકું એમ નથી, મારી પાસે કંઈ નથી, હું લાચાર છું.'

બહેને કહ્યું: 'ભાઈ, હું કંઈ લેવા આવી નથી. હું તો કહેવા આવી છું કે તું વહેલો વહેલો ઘરે આવજે અને સુખી રહે...' એમ કહી બહેને ભગવાનને ખોળો પાથર્યો.

બંને ભાઈબહેન ભારે મને છૂટાં પડ્યાં. પણ બંનેના મોં ઉપર આનંદની ઊજળી રેખા હતી બંનેના મોં જરા મરક્યાં.

ભાઈ જ્યાંથી આવેલ તે તોતીંગ દરવાજા પાછળ ચાલ્યો ગયો. અને બહેન મુખ્ય જેલરનો આભાર માની માથે બચકી મૂકી ચાલતી થઈ...

ભાઈ છે રાજકોટ જિલ્લાના એક ગામનો આહિર. એ એક ખૂન કેસનો આરોપી છે.

રક્ષાબંધનના દિવસે બનેલો આ બનાવ છે. બહેન તો સુભાગી પણ એનો ભાઈ પણ કેવો સુભાગી!



સીમેન રનગ્લી

# મીઠું અને બ્લડપ્રેશર

ખોરાકમાં મીઠું કેટલું મહત્ત્વનું છે એ જાણીએ છીએ છતાં એ જ મીઠાનો અતિરેક આપણને હેરાન કરવામાં પણ બાકી નથી મૂકતો. અહીં મીઠાના વધુ વપરાશના ગેરફાયદા બતાવેલ છે......

જીભનો સ્વાદ માણસે માણસે એવો જુદો હોય છે કે તે વિષે કશું ચોક્કસ કહેવું મુશ્કેલ છે. આનું પારખું જોવું હોય તો તમારી સાથે જમવા બેઠા હોય તેઓ શું કરે છે તે ધ્યાનથી જોજો. તમને નવાઈ થશે કે દરેકને ખાવામાં મીઠું જુદા જુદા પ્રમાણમાં જોઈએ છે. કોઈકને જેમ ભાણે આવે તેમ ખાઈ લેવાની ટેવ હોય છે. મતલબ "ટેસ્ટ" દાખલ મીઠું લેતા નથી. જ્યારે કોઈકને રસોઈ સાવ ફિક્કી લાગે છે અને ચપટી મીઠું ઉમેર્યા વગર તેમને ચેન પડતું નથી. ત્રીજી વ્યક્તિ એવી પણ અચૂક હોય છે જે રસોઈ ચાખ્યા વગર ભારોભાર મીઠું બારોબાર પધરાવ્યા પછી જ ખાવાની શરૂઆત કરે છે. તમને થશે કે હોય, સૌ સૌની જેવી ટેવ. આમ તો આ બાબત સાધારણ લાગે છે. પણ શરીર–સ્વાસ્થ્ય પર એની દૂરગામી અસર પડે છે એમ સંશોધન પરથી માલમ પડ્યું છે.

ઓછાવત્તા પ્રમાણમાં મીઠું ખાવાની ટેવ ધરાવતા દોઢ હજાર લોકોને ત્રણ વિભાગમાં વહેંચી તે દરેક વિભાગની વ્યક્તિઓની કાળજીપૂર્વક શારીરિક તપાસ કરવામાં આવી હતી. તપાસને અંતે માલમ પડ્યું કે, જેઓને ઉપર મીઠું લેવાની આદત ન હતી, તેવા લોકોનાં સમૂહમાં ફક્ત એક ટકા જેટલા લોહીના વધુ પડતા દબાણ અથવા બ્લડપ્રેશરથી પીડાતા હતા. જેઓને જમતી વખતે ચપટી મીઠું ઉપરથી લેવાની આદત હતી તેવા લોકોના વિભાગમાં ૭ ટકા જેટલા લોકો બ્લડપ્રેશરના હોવાનું જણાયું હતું. ત્રીજો વર્ગ ખૂબ મીઠું ખાનારાઓનો હતો. તેમાં બ્લડપ્રેશરના દર્દીઓનું પ્રમાણ ખાસ્સું ૧૨ ટકા જેટલું હોવાનું જણાયું હતું.

શરીરના અવયવોમાંના મીઠાને બ્લડપ્રેશર સાથે કેવો સંબંધ હોય છે તે આ આંકડાઓ આબાદ બતાવી જાય છે.

બ્લડપ્રેશરના દર્દમાં રક્તવાહિનીઓમાં લોહીનું દબાણ વધતાં તેમનાં કાર્યમાં અત્યંત અટપટી બાધા ઊભી થાય છે. લોહીના દબાણને ફરી નોરમલ બનાવવા માટે જીવકોષોની અંદર તેમજ બહાર રહેલા સોડિયમ વચ્ચે એક પ્રકારની સમતુલા થવી જરૂરી હોય છે. એનો આધાર શરીરમાં જળ તથા મીઠું સમતોલ પ્રમાણમાં રહે તેવા પ્રત્યાઘાતો પર હોય છે. એ પ્રમાણમાં જ્યારે ઠીક ઠીક અવ્યવસ્થા ઊભી થાય છે ત્યારે તેમાંથી બ્લડપ્રેશર થાય છે.

વધુપડતું મીઠું ખાનારી વ્યક્તિઓની ગુર્દો બરાબર કામ કરે તો વધારાના મીઠાનો નિકાલ થઈ રહે છે. સામાન્ય રીતે આપણા શરીરનાં અવયવો એ ક્રિયા આપોઆપ કરતા હોય છે છતાં નિયમન માટેની આવી ઉત્તમ વ્યવસ્થા પણ અમુક લોકોના કેસમાં અપૂરતી થઈ પડે છે. પરિણામે, આધેડ વયના લોકોમાં સહી શકાય તેટલું પણ નોર્મલ કરતાં ઊંચું બ્લડપ્રેશર હોય છે તે ઔર વધી જાય છે.

એટલે બ્લડપ્રેશરના દર્દીઓએ રોજના ખોરાકમાં મીઠાનું પ્રમાણ મર્યાદિત રાખવું જોઈએ. ઉપરાંત શરીરમાંથી વધારાનું મીઠું દૂર કરવામાં સહાયભૂત થાય તેવી દવા લેવી જોઈએ. બ્લડપ્રેશરના દર્દને હળવું પાડવામાં તે સારી કારગત નીવડે છે.



પાકી સડક બનાવવા માટેનું 'સ્ટેરાઈન એમિને' નામના નવા મિશ્રણની શોધ બ્રિટને કરી છે. ડામર કે એવા ગરમ પ્રવાહીમાં ભેગું કરવાથી ભીની સડક પર પણ ચોંટી જાય છે અને પાણીમાં પીગળતું નથી. એના ઉપયોગથી સડકનું આયુષ્ય પણ વધે છે. સડકના ટુકડા સાંધવા માટે ય વાપરી શકાય છે.





'ભદ્ર'

# છતે સાધને.....

આપણે જેને નાની અને ઝીણી વાત માનીએ છીએ તે પણ કેવી ખતરનાક નીકળી પડે છે તે અહીં આપેલી પ્રસંગકથામાંથી જાણવા મળે છે. આપણે પહોંચતાં હોઈએ તો પણ બીજાની ચીજ–વસ્તુ વાપરવા માટે લઈ આવીએ અને તરત સારી સ્થિતિમાં પાછી પણ ન આપીએ એ કેવું :......

છોટાલાલ રસોડામાં આવ્યા અને દેવીની સામે પાટલો મૂકીને બેઠા.

'આવ્યા તો ભલે આવ્યા. જરા બેસો, વાર લાગશે.'

'કેમ આજે મોડું ? મને એમ હતું કે હું મોડો ઊઠ્યો છું.'

'આ જુઓને, સગડી ચેતાવું છું તે ?'

'કેમ સ્ટવ ક્યાં ગયો ?'

'આ રહ્યો.' ખૂણામાં પડેલો સ્ટવ બતાવતાં દેવી બોલી. 'પણ ચેતતો જ નથી ને.'

'શું થયું છે ? લાવ હું ચેતાવી આપું.'

'એ નહિ ચેતે. શાંતાબહેન લઈ ગયાં હતાં તે હમણાં જ આપી ગયાં. મેં ચેતાવવા માંડ્યો પણ ન ચેત્યો. પીન કરવાની જરૂર છે. શાંતાબહેન સ્ટવ આપી ગયાં પણ પીન આપી ગયાં નથી. મોડેથી મંગાવી લઈશ.'

'હશે તો આપશે ને ?' છોટાલાલે સ્ટવ હાથમાં લઈને જોવા માંડ્યો.

'કેમ એમ કહો છો ?'

'કાં તો ખોઈ નાખી હશે, કાં તો અંદર ભાંગી ગઈ હશે અને કાં તો.........લે જો, અંદર ભાંગી જ ગઈ છે.'

'સ્ટવ મૂકી ગયાં પણ કાંઈ બોલ્યાંય નહિ !'

'એ શું કરવા બોલે ?'

દેવીએ સગડી ઉપરથી દૂધ ઉતાર્યું અને ચાનું પાણી મૂક્યું. એણે ખાંડનો ડબ્બો ઉઘાડ્યો અને મોં બગાડ્યું.

'શું થયું ?'

'લોકોને શું કોઈ આપે ? મંગુબહેન પંદર દિવસ ઉપર પવાલું ભરીને ખાંડ લઈ ગયા હતા તે કાલ રાત્રે આપી ગયાં. અને જુઓ તો ખરા કેવી છે ! મેં રાત્રે જોયા વિના જ ભરી દીધી. નર્યો કચરો છે.' દેવીએ ખાંડ બતાવી.

'જોઈ હોત તોયે શું કરત ?'

'કરત તો શું ? પણ કહેત તો ખરી ને ? આપણી ખાંડ બતાવત.'

'તમે જરા બેસશો ? હું મોટા ડબ્બામાંથી આપણી ખાંડ કાઢી લાવું.' ઊઠવા જતાં દેવી બોલી.

'ના રે ના. એમ કરવાની કાંઈ જરૂર નથી. ચા લૂગડેથી ગાળી નાખીને આપજે એટલે ચાલશે.'

'એ તો પછી એમ જ કરવું પડશે ને ? આવી છે તે વાપરવી તો પડશે જ ને ?'

ચાનાં કપરકાબી જોતાં દેવીનું મોં ફરી પાછું કટાણું થયું.

'ધીરુબહેનને ત્યાં કાલે કોઈ મહેમાન આવ્યા હતા તે આપણે ત્યાંથી કપરકાબી લઈ ગયાં હતાં. મોડેથી મૂકી ગયાં પણ કેવાં ધોયાં છે ? બધે હજી ડાઘા છે.' દેવીએ કપરકાબી ધોયાં અને દૂધનો પ્યાલો ભરીને છોટાલાલ આગળ મૂક્યો.

'કોણ જાણે તપેલીઓય કેવી ઊટકીને મોકલી હશે ?' દેવી ઊઠી અને છાજલી ઉપર મૂકેલી તપેલીઓ જોવા માંડી. કોઈમાં માટી ચોંટેલી હતી અને કોઈમાં જરા જરા એંઠવાડ ચોંટેલો હતો.

'બધી ફરીથી ઊટકવી પડશે. સારું થયું ને મેં એમાં દૂધ ન મૂક્યું. નહિ તો એ ફાટી જ જાત.'

'હવે માગવા આવે તો આપીશ નહિ.'

'બળ્યું એમ તે ના કેવી રીતે પડાય ! આપણા ઘેર ચીજ હોય અને એમને ખપ પડે ને એ માગવા આવે તો ના કેવી રીતે કહેવાય ?' ખાલી પ્યાલામાં ચા રેડતાં દેવી બોલી.

'તો મોકલ એ તપેલીઓ શ્યામાની સાથે એમને ઘેર પાછી અને કહેવરાવ કે ફરીથી ઊટકાવીને મોકલી આપો.'

'એવું કહેવાતું હશે? પણ મારી જ ભૂલ. કાલે એ આપવા આવ્યાં ત્યારે જ જોઈ લેવી જોઈતી હતી.'

'એમાં કાંઈ વાંધો નહિ. ખોટું લાગશે તો ફરીથી લેવા નહિ આવે.'

'એવું કાંઈ ન કરાય.'

'ત્યારે શું કરીશ? તારી તબિયતનો તો વિચાર કર. અત્યારે તું ક્યારે ઊટકીશ અને ક્યારે...'

'તમારે નોકરી પર જવાનું મોડું નહિ થાય. હમણાં શ્યામા ઊઠશે અને અમે ઊટકી નાખીશું.'

*

છોટાલાલ વખતસર નોકરી પર જઈ શક્યા અને શ્યામા પણ વખતસર નિશાળે જઈ શકી.

ચોખામાં જીવાત પડી હતી તે સાફ કરવા દેવીએ ચોખા ચાળવા માટે કાઢ્યા પણ ચાળણો તૂટી ગયેલો હતો. એની દોરી કપાઈ ગઈ હતી. દાનીબહેન થોડા દિવસો ઉપર લઈ ગયાં હતાં અને કામ પત્યે પાછો મૂકી ગયાં હતાં. એ એમને ત્યાંથી તૂટીને આવ્યો હતો કે પોતાના ઘેર તૂટ્યો હતો એની દેવીને ખબર નહોતી. દાનીબહેન બીજાં જેવાં નહોતાં. એ ચીજ, કોક જ વખત માગવા આવે અને જ્યારે કોઈ ચીજ લઈ જાય ત્યારે કામ પત્યે તુરત જ પાછી આપી જાય અને સારી સ્થિતિમાં આપી જાય. કદાચ પોતાનાથી એ તૂટી ગઈ હોય તો એને સમી કરાવીને અને એમ ન બને તો નવી લાવીને આપી જાય. એવો દેવીને એમના વિષે અનુભવ હતો. એટલે ચાળણો એમને ત્યાંથી તૂટીને આવ્યો હોય એ સંભવિત નથી એમ દેવીને લાગ્યું.

ઊંદરે દોરી કાતરી ખાધી હશે એમ દેવીએ ધાર્યું. રાત્રે પાંજરું મૂકવા વિચાર્યું. પાંજરું માળિયામાં રાખવામાં આવતું પણ માળિયામાં ચઢવા માટે રાખેલી નિસરણી ધીરુભાઈને ત્યાં લઈ ગયા હતા. એમને ત્યાં કાંઈ ધોળવા રંગવાનું કામ ચાલતું હતું. પખવાડિયું થયું પણ આપી ગયા નહોતા. સ્ટૂલ પર ચઢી દેવીએ જોયું પણ પાંજરું માળિયામાં દેખાયું નહિ. માળિયામાં પાંજરું રાખવાની જગ્યા નક્કી કરેલી હતી ત્યાં એ નહોતું. કદાચ આડુંઅવળું મૂક્યું હોય. પણ સ્ટૂલ ઉપરથી કૂદીને માળિયામાં જવા જેટલી શક્તિ દેવીમાં નહોતી. એ નીચે ઊતરી અને પાંજરા વિષે વિચાર કરવા લાગી.

સાંજે શ્યામા આવી ત્યારે પાંજરા માટે વાત કરી, એને યાદ આવ્યું કે ગીરાબહેન પાંજરું લઈ ગયાં હતાં.

'મારી વૅકેશન પૂરી થઈ ત્યારે એ લઈ ગયાં હતાં એમ ચોક્કસ મને યાદ છે.'

'એને તો બે મહિના થયા.'

'હા.'

'બે મહિના સુધી એમને શું કામ પડ્યું હશે?'

'કામ શું? પડી રહ્યું હશે. એમના મનમાં એમ હશે કે લઈ જશે જોઈતું હશે ત્યારે!'

'હશે. તું લઈ આવજે. આપણે આજે મૂકી જોઈશું.'

'હા, પણ આ ચોખાનું શું કરીશું? આપણો ચાળણો તો તું કહે છે કે તૂટી ગયો છે.'

'લાવીશું બીજો. ત્યાં સુધી રહેશે.'

'તે ધીરુબહેનને ત્યાંથી લઈ આવીશું?'

'કોણ માગવા જાય? મને તો એ ન ગમે.'

'એ જ્યારે જોઈએ ત્યારે માગી જાય છે અને જે જોઈએ તે માગી જાય છે. વાસણ, ચાદર બધું લઈ જાય છે. તો પછી આપણે કેમ ન માગીએ? તું ન જાય તો કાંઈ નહિ, હું જઈને લઈ આવીશ.'

'તારા બાપુને એ ગમશે નહિ.'

'બાપુને ખબર જ નહિ પડે તો? અને પડશે તોયે શું?'

'આપણે એમને કાલે બીજો લાવવા કહીશું.'

'તો પછી ખબર નહિ પડે?'





'પડશે. એ પણ નવો જ લાવવાનું કહેશે. માગવા જવાની ના પાડશે.'

'એ જ વાંધો છે ને ? કનુભાઈને કાટલાં જોઈતાં હોય તો અહીં આવે, ઘીનો વેપાર એ કરે અને કાટલાં બીજાનાં વાપરવાં ! કાંતાબહેનને ખાયણી–પરાળ જોઈએ તો અહીં લેવા આવે.'

'હોય. છે તો લઈ જાય છે ને ?'

'તે હું ક્યાં ના કહું છું ? ભલે લઈ જાય. પણ કોઈ ચીજ માટે આપણે બીજાને ઘેર ક્યારે જઈએ ? એ વસાવવાની આપણામાં શક્તિ ન હોય તો. અને ખપ હોય તો જરૂર જઈએ. પણ આમને ક્યાં એવું છે ?'

દેવી કાંઈ બોલી નહિ.

'એમને રેડિયો વસાવવા પૈસા મળે, એમને વીજળીનો પંખો વસાવવા પૈસા મળે, એમને બાબાગાડી વસાવવા પૈસા મળે અને ખાયણી–પરાળ અને કાટલાં માટે ન મળે !'

'હશે, આપણે શું ?'

'આપણે શું કેમ ? એમની શક્તિ ન હોય તો જુદી વાત છે, અને લઈ જાય તો લઈ જાય પણ ચીજ વખતસર સારી સ્થિતિમાં પાછી આપવાનું તો કોઈ શીખ્યાં જ નથી. કોને આપી છે એ આપણે ભૂલી જઈએ તો આપણી તો આખી ચીજ જાય.'

શ્યામા ઊંદરનું પાંજરું લેવા ગઈ પણ ખાલી હાથે પાછી ફરી.

'કેમ પાછી આવી ? ગીરાબહેન નથી ?'

'છે. કહે છે કે અમે તો તમને ક્યારનુંય પાછું આપી ગયાં છીએ.'

'પાછું આપી ગયાં છીએ !'

'સાવ ખોટી વાત છે. કોઈ પાછું આપવા આવ્યું નથી. આપણને હમણાંથી જરૂર પડી જ નથી.'

'પાછું આવ્યું હોય અને કોઈ બીજાને આપ્યું હોય એમ બન્યું હશે ?'

'આપણે તો આપ્યું નથી. એમણે આપ્યું હોય તો કોણ જાણે !'

'કાલે બીજું મગાવીશું.'

'અને એ આવશે ત્યાં સુધી ઊંદરને ચાળણો અને ચોખા બન્નેને ખાવાની મજા પડશે.'

દેવી કાંઈ બોલી નહિ.

'તું નકામી બીજેથી લાવવાની ના પાડે છે.' શ્યામા જરા વાર પછી બોલી.

'તારા બાપુને પૂછીશું.'

*

છોટાલાલ સાંજે ઘેર આવ્યા ત્યારે તાવ લઈને આવ્યા. નોકરી પર જતી વખતે જ એમને જરા અસુખ લાગતું હતું. પરન્તુ એમણે કોઈને કાંઈ કહ્યું નહોતું. ઑફિસમાં બપોર પછી એમને તાવ ચઢવા માંડ્યો હતો. સાયકલ ચલાવીને આવવા જેટલી શક્તિ નહોતી એટલે ઑફિસમાં સાયકલ મૂકી, એ બસમાં આવ્યા. ઑફિસ છૂટવાનો સમય એટલે બસમાં ભીડ ઠીક પ્રમાણમાં હતી. એમને ઊભાઊભા મુસાફરી કરવી પડી હતી. માંડમાંડ ઘેર આવ્યા.

દેવી સમજી ગઈ. છોટાલાલને આવું હમણાં હમણાંથી થઈ આવતું હતું. પથારી કરી આપી એણે શ્યામાને દાક્તરને તેડવા મોકલી. દાક્તરે ચાર દિવસ આરામ કરવા કહ્યું; ઊઠવાની ના પાડી; અને ઝાડો–પેશાબ પથારીમાં જ કરાવવાનું કહ્યું.

બેડપૅન માળિયામાં હતું. નિસરણી વિના માળિયામાં જવાય એવું નહોતું. શ્યામા ધીરુભાઈને ત્યાં ગઈ. ઘર રંગાતું–ધોળાતું હતું. કેટલોક સામાન બહાર પડ્યો હતો. એમાંથી રસ્તો કરતી કરતી એ બારણે પહોંચી.

પોતાના ઘેરથી લાવેલી નિસરણી એણે ઘરમાં જોઈ નહિ. તપાસ કરતાં માલૂમ પડ્યું કે ધીરુભાઈ ઘેર નહોતા પણ થોડી વારમાં આવશે. આવે એટલે તુરત નિસરણી મોકલવાનું કહી એ પાછી ફરી. પાછા આવતાં કશુંક એને ઠેબે ચડ્યું. નીચા વળી એણે

જોયું તો એના ઘરનું પાંજરું દબાઈ ગયેલું, ભાંગી ગયેલું એની નજરે પડ્યું.

ઘેર આવી એણે દેવીને વાત કરી.

શ્યામા દવા લેવા ગઈ.

થોડીવારમાં ધીરુભાઈને ત્યાંથી માણસ આવીને નિસરણી મૂકી ગયો. જે સ્થિતિમાં નિસરણી ગઈ હતી તે સ્થિતિમાં એ નહોતી; એના ઉપર બધે જુદા જુદા રંગના ડાઘા હતા અને જાણે હચમચી ગઈ હતી. એ ગોઠવી, દેવી માળિયા ઉપર ગઈ. બેડપેન શોધ્યું. એ લઈ નીચે ઊતરવા લાગી ત્યાં એક પગથિયું એકદમ તૂટી પડ્યું. દેવી સમતોલ રહી શકી નહિ. એના હાથમાંથી બેડપેન પડી ગયું અને સાથે એ પણ નીચે પટકાઈ.

એને ભાન આવ્યું ત્યારે છોટાલાલને એના ઓશિકા પાસે એક ખુરશીમાં બેઠેલા એણે જોયા. એ તુરત સમજી ગઈ કે શું થયું છે.

'મને ક્યારે અહીં લાવ્યા ?'

'ગઈ કાલે.'

'શું થયું છે ?'

'પગના હાડકાને નુકસાન પહોંચ્યું છે.'

દેવીએ પગ ઊંચો કરવા પ્રયત્ન કર્યો પણ એની ઉપર પ્લાસ્ટર કરવામાં આવ્યું હતું.

'મને તો કાંઈ જ ખબર નથી.'

'તને ભાન નહોતું.'

'અને તમે અહીં ક્યારના છો ?'

'હમણાં જ આવ્યો છું.'

'શ્યામા ક્યાં ગઈ ?'

'એ ઘેર ગઈ છે.'

'રાત્રે અહીં કોણ સૂઈ ગયું હતું ?'

'હું. કેમ ?'

'અને શ્યામા ઘેર એકલી ?'

'ના. દાનીબહેન રહ્યાં છે.'

'તમને તાવ ઊતરી ગયો ?'

'હા. ઠીક છે.'

'તાવ ઊતર્યો ?'

'ઓછો છે.'

'મને શું થયું હશે ? ચક્કર આવ્યા હશે અને હું પડી ગઈ હોઈશ ?'

'નિસરણીનું એક પગથિયું તૂટી ગયું હશે. એને જેમતેમ ખીલી મારીને ધીરુભાઈએ મોકલી દીધી. તારો ભાર આવ્યો એટલે ખીલીમાંથી લાકડું નીકળી ગયું હશે.'

દાનીબહેન આવ્યાં. પછી છોટાલાલ ઘેર ગયા.

'દાનીબહેન, મને પેટમાં બહુ દુઃખે છે. કાંઈ સમજ પડતી નથી શું થયું હશે.'

દાનીબહેન તુરત કાંઈ બોલ્યાં નહિ. થોડીવાર દેવી તરફ જોઈ રહ્યાં. પછી બોલ્યાં:—

'ભગવાન કરે તે ખરું.'

'ભાન નહોતું ત્યાં સુધી કાંઈ ખબર પડી નહિ. પણ મને નથી લાગતું કે બધું સીધું ઊતરે.'

'દાક્તરે કાંઈ કહ્યું છે ?'

'એ હજી હવે આવશે.'

'ભગવાન બધું સારું જ કરશે.'

'એ તો ખરું સ્તો. શ્યામા પછી બે વખત કોણ જાણે કેમ કાંઈ ને કાંઈ થયું અને. મને એક જ ઇચ્છા છે. શ્યામાને એક ભાઈ હોય.'

*

સાંજે દેવીને કસુવાવડ થઈ.



અંધારામાં 'જોઈ' શકે તેવી શક્તિશાળી વીજળીક આંખ બ્રિટનમાં બનાવવામાં આવી રહી છે. આ આંખ બનાવનારાઓનો એવો દાવો છે કે વિશ્વભરમાં આ પ્રકારની તેમની પ્રથમ બનાવટ છે. રાત્રે ફોટા લેવા માટે અથવા ઔદ્યોગિક ક્રિયામાં જ્યાં ઓછા પ્રકાશની પણ ગણતરી લેવાની હોય છે ત્યાં આ કૃત્રિમ આંખ ખૂબ ઉપયોગી થઇ પડશે.

આ વીજળીક આંખમાં ૧૨ ઈંચ લાંબી અને ૩।। ઈંચ પહોળી વીજળીક નળી હોય છે જેમાં મળી શકતા પ્રકાશને લાખો ગણો મોટો કરવામાં આવે છે. મળી શકતા પ્રકાશનું બે ઈંચ વ્યાસનું ચિત્ર તેમાં જોવા મળે છે પરંતુ ટેલીવિઝન કેમેરાની સહાયથી તેને એથી પણ વિશેષ મોટું બનાવી શકાય છે.





રજનીકાન્ત મોદી

# જગત-કેલેન્ડરની નવરચના

વિશ્વમાં એકધારું કેલેન્ડર હોય તો જે સગવડતા રહે એ પણ વિચારવા જેવી વાત છે. અહીં એક નવી જ રજૂઆત લેખક કરે છે જે વિચારકોને વિચારવા જેવું પણ ગણાય......

કેલેન્ડરમાં ગોટાળા ટાળવા માટે તેમ જ લૌકિક ગણતરી અને હિસાબ વગેરેની સરળતાને માટે હાલનું કેલેન્ડર બદલવાની જરૂર છે. એમાં શા શા ફેરફારો કરવા જોઈએ તે અહીં નીચે ટૂંકમાં સૂચવ્યું છે. આવા ફેરફારો બે રીતે થઈ શકે અને તેમાંની કોઈ પણ એક રીત અમલમાં મૂકી શકાય.

કાં તો

૧. સાત-સાત દિવસનું એક અઠવાડિયું રાખવું અને એની રવિવારથી શરૂઆત કરવી.

ચાર અઠવાડિયાંનો એટલે કે ૨૮ દિવસનો દરેક મહિનો.

તેર મહિનાનું દરેક વર્ષ. આમ થતાં દર વર્ષની અંદર ૩૬૪ દિવસ આવે.

આ ૩૬૪ દિવસના વર્ષને અંતે એક ૩૬૫ મો વાર વગરનો દિવસ, જેનું નામ 'જગત-દિન' અથવા World-Day.

દરેક પ્લુત વર્ષ (Leap Year)માં એટલે કે ચાર-ચાર વર્ષે વાર વગરનો બીજો એક વધારાનો દિવસ છઠ્ઠા મહિનાને અંતે.

[ચારે ભગાતું દરેક વર્ષ પ્લુત વર્ષ પણ સૈકાનું વર્ષ પ્લુત વર્ષ નહિ, પણ હજારનું વર્ષ પ્લુત વર્ષ ખરું.]

**નોંધ:** આ પદ્ધતિમાં દરેક વર્ષ, દરેક મહિનો અને દરેક અઠવાડિયું એક જ વારે એટલે કે રવિવારે શરૂ થાય છે. અને દરેક મહિનો સરખી જ લંબાઈનો એટલે કે ૨૮ દિવસનો જ રહે છે. આથી વારની ગણતરી અને હિસાબ-કિતાબમાં સરળતા આવી જાય છે. દરેક તારીખે આખા વર્ષ દરમ્યાન એક નક્કી જ વાર રહે છે એ એક મોટો ફાયદો છે.

અથવા તો

૨. દસ-દસ દિવસનું એક અઠવાડિયું રાખવું અને એની રવિવારથી શરૂઆત કરવી. ચાલુ સાત વાર પછી 'આઠમો યુરેનસ-ડે અથવા પ્રજાપતિ વાર, નવમો નેપ્ચ્યૂન-ડે અથવા વરુણ વાર અને દસમો પ્લૂટો-ડે અથવા કુબેર વાર, એવાં નામ આપવાં.

ત્રણ અઠવાડિયાંનો એટલે કે ત્રીસ દિવસનો દરેક મહિનો.

બાર મહિનાનું એટલે કે ૩૬૦ દિવસનું એક વર્ષ.

એવાં પાંચ વર્ષ પછી દરેક છઠ્ઠું વર્ષ તેર મહિના અથવા ૩૯૦ દિવસનું રાખવું.

દરેક પ્લુત વર્ષમાં એટલે કે ચાર-ચાર વર્ષે વાર વગરનો એક વધારાનો દિવસ વર્ષની આખરે.

[ચારે ભગાતું દરેક વર્ષ પ્લુત વર્ષ પણ સૈકાનું વર્ષ પ્લુત વર્ષ નહિ; પણ હજારનું વર્ષ પ્લુત વર્ષ ખરું.]

રજાના દિવસો (Holidays) દસ દિવસના અઠવાડિયામાં રવિવાર અને શુક્રવાર (પહેલો અને છઠ્ઠો દિવસ) રજા. વાર વગરના દિવસો હમેશાં રજાના જ હોય.

**નોંધ :** આ પદ્ધતિમાં પણ દરેક વર્ષ, દરેક મહિનો અને દસ દિવસનું દરેક અઠવાડિયું એક જ વારે એટલે કે રવિવારે શરૂ થાય છે. અને દરેક મહિનો સરખી જ લંબાઈનો એટલે કે ૩૦ દિવસનો જ રહે છે. પહેલી પદ્ધતિના બધા જ ફાયદા આમાં પણ છે અને તે ઉપરાંત ૨૮ને બદલે ૩૦ દિવસનો મહિનો હોવાથી તેમ જ અઠવાડિયું ૧૦ દિવસનું હોવાથી પગાર વગેરેના હિસાબમાં વધારે સરળતા થઈ જાય છે. વળી આ બંને પદ્ધતિનાં વર્ષ માટે દર વર્ષે કેલેન્ડર, ડાયરી વગેરે જુદાં જુદાં છાપવાં ન પડે. દરેક વર્ષે એનાં એ જ ચાલે. માત્ર પ્લુત વર્ષના વધારાના દિવસ માટે એક કોરું પાનું રાખવું પડે. બીજી પદ્ધતિમાં દરેક છઠ્ઠા વર્ષ માટે તેર મહિનાની જોગવાઈ



કરવી પડે એટલું જ.
હિસાબની નજરે પહેલી પદ્ધતિ કરતાં બીજી પદ્ધતિમાં વધારે સરળતા છે. પણ બીજી નજરે પહેલી પદ્ધતિમાં પ્રચલિત કેલેન્ડર કરતાં ઝાઝો ફરક ન હોવાથી લોકોને એ અપનાવવામાં વધુ સરળતા પડે એ સ્વાભાવિક છે. એ નથી ઋતુચક્ર પણ અત્યારે જે મહિના તથા તારીખ અનુસાર આવે છે તેવું ને તેવું જ પહેલી પદ્ધતિમાં પણ દર વર્ષે રહે, પરંતુ બીજી પદ્ધતિમાં ઋતુચક્ર છ વર્ષ પૂરાં થયા બાદ જ અત્યારના મહિના–તારીખ અનુસારનું થાય એટલો ગેરલાભ એ પદ્ધતિમાં છે. તો પણ અત્યારે જ્યાં આખા જગતમાં બધી બાબતોમાં દશાંશ પદ્ધતિ વધુ ને વધુ દેશો સ્વીકારતા જાય છે ત્યાં આ બીજી પદ્ધતિ પણ દશાંશ પદ્ધતિ સાથે વધારે મેળમાં રહેલી હોવાને કારણે પહેલી પદ્ધતિ કરતાં વધારે સ્વીકારવા યોગ્ય ગણાય એમ હું માનું છું.



દેવજી રા૦ મોઢા

## જમુનાનો ઘાટ

ઘરથી વહાલો મને જમુનાનો ઘાટ,
સખિ ! ઘરથીયે વ્હાલો મને ઘાટ !
વાયરાની શીળી શીળી આવે લહરી, ને
શમે અંતરના ઘેરા ઉચાટ !
મને વ્હાલો સખિ ! ઘરથીયે જમુનાનો ઘાટ !

જમુનાને ઘાટ કોઈ ચુંબક અદ્‌ભુત, એનાં
રહી રહીને થાયે ખેંચાણ;
જઉં રે મટી હું જાણે મનની માલિક, મારું
કેમ ના થયું હો વેચાણ !
હું તો ઝંખું ને ઝૂરું એના દર્શનને માટ !
મને વ્હાલો સખિ ! ઘરથીયે જમુનાનો ઘાટ !

જમુનાને ઘાટ કોઈ વાંસળી વજાડે, એવાં
વામાં મેં વરત્યાં એંધાણ;
જઈને હું જોઉં છું તો કદંબના ઝાડ પરે
ઝલે કો—એ તો મારો પ્રાણ !
ચહું એને ઝુલાવવા હું હૈયાની ખાટ !
મને વ્હાલો સખિ ! ઘરથીયે જમુનાનો ઘાટ !

જમુનાને ઘાટ વધી આવનજાવન, મને
એનો ના કાંઈ હવે ખ્યાલ;
પલ્લવનું ઝૂંડ વીંધી આંખો અમીટ મારી
તાકી રહી જશોદાનો લાલ !
મારા રુદિયાના દેશનો એ લાડીલો લાટ !
મને વ્હાલો સખિ ! ઘરથીયે જમુનાનો ઘાટ !



તાજેતરમાં લૉસ એન્જલસ ખાતે લાઈફ માસ્ટર્સ સ્પર્ધા દરમિયાન એક બ્રીજ ટુર્નામેન્ટમાં ગંજીપાનાં પાનાં વહેંચવા માટે એક વીજાણુ ગણતરીયંત્રનો પહેલવહેલીવાર ઉપયોગ કરવામાં આવ્યો હતો.
ટુર્નામેન્ટમાં જરૂરી એવા ૫૧૬ હાથ વહેંચવા માટે યંત્રને તૈયાર કરાયું હતું. નિષ્ણાતો જણાવે છે કે આ રીતે પાનાંની વહેંચણી સંપૂર્ણપણે તટસ્થ રહી છે અને પાનાં 'ગોઠવવાનું' ઓછું બની જાય છે. આથી નસીબનું તત્ત્વ અદૃશ્ય થાય છે અને સૌથી કાબેલ રમનારાને શ્રેષ્ઠ તક મળી રહે છે.
નિષ્ણાતો જણાવે છે કે યંત્રને છૂટો દોર આપવામાં આવે તો તે અનંત કાળ સુધી પાનાં એ રીતે વહેંચ્યા કરે કે ક્યારેય પણ તે વહેંચણી બેવડાય નહિ. બ્રીજના હાથના સંયોજનો કરોડો–અબજોની સંખ્યામાં સંભવિત છે એવી ગણતરી કરવામાં આવી છે.





'વિશ્વમિત્ર'

# ભગવાનની લીલા

કરુણતાને પણ હદ હોવી જોઈએ. પણ હદ ઉપરાંતની કરુણતા માનવ અનુભવે છે ત્યારે તેની અકળામણ પણ અમર્યાદ બની જાય છે. અહીં હદ વટાવતી કરુણતા આ વાર્તાને વધુ સચોટ બનાવે છે જેના વાચકોને અનુભવ થશે......

હીરા ડોસા આમે મરવા લાયક તો હતા જ,— ખાસ્સા સિત્તેર વરસની ઉંમરના, ડગુમગુ હાલતમાં આંખે ઓછું ભાળે, ચાલવા માટે લાકડીનો ટેકો હોય તો જ ચાલી શકે. છતાં મોત નજર નાખતાં ક્યાંય ઢૂકડું ન દેખાય. આવી હાલતમાં તેમણે કમોતે મરવાનો નિશ્ચય કર્યો, એટલે કે આપઘાત કરીને મરી જવાનો !

આપઘાત કરીને મરી જવા માટે તેમની પાસે સબળ કહી શકાય તેવું કારણ હતું:

લાંબી જિંદગીમાં મોટો વૈભવ ભોગવ્યો હતો. લીલા-લહેર હતી. વાડી વજીફો ને ખાસ્સું એવું કુટુંબ ! પણ આ બધું ક્યાં ગાયબ થઈ ગયું તેની જરાય ખબર ન પડી. આવી સ્થિતિ ઘણી છેટે નહિ પણ પંદર વર્ષ પહેલાં જ હતી. પહેલવાન જેવા ચાર છોકરા, તેમને ઘેર વહુઓ, છોકરાની મા, થોડીઘણી જમીન, ચાર બળદ.

પણ છોકરા બે બે વરસના અંતરે ગુજરી ગયા,— છોકરાની વહુઓ એટએટલા જ અંતરે ઘર છોડીને બીજે ઘર માંડવા રવાના થવા લાગી; આ જોઈ ને ડોસીનેય આઘાત લાગ્યો ને તેય મરણ પામી. છોકરાનાં છોકરાં રખડી રઝળીને,–

પોતે એકલા જ વધ્યા હવે. આગળ પાછળ કોઈ નથી. ક્રમે ક્રમે ખેતર પાદર ને બળદ ગયાં. બધું વેચવું પડ્યું. આવી રીતે માંડ માંડ પંદર વરસ જીવન-નિર્વાહ ચલાવ્યો. ઘર સુદ્ધાં વેચવું પડેલું.

આવો કારમો વિનાશ સર્જાઈ ગયો તોય ડોસો ડગ્યો નહોતો. દુઃખ તો થયું હતું, થાય જ; પણ મનમાં સમજતો હતો કે આ તો બધા કરમના ખેલ છે. ભગવાનની લીલા છે, નસીબમાં હોય તેમાંથી મીનમેખ ન જ થાય.

પણ હવે કારમો સવાલ ખડો થયો. છેવટે ઘર વેચાઈ ને ખવાઈ ગયું હતું. હવે ખાવું શું ? કોણ આપે ખાવા ?

ડોસો કંગાલ ફિક્કું હસ્યો : 'અરેરે નસીબના આવા ખેલા !'

રહેવા તૂટીફૂટી ઝૂંપડી હતી. ખાવા કાંઈ નહોતું.

ડોસાએ મોતને યાદ કર્યું પણ પાંચ વરસ રાહ જોવા છતાંય મોત તો ન આવ્યું.

ડોસાએ પાંચ વરસ ટુકડા ઉઘરાવી ખાધા, આડોશી પડોશીને ત્યાં, સ્નેહીસંબંધીમાં, પણ હવે તો સગાના સ્નેહ પણ ખૂટ્યા હતા.

અત્યારે સીતેર વર્ષની ઉંમર છે. દેહ થાકેલો, લથડેલો, આંખે ઝાંખપ—પણ મોત ક્યાં ?

ડોસે કારમો નિશ્ચય કર્યો. મરી જ જાઉં ! છેવટે આપઘાત કરીનેય ! ચાર ચાર દિવસના કડાકા હવે સહન નથી થતા !

મરવા માટેના ઘણાય રસ્તા હતા. ગળે ફાંસો ખાઈ ને, કૂવામાં પડીને, કે પછી ખાવાપીવાનું છોડીને.—

પણ આ તો વધારે દુઃખી થઈને જીવ કાઢવાના રસ્તા; સહેલો રસ્તો તો એ કે બે રૂપિયાનું અફીણ મળી જાય ને—તો બસ, ખાસી લાંબી ઊંઘ, જરાય દુઃખ ન પડે, મનથી મરી શકાય. આવું મરવાનું મળે તો ભગવાનનો પાડ !

ડોસો જરાય દુઃખથી ગભરાવા નહોતો માગતો,— આટલી આટલી વીતી તોય નહોતો ગભરાયો; એમ આ નિશ્ચય કરતાંય તેને ખાસ વસમું ન લાગ્યું.

આ નિશ્ચય પછી તરત જ એક પ્રશ્ન આવી ઊભો રહ્યો. મરવા માટે અફીણના રૂપિયા બે લાવવા ક્યાંથી ? પાસે તો કાંઈ નહોતું, કોઈ આપે તેમ નહોતું.



ડોસો આ વખતે ઠીક ઠીક વિચારમાં પડી ગયો. જરા માઠું પણ લાગ્યું. હૃદય ઉપર ઘેરી અસર પણ થઈ. શું પોતે મરી પણ ન શકે? જીવવા માટે તો રૂપિયા ન મળે, પણ મરવા માટેય ન મળે? શું આયે ઈશ્વરની લીલા હશે?

પણ આ પ્રશ્ન પણ સરળતાથી ઉકલી ગયો એમ કહીએ તોય ચાલે. રૂપિયા મેળવવાની આઠ દિવસ સતત મહેનત કરીને નિરાશ થયા પછી,—ડોસો એક દિવસ ગામડા ગામની શેરીમાં લાકડી ફંફોળતો ચાલ્યો જતો હતો ત્યાં, પોતાને લાગ્યું કે પગ આગળ કાંઈ અફળાયું. ઊભા રહી, નીચા વળી પગ આગળ જોયું તો હાથમાં હાથ બે હાથનો લૂગડાનો કટકો આવ્યો. ને એક છેડે કાંઈ વજન જેવું લાગ્યું. ડોસાએ બારીકાઈથી જોયું, વજન લાગતું હતું તે છેડો તપાસ્યો ને કાંઈ બાંધેલું લાગ્યું. દબાવી જોતાં ડોસો ચમકયો ને આખા લૂગડાને કેડમાં ખોસી દીધું—છૂપાવી દીધું. ડોસાનો શ્વાસ અદ્ધર થઈ ગયો. આંખ ઉપર છાજલી કરીને આસપાસ જોયું. કોઈ પોતાને જોતું તો નથી ને?

ડોસાએ ઝૂંપડીમાં જઈ પેલી ગાંઠ છોડી. પોતાનું અનુમાન સાચું જ પડયું. રોકડા બે રૂપિયા નીકળ્યા.

ડોસાના સુખનો પાર રહ્યો નહિ. પોતે આવું જ કાંઈ ઇચ્છતો હતો. હવે સુખેથી મરી તો શકાશે, કુદરતી મોત તો હતું જ નહિ, કયારે આવે એય નક્કી નહોતું—

આઠ દિવસ ફરવા છતાં કયાંયથી પૈસો મળ્યો નહોતો, લગભગ કારમી નિરાશા જ સાંપડી હતી, એવે વખતે જ ભગવાને મહેર કરી!

ડોસાએ બે રૂપિયાને જીવનનું સર્વસ્વ માન્યું. જીવનના સુખનો સરવાળો આમાં જ હતો. જો એ રૂપિયા ન મળ્યા હોત તો,—કેવું કારમું મોત આવત? ફાંસો ખાતાં તો—કે ડૂબી મરતાં તો જીવ ઉપર કેટલી વેદના આવી પડત? ને હવે આ મોત, લાંબી ઊંઘ, બસ મોત તો સુધર્યું ખરું!

સામે રહેતા ભગલાએ બે કલાક પછી ડોસાને એક ખરાબ સમાચાર સંભળાવ્યા: 'હીરાકાકા, વાત સાંભળી કે કાંઈ?'

'ના બાપુ, શાની વાત?'

ડોસાનો જીવ આજ ઠીક ઠીક સુખમાં હતો.

ભગલે કીધું: 'પેલા ધનિયાનો બાપ, દીકરે શે'રમાંથી મનીયાડર કર્યું 'તું બે રૂપિયાનું; બચારો બુઢ્ઢો, ટપાલી પાસેથી સઈ કરીને લૂગડે બાંધી લઈ આવતો 'તો, ત્યાં નખ્ખોદિયાએ વાટમાં જ રૂપિયા પાડ્યા! હવે મૂઓ પોકે પોકે રોવે છે ને માથાં કૂટે છે!'

હીરા ડોસાએ સાંભળી હુંકારો જ કર્યો માત્ર,—

ભગલો ગયો ને ડોસો વિફર્યો:

'સાલો નખ્ખોદિયો, રૂપિયા ખોઈ બેઠો! બેટો ખોઈ બેઠો! હવે રોવે છે! રો! હું કદીયે પાછા નઈ આલું! મારું મોત બગાડીને નઈ જ આલું!'

પણ સાંજ પડતાં પડતાં તો ધનિયાનો બાપ જ રોતોકકળતો ડોસાની ઝૂંપડીએ આવી ઊભો ને રડતો રડતો કહેવા લાગ્યો: 'હીરાકાકા, મારા વાલીડા, મને ઊડતા વાવડ મળ્યા છે કે હીરાકાકાને શેરીમાંથી કાંક જડ્યું 'તું. પેલા રતનિયાનો નાનો છોકરો મને કે'તો 'તો,—બાપ,—'

સિત્તેર વર્ષનો અશક્ત હીરો ડોસો લાકડી લઈ ખડો થઈ ગયો ને ધ્રૂજતો ધ્રૂજતો ચિત્કારી ઊઠ્યો:

'અલ્યા લફંગાના દીકરા, મારા ઉપર ચોરીનું આળ ઓઢાડવા આયો છે! ભાગ આંઈથી ચોરના દીકરા!'

ધનિયાનો બાપ ગભરાતો, રડતો એવા જ કરુણ સ્વરે બોલ્યો: 'ના બાપ ના, આળ નથી ઓઢાડતો, —આ તો ઊડતા વાવડ મળ્યા ને મને થયું કે પૂછી જોઉં! તમારા ઉપર ચોરીનું આળ ઓઢાડું કદી મારા બાપ! તમે તો ધરમના ધણી છો મારા બાપ! આ તો કીધું કે જો,—'

પણ ડોસો પાછો વિફર્યો. કારમો ચિત્કાર કરી ઊઠ્યો:





'અલ્યા ધરમનો ધણી કીધો મને ? શરમાતો નથી ! ધરમનો ધણી તો ગ્યો જહાનમમાં ! ભાગે છે કે મારૂં લાકડી ?'

ધનિયાનો બાપ રડતો કકળતો પાછો ગયો. બોલતો ગયો : 'બાપા, બે રૂપિયા માંડ મોકલ્યા 'તા દીકરાએ —પણ મારા અભાગીયાના કરમમાં તો કાંઈ ના વધ્યું ! કરમનો ફૂટેલ હું તો !'

પણ અરધી રાતના ટાણે હીરાડોસાએ રડતાં આખડતાં જઈ ધનિયાના બાપની ઝૂંપડીનું કમાડ ખખડાવ્યું; ધનિયાના બાપ ઉપર બે રૂપિયા ફેંકતાં કરુણ ચીસ પાડી : 'કરમનો ફૂટેલ તો હું છું હું—તું નઈ ! લે તારા આ બે રૂપિયા ! પણ અલ્યા, કોકનું મોત બગાડીને તારું કલ્યાણ નહિ થાય હોં !'

હીરાડોસાએ ઝૂંપડીમાં આવી કરુણ વિલાપ આદર્યો. જીવનમાં આટલું તે કદી નહોતો રડ્યો. જુવાનજોધ છોકરા એક પછી એક ચાલ્યા ગયા ત્યારેય, કે પછી વહુઓ ગઈ, ઘરવાળી ગઈ ને ઘરનું ખેદાનમેદાન થઈ ગયું ત્યારેય,—એ બધા સર્વનાશને એણે ભગવાનની લીલા જ માની હતી; પણ આ વખતે તો ભગવાનની લીલા નહોતી જ, કોઈ ક્રૂર રાક્ષસની જ લીલા હતી. આવો આઘાત—આટલો આઘાત તેણે જીવનમાં કોઈ દિવસ નહોતો અનુભવ્યો. રડતાં વિલાપ કરતાં ડોસાએ ધનિયાના બાપ ઉપર શાપ વરસાવ્યો : 'મારું મોત બગાડયું તેમ, અલ્યા, ધનિયાના બાપ, તારુંય મોત બગડજે ! હું તો દોરડે ટૂંપો ખાઈનેય મરીશ, પણ તને તો મરવા દોરડાનો કટકોય ન મળજે !'



'મધુરમ્'

## અમે ગુજરાતી

અમે ગુણવંતાં ગુજરાતી
વિશ્વ બગીચે ફૂલસમ દેતાં સૌરભનો ગુણરાશિ
અમે ગુણવંતાં ગુજરાતી.

કૃષ્ણ કનૈયાની અમ ભૂમિ છે વીરતાથી છલકાતી
ગાંધીવલ્લભ નર્મદ ભૂમિ ત્યાગતણાં ગીત ગાતી
ઋષિમુનિઓથીપાવનભૂમિપુનિત સ્મરણદઇજાતી.
અમે ગુણવંતાં ગુજરાતી.

પૂર્ણા, તાપી, મહી, નર્મદા સરિતા મહિમા ગાતી
શત્રુંજય, ગિરનાર, ઇડર ને પાવાગઢ અનુરાગી,
સાબરમતીનેવિશ્વામિત્રીઅમસ્વપ્નજગાડી જાતી,
અમે ગુણવંતાં ગુજરાતી.

ગોવર્ધનની ગુર્જર વાણી શી અમૃતથે ચઢિયાતી
કોયલમોર પ્રફુલ્લિતભૂમિશી સ્વર્ગથકીરઢિયાળી
કમલકુંજ શી કમનીયતા હો શી તારી બલિહારી
અમે ગુણવંતાં ગુજરાતી.

ભારતભોમે હો અમ ભૂમિ ! શી શોભે રઢિયાળી
સરિતા,સાગર,ઝરણાં,ફૂલડાં,ગિરિઓ,શીહરિયાળી!
મૈયા ચરણે અર્પણ કાજે ભાવ વહે અમ છાતી
અમે ગુણવંતાં ગુજરાતી.

જીવનગંગાથી અમ ભારત માત રહે મલકાતી
અમે ગુણવંતાં ગુજરાતી.



મધુસૂદન કંચનરાય દેસાઈ

# દાણા ચણતાં પંખીઓ

આપણા આંગણામાં કે અનાજના ખેતરમાં એવાં સર્વસામાન્ય પંખીઓને આપણે દાણા ચણતાં જોઈએ છીએ. પણ એ પંખીઓ તરફ આપણે વધુ ધ્યાન નથી આપતા. એમના વિષેની ઝીણી વિગતો અહીં મળે છે......

## પથરાળ ગંડમ

કદમાં પથરાળ ગંડમ ચકલી કરતાં જરા મોટો હોય છે. જેનું માથું અને ગરદન આછા રાખોડી રંગનાં હોય છે. તેની આંખની ફરતી ધોળી કિનારી અને ઘેરા કથ્થાઈ રંગની પટ્ટી ચાંચ પાસેથી નીકળી નીચે સુધી આવતી હોવાથી મૂછ જેવી જણાય છે. પેટાળમાં તેનો રંગ આછો ગુલાબી કે નારંગી પીળો હોય છે. જ્યારે પીઠ ઉપરનો રંગ રાખોડી કથ્થાઈ રહે છે. પૂંછડી કથ્થાઈ પણ પૂંછડીની બહાર આવતાં પીંછાંનો રંગ જ્યારે તે ઊડે છે ત્યારે સાફ ધોળો દેખાય છે. તેની ભોંય ઉપરની બેઠક સીધી નથી. ચાંચનો રંગ કથ્થાઈ અને પગ ગુલાબી અથવા ઝાંખા પીળા રહે છે. નરમાદાના રંગમાં તફાવત નથી.

પથરાળ ગંડમનો વસવાટ કાંટા અને ખુલ્લા પ્રદેશમાં છે. સમૂહચારી છે, તેનો સમૂહ ભોંય ઉપર ચણતો હોય તો તેનો રંગ આબાદ ભોંય સાથે એક થઈ જાય છે પણ ઉપર ચાલવા જતા તે ઊડીને પાસેના વૃક્ષમાં આશરો લે છે. ખાસ તેનું સંગીત સાંભળવામાં આવ્યું નથી પણ ઊડે છે ત્યારે ચીફ ચીફ કરતાં ઊડે છે.

આ યાયાવર પંખીનો સમૂહ આવે અને પાછો સત્વર નીકળી જાય છે. પણ જગ્યા પસંદ આવી ગઈ હોય તો વધારે વખત રોકાઈ પણ જાય છે. પથરાળ જગ્યા અને આછી કાંટમાં તે સપ્ટેમ્બરથી એપ્રિલ માસ સુધીમાં જોવામાં આવે છે.

પથરાળ ગંડમ આપણે ત્યાં તુર્કસ્તાન, સાઈબીરિયા ઈરાન અને અફગાનિસ્તાન તથા કાશ્મીર બાજુથી આવે છે. અને ગુજરાત, સૌરાષ્ટ્ર તથા કચ્છમાં તે શિયાળામાં જોવામાં આવે છે, તે આપણું સામાન્ય યાયાવર છે. અને દાણા તથા જીવાત ખાઈને નભે છે.

પથરાળ ગંડમને અંગ્રેજીમાં The Grey-necked bunting કહેવાય છે. અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે તેને Emberiza Buchanani (Blyth) એમ કહેવું જોઈએ.

## કાળા માથાનો ગંડમ

પથરાળ જેટલા જ કદનો આ ગંડમ માથે સાવ કાળો અને પેટાળમાં પીળો હોય છે. તેની પીઠ અને પાંખો સરસ ચેસ્ટનટ કથ્થાઈ રંગની રહે છે. તેમાં થોડી રતાશ જણાય છે. ચાંચ અને પગ કથ્થાઈ રંગના હોય છે. વૃક્ષ ઉપરની બેઠક સીધી જણાય છે. પણ માદાનો રંગ એટલો ચળકતો હોતો નથી અને ધૂડીઓ કથ્થાઈ ચકલી જેવો હોય છે.

કાળા માથાનો ગંડમ દરેક અનુકૂળ જગ્યામાં જોવામાં આવે છે, મેં તેના એક મોટા સમૂહને ગીર પાસે આવેલી વાડીની નીક પાસે જોયો હતો. પાસે ગયો તો બહુ ભડકીને ઊડ્યો નહિ, પણ પાસેના બાવળમાં બધા બેસી ગયા. ગંડમ માત્ર આપણે ત્યાં યાયાવર છે, અને શિયાળામાં જોવામાં આવે છે. તેના સમૂહમાં વીસ પચ્ચીસ પંખી રહે છે. ક્યારેક તેની સંખ્યા ઓછી પણ દેખાઈ આવે છે. ઓક્ટોબરમાં આ પંખીના નરોનો રંગ ખાસ ચમકતો હોતો નથી. પણ માર્ચમાં તેનો રંગ ચમકદાર બની જાય છે. આવો ચમકતો રંગ અને કાળું માથું હોવા છતાં વૃક્ષની વનરાજીમાં તે આબાદ ભળી જાય છે. પણ એક વખત ભડકીને ભાગે એટલે તો જોતજોતામાં ઊંચે ચડી જાય છે, નાનું એવું સંગીત ક્યારે સાંભળવામાં આવે છે. પાળેલા નર રાતના પણ બોલતા સાંભળવામાં આવે છે.

આપણે ત્યાં શિયાળામાં પૂર્વ યુરોપ અને પશ્ચિમ એશિયામાં કુટુંબઉછેર કરીને ગુજરાત, સૌરાષ્ટ્ર





અને કચ્છમાં આવે છે. ખાસ જોવામાં આવતા નથી પણ આવે છે તો બરાબર. અને દાણા તથા જીવાત ખાઈને જીવે છે.

કાળા માથાના ગંડમને અંગ્રેજીમાં The Black Headed Bunting કહેવાય છે. અને Emberiza Melanoce phala (Scopoli) એ એનું વિજ્ઞાનિક નામ છે.

## લાલ માથાનો ગંડમ

કાળા માથાના ગંડમ જેટલા જ કદનો પણ નરનું માથું રાતા લોઢાના કાટના રંગનું અને વધારે પીળાશ પડતો લીલો રંગ હોય છે. માથાનું માથું રાતું હોતું નથી, પેટાળમાં આછી કથ્થાઈ લીટીઓ આવે છે તે ઉપરાંત ભાગ્યે જ તે શિયાળામાં જોવામાં આવે છે. પણ દેખાય ત્યારે સમૂહમાં દેખાય છે.

શિયાળામાં પૂર્વ યુરોપ અને ઉત્તર એશિયા બાજુ કુટુંબઉછેર કરીને ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં આવી પહોંચે છે. અને તેની ખાસિયત તથા આહાર આગલા ગંડમ જેવો જ છે.

અંગ્રેજીમાં રાતા માથાના ગંડમને The Red-headed bunting કહેવાય છે. અને Emberiza icterica (Eversmann) એ એનું વિજ્ઞાનિક નામ છે.

## લહેરીઓ ગંડમ

ચકલીના કદનો આ લહેરીઓ ગંડમ સામાન્ય રીતે કથ્થાઈ અને છાતીએ રાખોડી રંગનો દેખાય છે. બાકીનો પેટાળનો ભાગ ઇંટીઓ રાતો હોય છે. આવો જ રંગ તેની શાંના એટલે પાંખનાં પીંછાં ઉપર પણ રહે છે. તેના ચહેરા ઉપર ત્રણ ધોળી લીટીઓ અને ઘેરા કથ્થાઈ રંગની લીટીઓ આવવાથી તેમાં લહેરીયાં દેખાય છે. ચાંચ ટૂંકી અને પહોળી અને નીચલી ચાંચ પીળાશ ઉપર હોય છે. કેટલાક લહેરીઆ ગંડમ હલકા રંગના પણ જોવામાં આવે છે, જ્યારે માદા તો ઝાંખા રંગની જ હોય છે.

આ ગંડમનો વસવાટ પથરાળ ભોંય ઉપર હોય છે. જેમાં તે જાળાખાણમાં જોવામાં આવે છે. વળી ખાસિયત પાણીથી દૂર વસવાની નથી તે ઉપરાંત તેનો સમૂહ જોવામાં આવે અને પાછો એટલી જ ઝડપથી અદ્રશ્ય પણ થઈ જાય છે તેની ઊડાન ભોંયથી બહુ ઊંચી હોતી નથી. અને ભૂતલવાસી હોય એમ જણાય છે. સંધ્યા સમયે તેનો સમૂહ તળાવ પાસેની પથરાળ ટેકરીઓ ઉપર જણાય છે. જે જગ્યાનો તેઓ લાંબા સમય સુધી ઉપયોગ કરતાં જણાય છે. તેનો રંગ ભોંય સાથે આબાદ મળી જતો હોવાની તેને અનુકૂળતા રહે છે.

લહેરીઓ ગંડમ ઉત્તર હિન્દમાં બચ્ચાં ઉછેરે છે અને શિયાળામાં ગુજરાત, કચ્છ સૌરાષ્ટ્રમાં આવી પહોંચે છે. તેમાં શિયાળાના છેલ્લા માસમાં તે વધારે સંખ્યામાં જોવામાં આવે છે જેનો આહાર દાણા, બિયાં, અને જીવાતનો છે.

લહેરીઓ ગંડમ અંગ્રેજીમાં The Striolsted Bunting તરીકે ઓળખાય છે. અને Emberiza Striolata (Licdtenstein) એ એનું વિજ્ઞાનિક નામ છે.

## મોરચકલી અથવા કથ્થાઈ પાંખ

ચકલી કરતાં જરા લાંબી પૂંછડી હોય છે. એટલે તે લાંબી જણાય છે. તેનો નર શાહી કાળો અને એવા જ રંગની ચોટીવાળો છે. ચળકતી ચેસ્ટનટ પાંખ અને પૂંછડી રહે છે. માદા રાખોડી કથ્થાઈ રંગની અને તેમાં ઘેરી કથ્થાઈ લીટીઓ હોય છે અને પાંખનો રંગ પણ ઘણો ઝાંખો રહે છે.

મારી પાસે પાળેલી આ ચકલીઓ હતી ત્યારે એક વખત મારા આંગણામાં તેની માદા આવીને ઊતરી હતી. મેં તેને જોતાં જ નક્કી કરી નાખ્યું કે માદા પાંજરામાંથી બહાર નીકળી ગઈ અને હું તેના પાંજરા આગળ ગયો તો તેમાં તે જેટલી આનંદ કરતી હતી. આ વાતને અનેક દાયકા ઉપર સમય પસાર થઈ ગયો. તેની ચાલ મોર જેવી હોય છે. એટલે તે ભારે ઠાઠથી ડગલાં ભરતી ભોંય ઉપર ચાલે



છે અને ખાસ બીકણુ જણાતી નથી. આ પંખી ડુંગરાળ પ્રદેશનું ગણાય એટલે મેં તેને હિમાલયમાં બદ્રીનારાયણના રસ્તે જતાં પણ જોયાં છે. અને સાંભળવા પ્રમાણે પાવાગઢ આસપાસ પણ થાય છે. એટલે ઉત્તરમાં હિમાલયથી માંડીને દક્ષિણમાં બેલગામ સુધી તેની વસ્તી છે.

સામાન્ય રીતે દરેક પંખી એપ્રિલથી ઓગસ્ટ માસમાં બચ્ચાં આપે છે. એમ મોરચકલી પણ આ જ સમયે કુટુંબઉછેર કરે છે. તેનો માળો બાંધવામાં તે જુદી જુદી જગ્યા પસંદ કરે છે. કેટલાક માળા પથરાના પેટાળમાં હોય તો કેટલાક ઘાસમાં જણાય છે તો કેટલાક ભીંતના કાણા કે કિનારાની ભેખડમાં પણ હોય છે. માળાનો ઘાટ વાટકી જેવો હોય છે. તેમાં ઘાસ મૂળીઆં જેવી વસ્તુઓ વાપરે છે અને કેટલીક વખત જેમ તેમ ખડકી દીધેલો જોવામાં આવે છે. જેમાં તે ત્રણથી ચાર લીલાશ પડતી કથ્થાઈ ભોંય ઉપર રાખોડી અને જાંબુડીઆ કથ્થાઈ રંગના ડાઘાનું ચિત્રામણ હોય છે. તેમનો આહાર દાણા, બિયાં અને જીવાતનો જણાય છે.

મોરચકલીને મેતુલ તરીકે ઓળખી છે. તેને અંગ્રેજીમાં The Crested bunting કહેવાય છે અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Melophus Lathami (Gray) એમ કહેવું જોઈએ.

### તુતી અથવા ગુલાબી ચકલી

ચકલી કરતાં કદમાં થોડી મોટી જણાતી આ તુતી અથવા ગુલાબી ચકલીના માથા ઉપર અને છાતીએ ઘેરો ગુલાબી કે ઈંટીઓ રાતો રંગ હોય છે. આંખ ઉપર આવતું નેણ રતાશ પડતું કથ્થાઈ રંગનું પીઠ ઉપર ગુલાબી રંગ જ્યારે પીડ, કેડ અને પૂંછડીએ ઝાંખો ગુલાબી રંગ રહે છે. માદા વધારે કથ્થાઈ જણાય છે.

પાણી પાસેના વૃક્ષ પર તેનો વાસ છે. જરા શરમાળ હોવાથી ખાસ જોવામાં આવતી નથી. આ પંખીને પાળવામાં આવે છે પણ પાંજરામાં તેનો રંગ એટલો ચમકદાર રહેતો નથી. તેમાં બચ્ચાં ઉછેરની મોસમમાં નરનો રંગ ભારે ભભકદાર બને છે. મેં આ પંખીને કોઈ વખત જંગલમાં જોયું હોય એવું યાદ આવતું નથી. તેની એકાદ ટોળી ગંડમના ટોળામાં ચરતાં ફરતાં જોઈ જવાય છે.

યાયાવર હોવાથી આપણે ત્યાં તે શિયાળામાં જોવામાં આવે છે. પણ તે કોઈપણ રીતે સામાન્ય તો ન જ કહી શકાય. છતાં આવે છે તે વાતમાં શંકા નથી. અને ફળો તથા દાણા ઉપર જીવન ગુજારે છે. આ તુતીને તેના સંગીત માટે પાળવામાં આવે છે. તેની ત્રણેક જાતો આવે છે. એક જાત હિમાલયમાં બચ્ચાં ઉછેરે છે. આપણે જોયું તે પંખી ઉત્તર, પશ્ચિમ અને મધ્ય ભારતમાં થાય છે. અને એક જાત ઉત્તર પશ્ચિમને છેડે બચ્ચાં ઉછેરે છે. ગુજરાત કચ્છ અને સૌરાષ્ટ્રમાં તે જરૂર દેખાય છે.

અંગ્રેજીમાં ગુલાબી તુતીને .The Rose-Finch કહે છે અને Erythrina erythrina (Pallas) એ એનું વૈજ્ઞાનિક નામ છે.

### પહેલવાન ચકલી

ચકલીના કદની આ પહેલવાન ચકલીને રાજી ચકલીના નામથી પણ ઓળખાય છે. તેની પીઠનો રંગ પૂંછડી સુધી ઝાંખા રાખોડી કથ્થાઈ, ખભા ઉપર તે જરા ઘેરો વરતાય છે. અને તેમાં બે ધોળી લીટીઓ પણ જોવામાં આવે છે. નરના ગળા ઉપર ચળકતો પીળો ડાઘ રહે છે. જો કે આ ડાઘ તો આપણી પાસે હોય ત્યારે જ બરાબર દેખાય છે. પેટાળ મેલું ધોળું, નર માદાના રંગમાં બહુ નજીવો રંગનો ફરક આવે છે છતાં નરનો રંગ કંઈક ઘેરો હોય છે. તે ઉપરાંત બચ્ચાં ઉછેરવાના સમયે તેની ચાંચ કાળા રંગની બને છે અને માદાની ચાંચ ગુલાબી રંગની હોય છે. સામાન્ય રીતે આ પહેલવાન ચકલી વૃક્ષવાસી છે. છતાં ભોંય ઉપર ચણવા ઊતરે છે અને તાર અને થાંભલા ઉપર બેઠેલી દેખાઈ આવે છે. માનવ સમૂહમાં કાંટ અને બગીચા સિવાય જોવામાં આવે છે.





વળી તે મોટા સમૂહમાં પણ હોતી નથી અને કંઈક શરમાળ કહી શકાય એવી છે.

આ ચકલીને પહેલવાનનું નામ એટલા માટે આપવામાં આવ્યું છે કે તેનું ગળું દબાવીએ તો પણ તે બીજી ચકલી જેમ તરત મરી જતી નથી બલકે જીવે છે. અલબત ક્યાસ બહાર તો તેને ન જ દબાવાય. આ ચકલીઓના નર બચ્ચાં ઉછેરવાના સમયે સરસ સંગીત છેડે છે અને તેમાં સંવનન વખતે તો નર માદા આસપાસ ઊડતો જાય અને સંગીત વહેવડાવતો જાય છે.

પહેલવાન ચકલી આખા ભારતમાં જોવામાં આવે છે અને ગુજરાત રાજ્યમાં તો તે જરૂર વસે છે.

માર્ચ એપ્રિલ માસમાં તે બચ્ચાં આપે છે. પણ તે એ વખત બચ્ચાં મોટાં કરતી હોય તો નવાઈ નહીં. તે પોતાના માળા માટે હુક હુકનું કાણું કે નળીઆ નીચે, લાઈટના શેડમાં કે એવા કોઈ અનુકૂળ કાણામાં ઘાસ અને પીંછાં વાપરી ત્રણથી ચાર ચકલીના ઈંડા જેવાં રંગનાં ઈંડાં મૂકે છે. તેનો આહાર દાણા અને બીયાં ઉપરાંત જીવાત તો ખાય છે જ. દાણામાં તેને બાજરો વધારે પસંદ હોય એમ જણાય છે.

પહેવાન અથવા રાજી ચકલીને અંગ્રેજીમાં The Yellow-Throated Sparrow કહેવાય છે અને વૈજ્ઞાનિક નામ છે. Petronia Exantho-collis (Burton)

### ચકલી અને ચકલો

ચકલીના કદ વિષે કાંઈ કહેવુ એ તો વધારે પડતું કહેવાય. એ તો આપણા ઘરનું જ પંખી છે. તેના રંગ વિશેનું વર્ણન પણ વધારે પડતું કહેવાય. નરને છાતીએ કાળો ડાઘ અને વધારે ઘેરો રંગ જોવામાં આવે છે. માથે તે રાખોડી હોય છે. જ્યારે માદા અને નરના પેટાળ ઉપર મેલો ધોળો રંગ હોય છે. તેનો કાળો ડાઘ ઉંમર પ્રમાણે ઘેરો કે આછો હોય છે. માદા પીળાશ પડતી કથ્થાઈ હોય છે.

માનવ સમાજ સાથે ચકલી એટલી બધી વણાઈ ગઈ છે કે ઘરમાં તેને આપણો ડર કદીય લાગતો નથી. બપોરા સમયે પોતે પસંદ કરેલા ઘાટા છોડ ઉપર તેની મોટી સંખ્યા ભેળી થાય છે. તેમાં ખાસ કરીને મેંદી નગોડ વગેરે છોડો તેના ખાસ પસંદગીના છે. આ સમયે ભૂખ્યા શીકરા કે બિલાડીઓ તેનો આહાર કરી લે છે. થોડો વખત એકાદ પંખીની ચીચીયારી સંભળાય એટલે સર્વ શાન્ત પડી જાય છે પણ વળી થોડી જ ક્ષણોમાં પાછા ચકચકાટ શરૂ કરી દે છે. બચ્ચાં માળા બહાર નીકળે ત્યારે કાગડા તેનો સારા પ્રમાણમાં નાશ કરે છે. ઘરમાં અરીસા આગળ નર માદા બંને પોતાના પ્રતિબિમ્બ સાથે તકરાર કર્યા જ કરે છે. કેટલીક નરો દ્વન્દ્વ યુદ્ધમાં એટલી જામી જાય છે કે ઉછળી ઉછળીને નીચે પડે છે.

આખા ભારતમાં તેની વસતી છે અને જ્યાં વસે છે ત્યાં કાયમી વસવાટ કરતી હોય છે. ઊભું વરસ તેની જોડી બચ્ચાં ઉછેરતી હોય છે. માત્ર બહુ વરસાદ કે સખત ઠંડીમાં તેના બચ્ચાં ખાસ જોવામાં આવતાં નથી. જ્યાં ઘરમાં કે ઘરની બહાર અનુકૂળ જગ્યા જડી જાય કે ત્યાં તે ઘાસ પીંછાં મૂળીઆ આકોલ રૂ વગેરેનો માળો બનાવી નાખે છે. તે ચારથી છ ધોળી ભોંય ઉપર રતાશ પડતા ડાઘાવાળા ઈંડાં મૂકે છે. તેનો આહાર બધા પ્રકારનો છે. પણ દાણા તેનો ખાસ ખોરાક છે. પણ બચ્ચાંને કરોળીઆ અને એવી બીજી જીવાત ઉપર મોટાં કરે છે. આથી કંઈક ઉપયોગી પંખી ગણાય છે.

ચકલીને અંગ્રેજીમાં The House Sparrow કહેવાય છે અને Passer Domesticus (Linn) એ એનું વિજ્ઞાનિક નામ છે.





એફ. પિટ્ટ ક્લાર્ક

# અવકાશી યુગનો આર્ષદૃષ્ટા

આકાશયાત્રા અને ચંદ્રની સફરને આજે વિજ્ઞાને શક્ય બનાવ્યાં છે, પણ એ કલ્પના એક શતક પૂર્વે જન્મેલા એક સાહિત્યકારે વાર્તાઓમાં રજૂ કરી ત્યારે એ કેવું અશક્ય લાગતું હતું ?—એની આ જીવનગાથા......

એ યુવાનનું નામ હતું બર્ટી વેલ્સ. ખૂણામાં આવેલી એક કાપડની દુકાનમાં મોજાં-ગંજીફરાક, રિબિનો અને કાપડની અનેક નાની મોટી વસ્તુઓનું વેચાણ કરતો હતો અને દાળિયું કાઢતો હતો. એ તેજસ્વી યુવાનને એમાં સંતોષ ન હતો પરંતુ મને કમને એ ભાવિ પર કાંઈક અદમ્ય મીટ માંડી દુકાનનું કામ કર્યે જતો હતો. બહુ લાંબો વખત એનું મન માન્યું નહીં. ખૂબ જ નિશ્ચયાત્મક મનોબળના પરિણામે તેણે હામ ભીડી અને એ ધંધાને તિલાંજલી આપી નવો માર્ગ લીધો—જે માર્ગ તેને વિશ્વના એક વિજ્ઞાની અને લેખકની કીર્તિ અપાવવાનું આહ્‌વાન કરતો હતો.

અજબગજબનો એ સાહસિક યુવાન ! એક વાર વ્યવસાયમાં રોકાયેલને વિદ્યાર્થીજીવન કેવું લાગે ! બર્ટી વેલ્સે વિદ્યાર્થીજીવન શરૂ કર્યું. ભૌતિકશાસ્ત્ર, ખગોળશાસ્ત્ર અને પ્રાણીશાસ્ત્ર એ ત્રણેનો તેણે અભ્યાસ કર્યો. તે વિજ્ઞાનનો સ્નાતક બન્યો.

દુકાનદારીમાંથી વિદ્યાર્થી તો બન્યો અને શિક્ષણ પણ લીધું ! પરંતુ ભાવિની ઈચ્છા કોણ જાણતું હતું ! બર્ટી માંદો પડ્યો. માંદગીમાંથી ઊઠતાં આરામનો સમય મળતો તેનો કેવો સદુપયોગ કરવો એની એને મૂંઝવણ હતી. તેમાંથી લખવું શરૂ કર્યું અને બર્ટી વેલ્સ લેખક બન્યો. આ જ લેખક તે પ્રખ્યાત એચ. જી. વેલ્સ.

સ. ૧૮૬૬માં ઈંગ્લેન્ડના અગ્નિભાગમાં કેન્ટમાં બ્રોમ્લી ખાતે એક વેપારીને ત્યાં એચ. જી. વેલ્સનો જન્મ થયો હતો. તેના પિતા વેપારી હતા પરંતુ તેમાંથી તેમનું દળદર ફીટ્યું ન હતું.

બર્ટી વેલ્સ આસ્તે આસ્તે મૌલિક અને દીર્ઘદૃષ્ટિવાળા લેખક તરીકે બહાર આવી રહ્યા હતા. સ. ૧૮૯૫માં તેમણે 'ધ ટાઈમ મશીન'—નામની એક તદ્દન કલ્પિત કહાણી લખી હતી જેમાં એક માણસ એવું યંત્ર બનાવે છે જે તેને ભાવિના ચક્રાવામાં ફેરવી દે છે. આ વાર્તાએ વિરાટ શક્તિ અને વિપુલ સમૃદ્ધ કલ્પના ધરાવતા લેખક તરીકેની ખ્યાતિ વેલ્સને બક્ષી. એ પછી તો અનેક વૈજ્ઞાનિક રોમાંચનાં પુસ્તકો જેને આપણે અત્યારે 'વૈજ્ઞાનિક નવલ' કહી શકીએ તેવાં સર્જનોનો પ્રવાહ એમની કલમમાંથી વહેવા માંડ્યો.

સ. ૧૮૯૮માં 'ધ વોર ઓફ ધ વર્લ્ડઝ'—નામના પુસ્તકમાં મંગળ ગ્રહ ઉપરનાં ભયંકર, હિંસક પ્રાણીઓએ દુનિયા ઉપર આક્રમણ કર્યું હોવાની ભવ્ય કલ્પના કરતી કથા આપી હતી. સ. ૧૯૦૧માં 'ધ ફર્સ્ટ મેન ઈન ધ મૂન' નામના પુસ્તકમાં બે માણસોએ ચંદ્રલોક ઉપર જઈને અકલ્પ્ય સાહસ કર્યાની કથા આપી હતી.

આજના અણુયુગમાં વિજ્ઞાનીઓ આગાહી કરી રહ્યા છે કે ચંદ્રલોક ઉપર માણસ પહોંચવાના દિવસો હવે ઝાઝા દૂર નથી ત્યારે વેલ્સના આ પુસ્તકની કથા લેખકની આર્ષદૃષ્ટિની ઝાંખી નથી કરાવતી ? વેલ્સની આ કથાના નાયકો છે કેવોર અને બેડ્‌ફોર્ડ. કેવોરે શોધેલ દુનિયામાં તે ઊતરી પડે છે અને ચંદ્રલોકમાં પરિભ્રમણ કરે છે. ઊભાં શિખરો, નદી-નાળાં અને વનસ્પતિવાળી આ વિચિત્ર ભૂમિમાં ભયાનક પ્રાણીઓ ઉપર 'ગ્રેન્ડ લ્યુનર'ને શાસન કરતા તેઓ જુએ છે. અલબત્ત, આ એક કાલ્પનિક કથા છે પરંતુ ૬૦ વર્ષ પહેલાં જ્યારે લોકોને, ચંદ્રલોકમાં જઈ શકવાની વ્યવહારુ શક્યતાની ખબર પણ ન હતી ત્યારે તે કેટલું કાલ્પનિક લાગ્યું હશે ?





ફલ્ટન ઑસ્લર

# કેમ્પમાં ચોર

ચોરી કે ઉશ્કેરાટ માણસમાંથી શી રીતે દૂર કરી શકાય તેનો માનસશાસ્ત્રીઓ જુદી જ રીતે ઉકેલ લાવે છે. શ્રી. **છોટાલાલ માનસિંગ કામદારે** ગુજરાતીમાં ઉતારેલી આ એવી જ એક બોધકથા છે જેમાં આવી માનસશાસ્ત્રીય છણાવટ પૂરેપૂરી છે......

આપણને કહેવામાં આવ્યું છે કે શાંતિસર્જકો સુખી હોય છે. પરંતુ જગતમાં શાંતિ શી રીતે સ્થાપી શકાય ? એક રીત તો એ છે કે અંટસ ન રાખવો. બીજી રીત તમારે કરવાની જરૂર હોય તેથી વધારે કરવું. આ કંઈક વિચિત્ર લાગે છે ને ? છતાં મનોવિજ્ઞાનશાસ્ત્રીઓ જાણે છે કે દયામાં ડહાપણ રહેલું છે. શરીર અને મનને તિરસ્કાર પ્રાણઘાતક ઔષધિ જેવો છે. જેથી શારીરિક અને માનસિક દર્દો ઉત્પન્ન થાય છે. મન કડવાશથી ભરપૂર રહે છે. આ વાત અક્ષરશઃ સત્ય છે કે, ક્રોધ, અદેખાઈ, ઈર્ષ્યા બધાં ઝેર કલલબિંદુ (અં. સેલ્સ) અને ઝીણી શિરાઓને બાળે છે, આંતરિક સ્રાવને ખલાસ કરે છે અને ઉત્તેજક વૃત્તિઓથી આપણી તંદુરસ્તી ગુમાવે છે. આથી જ જે માણસ નાના નાનાં અપમાનો ને મોટા અપરાધોને તાત્કાલિક માફી આપે તે જ સુખી છે. ઘણા માણસોને આવા નિયમોમાં માન્યતા ધરાવવાનું મુશ્કેલ લાગે છે કેમકે તેની સાદાઈ વિચિત્ર દેખાય છે. મને એડિરોન્ડેક કેમ્પના એ છોકરાઓનું સ્મરણ થાય છે.

એક છોકરાની માતાએ નિર્દોષ દારૂખાનાનું એક મોટું બંડલ તેને મોકલ્યું હતું. તેની પથારી નીચેથી તે ગૂમ થઈ ગયું. ૪ થી જુલાઈએ કેમ્પના એક સલાહકારે સ્ટેશનની પાછળ રેલવેના પાલક ઉપર એકલા એકલા દારૂખાનું ફોડતા બીજા છોકરાને જોયો.

કેમ્પના આગેવાને કહ્યું કે 'ચોરી ન કરવાનું તે છોકરાને શીખવવું જોઈશે.'

સંસ્થાની મુલાકાતે આવેલા મનોવિજ્ઞાનશાસ્ત્રીએ કહ્યું, 'તે તો તે જાણે છે. બીજા છોકરાને તેડાવો.'

તરત જ જે છોકરાનું દારૂખાનું ચોરાઈ ગયું હતું તે હાજર થયો.

મનોવિજ્ઞાનશાસ્ત્રીએ કહ્યું 'હેરોલ્ડ, તારી પાસે બીજું દારૂખાનું છે ?'

'હા, જી. મારી માતાને મેં ટેલિફોન કર્યો હતો અને તેણે બીજું બંડલ મોકલ્યું છે.'

'તો મારી તને સલાહ છે કે તે લઈને તું રેલવે સ્ટેશન પાછળ જા અને જો અને તું બન્ને ભેગા થઈને તે ફોડો.

હેરોલ્ડ થંભી ગયો. 'શા માટે ?'

'કારણ કે તમારી બેની વચ્ચે સલાહ કરવાનો તે રસ્તો છે—તારે દેખીતી ફરજના ઉપરવટ થવું. યત્ન કરી જો અને શું થાય છે તે જો.'

તે બાર વર્ષના બે બાળકો એકબીજાના હાથમાં હાથ નાખીને કેમ્પમાં આવ્યા. જે દારૂખાનું પોતે ચોરી લીધું હતું તેના પૈસા ગમે તે રીતે આપવાને તે કેવો આતુર હતો અને બીજાએ કેવી રીતે ખરેખર ના

---

આકાશી યુગના આર્ષદૃષ્ટા એચ. જી. વેલ્સ વિજ્ઞાનના પણ એક ગંભીર પ્રકારના લેખક હતા. તેઓ વિદ્વાન હતા અને હાસ્યકાર પણ હતા. ચરિત્ર નિરૂપણના પણ તે એક અચ્છા લેખક અને મહાન કથાકાર હતા. 'ધ આઉટ લાઈનિ ઑફ હિસ્ટરી' તેમનું એક કેળવણી વિષયક સુંદર પુસ્તક છે. એમના ભૂતકાળના જીવનની એ નાની કાપડની દુકાનના અનુભવોમાંથી તેમણે ઘણીવાર તેમના પુસ્તકો માટે પ્રેરણા મેળવી છે. 'ક્રિપ્સ' નામના પુસ્તકનું એ જ નામનું મુખ્ય પાત્ર, માનવ ચંદ્રલોક ઉપર પગલાં માંડશે તે પછી લાંબા વખત સુધી ચિરંજીવ રહેશે.





પાડી હતી તે આશ્ચર્યકારક હતું. તેઓએ વેરઝેર ભૂલી જવાનો અને શાંતિ સ્થાપવાનો રસ્તો શોધી કાઢ્યો હતો.

આ રીતે આપણે સ્વતંત્ર મનુષ્યો—નહિ કે ગુલામો—બનીએ છીએ અને આ રીતે આપણે મુશ્કેલીઓનું ખરું મહત્વ અથવા તો અયોગ્ય વર્તણૂકનું ખરું મહત્વ પણ શીખીએ છીએ તેથી આપણામાં જે શ્રેષ્ઠ ગુણો છે તે બહાર આવે છે.

લાંબા સમય પહેલાં બેડફર્ડ જેલમાં તેમજ બન્યું હતું. અંધારી ઓરડીના એક ખૂણામાં, પથ્થરના ભોંયતળીએ ઉંદરો દોડાદોડ કરે છે, ત્યાં ધ્રૂજતો એક કેદી ટૂંટિયા વાળીને પડ્યો છે. પડશાળથી ઘણે દૂર ઢસડાતા પગનો અવાજ આવે છે. એટલામાં સંત્રી સળિયામાંથી સુક્કી રોટીનો બીડો તથા પાણીના બે શીશા ધકેલે છે. એટલામાં એક ખૂબ વિચિત્ર બનાવ બને છે. કેદી ખોરાકને ઝૂંટવી લઈ દુકાળિયાની માફક તેના પર તૂટી પડે છે, આ ક્રિયા સંત્રી જ્યાંથી આવ્યો ત્યાં પાછા પહોંચતાં સુધી ચાલુ રહે છે. પછી કેદી રોટી નીચે નાખી દે છે અને શીશી પર બુચને બદલે લગાવેલ વાળેલ કાગળના વીંટા ઉપર નીચો નમે છે. તે કાગળને જમીન પર પાથરીને તેને બની શકે તેટલો સુંવાળો બનાવે છે અને પછી ધ્રૂજતે હાથે પીંછાની કલમથી લખવાનું શરૂ કરે છે. તે શું લખી રહ્યો છે? "......" અને જુઓ તેની સમક્ષ ભવ્ય મહેલ હતો તેનું નામ 'સુંદર' હતું અને તે જાહેર રસ્તાની બાજુએ આવેલ હતો ..મેં મારાં સ્વપ્નોમાં જોયું કે તેણે ઉતાવળ કરી અને તે આગળ વધ્યો, જેથી શક્ય હોય તો તેને ત્યાં રહેવાનું મળે...

તેથી જેલમાં જ જહોન બન્યનને માફી આપવાની હતી—અને પોતાની કરુણ દશાનો શ્રેષ્ઠ ઉપયોગ કરીને તેણે તેનું જગવિખ્યાત પુસ્તક 'પિલગ્રિમ્સ પ્રોગ્રેસ' લખ્યું.



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**માનવસર્જિત વસ્તતંતુઓ :** પદ્મકાન્ત ર. શાહ. પાનાં ૨૪૪. રૂ. ૮/—. **ભારતીય સંસ્કૃતિ :** ર. વ. દેસાઈ, સંક્ષેપકાર : કિશોરકાન્ત યાજ્ઞિક. પાનાં ૨૫૬. રૂ. ૩/—. —બન્નેના પ્રકા૦ પ્રાચ્ય વિદ્યા મંદિર, મ૦ સ૦ વિશ્વવિદ્યાલય, વડોદરા. **પ્રતીક :** પ્રિયકાન્ત મણિયાર. પાનાં ૪૨. રૂ ૧/૫૦. **માટીની ચાદર :** મોહમ્મદ માંકડ. પાનાં ૩૧૮. રૂ. ૭/—. —બન્નેના પ્રકા. સ્વાતિ પ્રકાશન, મુંબઈ ૭. **મૂરખ-રાજ :** ગાંધીજી. પાનાં ૬૧. પૈસા—/૭૫. **અંગ્રેજીનું શું કરીશું ? :** પ્રો. ઉદ્ધવ આસરાની. પાનાં ૪૧. પૈસા—/૬૦ —બન્નેના પ્રકા. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ ૧૪. **સ્વામી વિવેકાનંદની વાતો :** નિરંજનાબહેન કલાર્થી. પાનાં ૧૬૦. રૂ. ૧/૭૫. —ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ ૧૪. **અલકનંદા :** રજનીકાન્ત મહેતા. પાનાં ૫૨. રૂ. ૧/૫૦. —સુરાલય કિતાબમાલા, ભાવનગર.



**'ઊર્મિ-નવરચના'** અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.







મોજશોખ અને દેખાદેખી આજે વધારે ને વધારે સ્ત્રીઓમાં પ્રવેશ કરતાં જાય છે એ સમસ્યા ઠીક ઠીક વિચાર માગી લે તેવી છે. તેમાં પણ જ્યારે સ્વચ્છંદતા ભળે છે ત્યારે તો ખરેખર માઝા જ મૂકી દે છે. શું સ્ત્રી કે શું પુરુષ, મર્યાદા તો બધાંને હોવી જ જોઈએ. અને આ મર્યાદા જ્યારે નેવે મૂકી દેવામાં આવે છે ત્યારે પુરુષ કરતાં સ્ત્રી વધારે વગોવાય છે. પુરુષ બાહ્ય જીવન અને બાહ્ય સમાજ સાથે ઓતપ્રોત હોય છે, જ્યારે આપણી સ્ત્રીઓ હજુ ઘરની ચાર દિવાલોથી બહુ દૂર નથી નીકળી. પહેરવા–ઓઢવાથી માંડીને વર્તન–વિચારમાં પણ તેણે વિચારપૂર્વકની મર્યાદા કેળવવી રહી.

કોલેજમાં ભણતી યુવતીઓ, નોકરી કરતી સ્ત્રીઓ કે શાળાઓમાં ભણતી કિશોરીઓ—આ બધાંમાં જે આછકલાઈ, વિચારદારિદ્ર્ય અને પુરુષોને આકર્ષવાની, પુરુષો પોતાની પાછળ ઘેલા થઈને ભમે એવી જે વૃત્તિ આવી ગઈ છે એ ખરેખર આપણા સામાજિક પતનની મોટી નિશાની ગણાય. આ કેટલી હદે જઈને અટકશે એ તો કહી શકાય તેમ જ નથી.

આમાં કેટલાં બધાંનો ફાળો છે એ ગણાવી શકાય તેમ નથી. પણ સંસ્કારની દરિદ્રતા આજે જાણે ચોમેર વરતાઈ આવે છે. સાચા અને સારા સંસ્કારનું સીંચન એ ઉછરતી પેઢી માટે મોટી બક્ષિસ ગણાય. એ બક્ષિસની કિંમત લાખો રૂપિયાના વારસા કરતાંય ચડી જાય. પણ ભૌતિક દુનિયા પાછળ ભમતા આજનાં વડીલો બાળકોના સંસ્કારની ક્યારેય દરકાર નથી રાખતાં. અને તેનું બૂરું ફળ રોજેરોજ આપણે અનુભવીએ છીએ.

શ્રીમંતો એમનાં બાળકોના ઘડતર કે સંસ્કાર તરફ સૌથી વધુ બેદરકાર રહે છે. મધ્યમવર્ગ મોટેભાગે આજીવિકા મેળવવામાંથી બાળકો માટે સમય જ નથી મેળવી શકતો. શ્રમજીવી વર્ગને તો શ્રમ એ જ મોટા સંસ્કાર હોય તેમ બચપણથી શ્રમનું મહત્વ બાળકમાં ઠોકી બેસાડવામાં આવે છે.

એટલે જ આજે કેટલીય મધ્યમવર્ગીય અને શ્રીમંતાઈની છોળોમાં ઉછરેલી યુવતીઓ જીવતરમાં આફૂંટાઈ જાય છે અને ક્ષણિક આનંદમાં રાચવા લાગી જાય છે. એમાંથી એમને કોઈ ઉગારી શકતું નથી. ખૂબ ઠોકરો ખાઈને, પૂરેપૂરી ખાનાખરાબી વહોરી લઈને જ્યારે ઠેકાણે પડે છે ત્યારે ઘણું મોડું થઈ ગયું હોય છે. મોડું મોડું લાધેલું એ જ્ઞાન શરીર અને મનને હજમ પણ થતું નથી એવાં નંખાયેલાં શરીર અને મન એ વખતે એનાં બની જાય છે. એ થાકેલા તન–મનને પણ જ્યારે સાચું માર્ગદર્શન મળે છે, જ્યારે સાચી હૂંફ મળે છે ત્યારે નવપલ્લવિત થઈ જાય છે. પણ આવું માનસપરિવર્તન બહુ ઓછી વ્યક્તિઓ અનુભવે છે. જે અનુભવે છે તે પૂરેપૂરી સજાગ હોય છે. બાકીનાં તો બધાં ઊંધે રસ્તે જ દોરવાતાં હોય છે.

## ધડમૂળનો ફેરફાર

તે દિવસે પહેલીવાર જ્યારે આણલ મને મળી ત્યારે એના હાવભાવ અને વર્તણુંક કોઈને પણ વિચારમાં મૂકી દે તેવાં હતાં એ ખૂબ ભપકાબંધ હતી. બોલવામાં કંઈક વધુપડતી કૃત્રિમતા અને એના શરીરનું જલદી નજરે ચડે એવું હલનચલન પહેલી નજરે કોઈની ઉપર સારી છાપ તો ન જ પાડી શકે. મને પણ એવી જ છાપ પડી. આવીને થોડીક એની વેદના–વાતો પછી એ બોલેલી :

'મારે નોકરી કરવી છે. ક્યાંય હોય તો બતાવો.' —આ કહેતી વખતે એનામાં ખુમારી કરતાંય વધારે તો બેપરવાઈ હતી. આર્થિક મુશ્કેલીમાં આવી પડેલી કોઈ પણ બહેન આટલી હદે બેપરવાઈ દાખવી શકે એવું મારા માનવામાં જ નહોતું આવ્યું. પણ મેં ધીમે રહીને આણલને કહ્યું : 'અત્યારે તો કોઈ જગ્યા નથી. પણ તપાસ કરીને પછી તમને જણાવીશ.'

જ્યારે જ્યારે પછી મને આણલ મળતી ત્યારે દરરોજ કંઈક જુદી જ વાત ઉચ્ચારતી. ક્યારેક કહે કે હું ભણું છું તો ક્યારેક કહે કે હું ફલાણા શેઠની અંગત મંત્રી તરીકે જોડાઈ છું. ક્યારેક રસ્તામાં ભપકાબંધ મળી જાય ત્યારે પૂછું તો કહે મારા એક સંબંધી સાથે 'પિક્ચર'માં જાઉં છું.

આમ આણલ તેનું પોત પ્રકાશવામાં એક પછી એક આંચકા મને આપતી જ ગઈ. આવી યુવતીઓ જોઈને કોઈને પણ સહેજે આંચકો લાગે. પણ આણલનું બહુરૂપી સ્વરૂપ જ મને જાણે જચતું નહોતું.

ઘણા વખત પછી આણલ મારે ત્યાં ફરી પાછી એક દિવસ આવી. એનું બાહ્ય પરિવર્તન જોતા જ હું ફરી ચોંકી ઊઠી. વળી પાછું કંઈક નવું જ સાંભળવાનું છે એવી તૈયારી સાથે હું તેની સામે બેઠી. બોલવા–ચાલવામાં જે કૃત્રિમતા આજ સુધી હું જોતી આવી હતી એમાં કશો ફેર ન જણાયો. છતાં એના વેશ-પરિવર્તનથી સાદગીના જે અંશ તેના પર હોવા જોઈએ તે લાવવા જાણે તે કોશિષ કરી રહી હતી.

'બહેન, આજે તો તમારી પાસે માફી માગવા આવી છું.'

'તેં કયો મારો ગુનો કર્યો છે એની મને ખબર નથી ત્યાં માફી કેવી રીતે આપું?' કહેતાં મેં તેના આ પરિવર્તન વિષે ઈશારાથી પૂછ્યું.

'એ માટે જ માફી માગવા આવી છું. મારું વર્તન અને મેં તમારી આજ સુધી કરેલી બનાવટ માટે મને ખૂબ પસ્તાવો થાય છે. દંભી જીવનથી થાકી–કંટાળીને હવે હું સ્થિર થવા કોશિષ કરી રહી છું. કેટલાય ખત્તા ખાધા પછી મારી આંખ જાણે ઊઘડી ગઈ છે અને તે માટે પ્રથમ નિમિત્ત તમને ગણું છું એટલે જ તમારી માફી માગી લઉં.'

'મારે માફ કરવાનું કશું છે નહિ, છતાં તને એવું લાગતું જ હોય કે મારો પણ તેં ગુનો કર્યો છે તો એ માટે મારે તને માફી આપવી જ જોઈએ. પણ માંડીને તારી વાત તો કર.'

આણલમાં પહેલી જ વાર મેં સહજતા જોઈ અને એની વાત ઉપર પહેલી જ વાર મને ભરોસો રાખવાનું મન થયું. એ બોલતી હતી :

'બહેન, મેં ખોટા મોજશોખ અને ક્ષણિક આનંદ મેળવવા માટે જે હવાતિયાં માર્યાં એનાથી ન તો હું કશી શાંતિ મેળવી શકી કે ન મને સંતોષ મળ્યો. છેલ્લા છ માસથી મારા જીવનમાં નહિ અનુભવેલી શાંતિ મળી છે. મારા જીવનસાથી તરીકે મને જે યુવક સાંપડ્યો છે તેણે મારામાં ગજબનું પરિવર્તન આણ્યું છે. હવે મને લાગે છે કે મારું જીવતર એળે નથી ગયું. હું જીવી રહી છું એવો પણ હવે જ મને અનુભવ થાય છે. અત્યાર સુધી હું જીવતી હતી પણ પહેરવા ઓઢવા અને મહાલવા ખાતર. હવે એ બધું ગૌણ બની ગયું છે. હું બાળઉછેરના એક કેન્દ્રમાં કામ માટે પણ જોડાઈ છું. મને ખૂબ મજા પડે છે. બસ આટલું કહેવા માટે જ તમારી પાસે આવી છું.'

આણલના આ બદલાયેલા માનસથી મને ખુશી ઉપજી.

## બાળકની વિકાસકથા

પહેલી વાર જ્યારે નાનકડો જીમ એની માતા કેથેરાઈન સાથે મારે ત્યાં આવેલો ત્યારથી જ એનામાં મેં સદ્‌ગુણના ઊંડા અંશ જોયેલા. કેથેરાઈન મારી બહેનપણી હતી. તેના વડવાઓએ ખ્રિસ્તી ધર્મ સ્વીકારેલો એટલે એનો ધર્મ ખ્રિસ્તી હતો. પણ મને ક્યારેય લાગ્યું નથી કે કેથેરાઈનનો જુદો ધર્મ મને ક્યારેય જુદો લાગ્યો હોય.

કેથેરાઈન એના પતિ અને નાનકડા જીમને લઈને એકાએક દૂર દૂર ઉત્તર સરહદના પહાડી પ્રદેશમાં ચાલી ગઈ. એના પતિને સારી જગ્યાએ બઢતી મળી એટલે કેથેરાઈનને પણ જવું પડ્યું. ખ્રિસ્તી દેવળમાં અને એક સારી શાળામાં તેના પતિ મુખ્ય હોદ્દો સંભાળવા જઈ રહ્યા હતા. એ પહાડી પ્રદેશમાંથી કોઈ કોઈ વાર કેથેરાઈનના પત્રો આવતા. એ પત્રો વાંચીને મને ખૂબ આનંદ થતો. એના જીમની પ્રગતિ અને પોતાની કાર્યરત જિંદગીનો હેવાલ વાંચવામાં મને ખૂબ મજા પડતી.

એ વાતને આજે દશ વર્ષ થઈ ગયાં છે. અઢી ત્રણ વર્ષનો નાનકડો જીમ ખાસ્સો કિશોર થઈ ગયો છે. પહાડી પ્રદેશની આબોહવાએ તેનામાં ખડતલતા અને શારીરિક વિકાસના છુટ્ટા દોર સાથે સાથે માનસિક પ્રગતિના વાતાવરણથી એની પ્રગતિ વધુ વિકસી છે. કેથેરાઈનના કેટલાય વખતના આગ્રહથી હું એને ઘેર, એના પહાડી પ્રદેશમાં થોડાક દિવસની રજાઓ ગાળવા ગઈ હતી અને તેના પત્રો કરતાંય વધુ સંતોષ મને ત્યાં જઈને થયો.

જીમ પાછળ લીધેલી જહેમત જોઈને હું તો છક જ થઈ ગઈ. બાર-તેર વર્ષના એ કિશોરમાં વિનય, વિવેક, ધગશ અને શારીરિક શ્રમની જે ભાવનાનું સિંચન થયેલું મેં જોયું તે ખરેખર મને ગમી ગયું. જીમને મેં સાચી શાબાશી તો આપી જ, એથીય વધુ કેથેરાઈનને પણ આપી.

બાળકના ઉછેરમાં માતા કેટલો મુખ્ય અને મહત્ત્વનો ફાળો આપે છે એ આપણે વાંચીએ કે માનીએ છીએ. પણ એનું સાતત્ય આપણે નજરે નિહાળીએ છીએ ત્યારે એની વધારેમાં વધારે પ્રતીતિ થઈ શકે. કેથેરાઈને મને એનો અનુભવ કરાવવા જ જાણે એ પ્રદેશમાં નિમંત્રી હોય એવી ધન્યતા મેં અનુભવી.

જીમ પાછળ લીધેલી જહેમતનો મને સાચો ખ્યાલ તો કેથેરાઈનની તેર વર્ષની કડીબદ્ધ ડાયરીઓ વાંચીને આવ્યો. જીમના જન્મ પહેલાં શરૂ કરેલી એ ડાયરીઓમાં માતાએ બાળક માટે શું શું કરવું જોઈએ, શું શું જહેમત ઉઠાવવી જોઈએ, કેટલું કેટલું ધ્યાન આપવું જોઈએ, કઈ કઈ કાળજી લેવી જોઈએ વગેરે પ્રશ્નો એવી સરળતાથી છણવામાં આવ્યા હતા કે એ ડાયરીઓ મારા માટે એક નવું જ માર્ગદર્શન બની રહી.

જીમની વિકાસકથા જેવી કથા આપણી પ્રત્યેક માતાઓ આલેખે તો તેમના બાળક સાથે તેમનો પણ સાચો વિકાસ થઈ શકે એવું લાગે છે.

## ઉમંગની વાતો

સરખી સહિયરોનો તે દિવસે જામેલો મેળો એવા જુદા જુદા વાડાઓમાં વહેંચાઈ ગયો હતો કે જાણે નાની નાની મંડળીઓ. જાણે કોઈ દુઃખ જેવું નામ-નિશાન જ ન હોય. બધી સહિયરો તેમનાં દુઃખની વાતોને બદલે ઉત્સાહની, ઉમંગની, આશાઓની અને પ્રગતિની જ વાતો કરતી હતી. બધું દુઃખ આવા ઉત્સવો વખતે જાણે ભુલાઈ જવાય છે. આપણા જીવનમાં ઉલ્લાસ પ્રેરતા આવા ઉત્સવો જરૂરી પણ છે.

સહિયરોનું એક નાનકડું ઝૂમખું વાતો કરતું સંભળાય એટલે મોટેથી બોલતું હતું.

પહેલી : આજે જાણે મને એટલો બધો ઉત્સાહ અનુભવવા મળે છે કે જિંદગીનો લહાવો હવે જ લેવાનું મન થાય છે.

બીજી : તું તો ખરી છે. આજે ચાલીસ વરસ પછી તને જીવવાની મઝા અનુભવવા મળે છે એ વાત વિચારવા ને ધડો લેવા જેવી ગણાય.

ત્રીજી : Life begins at forty.

ચોથી : અહીં નહિ, પશ્ચિમના દેશોમાં.

પહેલી : આપણે ચાલીસ વરસ પછી જીવનનો તરવરાટ અનુભવીએ એમાં પશ્ચિમ શું કે પૂર્વ શું, જીવનની ખેલદિલીની જરૂર છે. જીવતાં આપણને આવડે તો ગમે તેવા કડવા ઘૂંટડા આપણને કડવાશ ન બતાવે.

બીજી : તારા જીવનમાંથી તો કેટલાં બધાં પ્રેરણા પામી ચૂક્યાં છે ! તું જો આટલે વરસે તમાચો મારીને ગાલ લાલ ન રાખે તો એ બધાંનું શું ?

ત્રીજી : આમાં તમાચો મારવાની વાત ક્યાં આવી; એ તો એનો ઉત્સાહ જ કહી આપે છે.

ચોથી : આપણે પશ્ચિમને ધ્યાનમાં રાખીને જ બધું કર્યા કરીશું તો તો પાર જ ક્યાંથી આવવાનો ! થોડુંક આપણું પણ આપણે પશ્ચિમને આપવા ઇચ્છીએ તો કંઈ ખોટું નથી. તારામાં એવું ઘણું છે.

પહેલી : આપણા બધાંમાં છે. મારા એકલીમાં શું કામ ? તમે પણ એવી મનમાં ગાંઠ વાળી રાખો ને !









# સર્જનની રાહે



**ચમત્કાર કે સદાચાર ? :**

[ લે૦ રણછોડજી પરાગજી મહેતા. પ્રકા૦ ગુજરાત પુસ્તકાલય સ૦ સ૦ મંડળ લિ૦, વડોદરા. મૂલ્ય રૂ. ૨/૨૫. ]

બૌદ્ધ ધર્મનું વિશાળ સાહિત્ય છે. તેનાથી આપણે ખૂબ નહિ તોય થોડા થોડા પરિચિત છીએ જ. એ સાહિત્યમાં વેરાયેલું બોધકથાનું સાહિત્ય સર્વકાળે ઉપયોગી થઈ પડે તેવું છે. એમાંથી એકસો પંદર નાનકડી કથાઓને આ સંગ્રહમાં સંઘરવામાં આવી છે. આપણા કિશોરો તેમ જ નવું વાંચતા શીખેલા પ્રૌઢો માટે આ બધી કથાઓ સુંદર વાંચન પૂરું પાડે છે. આપણી નવી પેઢીમાં શીલ અને સંસ્કારનું સીંચન કરતી આ કથાઓ નવી જ સામગ્રી પૂરી પાડશે એમાં શંકા નથી.

**પ્રવેશકો ગુચ્છ બીજો :**

[ લે. બલવંતરાય ક. ઠાકોર. પ્ર. મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. મૂલ્ય રૂ. ૨/૪૦ ]

શ્રી બલવંતરાય ઠાકોરે લખેલા પ્રવેશકોનો પહેલો ગુચ્છ વડોદરાના મ. સ. વિશ્વવિદ્યાલયે પ્રગટ કર્યા પછી બાકી રહેલા પ્રવેશકો આ બીજા ગુચ્છમાં સમાવી લેવામાં આવ્યા છે. લલિત વાઙ્મય વિષેનો શ્રી ઠાકોરનો અભ્યાસ તો સર્વવિદ છે. પણ એ સિવાયનું સાહિત્ય પણ તેમના અભ્યાસુ માનસે કેવું સાધ્ય કર્યું હતું તેનો પરિચય આ પુસ્તકના સાત અભ્યાસુ પ્રવેશકો ઉપરથી થશે.

'શ્રી આનંદ કાવ્ય મહોદધિ, મૌક્તિક આઠમું,' 'કાઠિયાવાડનું કંઠસ્થ સાહિત્ય,' 'સાક્ષર જીવન,' 'ઇંગ્રેજ લોકોનો સંક્ષિપ્ત ઇતિહાસ,' 'કાન્તમાલા,' 'હિન્દી ભાષા પર ઊડતી નજર' અને 'શ્રી કિસનસિંહજી ચાવડા કૃત કબીર સંપ્રદાય' એ સાત પ્રવેશકોનો સમાવેશ કરતું આ પુસ્તક સાહિત્યના વિદ્યાર્થીને અને અભ્યાસીને સર્વ રીતે ઉપયોગી થઈ પડશે એમાં શંકા નથી.

પંડિત યુગ એ ગુજરાતી સાહિત્યનો અભ્યાસ યુગ પણ કહેવાય. અત્યારની છીછરી મનોદશા અને વિચારોની અપરિપક્વતા જોઈને આપણને થાય કે આ બધું આપણી વિચાર–દરિદ્રતાને લઈને જ છે. વિચારો અને અભ્યાસમાંથી ઊંડાણ ચાલ્યું ગયું છે. એવે વખતે આપણા એક પીઢ સાક્ષરની કૃતિ ગુજરાતી સાહિત્યમાં ઉમેરાય તે સર્વથા ઉચિત છે.

પહેલા ગુચ્છના ચાહકો અને સાહિત્યના અભ્યાસીઓ આ બીજા ગુચ્છના પ્રવેશકો પણ એટલી જ આસાનીથી આવકારશે એમાં શંકા નથી. શ્રી બલવંતરાય ઠાકોરની વિદ્વત્તા અને વિવેકપુરઃસરતા માટે બે મત નથી એટલે એમના સાહિત્યની પણ ગુણવત્તા રહેવાની જ. આ પુસ્તક એક એવો મહત્ત્વનો ઉમેરો ગુજરાતી સાહિત્યમાં કરે છે.

**કૈલાસ :**

[ લે. સ્વામી પ્રણવતીર્થજી પ્રકા. પ્રાચ્ય વિદ્યા મંદિર, મ. સ. યુનિવર્સિટી, વડોદરા. મૂલ્ય રૂ. ૧૦/—. ]

હિમાલય ભારતની ઉત્તરે એક એવો દુર્ગમ્ય પર્વત છે કે એ પર્વતનો મહિમા વધારવા માટે જ ત્યાં કુદરત ભરપટ્ટે વિસ્તરી છે. નિસર્ગનાં રમ્ય અને ભક્તિરસને તરબોળ કરી દે એવાં કેટલાંય સ્થળો આ વિશાળકાય પર્વતની સાચી શોભા છે. એ શોભાને એક યા બીજે કારણે દરેક યુગમાં મહત્ત્વ

મળ્યું છે તેનું કારણ એ છે કે ત્યાં માનવીનો પ્રવાહ ઊમટી શકતો નથી.

હિમાલયને ઓળંગીને આવેલા તિબેટમાં આવું જ રમણીય સ્થળ એટલે કૈલાસ. ભગવાન શંકરનો એ વાસ કહ્યો છે એટલે એનું ધાર્મિક મહત્ત્વ અનેક ગણું છે. કૈલાસ અને માનસરોવર એ બે જોડાજોડ આવેલાં વિશાળ સરોવરો સમુદ્રની સપાટીથી એટલી મોટી ઊંચાઈએ આવેલાં છે તેની સાબિતી તો એ પાણીનો શિયાળામાં થીજીને બરફ થઈ જાય છે એ જ છે. ત્યાં જવાના આકરા રસ્તાઓ ખડતલ માણસોની પણ ઠીક ઠીક કસોટી કરી લે છે. છતાં માણસમાં રહેલી આસ્થા તેનામાં અજબ હિંમત પ્રેરે છે. એવી જ હિંમત આ સવાચારસો પાનામાં વેરાયેલ વર્ણન લખનાર લેખકમાં છે એ તો નિર્વિવાદ છે.

ચીની આક્રમણને કારણે આજે તો તિબેટનો માર્ગ ભારતીઓ માટે બંધ થઈ ગયો છે એટલે પુરાણ પ્રસિદ્ધ કૈલાસની યાત્રા હાલતુરત તો શક્ય નથી. પણ આજથી દસ વર્ષ ઉપર સ્વામી પ્રવણતીર્થજીએ હિમાલય ખૂંદીને પગપાળા કૈલાસની જે યાત્રા કરી તેની તેમની નિત્યનોંધનું આ ખૂબ જ રસપ્રદ બનેલા પ્રવાસવર્ણનનું પુસ્તક આપણા પ્રવાસ સાહિત્યમાં એક અદનો ઉમેરો કરે છે. સ્વામી પ્રવણતીર્થજી પ્રવાસના શોખીન છે એ તો આ અગાઉનાં તેમનાં પ્રવાસ–પુસ્તકો કહી જાય છે. આ ગ્રંથ પણ એટલો જ મહત્ત્વનો આ કારણે બન્યો છે. ચીની આક્રમણનો ભોગ તિબેટ ન બન્યું હોત અને ભારતનું મિત્ર ચીન રહ્યું હોત તો કૈલાસ જવા માટે યાત્રીઓને અને પ્રવાસશોખીનોને ખૂબ જ માહિતીસભર ભોમિયા જેવું આ પુસ્તક બની શકે તેવું છે. હિમાલયના જેવું જ કૈલાસનું આકર્ષણ જેમ ભાવિકોને તેમ નિસર્ગ રસિકોને પણ હોય જ.

વડોદરાની મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીના પ્રાચ્ય વિદ્યા મન્દિરે તેનાં ઉપયોગી પ્રકાશનોમાં આ એક સર્વાંગ સુંદર પુસ્તકનો ઉમેરો કર્યો છે અને તેના લેખકના અધિકારને આ ઉપયોગી પ્રકાશનથી વધુ મહત્ત્વના બનાવ્યા છે એ નિર્વિવાદ છે.

**શ્રીકૈલાસ દર્શન :**

[ લે૦ પ્રકા૦ નરભેરામ સદાવ્રતી, ૧૮ ભગતબાગ, અમદાવાદ ૭. મૂલ્ય રૂ. ૫/— ]

હિમાલયના આકર્ષણને વધુ સોહામણું બનાવે તેવું આ બીજું પુસ્તક કૈલાસ નામના સામ્યને કારણે ગોટાળો ઊભો કરે તેવું છે. પણ જાણકારો કૈલાસ અને 'શ્રી કૈલાસ'ને જુદાં તારવી શકે એવી સ્પષ્ટતા તેના લેખકે જ કરી છે.

ચીની આક્રમણને કારણે તિબેટમાં આવેલા કૈલાસની મુલાકાત દુર્લભ બની છે. જ્યારે હિમાલયમાં જ ભારતની સરહદમાં ગંગોત્રી પાસે આવેલું બાવીસ હજાર ફૂટની ઊંચાઈનું શ્રીકૈલાસ શિખર પ્રવાસીઓને આકર્ષે તેવું છે. કૈલાસની જેમ તેનું ધાર્મિક મહત્ત્વ નથી. પણ પર્વતારોહકો માટે એક નવી જ કેડી સર કરવાની આ શિખર દિશા બતાવે છે.

ગયે વરસે અમદાવાદની પરિભ્રમણ સંસ્થાએ યોજેલા શ્રી કૈલાસના આરોહણની ટુકડીમાં પુસ્તકના લેખક પણ હતા. તેમણે એ વખતે રોજેરોજનો તેમનો પ્રવાસ 'જન્મભૂમિ' દૈનિક માટે લખી મોકલેલો તેને આ પુસ્તકમાં ગ્રંથબદ્ધ કરવામાં આવ્યો છે. ભારત-ખ્યાત જાણીતા તસ્વીરકાર શ્રી ભારદ્વાજ પણ આ પ્રવાસમાં સાથે હતા એટલે કેટલીક કલાત્મક છબીઓ પણ આ વર્ણનનો આબેહૂબ ખ્યાલ આવે એ માટે આ પુસ્તકમાં મૂકી છે જે તેનું અનેકગણું મહત્ત્વ વધારે છે.

વ્યાપારક્ષેત્રે જ સાહસિક ગણાતા ગુજરાતીઓ જ્યારે શ્રીકૈલાસના આરોહણ માટે ત્યાં પહોંચ્યા ત્યારે ભારતનું ગૌરવ ગણાયું. તેમાંય અઢાર વરસની ગુજરાતી યુવતીઓ પણ આ ટુકડીમાં હતી એ ગુજરાત માટે મોટા ગૌરવની વાત ગણાય. ગુજરાતના ગૌરવની આ ગાથા એક પત્રકારને હાથે આલેખાયેલી છે એ જ આખા પુસ્તકની મહત્તા પૂરવાર કરે છે. પ્રવાસ–શોખીનોને માટે આ પુસ્તક સાચી દિશા સૂઝાડશે જ.

**વીંખાયેલી વણઝાર :**

[ લે. હર્ષદ શેઠ. પ્રકા. આર. આર. શેઠની કંપની, મુંબઈ ૨. મૂલ્ય રૂ. ૩/૫૦.]

સાહસકથાનું સાહિત્ય આજકાલ અનેકગણું વધી રહ્યું છે તેમાં નવો ઉમેરો કરતું પુસ્તક 'વીંખાયેલી વણઝાર' એક એવા પ્રદેશમાં થતાં સાહસો વર્ણવે છે કે જે પ્રદેશ આજ સુધી અંધારિયા ખંડ તરીકે ઓળખાતો. આફ્રિકાની ભૂમિ પર થતાં સાહસોની આ પ્રેરક ગાથા છે. આ ગાથાને બને તેટલી રસપ્રદ બનાવવાનો તેના લેખકે પ્રયાસ કરેલો વરતાઈ આવે છે. લેખકની આ પહેલી જ કથા છે એટલે તેમાં રહેલી કચાશ મઠારવામાં આવી હોત તો ઠીક થાત એવું પહેલા વાચને જ લાગે છે. આપણી ઉછરતી પેઢીને અપાતા સાહિત્યને બરોબર ચકાસવું જોઈએ એવું પ્રકાશકો માને અને તેનો અમલ કરે એ આજના તબક્કે ખૂબ જરૂરી છે.

છતાંય કિશોરોમાં સાહસની સાચી ભાવના પ્રેરે એ સદ્દહેતુને પાર પાડવામાં આ સાહસકથા તેની પોતાની રીતે ભાગ ભજવશે જ એમાં શંકા નથી.

**ગીતા અને કુરાન :**

[ લે. પંડિત સુંદરલાલ. અનુ. ગોકુળભાઈ દૌ. ભટ્ટ. પ્રકા. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ ૧૪. મૂલ્ય રૂ. ૩/—. ]

હિંદુ ધર્મનો પાયો જેમ ગીતા ઉપર રચાયો છે તેમ ઇસ્લામ માટે કુરાન ગણાય. પણ કુરાન અને ગીતામાં જે જે સામ્ય અને ગુણદર્શન થઈ શકે તે કરવા માટે પંડિત સુંદરલાલ જેવા વિદ્વાને કરેલો પ્રયત્ન આ પુસ્તકને મહત્ત્વનું બનાવે છે. સર્વધર્મ સમન્વયની ભાવનાને મૂર્ત કરવામાં સાચું સ્વરૂપ આપવામાં એટલે જ આ પુસ્તક સાચો ફાળો આપે છે તેમ કહી શકાય.

ગીતાનો ધર્મ, ગીતાનો સાર અને ગીતા વિષે તલસ્પર્શી ચર્ચા કર્યા પછી કુરાન અને તેનો ઉપદેશ તેમ જ કુરાન વિષે ખૂબ જ અભ્યાસુ છણાવટ કરવામાં વિદ્વાન લેખકે ઠીક ઠીક જહેમત ઉઠાવી છે. કુરાનમાં આવતા કેટલાક ચર્ચાસ્પદ મુદ્દાઓને પણ ઝીણવટથી ચર્ચવામાં પંડિતજીએ ખરેખર તેમની વિદ્વત્તા દાખવી છે.

આપણા ધર્મોનું આંધળું અનુકરણ કરવામાંથી બચી જવાય એ માટે પણ આવાં તટસ્થ વિચારસરણીવાળાં પુસ્તકોની જરૂર છે. ભારતીય સંસ્કૃતિના એક સાચા અભ્યાસુએ લખેલા આ પુસ્તકની મૂલ્યવત્તા આ રીતે પણ અનેકગણી ગણાવી જોઈએ. ગુજરાતીમાં આ બહુમૂલ્ય પુસ્તકનું પ્રકાશન કરવા માટે નવજીવન કાર્યાલયને અભિનંદન આપવાં જોઈએ.

**જ્ઞાનદેવ ચિંતનિકા :**

[ લે. વિનોબા ભાવે. અનુ. હરિશ્ચન્દ્ર. પ્રકા. યજ્ઞ પ્રકાશન, હુઝરાતપાગા, વડોદરા ૧. મૂલ્ય રૂ. ૧/૨૫. ]

સંત જ્ઞાનેશ્વર મહારાષ્ટ્રના એક એવા સર્વમાન્ય સંત થઈ ગયા છે કે એમનું ભક્તિપ્રધાન સાહિત્ય આજે પણ એટલું જ જાણીતું છે. જ્ઞાનેશ્વરી ગીતાએ તો ગુજરાતના ધર્મપ્રિય જનોમાં એક એવી ઊંડી છાપ પાડી છે કે મહારાષ્ટ્રના એ સંતજન ગુજરાતને પૂરેપૂરા માહિતગાર છે. એ જ્ઞાનેશ્વરનાં મરાઠી ભજનો શ્રી વિનોબા ભાવેએ વીણીને સંગ્રહરૂપે મૂકેલો તે બધાં ભજનોનું પણ સરળ ભાષ્ય કરવામાં જે સમતુલા વિનોબાએ જાળવેલી તેનો જ આ પુસ્તકમાં ગુજરાતી અનુવાદ આપવામાં આવ્યો છે.

આજે જ્યારે માનવ માનવ વચ્ચે વેરઝેર અને અનેક પ્રકારના વિખવાદો સર્જાતા રહ્યા છે ત્યારે માનવધર્મને સાચી રીતે સમજાવતું આ પુસ્તક આપણા સાહિત્યમાં, આપણા વિચારક વર્ગમાં આગવું અને મહત્ત્વનું સ્થાન મેળવી લેશે એ વિષે શંકા નથી. યજ્ઞ પ્રકાશને કરેલું આ પ્રકાશન સમયસરનું પણ ગણાય.

*

દર વરસે દિવાળી અંકોમાં
વાચકો–વિવેચકોની દૃષ્ટિએ આગલી હરોળમાં
સ્થાન પામતો દિવાળી અંક એટલે







પાંત્રીસ વર્ષથી ગુજરાતી-ભાષી જનતામાં મહત્ત્વનું સ્થાન પામેલું આ શિષ્ટ માસિક આ વખતે પણ નવા નોખા સ્વરૂપે દિવાળી ટાંકણે તૈયાર થઈને ઊભું રહેવા સજાવટ કરી રહ્યું છે.

તંત્રી : [illegible]
સંપાદક : [illegible]

ફાલદાર દિવાળી અંક છૂટક કિંમતે મેળવવો મોંઘો પડે એ સમજાય તેવી વાત છે. એટલે આ અમૂલ્ય ગ્રંથ જેવો સાચવી રાખવા જેવો અંક મેળવવા વાર્ષિક ગ્રાહક બની જવું એ જ સાચો ઉકેલ છે. આપ ગ્રાહક હો તો આપનાં સંબંધીઓને [illegible] માટે વિનવો. ઑક્ટોબરથી નવા ગ્રાહક થનારને પણ આ વર્ષનો દિવાળી અંક મળશે.

**વાર્ષિક લવાજમ : રૂ. ૭/૫૦–વિદેશમાં શિ. ૧૫**

☆

જાહેરખબરના ભાવતાલ અને જગ્યા અગાઉથી નક્કી કરાવી લેવા માટેનું, લવાજમ મોકલવા તેમ જ બીજી બધી માહિતી માટેનું સરનામું :—

[illegible]

ભારતી સાહિત્ય સંઘ પ્રાયવેટ લિમિટેડ · ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ · ગાંધીરોડ · અમદાવાદ,

મુદ્રક · દીપક પ્રિન્ટરી · અમદાવાદ

